# અમદાવાદને આંગણે રજુ થઈ ચૂક્યું છે!



સૌરાષ્ટ્રમાં સફળતાનો
નવો ઈતિહાસ આલેખીને
ગુજરાતનાં શહેરોને
સર કરવા આવે છે!

*

દશ્યે દશ્યમાં
નવું દર્શન છે
ગીતે ગીતમાં
નવું ગુંજન છે
આંખ અને
અંતરને ઠારે
એવું ઉજળું
ચિત્ર



શ્રી સૌરાષ્ટ્ર પ્રોડક્શન્સનું સળંગ વિનોદી સર્જન

# વારસદાર

| નિર્માતા | દિગ્દર્શક | ગીત–સંગીત | કથાનક |
|---|---|---|---|
| લક્ષ્મીચંદ વી. શાહ | મગનલાલ ઠક્કર | અવિનાશ વ્યાસ | દાસુ સાંગાણી |

મુખ્ય ભૂમિકા.

* નલિની જયવંત * હરસુખ ટીકાણી * કુસુમ ઠાકર
* ભગવાનદાસ * સગુણા * કમલેશ ઠાકર
* બકુલેશ પંડિત વગેરે કલાકારો.

અમદાવાદમાં તા. ૨૫ મી ફેબ્રુ થી શરૂ છે:

## સિનેમા-ડી-ફ્રાન્સ

વડોદરા અને સુરતમાં હુરતમાં જ રજૂ થશે!

બુકીંગ માટે
**અજ્ઞાત પિક્ચર્સ**
વિઠ્ઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪

છેલ્લાં ૪૦ વર્ષનો અપ્રાપ્ય ગ્રંથ ઘણી સસ્તી કિંમતે

# સુશ્રુત આયુર્વેદ

## (ગુજરાતી સરળ અર્થ સાથે)

(બે ગ્રંથમાં : પૃષ્ઠ ૧૩૬૮ ; મૂલ્ય રૂા. ૧૫)

આયુર્વેદિક સરજરી (વાઢકાપ)નો મહાન ગ્રંથ, જેમાં આધુનિક વૈદકથી પણ વધુ સૂક્ષ્મ વિચારણા, સિદ્ધાંતો અને રીતો આપેલ છે.

આમાં એવાં સરળ સાધનો અને ઉપાયો આપેલાં છે કે જેથી કોઇ પણ વૈદ્ય કે દાકતર આ ગ્રંથના અભ્યાસથી લોકસેવાની સાથેસાથે સારી અર્થપ્રાપ્તિ પણ કરી શકશે.

સામાન્ય જીવનને ઉપયોગી એવી દિનચર્યા, ઋતુચર્યા, રસાયણ વગેરે ઘણી વાતો વિસ્તારથી સમજાવેલી હોઇ શરૂથી છેવટ સુધી આ ગ્રંથ વાંચનાર સામાન્ય વાચક પણ સારો લાભ મેળવશે. **આમાં નીચેના વિષયો વિસ્તારથી સમજાવેલા છેઃ**

**શલ્યઃ**–*AYURVEDIC SURGERY* વાઢકાપ કરીને વ્રણમાં રહેલા કાષ્ટ, લોઢું, હાડકું, વાળ, નખ વગેરે કાઢવાની રીત, પરુ કાઢવાની, ગર્ભ કાઢવાના યંત્રનો ઉપયોગ કરવાની તથા ક્ષાર મૂકવાની રીત અને વ્રણોના પ્રકાર ઈત્યાદિ.

**શાલાક્યઃ** કાન, નેત્ર, મુખ, જિહ્વા, નાસિકા વગેરે માથાનાં તમામ અંગોમાં થયેલા વ્યાધિઓ, તેમના પ્રકાર અને તે મટાડવાના ઉપાયો.

**કાયચિકિત્સા**· શરીરના દોષો, ધાતુઓ, મળ અને જઠરાગ્નિ દૂષિત થવાને લીધે થતા ભયંકર રોગો--તાવ, સન્નિપાત, ત્રિદોષ, અતિસાર, ક્ષય અને છાતીનાં અનેક દરદોની સમજ અને ઉપાયો.

**ભૂતવિદ્યા**· ભ્રમિત થયેલાઓના વળગાડને શાંત કરવાના ઉપાયો.

**કૌમારભૃત્યઃ** (બાળઉછેરના પ્રકાર) બાળકોના અનેક રોગો ને ઉપાય.

**અગદતંત્રઃ** ઝેરી પ્રાણીઓ–સર્પ, વીંછી, ઈયળ, ઝેરી કરોળિયા કે ઉંદર કરડી ગયાં હોય; તેનાં વિષ ઉતારવાના ઉપાયો.

**રસાયનતંત્રઃ** યૌવન, શક્તિ, આયુષ્ય, બુદ્ધિબળ વગેરેને વધારવાના, તેને લાંબો વખત ટકાવી રાખવાના તથા રોગ દૂર કરવાના ઉપાયો.

**વાજીકરણઃ** સામર્થ્ય આપનાર ઉપાયો.


**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ભદ્ર........અમદાવાદ કાલબાદેવી, ભાંગવાડી, મુંબઈ-૨

કાશ્મિર વેલીનાં સુંદર દશ્યો સાથે ઝડપાયું છે

એક મનચલી છોકરીનું દિલ,
એક પિતાની અતૂલ વત્સલતા
એક નર-રાક્ષસની ક્રૂરતા
અને એમાંથી
ઊભી થતી
ઘ ટ ના ઓ

# સુહાગરાત

પ્રેમના એવા પવિત્ર
સ્વરૂપને કંડારે છે કે

બાપ ને દીકરી,
ભાઇ ને બહેન,
પતિ ને પત્ની
એની સાથે બેસીને તેનો
રસાસ્વાદ માણી શકે છે!

**ચિત્રલેખા પછીનું કેદાર શર્માનું મહાન સર્જન**

—એમાં છે—

ગીતા બાલી, બેગમપારા, ભારતભૂષણ, એસ. નઝીર, પેસી પટેલ, નઝીર વિ.

રોજ
૨, ૪॥, ૭, ૯॥ કલાકે

**સેન્ટ્રલ**
અમદાવાદ

ટૂંક સમયમાં વડોદરા અને સુરતમાં રજૂ થશે

**"રજબ એન્ડ ઠક્કર લિ. પ્રકાશન"**



એજન્ટઃ-કંચનલાલ વાડીલાલની કું.
મંગળદાસ રોડ, મુંબઇ ૨.




સ્ટોકીસ્ટ-કંચનલાલ વાડીલાલની કું
પ્રીન્સેસ સ્ટ્રીટ મંગલદાસ રોડ મુંબઇ ૨.

# સ્ત્રી



તારું નામ જ સુંદરતા છે પણ તારી સુંદરતાને જ્યારે આભૂષણોનો મૂલ્યવાન દાદ સાંપડે છે ત્યારે તો લોકો તને અપ્સરા કહે છે.

એવું તારું એક આધુનિક આભૂષણ છે.

## પીયુષ બ્રેસીયર

સુંદરતાને સુરૂપ રેખાઓમાં ઓપાવે છે

## પીયુષ
## હોઝીયરી વર્ક્સ

૮૦, નાગદેવી ક્રોસલેન મુંબઇ
રાજમેતા સ્ટ્રીટ અમદાવાદ

સ્ટોકીસ્ટ

કે. સી. બ્રધર્સ : અમદાવાદ

# અમારાં નવાં પ્રકાશનો

યુરોપ અમેરિકા જેવા દેશોમાં મામૂલીમાં મામૂલી લેખકનું પુસ્તક પણ નવું બહાર પડે ન પડે ત્યાં તો હજારો—લાખોની ગણતરીએ તેની નકલો ચપોચપ ઊપડી જાય છે. ગુજરાતી ભાષાની, સાહિત્યની વૃદ્ધિની સાથે તેનાં લાડીલા લેખકોની કૃતિઓને હજુ ગુજરાત કોઇપણ દેશની હરોળમાં બેસવા જેટલો આવકાર નથી આપતું. છતાં અમારી પ્રકાશન સંસ્થા એ નેમને પહોંચવાનો જે યત્કિંચિત્ પ્રયત્ન કરી રહી છે તેમાં ગુજરાતનાં અગ્રણી લેખકો ઉપરાંત બૃહદ્ ગુજરાતનાં ભાષાપ્રિય અને સંસ્થાનાં આપ્તજન બનેલા અમારા વાચકવર્ગ અમને એ જ સહકાર આપે છે એ અમારે મન ખૂબ મહત્ત્વનું છે. દર મહિને ઉત્કૃષ્ટ સાહિત્યનાં વીણી-વીણીને પ્રકાશનો પૂરાં પાડનાર સંસ્થાનાં છેલ્લાં નવાં પુસ્તકો આ રહ્યાઃ

## સંશોધનને માર્ગે

કેશવરામ કા. શાસ્ત્રી
મૂલ્ય ત્રણ રૂપિયા
રજિ. ટ. ખ. આઠ આના

ભાષા સાહિત્યનાં પ્રત્યેક અભ્યાસી, વિદ્યાર્થી, શિક્ષક અને જિજ્ઞાસુ માટેનો આ નવો જ લેખસંગ્રહ. કર્તાની અભ્યાસુ કલમનો એક વધુ પરિચય આપી જાય છે.

## વ ન છા યા

ધૂમકેતુ કૃત
મૂલ્ય ત્રણ રૂપિયા
રજિ. ટ. ખ. આઠ આના

ગુજરાતમાં તો ઠીક પણ હિંદની બીજી ભાષાઓમાં પણ જે લેખકની કલમ બિરદાવાઇ છે તે જ ધૂમકેતુનો નવો વાર્તાસંગ્રહ નવી નોખી રીતે પોતાનું મહત્ત્વનું સ્થાન જમાવી જાય છે.

## થોડાંક બાળકો કિશોરો માટેનાં નવાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| લીલી અજાયબ દેશમાં | .... | .... | ૧—૦—૦ |
| ચીનનાં બાળકો | ... | .... | ૦—૬—૦ |
| મહાન વૈજ્ઞાનિકો ભા. ૧–૨ | .... | .... | ૨—૦—૦ |
| જ્ઞાનગોષ્ઠિ | .... | .... | ૧—૦—૦ |
| શિશુ રંજના | .... | .... | ૦—૧૦—૦ |
| જંગલનો રાજા ટાર્ઝન | .... | ... | ૪—૦—૦ |

અમારાં બધા પુસ્તકોનું વિસ્તૃત સૂચિપત્ર માટે એક પોસ્ટકાર્ડ લખવાથી તુરત આપને મળી જશે



ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
રતનપોળ પુલ નીચે, ગાંધી રસ્તો · અમદાવાદ.
મોમરાજ બિલ્ડિંગ, ૪૮૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ અંક પહેલો

એપ્રિલ : ૧૯૪૯


ક્રમ


| | | | |
|---|---|---|---|
| ૧ | એ પળ ચાલી આવે છે | ધૂમકેતુ | ૧૧ |
| ૨ | ઇતિહાસનો સર્વશ્રેષ્ઠ પ્રસંગ | શિવશંકર શુકલ | ૧૪ |
| ૩ | વિજ્ઞાનદર્શન | બંસી ગાંધી, પ્રો. જ. દે. ઓઝા, ડૉ. ન. મુ. શાહ | ૧૭ |
| ૪ | ગુરુદેવ અમારે આંગણે | અનુ: રમણિક મેઘાણી | ૧૯ |
| ૫ | કાશીનું કન્વત | ઇશ્વર પેટલીકર | ૨૧ |
| ૬ | બોધકથાઓ | ધૂમકેતુ | ૨૮ |
| ૭ | સૌરાષ્ટ્રનો સાવજ | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ | ૩૪ |
| ૮ | પ્રાસંગિક | ધૂમકેતુ | ૩૭ |
| ૯ | જીવન દંદ | ચમનલાલ ગાંધી | ૪૦ |
| ૧૦ | શેરીમાંની રંગભૂમિ | વ્રજલાલ ત્રિવેદી | ૪૧ |
| ૧૧ | લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૪૫ |
| ૧૨ | સને ૧૯૪૨ ના સંસ્મરણો | પં. શ્રીરામ શર્મા | ૪૯ |
| ૧૩ | અંદાજપત્રની અસરો | ગો. વા. પટેલ | ૫૯ |
| ૧૪ | સરોજિની દેવી | શંકર પંડયા | ૬૪ |
| ૧૫ | ગ્રંથસમીક્ષા | ગ. મ. સા. | ૬૫ |
| ૧૬ | યાદમાં | પ્રવાત | ૬૮ |
| ૧૭ | આશા | શેખાદમ આબુવાલા | ૬૮ |
| ૧૮ | અભિનવ રજકણો | ધૂમકેતુ | ૬૯ |



**વાર્ષિક લવાજમ**

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં રૂ. ૧૦-૦-૦


## સૂચના

ઊર્મિ અને નવરચનામાં 'સમયના ક્ષીરની ર' નામે આવતી નોંધો આ વખતે ટપાલમાં ગૂમ થવાથી આવી શકી નથી. વાચકો તેને માટે દરગુજર કરશે.

પ્રકાશક


પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેક-ચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.




## લગ્ન પ્રસંગે કઈ રેકોર્ડસ વગાડશો ?

**શ્રીમતીસુમતિ દરૂ અને પાર્ટી**

GE 8289 | ચાલો લાડીલી આપણે ઘેર / જીયા વરના હાથ મળ્યા

GE 8288 | નવલા વેવાઇ / કેસરીયો જાન લાવ્યો

GE 8290 | વહુરાણી કુમકુમ પગલે / ચાલી બહેની સાસરે

GE 8266 | સાસરીયે પહેલી વાર ગઇ'તી / અંબો અંબો વિછુડો

**પુષ્પા શ્રોફ અને પાર્ટી**

GE 8258 | મારે મહિયરથી કાગળ / આવ્યો ભાગ ૧–૨

**શારદા ધીયા અને પાર્ટી**

GE 8234 | સહિયરનો માંડવો / મોરલાના નોતરાં

આ સિવાય ચિત્ર 'મેલા' GE 8158, 59,60 ખાસ શ્રવણીય છે.

### આ મહિનાની નવી રેકોર્ડસ

**રતિકુમાર વ્યાસ**

GE 8287 | ન છોરવું જોબન / ભાગ ૧–૨

**યશવંત ભટ્ટ**

GE 8283 | બુઝા દીપ ઔર અંધિયારે / રે મોહન હમકો છોડ ગયા

**અભારામ ભગત**

GE 8286 | આજ સુખીરે હતો આનંદપાન / જોરના કરીએ વ્રજના વાસી

**કુ. મનોરમા**

GE 8284 | માનો ન માનો / જીસ દમ આન પડી

આ ઉપરાંત ચિત્ર જોગીદાસ ખુમાણ, બહારવટીઓ, પગડી, મેલા, ખીડકી વગેરેના મધુર ગીતો કોલંબિયા પર આજે જ સાંભળો.




કલકત્તા ▲ મુંબઈ ♥ મદ્રાસ ▲ દિલ્લી

COLUMBIA GRAPHOPHONE CO., LTD. CALCUTTA — BOMBAY — MADRAS — DELHI.



# એ પળ ચાલી આવે છે!

સોનાના ભાવ વધતા જતા હતા.

લાખોની લગડીઓને પોતાને ત્યાં કેદ કરનાર શ્રીમંતે, પોતાના દુર્ગસમા ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે આવનાર એ એકલો જ ન હતો; ખરી રીતે એ એકલો ભાગ્યે જ રહેતો; એની સાથે એક મોટું ટોળું ભટકતું જ ફરતું; નોકરોનું નહિ; ચિંતાઓનું! ભાવ વધવાની ચિંતા. ઘટવાની ચિંતા. સરભર રહેવાની ચિંતા. સરકારના ધારાની ચિંતા. જકાત આવવાની ચિંતા. ન આવવાની પણ ચિંતા. ચિંતા ચિંતા ને ચિંતા. ચિંતા એની સાથે પડછાયાની જેમ રહેતી. કસાઈખાનામાં ઊડતાં અસંખ્ય ગીધડાંની માફક એના ઉપર પણ અસંખ્ય ચિંતાઓ હંમેશાં ઊડયા કરતી

પણ એવા દુર્ગમાં રંગબેરંગી માછલીઓના વીજળીફુવારા પાસે આવીને એ ઊભો રહ્યો અને ત્યાં ઊભેલી જલસુંદરીઓના હાથમાંનાં કુંભમાંથી ઢળ્યાં જ જતા પાણીના પ્રવાહને નિહાળી રહ્યો. કલ્પનાના ધોધ સમું પાણી વહી જતું હતું. વિચારના અબ્ધિ તરંગ સમું એ હોજમાં ઊછળી રહ્યું હતું.

અને એના પોતાના જીવનનાં ગઈ કાલનાં સંસ્મરણો એને યાદ આવી ગયાં!

ગઈ કાલે એ પેલા ખેતરને શેઢે બેઠો બેઠો પોતાના બળદને ચરતા નિહાળી રહ્યો હતો. ધોરિયામાં પાણી ચાલી રહ્યું હતું. ઝાડના ઝુંડમાંથી પંખીઓનું ગાન આવતું હતું. અને એ જીવન જીવી રહ્યો હતો. થોડી જરૂરિયાતોનું પણ થોડી ચિંતાઓનું પ્રમાણમાં શાંત જીવન ગાળી રહ્યો હતો!

આજે એણે સોનાને કેદ કર્યું હતું. અને ચાંદી સોનાએ એને કેદ કર્યો હતો! ચિંતા, અને હાડમુંઝાવે એવી ગરીબી એની પાસે હતી, અને લાખોને ઈર્ષા આવે એટલું સોનું એની પાસે હતું!

ગઈ કાલે એની રાહ એ મુક્તપંખીની રાહ હતી. એ ઠીક પડે તો ગાય ઠીક ન પડે તો ન ગાય આજ એની રાહ ઉપર નિયમની શૃંખલા પડી હતી, એણે અમુક ગાન અમુક ઢબે ગાવું જ

જોઇએ. એ જે સમાજમાં હતો, એ સમાજનું માન એ એનું પોતાનું ગાન હતું ! એનું પોતાનું ગાન તો ક્યારનું વિદાય થઇ ગયું હતું ! એના મુક્તાત્માએ, હવે ભાર વહેનાર ગધેડાનો વેષ ભજવવાનો હતો. એની પીઠ ઉપર પડેલા સોનાને સાચવવા કાં એણે ગધેડા થવું જોઇએ અથવા તો સોનાને ઢળી દેવા જવું જોઇએ ! રે વિચિત્ર પરિસ્થિતિ !

અને એનો આત્મા સંભારતો જ ગયો. પેલાં છુટ્ટાં વહી જતાં ઝરણાં ક્યાં હતાં ? પેલી આંબલીની ઘટા ક્યાં હતી ? પંખી, પશુ અને વનનું જીવન એ સઘળાં પણ ક્યાં હતાં ?

એ બધાં શું કેવળ આ સોના માટે થઇને મેં ખોયાં ? અને એ પણ આ સોના માટે કે જે મારે વહેવાનું, વહેવાનું ને વહેવાનું જ છે ?

આજ તો મારી પાસે મારી નિરર્થક એકાંત એકલી જ રહી ગઈ છે ! એ એકાંત—કે જે એક વખત જીવનનો આનંદ આનંદ ભરીને આવતી; આજે એ જ એકાંત જીવનમાં ભાર, ભાર, અને ભાર આપી જાય છે ! ઓહો ! એકાંત એકાંતમાં કેટલો ફેર છે ! એક જીવન આપે છે. બીજી જીવન લઈ જાય છે !

હા, એટલું ખરું, મારા જીવનના સ્મશાનમાંથી ઊભા થયેલા એક ભવ્ય મહાલયમાં, હું ઘડી, ક્યારેક ક્યારેક ગુમાવેલો આનંદ અને ખોયેલું જીવન શોધવા નીકળું છું અને અરે ! ત્યારે જ મને સાંભરે છે કે હું જે મને શોધું છું એ તો એક વખત મારામાં જ હતું ! પણ એ તો હતાં. આજ નથી. આજ હવે શોધ્યાં જડતાં પણ નથી.

એક વખતે એ પણ ન હતો જ્યારે એક માત્ર જેવાં તેવાં કપડાંમાં ઢંકાયલી, પેલી મારી વગડાવાસીની નાનકડી જુવાન છોકરીનાં છાનાં પગલાં, મારા હૃદયમાં પ્રેમને અને પ્રેમનાં હૃદયમાં મને આનંદોર્મિના હીંચોળે હિંડોળી મૂકતાં. એ તો હીંચકો હતો કે સ્વર્ગ હતું, એની પણ આજ તો કેવળ કલ્પના જ કરવી રહી !

અને આજે કેટલી રમણીઓની વચ્ચે હું જાતને હીંચોળું છું અને છતાં જાણું છું કે આ—આ પણ યંત્ર જ થઇ ગયું છે ! એમાં હવે જીવનપ્રભાતની જે મધુરતા હતી તેનો એક નાનકડો પણ અંશાંશ ક્યાં છે ?

ગઇ કાલે હું ચિંતા મુક્ત હતો. લોકનજરમાં મારે માટે માન ન હોય તો કાંઇ નહિ. પણ ઘૃણા ન હતી. આજે હું પોતે કેદી છું. ને સુખી નથી છતાં હું જ સુખી છું એમ માનીને મારો તેજોદ્વેષ કરનારાઓની સંખ્યા કેટલા સેંકડોની બની ગઇ છે !

અને આ બધું શાને લીધે ? સંગ્રહવૃત્તિનો આવો ભયાનક લાંબો પડછાયો પડે છે એ ખબર જાતી આજ જીવનસંધ્યાકાલે મને પડી !

આજ મને ખબર પડી કે કીર્તિ અને કનક એ બન્ને તો કંદર્પનાં સંતાન છે.

ધીમે ધીમે હોજની રંગીન માછલીઓને જોતો જોતો અનેક ફૂલપોદ્યા ક્યારાઓ પાસેથી એ ચાલી નીકળ્યો.

હજી એની વિચારમાળા તો એના મનમાં ચાલી જ રહી હતી: 'લોકો જેને સમૃદ્ધિ કહે છે, જેના નામે લોકો ઘેલા ઘેલા થઇ જાય છે, જેનું નામ સાંભળતાં પાણી પાણી થઇ જાય છે, એ આ સમૃદ્ધિ ? આ કનકમાયા ? દુનિ-

યામાં આ ભેગું કર્યું જ કર્યું, ધારો કે આખી દુનિયાનું આંહીં ભેગું કર્યું તો પણ એ જીવનની એક પળને પણ ફરીને આપી શકશે ? અથવા તો હૃદયમાં આનંદ આનંદ કરી મૂકશે ? અથવા તો આ અસંખ્ય માણસોનાં હૃદયને જોવાની શકિત આપી શકશે ?

જો એ કાંઈ જ આનામાં ન હોય–તો તો આ ભાર એ પણ એક નકામો અવાજ નથી ? અર્થહીન અને અશકત.

એને લાગ્યું કે આ જે પળ આજે આવી છે એવી પળ એને ફરી પ્રાપ્ત થવાની નથી. પ્રજ્ઞાનો દીપ પ્રગટાવવો હોય તો તેલ પૂરવાનો આ સમય છે. અજ્ઞાનના સંતાન જેવી સંગ્રહવૃત્તિએ શાંતિને હણી નાખી છે.

છતાં પોતાની રાત દિ' ચાલી રહેલી સંગ્રહવૃત્તિની વિચારમાળાએ એના જીવનની પળેપળને કેવા ભયાનક પડછાયાથી ઘેરી લીધું છે એનો ખ્યાલ તો એને અકસ્માત એક બીજા પ્રસંગે આપી દીધો. અથવા કહો કે આ પ્રસંગે જ એને ખરો જગાડી દીધો.

એ જ્યાં ફરતો ફરતો પોતાના દુર્ગની બહાર વીજળી તેજમાં લાંબી દૃષ્ટિ નાખતો ઊભો હતો ત્યાં એક અકિંચન ભીખારી આવ્યો.

એણે પોતાનો હાથ એની પાસે લાંબો કર્યો અને પેલા શ્રીમંતને લાગ્યું કે જે ગઈકાલને એ થોડા વખત પહેલાં નિહાળી રહ્યો હતો, પેલા હોજ પાસે, એ આ ગઈકાલ જ, જાણે મૂર્તિમંત બનીને, આજને કહેવા આવી છે કે આપણે એક એવો દીપ ન પ્રગટાવીએ જે આવતી કાલને પ્રકાશમાં નવરાવે !

અને એણે એને આવતીકાલે આવવાનું નિમંત્રણ આપ્યું. એકલાં નહિ. સગાંસંબંધી સાથે. માગવા નહિ, જીવવાનું શીખવા.

એના મનમાં એક સુંદર વિચાર આવી ગયો હતોઃ ' જીવનમાં જે જે વસ્તુ છે તે તમામ સુંદર છે. સોનું પણ સુંદર છે, આટલો બધો સંગ્રહ થયો તો એમાંથી એક નવી વાત મળી. સંગ્રહ તમામ સડો આપે છે. પ્રેમ અને પૈસા બન્નેની રીત એક સરખી છે. જે વિવેકથી વાપરે એને કનકમાં પણ જીવનસંગીત જડે; જે ન વાપરે તેને એનો ભાર જ મળે.

ધૂમકેતુ

* ખલિલ જિબ્રાન ઉપરથી

જે ભલી લાગણી મરણને કાંઠે બેઠેલા કો માનવબાળને હૂંફ આપીને એને જીવાડવા તમને પ્રેરે છે તે જ સદ્ગુણ છે, તમારામાં રહેલો આ સદ્ગુણ જ તમને દિવસનો પ્રકાશ તથા રાત્રિની શાંતિને માણવાને પાત્ર ઠરાવે છે.

ખલિલ જિબ્રાન

# ઇતિહાસનો સર્વશ્રેષ્ઠ પ્રસંગ

શિવશંકર શુક્લ

જગતના ઇતિહાસનો અભ્યાસ કરતાં મહાત્મા ગાંધીજી જેવી સર્વતોમુખ-અને સર્વતોભદ્ર વિભૂતિ ક્યાંય પૃથ્વીપટ પર જોવા જડતી નથી. આપણે એમના યુગમાં જીવ્યા છીએ એ આપણું મહા સદ્‌ભાગ્ય છે. આપણી સગી આંખોને સત્ય અને અહિંસાના એમના પ્રયોગો જોવાના મળ્યા, એમની ઇશ્વરશ્રદ્ધા ને સંસારની વિકરાળમાં વિકરાળ હિંસક તાકાતો સામેના ભવ્ય સવિનય સત્યાગ્રહ નીરખવા મળ્યા; અને સહુથી વિશેષ તો સ્વાતંત્ર્ય અર્થેની એમની કૂચ નિહાળવા મળી: એ જેવું તેવું પુણ્યભાગ્ય નથી! એ પુણ્ય ભાગ્યની આપણી આવતી પેઢીઓને હંમેશાં ઇર્ષા થવાની!

એ મહાન વિભૂતિના સર્વ જીવનપ્રસંગોમાં દાંડીકૂચ એ અનેક દૃષ્ટિએ સર્વોત્તમ પ્રસંગ છે, અને તે રીતે જગતના ઇતિહાસમાં પણ સર્વશ્રેષ્ઠ પ્રસંગ એ છે, એમ ઇતિહાસ પર ઊડતી નજર ફેરવી જોતાં લાગ્યા વિના રહેતું નથી.

ધર્મને માર્ગે એટલે સત્ય વાટે અને અહિંસાદ્વારા જગતના આજ સુધીના મોટામાં મોટા અને સર્વ પ્રકારની આસુરી સંપત અને આસુરી ભાવનાથી ભરેલા સામ્રાજ્ય સામે એક ડોસો યુદ્ધ પોકારે છે ને. કૂચ કરે છે. એ લડાઈ આત્મા ને સેતાન સાથેનો મુકાબલો છે. એક વ્યક્તિ જ નહિ પણ તેની પાછળ એક મોટું રાષ્ટ્ર જાગૃતિ અનુભવે છે, અને જગતની કચડાયેલી પ્રજાઓ એને આશાભરી નજરે નીરખી રહે છે. ૧૯૩૦ના માર્ચની ૧૧ મી તારીખની રાતે એક મન્વન્તર પૂરો થઈ, ૧૨મી માર્ચ ને બુધવારને દિવસે એક નૂતન મન્વન્તરનું પ્રભાત પ્રગટે છે. આજે નહિ તો કાલે, ઇતિહાસકાર આ જ દૃષ્ટિએ એ દિવસ ને પ્રસંગનું જરૂર મૂલ્યાંકન કરશે: અને મૂલ્યાંકન કરનાર હરકોઈ તટસ્થ ઇતિહાસકારનું હૈયું જરૂર એથી ગર્વ અનુભવશે.

જગતમાં અનેક સશસ્ત્ર, આક્રમક ને રક્ષણાત્મક કૂચો ને હિજરતો થઈ છે. એકથી માંડીને લાખો માણસોએ એક દેશમાંથી બીજા દેશમાં અથવા અનેક દેશોની ગિરિમાળાઓ ને સાગરો ભેદીને હલ્લા કર્યા છે. પરરાષ્ટ્રને પદાક્રાંત કરવા કે સ્વદેશને સ્વતંત્ર કરવા માટે નાનીમોટી અસંખ્ય સફળનિષ્ફળ સશસ્ત્ર કૂચો જગતના ઇતિહાસને પાનેપાને નોંધયેલી પડેલી છે.

એ સર્વ કૂચોમાં દાંડી-કૂચ સર્વશ્રેષ્ઠ છે.

કારણ કે એ બધી ને આ કૂચમાં ફરક એ છે કે આમાં લોહી લેવાનું નથી. પોતાનું લોહી આપી દેવાનું છે, આમાં શત્રુને મારવાની હિંસકવૃત્તિ નથી પણ શુદ્ધ પવિત્ર 'મરીને હૃદય પરિવર્તન કરવાની' અહિંસક ને પ્રેમમયી ભાવના છે. આ લડાઈ કદી નિષ્ફળ જતી નથી. સત્યાગ્રહી આદિથી અંત સુધી વિજયી જ હોય છે; એ 'કરેંગે યા મરેંગે' નું સૂત્ર પોકારે છે, 'કરેંગે યા મારેંગે'નું નહિ. એ મરે છે, ત્યારે પણ એના કંઠમાં વિજયમાળ આરોપાઇ જ ગયેલી હોય છે ...એને કશાં જ શસ્ત્રોની જરૂર નથી અને ખરી વાત તો એ છે કે બાળકથી માંડીને તે વૃદ્ધ સુધી ગમે તે, પોતાના આત્માને અવાજ લઈ સમસ્ત ત્રિભુવન સામે પણ અડગ ઊભું રહી અન્યાયનો સામનો કરી શકે છે. દાંડીયાત્રા યા દાંડીકૂચ આવા સાચા ધર્મયુદ્ધ માટે હોઇ એનું સ્થાન અદ્વિતીય છે. અને તેથી ૧૨ મી માર્ચના પ્રભાત વિષે આપણે કહી શકીએ:

"પૃથ્વી વાસીઓ! ભૂલશો નહિ.
આજનું પયગામવાળું પ્રભાત.
પૃથ્વીમાં ક્યારેક જ ઊગે છે,
આજનાં સમોવડાં પ્રભાત."

એક લેખકે પ્રશ્ન પૂછ્યો છે, "જગતના ઇતિહાસનો સર્વોત્કૃષ્ટ પ્રસંગ કયો?" એનો ઉત્તર પણ એણે પોતે જ આપતાં કહ્યું છે. 'ગોલગોથાના (ખોપરિયોના) મેદાનમાં થયેલું ભગવાન ઇશુનું ક્રુસારોહણ." ઇશુ જરૂર જગતની એક તારકનૈયા છે. સત્ય, દયા ને માનવપ્રેમ માટે એમણે પોતાના શરીરને ક્રુસ ઉપર ખીલાઓથી જડાઈ જવા દીધું. સત્ય ને અહિંસાના નામ પર, માનવતાના નામ પર કરેલું સમર્પણ કદી નિરર્થક જતું નથી ઇશુના શરીરના અંત સાથે જ ઇશુનો સાચો જન્મ થયો. એ



પ્રસંગ આ નશ્વર જગતનાં યાત્રીને જરૂર હંમેશાં પથપ્રદર્શક રહ્યા જ કરશે. પરંતુ ગાંધીકૂચ એ ઇશુનો જ માર્ગ હોવા છતાં તેમાં ઘણુંઘણું વધારે હતું. આધ્યાત્મિક ઉત્ક્રાંતિ ઉપરાંત એક પદદલિત રાષ્ટ્રને પણ પોતાની રીતે જાગ્રત કરવાનું હતું અને એમની પ્રયોગનલિકામાં જગતના એક મહાન છતાં પરતંત્ર થઇ પડેલા રાષ્ટ્રે સ્વેચ્છાએ સમાઈ જવાનું પસંદ કર્યું હતું.

ગાંધીકૂચ પછી હિટલરની મોસ્કો સુધીની કૂચ આપણે જોઇ છે. કરોડો માણસો પશુ બને છે; સંહાર કરવાની જ સૌના હૃદયમાં તાલાવેલી છે. પરિણામે હિટલરના ને જગતના શા હાલ થયા તે આપણે જોયા છે ને જોઇએ છીએ. જગતે પોતાની નોંધપોથીમાં આ નરવીરોને માનવસંહારક તરીકે પિછાન્યા. જ્યારે પૂજ્ય મહાત્માજીએ માનવ—રક્ષક બની સુખ અને શાંતિનો સનાતન માર્ગ બતાવ્યો. ગાંધીજીની દાંડીકૂચે જગતને આજે તો પોતાને માર્ગે જ જવાની ઝંખના કરતું જ કરી મૂક્યું છે. દાંડીકૂચ એ તો જગતને જીવનનો સાચો માર્ગ હંમેશાં બતાવનાર વૈજયંતી પતાકાસમું બની રહેશે. માટે જગતના ઇતિહાસનો માત્ર અદ્વિતીય જ નહિ પણ સર્વશ્રેષ્ઠ પ્રસંગ પણ આ દાંડીકૂચ હતી, એવો મારો દૃઢ અભિપ્રાય થતો જાય છે.

ગાંધીજીના એક અંતેવાસી અને દાંડીયાત્રાના સૈનિક શ્રી. વાલજીભાઇએ પણ સહેજે આવા ઉદ્ગારો કાઢ્યા છે:

"યાત્રા શબ્દના બે અર્થ થાય છે. એક તો તીર્થયાત્રા અને બીજો શત્રુ પર ચડાઇ એવો અર્થ છે. ગાંધીજીનું જીવન આ બે ય અર્થમાં યાત્રામય છે. એમ કહી શકાય. ચાર ધામ ને સાત પુરીમાં આંટો મારી આવવો; આળસુ અને કદાચ અનીતિમાન તીર્થવાસી બ્રાહ્મણને થોડુંક થોડુંક દેવદ્રવ્યને પણ નહીં છોડનાર, લોભિયા રાજાને મુંડકારૂપે, અને બીજું બધું ધન આગગાડીના દુષ્ટ તથા પ્રજાપીડક ધણીને આપવું એમાં પુણ્ય નહિ પણ પાપ જ થાય છે. મનનો મેલ ઊખડી જાય એ સાચું સ્નાન છે, સત્યની ઉપાસના, ભૂતદયા, પરોપકાર એ સાચી તીર્થયાત્રા છે. આ અર્થમાં ગાંધીજી જેવો યાત્રિક, પ્રેમપંથનો પથિક ધરણી ઉપર આજે બીજો એકે ય નથી. એવી સર્વસંમતિ છે. પણ ગાંધીજીની સાધના આપણા દેશના ઘણાખરા સાધુઓની સાધનાથી નોખી તરી આવે છે. ગાંધીજીની યાત્રા યાત્રા તો છે જ, પણ સાથેસાથે અન્યાય, અનીતિ, અધર્મનાં દળવાદળ ઉપર તે ચડાઈ પણ છે. પણ રાજદ્વારી વ્યવહારમાં દયાધર્મ ઉતારવાનો ગાંધીજીનો પ્રયત્ન તો જગતના ઇતિહાસમાં અપૂર્વ જ છે. ૧૯૧૫ ના જાન્યુઆરીથી માંડીને આજલગી ગાંધીજીએ કંઇક યાત્રા કરી છે. પણ સં. ૧૯૮૬ના ફાગણ સુદી ૧૧ (૧૨–૩–૩૦)ને બુધવારે પ્રભાતના પ્રહરમાં ગાંધીજી જે યાત્રાએ સિધાવ્યા ને તો એના અપૂર્વ જીવનમાં પણ અપૂર્વ છે."

આ સમરવિજયી સત્યાગ્રહો ને અદ્ભુત અહિંસક કૂચોનું બીજ વર્ષો પહેલાં એક નાનાશા ઘટનાપ્રસંગમાં પડ્યું દેખાય છે.

આફ્રિકા દેશ છે. એનું ડરબન સ્ટેશન છે. એક હિન્દી નવજવાન બેરિસ્ટર ત્યાં ઊતરે છે, ઇંગ્લેન્ડથી આવ્યા બહુ વખત વીત્યો નથી, એને બીજે ગામ જવું છે. ઘોડાગાડીવાળા સાથે આગલી સીટમાં બેસવાનું નક્કી કરે છે!

એક ગૌરાંગ દેવ ત્યાં આવે છે! એની ઇચ્છા પણ આગળની જગ્યાએ બેસવાની છે. પણ જુએ છે, કે કોઈ કાળો માણસ ત્યાં ચડી બેઠો છે. ગોરાએ પેલા કાળાને જગ્યા ખાલી કરવા કહ્યું: કારણ કે પોતાને બેસવું હતું:—ને પોતે એક ગોરો આદમી હતો. જે હંમેશાં કાળા આદમી કરતાં શ્રેષ્ઠ હતો.

વિનયથી વાત થઈ હોત તો કદાચ પેલો કાળો આદમી સ્નેહથી જગ્યા ખાલી કરી આપત, પણ આવી રીતે જગ્યા આપવી એને પોતાનું અપમાન લાગ્યું. એણે કહ્યું 'મેં પહેલી આ જગ્યા લીધી છે, ને મોંમાગ્યુ ભાડું ચૂકવી દીધું છે.'

ગોરા આદમીને લાગ્યું કે કાળો જંગલી આદમી





પોતાની મર્યાદાને અને મારી શ્રેષ્ઠતાને જાણતો નથી. એણે કાળા આદમીને પોતાની લાકડીથી ઝૂડવા માંડયો. પેલો આ અન્યાય સામે નમતું આપવા તૈયાર નહોતો, કાળા આદમી પર દયા કરવા ગૌરાંગ તૈયાર નહોતો. આખરે કાળો આદમી માર ખાતો ખાતો બેભાન બની ગયો, પણ જળોની જેમ ગાડીને ચોટકી રહ્યો.

જોનારાઓ આ અત્યાચાર જીરવી ન શકયા વચ્ચે પડયા. ગોરો હાર્યો, શરમાયો, અંદર બેઠો. કાળો આદમી પોતાની જગાએ ફરી ગોઠવાઈ ગયો. આમ આ અન્યાય સામે સત્યનો–અહિંસાનો પહેલો વિજય થયો. આ નાનાશા ઘટના–બીજમાંથી સવિનય સત્યાગ્રહનો વેઘૂર વડ થયો.

વર્ષો પૂર્વેની આ વાત છે. એ દહાડે ડરબનના 'કોચ' ઉપર મિ. એન્ડ્રુઝ લખે છે તેમ **"અસહકારનો આખો કાર્યક્રમ તેનાં બધાં અંગોસહિત ઘડાયો."**

કોણ હતો એ યુવાન બેરિસ્ટર ? ઉત્તર તો આપોઆપ મળી રહે છે; ગાંધી !

ત્યાર પછી બાપુએ એ મંત્રને સક્રિય રૂપ આપ્યું, ને અનેક સત્યાગ્રહો કર્યા ને અનેક સફળ સ્વાતંત્ર્ય કૂચ કરાવી; જેની ટૂંક યાદી નીચે મુજબ છે.

- ૧૯૦૬, ૧૧ સપ્ટેમ્બરઃ દક્ષિણ આફ્રિકામાં એશિયાવાસીઓના હક પર તરાપ મારતા કાયદા સામે અહિંસક સામનો.
- ૧૯૦૮, ૧૬ ઓગસ્ટ. આફ્રિકામાં ઉપરની લડતના અનુસંધાનમાં.
- ૧૯૧૩, ૨૮ ઓક્ટોબરઃ ઉપરની લડતના અનુસંધાનમાં. આ વખતે ગાંધીજીએ નાતાલમાં ન્યૂકેસલથી ટ્રાન્સવાલમાં વોલ્કરસ્ટ સુધી ૩૬ માઇલની કૂચ કરી.
- ૧૯૧૫–વીરમગામની લાઇનદોરી માટે સત્યાગ્રહની તૈયારી માત્ર.
- ૧૯૧૭, ૧૭ એપ્રિલઃ ચંપારણ (બિહારના ખેડૂતો માટે) સત્યાગ્રહ.
- ૧૯૧૭, ૩૧ મે,: ગિરમીટિયા પદ્ધતિ સામે મુંબઈમાં સત્યાગ્રહની તૈયારી.
- ૧૯૧૮, ૨૬ ફેબ્રુઆરીઃ અમદાવાદમાં મજૂર હડતાલ.
- ૧૯૧૮, માર્ચઃ ખેડા જિલ્લામાં ના–કરની લડત.
- ૧૯૧૯, ૬, એપ્રિલઃ રોલેટ–કાયદા અંગેનો સત્યાગ્રહ.
- ૧૯૨૦, ૧ ઓગસ્ટ : પંજાબ, ખિલાફત અન્યાય ને સ્વરાજ માટે દેશવ્યાપી અસહકાર : પોતાનો 'કૈસરે હિન્દ' ચાંદ પાછો આપ્યો. ત્રીસ હજાર માણસો જેલમાં ગયાં.
- ૧૯૩૦. ૧૨ માર્ચઃ દાંડીકૂચઃ ૯૫ હજાર માણસો જેલમ ગયાં.
- ૧૯૩૧, ૩૧, ડિસેમ્બર; દેશવ્યાપી ચળવળ ; એક લાખ માણસો જેલમાં ગયાં.
- ૧૯૪૦, ઓકટોબરઃ વ્યક્તિગત સત્યાગ્રહ.
- ૧૯૪૨, ૮ ઓકટોબરઃ 'હિન્દ છોડો'ની લડત.

આ બધી દાંડીયાત્રાની જ વાંકીચૂંકી ભૂમિકાઓ હતી. આખરે દાંડી–યાત્રાએ સ્વરાજ અપાવી દીધું.

અવતાર–કાર્ય પૂરું થઇ ચૂક્યું. પંદરમી ઓગસ્ટ પછીના પ્રસંગો આપણે આપણી આંખે જોયા છે. એ મહાન વિભૂતિની હત્યાથી ખરડાએલા આપણા હાથ હજુએ લોહીભીના જ છે. જે જાતના સ્વરાજનું સ્વપ્ન ગાંધીજીએ સેવ્યું હતું તે જોવા માટે ૧૫મી ઓગસ્ટ પછી આપણે મોકળા થયા. પણ કમભાગ્યે ગાંધીજી પાછા ફરી શકયા નથી. ગાંધીજી પોતાના પ્રિયમાં પ્રિય માણસનો ભોગ સૌથી પહેલો અપાવતા, એમ ભગવાન પોતાના એ પ્રિયતમનો ભોગ અપાવી ચૂકયા છે. હવે વળી કોઇ બીજા દુખિયારા લોકમાં પોતાનો સંદેશો લઇ એમને કોઇ નવી જ યાત્રા માટે મોકલ્યા હશે.

આવો પ્રસંગ ગુજરાતમાં જ બની જાય છે એ પણ ગુજરાતનું મહાભાગ્ય છે. અને ગુજરાતે એ મહા સદ્‌ભાગ્યની પુણ્ય સ્મૃતિઓને સંઘરી રાખવાની પોતાની ફરજને ન ભૂલવી જોઇએ. મારા

વૈજ્ઞાનિક જગતના આંદોલનો લોકભોગ્ય ભાષામાં વર્ણવતી માસિક નોંધ

શ્રી બંસી ગાંધી, बी. एससी, પ્રો. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी, ડા. નરસિંહ સુ. શાહ
एम. एससी, पीएच. डी.

## ભણેલાઓ બેકાર

હિંદુસ્તાન પૃથ્વીના એક ખંડ જેવડો મોટો અંશ છે, એટલે કેટલીકવાર તેને હિન્દી ઉપખંડ તરીકે ઓળખવામાં આવે છે. તેની વસતી ચાલીસ કરોડ ઉપરની છે. પરંતુ દુઃખની વાત છે કે તેમાંથી ૮૮ ટકા અભણ–નિરક્ષર છે; માત્ર વસતીનો બાર ટકા ભાગ જ ભણેલો છે.

છતાં નવાઇની વાત છે કે આ ભણેલાઓમાં બેકારી ખૂબ છે. આટલા જૂજ ભણેલાઓમાં ઊંચી કેળવણી પામેલાઓની સંખ્યા તદ્દન ઓછી છે. પરંતુ ટેકનીકલ–ધંધાદારી શિક્ષણ પામેલાઓ કરતાં તેમને નોકરી મળવાની તકો સાવ ઓછી છે. દાખલા તરીકે, એક મેટ્રીક પાસ થયેલાને નોકરી મેળવવા ફાંફાં મારવા પડે છે અને નોકરી મળી જાય તો રોજના આશરે બે રૂપિયા કમાય છે. વધારે ભણી યુનિવર્સિટીની ઊંચી કેળવણી લઇ ગ્રેજયુએટ થયેલને રોજના ચાર રૂપિયા મળે છે–નોકરી મેળવવાના મુશ્કલીઓ જુદી જ.

બીજી બાજુ, એક સુતાર કારીગર રોજના ચાર થી છ રૂપિયા, એક વીજળીનો વાયરમેન પાંચથી સાત રૂપિયા, એક ફીટર યા ટર્નર રોજના દશ રૂપિયા સુધી સહેજે કમાય છે. તેમને નોકરીના ફાંફાં મારવા પડતા નથી.

એ સ્પષ્ટ છે કે હિન્દના યુવકોનો મોટો ભાગ જે કેળવણી લે છે તે કેવળ પુસ્તકિયા–એકડમીક છે. આ કેળવણીની પદ્ધતિ બ્રિટિશ અમલનો વારસો છે. એ અમલ દરમિયાન સરકારી તંત્રમાં નોકરી મેળવીને કારકુન થવાનું યુવકોને માટે ઉત્તમ હતું. કેળવણી પણ એવી જ રીતે અપાતી હતી. સરકારી નોકરને એક પ્રકારની પ્રતિષ્ઠા હતી. આ પરદેશી તંત્રમાં દેશના ઉદ્યોગો ખીલે અને યુવકોને રોજી મળે એવું લગભગ નહીં જેવું થયું હતું પરિણામે ખૂબ ભણીને નોકરીના ફાંફાં મારવા પડતા; બેકારી ખૂબ રહેતી. ધંધાદારી શિક્ષણને ઉત્તેજન ઓછું.

હિંદ અને પાકીસ્તાનમાં ૭૧ નોકરી મેળવવાની સંસ્થાઓ કામ કરે છે. આ સંસ્થાઓ દ્વારા નોકરી મેળવી આપવા માટે ૧૭ લાખ અરજીઓ આવી હતી. તેમાંથી બાર લાખ જેટલું પ્રમાણ ભણેલાઓનું હતું. આ સંસ્થાઓએ ૪,૭૪૦૦૦ વ્યક્તિઓને નોકરી મેળવી આપી હતી. આમાંનો મોટો ભાગ કારકુનોનો છે. એથી ઊલટું, ઉદ્યોગોમાં કુશળ કારીગરો માટેની માગણી ખૂબ રહે છે, છતાં એ માગણીને પહોંચી શકાય એટલા માણસો મળતા નથી.

આપણા યુવકો અને તેમના માબાપ–વાલીઓને આ વસ્તુસ્થિતિ વિચાર માટે પૂરતો ખોરાક પૂરો પાડે છે. જૂની પદ્ધતિ અનુસાર અપાતી કેળવણી આજે જીવનને અનુકૂલ રહી નથી. આજનો સમાજ ધંધાદારી કેળવણી માગે છે

---

અભિપ્રાય પ્રમાણે આશ્રમથી દાંડી સુધી પાકી સડક થવી જોઇએ. અને તે 'ગાંધીમાર્ગ' કહેવાવો જોઇએ ને જે જે ગામે એમણે વિસામા કરેલા ત્યાં સ્મારકો ઊભાં થવાં જોઇએ. એ માર્ગ જગતનો પ્રેરણામાર્ગ ને યાત્રાઓનું યાત્રાસ્થાન બની રહેશે. પણ આપણે હવે કરવાની દાંડીયાત્રા એ તો ગાંધીજીએ બતાવેલા ચારિત્ર્યમાર્ગે ચાલવું તે જ થવી જોઇએ.

× × × ×

'સરિતાથી સાગર' નામના લેખકના તાજેતરમાં પ્રગટ થએલ પુસ્તકની પ્રસ્તાવનામાંથી.

## નોબેલ પારિતોષિક મેળવનાર સાહિત્યકારો અને શાંતિચાહકો

સાહિત્યના ક્ષેત્રમાં સર્વશ્રેષ્ઠ મૌલિક રચના માટે નોબેલ પારિતોષિક મેળવનાર દુનિયાના સાહિત્યકારો સંબંધી શક્ય તેટલી માહિતી એકઠી કરીને નીચે આપી છે. ઉપરાત દુનિયાની શાંતિ સુલેહના ક્ષેત્રમાં અથાગ મહેનત કરનાર શાંતિચાહક વ્યક્તિઓ અને સંસ્થાઓને પણ આ પારિતોષિક





એનાયત કરવામાં આવે છે. તે સંબંધી પ્રાપ્ય એટલી માહિતી પણ સાથોસાથ આપી છે. આ

વર્ષનું શાંતિ માટેનું ઇનામ કોઈને આપવામાં આવ્યું નથી—જો કે મહાત્માજીનું નામ સૂચવાયું હતું.

| વર્ષ | સાહિત્ય | શાંતિ—સુલેહ |
|---|---|---|
| ૧૯૦૧ | રેને પ્રુસલી પ્રોમે (ફ્રાંસ) | જીન હેનરીડુનાન્ટ (સ્વીટઝરલેન્ડ) ફ્રેડરીક પાસી (ફ્રાંસ) |
| ૧૯૦૨ | થીઓડર મોમ્સેન (જર્મની) | એલીક ડયુકોમુન ચાર્લ્સ ગોબાટ (સ્વીટ્ઝરલેન્ડ) |
| ૧૯૦૩ | બ્જોર્નસ્ટર્ન જર્ન બ્જોર્નસન (નોર્વે) | સર. વિલ્યમ આર ક્રિમર (ઇંગ્લાંડ) |
| ૧૯૦૪ | ફ્રેડરી મીસ્ટ્રાલ (ફ્રાંસ) જોસી ઇકેગારી (સ્પેન) | ઘેન્ટ ઇન્સ્ટિટયૂટ ફોર ઇન્ટરનેશનલ લૉ બેલ્જીયમ |
| ૧૯૦૫ | હેન્રીક સાયનકીવીઝ (પોલેંડ) | બેરોનેસ બર્થા સુટનર (ઓસ્ટ્રીયા) |
| ૧૯૦૬ | ગ્યુસુએ કારડુકી (ઇટાલી) | થીયોડર રૂઝવેલ્ટ (અમેરિકા) |
| ૧૯૦૭ | રૂડયાર્ડ કીપ્લીંગ (ઇંગ્લેન્ડ) | અર્નેસ્ટો થીયોડોરો મોનેટા (ઇટલી) લૂઈ રેનોલ્ટ (ફ્રાંસ). |
| ૧૯૦૮ | રૂડોલ્ફ યુકેન (જર્મની) | કે. પી. આર્નોલ્ડસન (સ્વીડન) ફ્રેડરીક બાજેર (ડેન્માર્ક) |
| ૧૯૦૯ | સેલ્મા લાગેર લોફ (સ્વીડન | ઓગસ્ટ બીરનાએર્ટ (બેલ્જીયમ) બેરન પોલ ડી એસ્ટુરનેલીસ (ફ્રાંસ) |
| ૧૯૧૦ | પોલ વોન હેઈસે (જર્મની) | ઇન્ટરનેશનલ પીસ ઓફિસ (જીનીવા) |
| ૧૯૧૧ | કાઉન્ટ મેટરલીન્ક (બેલ્જીયમ) | આલ્ફ્રેડ ફ્રાઇડ (ઓસ્ટ્રીયા) ટોબીઆસ આસેર (હોલાંડ) |
| ૧૯૧૨ | જી. હાઉપ્ટમાન (જર્મની) | ઇલીહુ રૂટ (અમેરિકા) |
| ૧૯૧૩ | રવીન્દ્રનાથ ટાગોર (હિન્દ) | હેનરીલા ફોન્ટેઇન (બેલ્જીયમ) |
| ૧૯૧૫ | રોમેઇન રોલા (ફ્રાંસ) | |
| ૧૯૧૬ | વર્નર વોન હાઇડેન સ્ટામ (સ્વીડન) | |
| ૧૯૧૭ | કાર્લ જેલેરૂપ (Gjellerup) હેનરીક પોન્ટોપીદાન (ડેન્માર્ક) | રેડ ક્રોસ કમિટી (જીનીવા) |
| ૧૯૧૯ | કાર્લ સ્પીટેલર (સ્વીટ્ઝર્લેન્ડ) | વુડરો વિલ્સન (અમેરિકા) |
| ૧૯૨૦ | ક્નુટ હામ્સન (નોર્વે) | લીયોન બરજીઓઇસ (ફ્રાંસ) |
| ૧૯૨૧ | આનતોલ ફ્રાંસ (ફ્રાંસ) | કાર્લ બ્રાન્ટીંગ (સ્વીડન) ક્રીશ્ચિયન લાન્ગે (નોર્વે) |
| ૧૯૨૨ | જસીન્ટો બીનાવેન્ટે (સ્પેન) | ફ્રીટ્જોફ નાન્સેન (નોર્વે) |
| ૧૯૨૩ | ડબલ્યુ બી યીટ્સ (ઇંગ્લાંડ) | |
| ૧૯૨૪ | લાડીસ્લો રેયમન્ટ (પોલાંડ) | |
| ૧૯૨૫ | બર્નાર્ડ શૉ (ઇંગ્લાંડ) | સર જોસેફ ઓસ્ટીન ચેમ્બરલેઇન (ઇંગ્લાંડ) ચાર્લ્સ ગેટ્સ ડેઇમ્સ (અમેરિકા) |
| ૧૯૨૬ | ગ્રાઝીયા ડીલેડા (ઇટાલી) | એરીસ્ટાઇડ બ્રીયાન્ડ (ફ્રાંસ) ગુસ્ટાવ સ્ટ્રેસીમાન (જર્મની) |
| ૧૯૨૭ | હેનરી બર્ગસાન (ફ્રાંસ) | ફરડીનાન્ડ બ્રીસોન (ફ્રાંસ) લુડવીગ કવીદે (જર્મની) |
| ૧૯૨૮ | સીગ્રીડ ઉન્ડસેટ (નોર્વે) | |
| ૧૯૨૯ | થોમસ માન (જર્મની) | ફ્રાંક બીલીંગ્સ કેલોગ (અમેરિકા) |
| ૧૯૩૦ | સીન્કલર લેવીસ (અમેરિકા) | નાથાન સોડરબ્લોમ (સ્વીડન) |
| ૧૯૩૧ | એરીક એક્ષેલ કાર્લફેલ્ટ (સ્વીડન) | જેને આડામ્સ; નીકોલસ બટલર (અમેરિકા) |
| ૧૯૩૨ | જોન ગાલ્સવર્ધી (ઇંગ્લંડ) | |



| | | |
|---|---|---|
| ૧૯૩૩ | ઇવાન બુનીન (રશિયા) | સર નોર્મન એંગેલ (ઇંગ્લેંડ) |
| ૧૯૩૪ | એલ. પીરાન્ડેલો (ઇટાલી) | આર્થર હેન્ડરસન (ઇંગ્લેંડ) |
| ૧૯૩૫ | — | કાર્લ ફોન ઓસીએટ્ઝકી (જર્મની) |
| ૧૯૩૬ | ઇ. ઓ'નીલ (અમેરિકા) | કાર્લોસ સાવેદ્ર લામાસ (આર્જેન્ટીના) |
| ૧૯૩૭ | માર્ટીન દુ ગાર્ડ (ફ્રાંસ) | લોર્ડ સેસીલ (ઇંગ્લેન્ડ) |
| ૧૯૩૮ | પર્લ બક (અમેરિકા) | નાન્સેન ઓફિસ ફોર રેફ્યુજીઝ (જીનીવા) |
| ૧૯૩૯ | ફ્રાંસ સીલ્લાન્પા (ફીન્લેન્ડ) | |
| ૧૯૪૪ | જોહાનીસ જાન્સેન (ડેન્માર્ક) | ઇન્ટરનેશનલ રેડ ક્રોસ (જીનીવા) |
| ૧૯૪૫ | જી. મીસ્ટ્રાલ (ચીલી) | કોરડેલ હલ (અમેરિકા) |
| ૧૯૪૬ | હેસે (જર્મની) | એમીલી ગ્રીન બાલ્ચ; જોન મોટ (અમેરિકા) |
| ૧૯૪૭ | એન્ડ્રે જીડે (ફ્રાંસ) | ફ્રેન્ડસ સરવીસ કાઉન્સીલ, લંડન: અમેરિકન સરવીસ કમિટી, અમેરિકા (કવેકર સંસ્થાઓ) |
| ૧૯૪૮ | ટી. એસ. ઇલીયટ | |

# ગુરુદેવ અમારે આંગણે

[મંગપુ તે રવીન્દ્રનાથ [મૈત્રેયીદેવી]માંથી

અનુવાદક : રમણિક મેવાણી

"આજે સાંજવેળા શું ધામધૂમમાં પડ્યા હતા? કંઈ જ ન વંચાયું." ગુરુદેવે કહ્યું.

ગાંગુલી ખોવાઈ ગયા હતા, એથી એની સ્ત્રી ચિન્તા કરતી આવી હતી.

"ખોવાઈ ગયા હતા એટલે?"

બરાબર ખોવાયા ન હતા, પણ દાર્જિલીંગથી પાછા ફરતાં એક દિવસ મોડું થયું હતું.

"—ખેર, હવે તો Return of the prodigal ની વાત તો પતી ગઈને?"

"—આટલી દોડા થતી હતી તે પરથી તમે સમજી ન શક્યા?"

"સમજું કઈ રીતે? વિચાર્યું કે બધી મિત્રમંડળી મળી છે. ને ટોળ ટપ્પા ચાલે છે. તમારો સૌનો સાદ પણ એટલો ગીઠો કે વાત કંઈ શોકજનક છે યા લગ્નોત્સવ છે તે સમજાયું નહિ. ગળાનું માધુર્ય જ એવું કે વાતો કરો છો કે વિલાપ કરો છો તે કળવું જ મુશ્કેલ થઈ પડે છે."

"આ તો રમૂજ કરો છો ને?"

"રમૂજ હોવા છતાંયે જાણું છું કે તમે એ ખરું માની લેશો, સ્ત્રીઓ પોતાના વખાણની વાતને કદીયે રમૂજ કહીને હાથમાંથી સરી જવા નહિ દે. ભલેને માખણનો મલમપટ્ટો પૂરી છૂટથી લગાવી થેથર કરી દ્યો તો યે એને એ અરુચિકર નહિ થાય. બહુ બહુ તો જરા દંભ કરીને કહેશે "ઓહો, રમૂજ કરો છો ને—' હું કહું છું કે તમે આવી મીઠાશથી કદી યે ન બોલત, જો તમને તમારામાં જરાક પણ વિશ્વાસ ન હોત તો." ગુરુદેવ બોલ્યા.

"હવે હું સાચેસાચ રોષે ભરાઉં છું હો." મેં કહ્યું.

"અરેરે રોષિત શા માટે બનો છો, આ વાત કંઈ વ્યક્તિગત—તમારા એક માટે તો છે નહિ. આ તો સામુદાયિક વાત થાય છે. તમારી વાત જો કહું, તો તમે શું કદી....ના અત્યારે હવે વધુ નહિ ચાલે—! ખેર, હવે ગાંગુલી—પત્નીની ચિન્તા ટળી છે ને! તમે લોકો એટલી અનાવશ્યક ગંભીરતાથી ચિન્તા કરો છો કે જેથી સામો પક્ષ બહુ આફતમાં મુકાઈ જાય છે."





"આપણે ત્યાં સ્ત્રીઓને—એમના સામા પક્ષ—પુરુષો સાથે એવા તો સખત બંધને બાંધવામાં આવી છે કે એ બંધનનું પરિણામ એ એક પક્ષે ભોગવવું જ પડે છે, ભોગવવું જ પડશે. એમાં શું થાય ?" મેં કહ્યું.

"વારુ, પતિ-વિયોગે સ્ત્રીનું દુઃખ વધુ કે પત્ની વિયોગે—પુરુષનું દુઃખ ?"

ગુરુદેવે પ્રશ્ન કર્યો.

"વિધવાના દુઃખની સાથે સરખાવતાં પુરુષોને કઇ ખોટ ? શું દુઃખ ?" મેં પૂછયું.

"—પણ હું તો જોઉં છું કે વિધવાઓ દીર્ઘાયુ હોય છે લાંબું—જીવન જીવે છે."— ગુરુદેવે કહ્યું.

—"એ ખરું છે, કદાચ શુદ્ધાચારને અંગે એમ થતું હશે. એકવાર વિધવા થયા પછી મરવું મુશ્કેલ બની જાય છે."

"ફક્ત એટલું જ ઓછું છે ! મને તો લાગે છે કે પતિ—રૂપી જે એક જબ્બર ભાર એને વહેવો પડતો તે માથા પરથી ખસી જતાં તે ભાર ઘણો હળવો થઇ જાય છે. ને એ વખતની મુક્તિ મન અને શરીરને એક વિશ્રામરૂપ થઇ પડે છે. વસ્તી ગણતરીમાંથી એ નક્કી થઇ ગયું છે કે વિધવા કરતાં વિધુરો વધુ મરે છે. અને એનું કારણ એમનો જે ભાર અગાઉ—પત્ની વહેતી હતી તે પછી તેમને એકલાને જ વહેવો પડતો હોય છે. અને પોતાનો ભાર બહુ આકરો છે. એ ભાર, પત્નીની આદત બહુ ખરાબ છે. એ આદત, એકવાર પડયા પછી એમાંથી છૂટાતું નથી. એ કારણે જ તો પત્નીનું અવસાન થતાં ફરી પરણવા સૌ દોડાદોડી કરી મૂકે છે. અને જો પત્ની નાનાં નાનાં બાળકોને મૂકી ગઈ હોય તો તો એ સમસ્યા—આકરી—વિકટ સમસ્યારુપ થઈ પડે છે. કોણ એની સાર—સંભાળ લેશે—ખવરાવશે, મોટાં કરશે. ઓછું એ પુરુષનું કામ છે ! વિશેષ કરીને જેમણે પોતાની જાતને સંસાર સાથે બહુ ભળી જવા દીધી છે તેમનું દુઃખ વધુ હોય છે:"

થોડીવાર માટે એ શાન્ત બન્યા, મહાદેવ ચાની સામગ્રી લઈ આવ્યો. તેઓ અન્યમનસ્કપણે કંઇ વિચારતા હોય તેમ લાગ્યું, થોડીવારે એ બોલ્યા—'બેશક મારી પોતાની વાત તદ્દન જુદી જ જાતની છે. મારી જાતને મેં કદી યે દુનિયાદારીમાં ફસાવા દીધી નથી, કોઈ પણ રીતે બંધાવું એ મારા સ્વભાવમાં જ નથી,"

"પણ તમારે તો ગૃહસંસારનો ભાર એકલા એકલા જ વહેવો પડયો હતો ને!" મેં કહ્યું.

"એ તો બનેલું જ. એ બધી વ્યવસ્થા, બાળકોને મોટા કરી ભણાવવા—પરણાવવા એટલે સુધી કે ત્રણ બાળકોનું મૃત્યુ—દુઃખ પણ મારે એકલા એકલા જ સહન કરવું પડયું હતું. બરાબર યાદ તો નથી. પરંતુ ઘણું કરીને*બેલાનાં લગ્ન એની હયાતીમાં જ થઇ ગયેલાં. બધુંજ કર્યું છે, પણ જાળમાં ફસાયો નથી. અળગા રહીને જ આ બધું કર્યું છે. સંતાનો ને મોટા કરવા, એમના ભણતરની વ્યવસ્થા કરવી વગેરે કર્યું છે, પણ એ જાણે એક Intellectual task હતું એ બુદ્ધિપૂર્વક વિચાર—વિવેકપૂર્વક—પુરુષની રીતે જ કર્યું હતું. રથી વગેરેને ભણાવવા જતાં જ તો આ શાન્તિનિકેતનનો જન્મ થયો. બેશક ત્યારે એ હયાત હતી. તેમ જ મારા કામમાં એણે મદદ પણ કરી હતી. અત્યારનાં યુવક—યુવતી જેવા આટલા અસંતોષી અમે નહોતા. આધુનિક રીતે અમે પરણેલા નહોતા છતાં અમને કશીએ ઊણપ નહોતી. એક ઊંડી શ્રદ્ધાનો સંપર્ક હતો. એ તો શાન્તિનિકેતનનાં મારા કાર્યમાં સાથી થવા ઇચ્છતી હતી. ખાસ કરીને છેલ્લે છેલ્લે મારી સાથે સહકાર્ય કરવાનો એનો ખૂબ જ આગ્રહ હતો. પણ એ ન બની શકયું. એ પછી ટૂંક સમયમાં જ એની એ ભયંકર માંદગી આવી."

અપૂર્ણ

* બેલા—કવિપુત્રી માધુરીલતા

# કાશીનું કરવત

ઊર્મિ-નવરચનાની નવી ચાલુ વાર્તા  ઈશ્વર પેટલીકર

[૧]

ઉનાળો બેઠો. એની નિશાની એ કે બપોરિયામાં ખડકીના ઓટલા વસતીવાળા થઇ જતા. ખેતરમાંથી આવી રોટલાપાણી કરી પુરુષવર્ગ એક પછી એક ખડકીના ઓટલે આવી આડો પડતો—આરામ કરતા. ચૂનાની છોવાળી ખડકીની ભીંતો અને પથ્થર જડેલ તળિયું ઠંડું રહેતું એટલે ટાઢો પહોર થતાં સુધી ખડકીના સામસામા બેઉ લાંબા ઓટલા ઉપર પુરુષો આડા પડતા. જાનનો મુકામ હોય તેવો એ દેખાવ થઇ રહેતો. જાનમાં ગોદડાં પાથરેલાં હોય ત્યારે અહીં વગર પાથર્યે. ફક્ત માથાના ફાળિયાનું ઓશીકું કરી, કવોટા પ્રમાણે દરેકને જગા મળી રહે તે માટે લાંબા પગ કરી વધુ જગા રોક્યા વગર ટૂંટિયું વાળીને પુરુષો આડા પડતા.

આરામના આ વખતમાં ય પ્રવૃત્તિ ચાલુ રહેતી. એક બે હૂકા તો ફરતા જ રહેતા. જેનો વારો આવે તે બેઠો થઈ નેહ ચૂસવા લાગે. જો બીડી પાકીને તૈયાર થઈ ગઈ હોય તો દોરડાં ભાંગવા બીડો મૂકવાનું રોજ શરૂ રહેતું.

ફાગણ મહિનો શરૂ થયો હતો અને કરડો તાપ પણ હવે પ્રમાણમાં વધતો જતો હતો. રોજ રોજ ઓટલે આરામ કરવા આવતાં પુરુષોની સંખ્યા વધતી જતી હતી. બીડી હજુ તૈયાર થઇ ન હતી એટલે હૂકો અને ગપ્પાં એમ બે કાર્યક્રમ આ વેળા ચાલતાં હતા. બે વાગવા આવ્યા હતા એટલે મોટે ભાગે આવનાર બધા સભ્યો આવી ગયા હતા. તે વખતે પાઘડી પહેરેલો બ્રાહ્મણ ખડકીમા દાખલ થયા.

હૂકો તાણતાં મથુરભાઇ બોલી ઊઠયો: 'મહારાજ ! ક્યાં જાવ છો ?'

આડા પડેલા પુરુષો અર્ધા બેઠા થયા. મહારાજ તરફ નજર કરી બધા તાકી રહ્યા.

મહારાજ બોલ્યા: 'અમારે બ્રાહ્મણને ક્યાં જવાનું હોય ? વસતીમાં જાઉં છું: જ્યોતિષનું કામ જાણું છું. કોઇને જન્માક્ષર કરાવવા હોય, જન્મોત્રી કરાવવી હોય, વર્ષફળ કરાવવું હોય તો કરી આપું છું.'

અર્ધા બેઠા થયેલા સર્વ ટટ્ટાર થઇ ગયા. કિશાભાઇ બોલ્યા: 'એ બધું બામણોએ પેટ ભરવાનું ધતિંગ ખોળી કાઢ્યું ……'

એમને આગળ બોલવા દીધા વગર મહારાજ બોલ્યા: 'બધાની વાત બધા જાણે. હું મારી વાત કરું. જો મારું ખોટું પડે તો એકાવન રૂપિયા ધર્માદા કરવા, અને જો સાચું પડે તો તમે ધર્માદો કરવા તૈયાર છો ?'

મથુરભાઇ પોતાની પાસે જગા કરતાં બોલ્યા: 'બેસો બાપજી! અમારા કિશાભાઇ તો ટીખળી છે એટલે એવું બોલે છે.'

મહારાજ બેઠા. બધા ફાટી આંખે જોઇ રહ્યા કે મથુરભાઈ ટાઢા પહોરનું હાંકે છે કે શું! પણ એમની સાથે જીભાજોડી કરવામાં સાર ન હતો એટલે સર્વ મૂછમાં હસતા મૌન ધરી રહ્યા!

મહારાજે ટીપણું કાઢ્યું.

મથુરભાઇ: 'તમને મહારાજ હાથ જોતાં આવડે છે?'

સર્વ સમજી ગયા કે મથુરભાઈએ પઘડી ફેરવી.

મહારાજ બોલ્યા: 'મેં બાર વર્ષ આ વિદ્યાનો કાશીમાં અભ્યાસ કર્યો છે. જોષ જોતાં આવડે છે. હાથ જોતાં આવડે છે. મોં કળા જોઇને પણ ભવિષ્ય કહી શકું છું.'

બધા હસ્યા. માન્યું કે મથુરભાઇ શરતમાંથી છટકવા બહાનું શોધતા હતા પણ બરાબર ફસાયા.

મથુરભાઇ ગંભીરતા ધારણ કરીને બોલ્યા: 'મહારાજ, મોં કળા જોઇને ભવિષ્ય ભાખવાની વિદ્યા તો મેં આજ સાંભળી. લ્યો ત્યારે બાપજી, આ અમારા છગાભાઇનું ભવિષ્ય મોં કળા જોઈને ભાખો જોઇએ.' અને બાજુમાં બેઠેલા છગાભાઇને બરડે હાથ મૂકીને





મથુરભાઇ મહારાજ સામે તાકી રહ્યા.

છગાભાઇ વચ્ચે બોલી ઊઠ્યા: 'તું તારે તારું ભવિષ્ય જોવડાવને.' અને મહારાજને ઉદ્દેશીને કહ્યું, 'બાપજી! તમ તમારે એનું ભવિષ્ય જુઓ.'

મથુરભાઇ: 'તમે તમારે છાનામાના બેસો રહો ને. મારે કંઇ ભવિષ્ય ઓછું જોવડાવવું છે. મહારાજની પરીક્ષા કરવી છે. તમારે કાને ના ધરવું હોય તો એક કાને સાંભળો બીજે કાને કાઢી નાખજો.'

બીજાઓએ પણ એ વાતમાં ટેકો પુરાવ્યો: 'ત્યારે તમારું શું જાય છે છગાભાઇ, જે થાય તે જોયા કરો ને.'

મહારાજે શરૂ કર્યું: 'આ માણસ સ્વભાવના બહુ ભલા માણસ છે. મરતાને મેર કહે તેવા નથી. કોઇનો છેડો ઝાલી છૂટે એવા છે. કોઇ કડવું વેણ કહી જાય તો કાને ધરે એવા નથી. પ્રભુએ સુખ પણ સારું આપ્યું છે. ગામમાં કોઇને ન હોય એટલી એમની પાસે સંપત્તિ છે.'

બધાની આંખો બેની ચાર થઇ. સ્વભાવ સાચો કહ્યો ત્યાં સુધી તો ઠીક, પણ આ ગામમાં એમની પાસે વધુ મિલકત છે એમ જયારે મહારાજને મોંએ સાંભળ્યું ત્યારે સૌના મનમાં વસી ગયું કે મહારાજ છે પૂરા વિદ્યાવાળા.

'પૂર્વયોગને પ્રતાપે ઘરમાં સ્ત્રી પણ સારા સ્વભાવની અને પતિની આજ્ઞા માથે ચઢાવે તેવી મળી હતી. ભગવાનનો આપ્યો દીકરો પણ હતો, પરંતુ પૂર્વયોગ કરીને એ સુખ આજે નથી રહ્યું.'

બધાની આંખો ફાટી ગઇ. અક્ષરે અક્ષર સાચો હતો.

મહારાજ આંખો મીંચીને આંતરિક દર્શન કરીને બોલતા હતા: 'સાડા ત્રણ વર્ષનો અશુભ ગાળો હવે પૂરો થયો છે. આ ગાળામાં લીલી વાડી બેદાનમેદાન થઈ ગઇ. પણ હવે એ વાડી પાછી લીલી થશે એમ હું જોઈ રહ્યો છું.'

છગાભાઈ શરૂઆતમાં બેપરવા હતા, પણ જેમ જેમ જીવનની વાત સાચી પડતી ગઈ તેમ તેમ ગંભીર બનતા ગયા.

અને જ્યારે મહારાજે વાડી ફરી લીલી થશે એમ કહ્યું ત્યારે સાચે જ એમનું હૈયું પુલકિત થઈ ગયું; પણ એ હર્ષ એમણે બહાર જણાવા દીધો નહિ.

મથુરભાઇ બોલ્યા: 'મહારાજ, ખોટું નહિ બોલું. ભૂતકાળ જાણે તમારો સાચો પડયો. પણ ભવિષ્ય ઉપર આશા બંધાતી નથી. તમે કહો છો કે ફરી વાડી લીલી થશે, પણ એ માન્યામાં આવતું નથી. એમને પંચાવન તો થયાં. છ મહિનાને આંતરે બાયડી અને વીસ વર્ષનો જુવાનજોધ એકનો એક દીકરો ગયાં હવે વાડી લીલી શી રીતે થશે!'

વચ્ચે એક જણ બોલ્યો: 'દત્તક લે તો તરત વાડી લીલી ન થાય?'

છગાભાઇને દત્તક પુત્ર લેવા લોકો સલાહ આપતા. લગ્ન કરવા ય સલાહ આપનાર ન મળે એવું નહિ, પણ સ્વભાવના એ એવા હતા કે આ ઉંમરે લગ્ન કરે નહિ માની બેત્રણ જણ સિવાય એવું કહેવાની કોઇએ હિમ્મત કરી ન હતી.

મહારાજે કહ્યું: 'લાવો જોઇ તમારો હાથ.'

શરૂઆતમાં ઇનકાર કરનાર છગાભાઈએ તરત પોતાનો જમણો હાથ લાંબો કર્યો. મથુરભાઇએ કિશાભાઈ સામે જોઇ આંખ મીંચકારી.

મહારાજ બોલ્યા: 'એમના કરમમાં હું બે દીકરાનું સુખ જોઉં છું એમના જ પંડનો દીકરો એમનો પિંડ વહેરશે એમાં મિનમેખ નથી.'

એક જણે કહ્યું: 'મહારાજ! તમે જરા એમના મોં સામે જોઇને તો બોલો. આ ઉંમરે શું એ લગ્ન કરશે એમ માનો છો?'

મહારાજ શ્રદ્ધાપૂર્વક બોલ્યા: 'હું તો ભાઈ ચિઠ્ઠીનો ચાકર છું. જે લેખ હોય તે વાંચી દઉં છું. એમના કરમમાં લગ્નયોગ છે અને આ ઉનાળામાં જ લગ્ન ના થાય તો મને કહેજો!'

બધાનાં મોં સિવાઇ ગયાં. બિલકુલ માન્યામાં ન આવે તેવી વાત હતી, છગાભાઇ જેવો માણસ કે જે પ્રભુની મરજી કહી, દત્તકપુત્ર લેવાની પણ એષણા ન બતાવે, એ આ ઉંમરે લગ્ન ફરી કરે એ માન્યામાં કેમ આવે?



- છેવટે કિશાભાઈ બોલ્યા : 'મા'રાજ ! એ લગ્ન ન કરે તો !'

મહારાજ : 'જો ખોટું પડે તો મારે આ ધંધો મૂકી દેવો.'

- કોઈ શું બોલે ?

[૨]

છગાભાઈનું આ ભવિષ્ય સાંભળીને પેટમાં તેલ રેડાયું. સંતોકબહેનને છગાભાઈની મિલકત એટલે પાડાના ખાંધ જેવી પોણોસો વીઘાં જમીન, સાઠ-સિત્તેર તોલા સોનું, પાંચ હજારની ધીરધાર અને ખડકીમાં ત્રણ ઘર એ બધી મિલકત એમના કાકાના દીકરા નાથાભાઈને મળવાની. એટલે લોકો ઈર્ષ્યાએ બળતા હતા. નાથાભાઈ આમ તો બધાંની જેમ ઠીક ઠીક સીધા હતા, અને તેમાં આવી મોટી મિલ-કત મળે એટલે એ સૌને ચડી જાય. એથી એમનાં પત્ની સંતોકબહેનને બહુ અભિમાન આવ્યું હતું એમ બૈરાનું માનવું હતું.

છગાભાઈ ગઈ સાલ બીમાર પડ્યા. ત્યારે બૈરાં તો એટલે સુધી વાત કરતાં હતાં કે સંતોકે મિલકત વહેલી મળે તે સારુ કંઈક જંતરમંતર કર્યાં છે. પણ છગાભાઈ દોઢ મહિનો મંદવાડ ભોગવી બેઠા થયા એટલે બૈરાંના હાથ હેઠા પડ્યા. છતાં એક બે જણે એમને મોઢે ચડીને કહ્યું હતું કે, સંતોકને ઘેર જમવામાં કોક દહાડો ઘાત થશે માટે સમજીને તમે તમારે હાથે બનાવી લ્યો. છગાભાઈએ એ સલાહને હસી કાઢીને કાને ધરી ન હતી. અને પત્નીપુત્ર ગુજરી ગયા પછી ત્રણ વર્ષથી એ નાથાભાઈને ઘેર જ જમતા હતા. સંતોકબહેન એમની સંભાળ પણ સારી રાખતાં. ઉંમરમાં એ નાથાભાઈ કરતાં પાંચ વર્ષે મોટા હતા એટલે સંતો-કબહેન જેઠનો મલાજો સાચવીને પણ એમની જરૂરિયાત સમજી લઈ સગવડ સાચવી લેતાં હતાં પણ જગત એ ચાકરીની કદર કરતું ન હતું. સૌ માનતા કે લક્ષ્મી મળવાની છે માટે એ લૂંડાપો કરે છે. !

સંતોકબહેન ખડકીના લોકથી જાણી રહ્યાં હતાં. એમને વસી ગયું હતું કે પોતાને આ મિલકત મળવાની હતી તે લોકોથી દીઠું ખમાતું ન હતું. એ કારણે જે હોય તે છગાભાઈને દત્તક પુત્ર લેવા કાનફૂસિયાં કરતું હતું. પાણી પહેલાં પાળ બાંધવા માટે સંતોકબહેને પતિને કહી દીધું હતું કે જો એમનું મન એવું હોય તો આપણો એક દીકરો; દત્તક લેવો હોય તો લે.

નાથાભાઈને કંઈ મિલકત નહોતી ગમતી એમ નહિ પણ છગાભાઈના સ્વભાવને એ ઓળખતા. એટલે એમને વિશ્વાસ હતો કે લોકો કાન ભરશે તો પણ કંઈ વળવાનું નહોતું એટલે પત્નીને એ કહેતા કે તું અમસ્તી વલોપાત કરે છે. છગાભાઈ એવું કંઈ કરે જ નહિ.

સંતોકબહેનને પણ આમ તો વિશ્વાસ હતો. પરંતુ, બ્રાહ્મણ બનતું લેટને જતો હતો છતાં ગામ ચોરના ટોળાથી એને સંદેહ પડ્યો. ... માતી એ મઢી દીધું, એવું કંઈ લોકોના ટોળાથી છગાભાઈનું ન થઈ જાય. એ જ બીક સંતોકબહેનને હતી. એ બધાં ડીંડ સૂરિયાં સાકર-ભાઈ અને કિશાભાઈનાં હતાં એમ પણ એ જાણતાં હતાં. પિત્રાઈ જ વેરી હોય એમ એમને લાગી ગયું હતું. એ બન્ને બીજી પેઢીએ જ એમના પિત્રાઈ થતાં હતાં.

સંતોકબહેનને એમ પણ વસી ગયું કે એ બંને કરતાં એમની વહુઓ, સોના અને રેવા ખરી રીતે છગાભાઈના વધુ કાન ભરે છે. જતાં આવતાં કાનમાં ઝેર રેડવા પોતાના ધણી પાસે લ્યો હૂકો' એમ બહાનું કાઢી એ ઘરમાં બોલાવે છે. પછી વેળા સુધી કાનફૂસિયાં કરે છે !

આ સંદેહને લીધે છેલ્લા એક વર્ષથી તો પાડો-સમાં જ બધાંના ઘર હોવા છતાં સોનાબહેન અને રેવાબહેન સાથે સંતોકબહેને બોલવા-ચાલવાનો વહેવાર બંધ કર્યો હતો. નાથાભાઈ ઘણા વખત સંતોકબહેનને સલાહ આપતા હતા કે આમ પિત્રાઈમાં વહેવાર ન રાખવો એ ઠીક નથી.





આપણા મનમાં જે હોય તે બહાર દેખાવા ન દેવું જોઈએ, સાથે બેસીએ ઊઠીએ પણ ચેતીને ચાલીએ એટલે બસ. આમ ઉઘાડો વિરોધ રાખો તો બાજી ના બગડતી હોય તો પણ બગડી જાય. અમે પુરૂષો મનમાં રાખીને કેમ ભેગા બેસીએ ઊઠીએ છીએ? પણ એ સલાહ સંતોકબહેને સ્વીકારી ન હતી

આ સંજોગોમાં જ્યારે સંતોકબહેને જાણ્યું કે મથુરભાઈએ છગાભાઈની ઈચ્છા ન હતી છતાં જોષ જોડાવ્યો ત્યારે એમનાથી સહેવાયું નહિ પેટમાં તેલ રેડાયું. અને એ ઉભરો બહાર ભભૂકી ઊઠયો. નનામી, પણ મથુરભાઈને ઉદ્દેશી એમણે ગાળો ભાંડવા માંડી. સોનાબહેન એ ગાળો સાંભળતાં હતાં એટલે એમનાથી એ કેમ સહન થાય? એમણે સામો ધનુષ્યટંકાર કર્યો.

'એ મારી શોકય! જયારથી કૂણીએ ગોળ ચોંટેલો દીઠો છે ત્યારથી લેવા-દેવા વગર અમારી પાછળ શું કામ પડી છે? મિલકત ખઈશ તો તું ખઈશ, ફરી પૈણવાનો હશે તો તારો 'ધણી' પૈણશે. એમાં તારા બાપને લેવાદેવા વગર શું કામ ભાંડે છે!'

સામું સંતોકબહેને અગનાસ્ત્ર છોડયું:'તારો બાપ તારો ધણી. તારા હણીજાને પૈણાવ્યાના તને બહુ કોડ છે તો એને તારો ધણી કરને. મિલકતે ય મળશે ને નવો ધણી ય મળશે!'

વરુણાસ્ત્ર છોડતાં સોનાબહેને કહ્યું: 'મોં સંભાળીને બોલજે. તારો એ ધણી ના હોય તો એ પરણવાનો છે એમ જાણી તારા હણીજાને ગાળો શું કામ દે છે? ધણી થતો હશે ત્યારે જ તને લાય બળે છે ને?'

સંતોકબહેન નવું બાણ ખેંચે તે પહેલાં સોનાબહેનને પક્ષે રેવાબહેન ચડી આવ્યાં. અને ચંડીઓનું કાનના કીડા ખરી પડે એવું ઘોર વાગ્યુદ્ધ જામ્યું!

[૩]

રાત્રે નાથાભાઈ અને છગાભાઈ વાળુ કરવા બેઠા ત્યારે સંતોકબહેને રડતાં રડતાં કહ્યું: 'જુઓ મોટા, હું તીખા સ્વભાવની રહી એટલે મારાથી ખોટું નહિ ખમાય, સોના મને 'ધણી' સમાણી ગાળો દેઈ ગઈ. લાખોની મિલકત મળવાની હોય તો ય એવી ગાળો કોઈ ના સાંભળે...'

વચ્ચે નાથાભાઈ બોલ્યા : 'એ ગમે તેમ બોલી ગઈ તેમાં મોટા શું કરે! એમના ઘરનું બૈરું હોય તો એ બે વાનાં કહે પણ પારકા બૈરાંને એ શું કરે?'

સંતોકબહેન પતિને ઉદ્દેશીને બોલ્યા : 'તમે વચ્ચે ના બોલશો, મને કોઈ દૂધમાં અને દહીંમાં પગ રાખે તે નહિ ફાવે એ મને 'ધણી'ના ગાળ દેઈ જાય અને મોટા એના ઘરમાં પેસનીકળ કરે એ કેમ બને?'

સંતોકબહેન અટકયાં પણ કોઈ કંઈ બોલ્યું નહિ એટલે એ આગળ બોલ્યાં : 'જુઓ મોટા, તમે કોઈને દત્તક લ્યો કે ફરી પરણો એમાં અમારે કંઈ લેવાદેવા નથી. તમારી મિલકત નહિ મળે તો અમે ભૂખે મરી જઈશું એવું પણ નથી...'

વચ્ચે છગાભાઈ બોલી ઊઠયા : 'પણ મેં એવું તમને કયારે કહ્યું છે?'

સંતોકબહેન: 'તમે કહ્યું છે એમ મારું કહેવું નથી. હું તો હરિગત વાત કરું છું. દહાડો નીકળે એવી મિલકત ભગવાને અમને આપી છે. એ છોકરા અને એના બાપ, ત્રણ જણ મજૂરી કરે એવા સબધા છે. તમારી ચાકરી કરીએ છીએ તે મિલકત મળવાની છે માટે નહિ, પણ ધરમના લોભે માટે. મથુરભાઈ અને કિશાભાઈની અદેખાઈ હું સમજું છું. કોઈ હિસાબે તમારી મિલકત અમને ન મળે એવી એમની દાનત છે. પણ હું સોગન ખાઈને કહું છું કે જો અમારે તમારી મિલકત...'

વચ્ચે વળી છગાભાઈ બોલ્યા: 'પણ તમને સોગન ખાવાનું કોણ કહે છે! લોકો મન ફાવે તેમ માને. સામાનું સારું ન ખમાય તે અદેખાઈ પણ કરે. પણ એથી તમારે ખોટું ન લગાડવું જોઈએ.'

'ખોટું કેમ ન લાગે?' સંતોકબહેને પ્રશ્ન કરીને જાતે જવાબ આપ્યો: 'જે લોકો અદેખાઈ કરે એ-




નાં કાનફૂસિયાં તમે સાંભળો, એમને ઘેર જાઓ, અને પરદુઃખભંજન થઇ જઈ તમારો હાથ જોવડાવે ત્યારે તમે હાથ લાંબો કરી ભવિષ્ય જોવડાવો. પછી દુઃખ કેમ ન લાગે ?'

નાથાભાઇએ આંખ કાઢી ઘઉં ને ગવાર ભેગા ન ભરડવા પત્નીને ઇશારો કર્યો. પણ લાજનો ઓથો કરી, મોટાની મર્યાદા પાળતાં સંતોકબહેન બોલતાં હતાં એટલે પતિની આંખ પહોળી થઇ એ એમણે જોઇ નહિ.

એ બોલ્યે જતાં હતાં: 'તમે કંઇ અમારા હમાયેલા નથી કે અમે કહીએ તેમ તમારે વર્તવું પડે. પણ જે લોકો અમારી અદેખાઈ કરે, ભૂંડું ઇચ્છે તેમની સાથે તમે ઘાલમેલ કરો ત્યારે મારા જેવી તીખી બાઇને જરૂર દુઃખ થાય. મનમાં ઓછું આવે કે મોટા ઘરના માણસ થઇ આવું કરે એ ઠીક નહિ. છતાં મેં આજ સુધી એક શબ્દ કહ્યો નથી. મારા મનમાં કે રંડોની તકરારમાં આદમી માણસોને ક્યાં વાળવા. પણ આજે મને સોનાએ અને રેવાએ ના ભાંડાય એવી ગાળો ભાંડી છે. મથુરભાએ પણ તમારો હાથ અદેખાઈને લીધે જોષી પાસે જોવડાવ્યો એની મને ખાતરી થઇ ગઈ છે. માટે મારે આજે તમને છેલ્લી વાત કહી દેવાની છે.'

નાથાભાઇ હવે મૌન ન સેવી શક્યા. બોલી ઊઠયા: 'છેલ્લી અને પહેલી વાત કર્યા વગર મૂકને એ લપ માણસનું ધાર્યું થતું હોય તો કોઈ કોઇને જીવવા ન દે.'

પણ સંતોકબહેન એમ સંતોષ પકડે ત્યારે તો થઈ રહ્યું ! એ ઊંચા સાદે બોલ્યા : 'એ બધું ડહાપણ મારે તમારું નથી સાંભળવું. લાખ રૂપિયાની હમિયાણી (મિલકત) મળવાની હોય તો ય કાનના કીડા ખરી પડે તેવી ગાળો કોઈ ન સાંભળે.'

નાથાભાઈ મનમાં ને મનમાં દાંત કચકચાવી રહ્યા—'આ રાંડો જ મારીને સત્યાનાશ વાળે છે. આગળપાછળની કંઇ ગમ મળે નહિ ને બસ પોતાનું ઝુડઝુડ કરીને બધી બાજી બગાડે.'

નાથાભાઈની ઇચ્છા મનની મનમાં રહી ને સંતોકબહેને પહેલી અને છેલ્લી વાત કહી દીધી: 'જુઓ મોટા, ઘરના થઈને રહેવું હોય તો એ લોકો જોડે આજથી સબંધ બંધ કરજો. અને એમના સાથે સબંધ રાખવો હોય તો અમારા જોડે બંધ કરજો !'

નાથાભાઇએ પત્નીની એ મૂર્ખાઇ ભૂલી જતાં કહ્યું: 'તમે બૈરાં તો આજ લડે ને કાલ ભેગાં થાવ. ટકાની રાંડો સારુ કંઈ અમે આદમીઓ સંબંધ ન બગાડીએ. મોટા તો શું પણ હું જ એમ તારા સારુ કંઈ બોલચાલ બંધ ન કરું !'

છગાભાઇ કંઈ બોલ્યા વગર હાથમાં ધોઈ બહાર નીકળ્યા. નિત્ય નિયમ પ્રમાણે નાથાભાઈ દૂધ ભરી લાવ્યા એટલે પીને એ પોતાને ઘેર વિદાય થયા.

[૪]

રાત્રે સૂતી વખતે છગાભાઈ દિવસે બનેલા બનાવ ઉપર મનમાં વાગોળતા હતા. જોષીએ જે ભૂતકાળ કહ્યો હતો એ બરાબર સાચો હતો તો શું ભવિષ્યકાળ સાચો પડશે ? પોતે ફરી લગ્ન કરશે ?

છગાભાઈને એ સવાલનો કંઈ ચોક્કસ પ્રત્યુત્તર મળતો ન હતો. ફરી પરણવાની તો શું પણ દત્તક લેવાની વાત પણ એમણે મનમાં સેવી ન હતી. જુવાન દીકરો મરી ગયો તેથી એમને અતિ દુઃખ થયું હતું. સંસાર ખારો થઇ ગયો હતો. પત્ની ગઈ, પુત્ર ગયો, પાછલી અવસ્થામાં પોતે દુઃખી થયા તેથી નિરાશા પણ વ્યાપી ગઇ હતી. કરમમાં હોય તે મિથ્યા કોણ કરે, એ એક જ આધારે આવી પડેલું દુઃખ સહી લીધું હતું. આટલી ઉંમરે લગ્ન કરવાનો વિચાર એમના ભલા હૃદયને કદી આવે તેવો ન હતો. કોઈ એવો પ્રયત્ન કરે તો પણ એ તાબે થાય એવા ન હતા. દત્તકપુત્ર લેવા માટે પણ એ તૈયાર ન હતા. એમની પાસે એક જ





જવાબ હતો કે, કરમમાં જો પુત્રસુખ લખ્યું હોત, તો ઊછર્યો પા.છર્યો પુત્ર શું કામ ભગવાન લઈ લેત? ભગવાનની ઈચ્છા વિરુદ્ધ પુત્રસુખ માટે ફાંફાં મારવા એ તૈયાર ન હતા.

પણ જે કરમ ઉપર હાથ રાખી એ સંતોષ માનતા હતા એમાં વળી કંઇ જુદું લખ્યાનું આજે જોષીએ ભાખ્યું. આ ઉંમરે લગ્ન અને બે દીકરાઓનું સુખ! છગાભાઇ વિમાસણમાં પડી ગયા–'પ્રભુ! આ ઉંમરે મારે ફરી સંસાર માંડવો પડશે? મારી ઈચ્છા ન હોવા છતાં તેં આ શું વિચાર્યું છે?

એ સાથે એમની સંતોકબહેનની છેલ્લી અને પહેલી વાત યાદ આવી–કાં અમારા ઘરના થઇ રહો કે કાં અમારા ઘરનો સંબંધ છોડો!

છગાભાઇ બબડયા–પ્રભુ! આ કેવો ઓશિયાળો અવતાર! હું મારી ઇચ્છા પ્રમાણે કોઈની સાથે બોલીચાલી પણ ન શકું? હું નાથાભાઇનો ઓશિયાળો નથી, મૂઠી અન્ન ખાઉં છું તેના બદલામાં સાત મૂઠી અન્ન પાછું વાળું છું. છેવટ આવડી મિલકત પણ એમને સોંપવાની છે. છતાં સંતોક મને પહેલી અને છેલ્લી વાત કરે! જો એને મારી મિલકતની લાલચ ન હોય તો જોષીએ ભવિષ્ય ભાખ્યું એમાં એ ખિજાઈ શું કરવા? મથુરભાઇને ગાળો શું કામ ભાંડવા લાગી? મને ય મનમાં નહિ ભાંડી હોય તેની કોને ખબર છે? આજે મને વાત કરી ને આવતી કાલે એમ કહે કે, કાં તમારી બધી મિલકત અમને લખી આપો, કે કાં અમારા ઘરમાં નહિ, તો શું મારે બધી મિલકત લખી આપવી? અને લખી આપું તો પછી મારે હડસેલા જ ખાવાના રહે કે બીજું?

પ્રભુ! પ્રભુ! એમ ઘડી પ્રભુ રટણ કરતા છગાભાઇએ આંખ મીંચી અને ઉઘાડી. એમને ભીષ્મપિતા યાદ આવ્યા. કેવા સમર્થ પુરુષ? કેવી ભીષ્મપ્રતિજ્ઞા? છતાં એ નરને અન્નના માર્યા દુર્યોધનની ભર સભામાં દ્રૌપદીનાં ચીર ખેંચાતાં લાચાર બની જોઇ રહેવું પડયું! લચકો ધાન શું કરાવે છે? તેમાં ય મારે તો મફત નથી ખાવાનું છતાં લાચારી!

લગ્નની વાત લગ્ન પાસે છે, કરમમાં હશે તે થશે, પણ એવી લાચારી વેઠી પોતે કદી ન જીવી શકે. સંતોકની પહેલી અને છેલ્લી વાત પોતે કદી સ્વીકારશે નહિ. સવારના પહોરમાં જ સુણાવી દઇશ કે મારે તમારું લચકો રાંધેલું ધાન ન ખપે!

## [૫]

એ વખતે જ ઘરના ઓરડામાં મથુરભાઇ અને સોનાબહેન, બન્ને પતિપત્ની વાતચીત કરી રહ્યાં હતાં.

મથુરભાઈ પત્નીને શિખામણ આપતા હતા: 'તમારા બૈરાંનું પેટ, આમ જોવા જાય તો અમારા પુરુષો કરતાં મોટું છે. નવ મહિના બાળક સમાઈ રહે એટલી એમાં પુરુષ કરતાં વધારે જગા છે. છતાં નવાઇ એ છે કે પુરુષ નાના પેટમાં અનેક કડવા ઘૂંટડા ગળી જાય છે, પણ તમે બૈરાં મોટા પેટમાં નાનો સરખો કડવો ઘૂંટડો ગળી શકતાં નથી!'

સોનાબહેન મીઠું હસીને પતિને વહાલ કરતાં બોલ્યાં: 'તમને જેમાં હોય તેમાં ટીખળ સૂઝે છે. પેટમાં બાળક સમાય પણ પથરો ન સમાય. હું સાંભળું એ રીતે એ રાંડ તમને ગાળો ભાંડે, પછી હું એ શી રીતે સાંભળી રહું?'

મથુરભાઈ: 'મીંઢાં થઇને બધું સાંભળી રહેવું, અને અંદરથી જે કરતાં હોઈએ તે કર્યા કરીએ ત્યારે એ પાકું માણસ કહેવાય. બાકી આમ ભડભડીને તો ઊલટું કામ બગડે. જ્યાં ત્યાં આપણે કોઇ પણ ભોગે એ મિલકત એમને પચવા નથી દેવી એ જ કે બીજું?'

એ ગળી મધ જેવી વાત સાંભળતાં સોનાબહેને પૂછયું: 'પણ એ બને શી રીતે?'

મથુરભાઇ: 'બનાવવું, ના બનાવવું એ બધું આપણા હાથમાં જ છે......'

વચ્ચે સોનાબહેન બોલ્યાઃ 'આપણા હાથમાં શી રીતે?'



મથુરભાઈ: 'આપણા એટલે માણસના હાથમાં. કંઈ ઉપરથી ભગવાન આવીને એ બનાવી જવાનો નથી.'

સોનાબહેન: 'પણ ભગવાનની મરજી વગર કંઈ બને છે?'

'ભગવાનની મરજી તો આ ઉનાળામાં જ એમને લગ્ન કરાવવાની છે.'

'જોષીએ કહ્યું તે ઓછું સાચું પડી જાય છે?'

'મને શ્રદ્ધા છે કે જરૂર એ સાચું પડવાનું.'

'શા ઉપરથી કહો છો?'

'જોષી કોઈ પાકી વિદ્યાવાળો હતો. ખાતરીબંધ એના જેવું બોલનાર મેં આજ સુધી કોઈને જોયો નથી.'

'તો એના મોંમાં ગોળ. સંતોક મોટી મિલકત મળવાની છે એથી ફૂલીને ફાળકો થઇ ગઈ છે, ને એનું અભિમાન ઊતરશે. એણે જો અભિમાન ન કરવા માંડયું હોત તો આપણે અદેખાઈ કરવાનું કશું કારણ ન હતું. આપણે ઓછી એની મિલકત ખાવી છે એટલે ઝેર આવે? પણ એના મનમાં એટલું અભિમાન આવી ગયું કે મારા જેવી હવે કોઈ ગામમાં નથી, ભગવાન ઓછો કોઇનું અભિમાન સાંખી લે છે?'

'પણ એ અભિમાન ઉતારવું હશે તો તારે એક કામ કરવું પડશે.'

'શું?'

'છગાબાઇ માટે તારે કન્યા શોધી લાવવી પડશે.'

'પણ એ પરણવા તૈયાર થાય ત્યારે ને?'

'ના એમ એ પરણવા તૈયાર નહિ થાય. કન્યા તૈયાર કરીને આપણે એમને કાને વાત નાખવી પડશે. પછી એ ના પાડે ત્યારે હું જોઇ લઇશ.'

'કન્યાઓ તો નાતમાં જોઇએ તેટલી છે.'

'જોઈએ તેટલી આમાં કામમાં ન આવે. આપણી મુઠ્ઠીમાં હોવી જોઈએ.'

'એવી કન્યા હું ક્યાંથી લાવું?'

મથુરભાઇ હસીને કટાક્ષ કરતાં બોલ્યા: 'ત્યારે અમસ્તું થૂંક ઉડાડવાથી કંઈ કોઈનું અભિમાન ન ઊતરે. થોડી મહેનત કરવી પડે. આપણા વશમાં હોય તેને પટાવી ફોસલાવીને હા પડાવવી જોઇએ.'

વાત સમજી જતાં સોનાબહેને કહ્યું: 'શું મારી બહેનની દીકરીની વાત કરો છો?'

હસીને મથુરભાઇએ કહ્યું: 'તારા વશમાં હોય તેની જ વાત થાય. કંઈ પારકાની વાત કામમાં આવે?'

સોનાબહેન અચકાયાં. વિચાર કરીને બોલ્યાં: 'ગંગા માનશે?'

'મારાથી માસી થઇને, લલિતાને અહીં નાખો એમ કહેતા જીભ પણ કેમ ઊપડે.'

'શાથી ગંગા ના માને? છગાભાઇને ઘેર શું દુઃખ છે? લલિતા કંઇ નાની નથી. અઢાર વર્ષ થયાં એટલે બૈરું જ કહેવાય. પછી નાની મોટી ઉંમરનો બાધ ના ગણાય. તારી બહેન ઊંડું સમજે તો ખોટું ય નથી. ધણી છે નહિ, ઘરની સ્થિતિ નહિ, પાછળ નાના છોકરાં જીવાડવાનાં, પાટીદાર નાતમાં સારી સ્થિતિવાળો તો કોઈ હા પાડવાનો નહિ. કોઈ ભૂખડો બારસ હા પાડશે તો લલિતાને ય સુખ શું! અને આમાં તો બધી રીતે ફાયદો છે. લલિતાના કરમમાં હેવાતન હશે તો છગાભાઇને સો વરસ સુધી છીંક નહિ આવે.'

સોનાબહેનનું હજુ મન ન માન્યું હોય એમ એમણે કંઈ જવાબ ન આપ્યો.

મથુરભાઈ: 'તારામાં આવડત હોય તો તો ગંગા કડવી ગોળી હસતાં હસતાં ગળી જાય. ગોળે ચોપડીને આપતાં આવડવી જોઇએ. છગાભાઇને પંચાવન વર્ષ થયાં એમ કહીએ શું કામ? ચાલીસથી ના સાંધીએ? ખસવું પડે તો પિસ્તાલીસ સુધી પરાણે આવીએ. અને જોનારને છગાભાઈ એથી મોટા દેખાય એવા ય ક્યાં છે?'

સોનાબહેન: 'પણ આપણે એવું કોઈ તૈયાર કર્યું હોય અને છગાભાઇ ના પાડે તો વચ્ચે આપણે મરવા વારો આવે ને?'

(અનુસંધાન પાન ૨૮)

ધૂમકેતુ

[૧]

ભગવાન તથાગતને પોતાના એક શિષ્ય સારિપુત્ર પ્રત્યે એવો અટલ વિશ્વાસ હતો કે એક વખત એમણે કહ્યું હતું: 'જે દિશામાં સારિપુત્ર ઉપદેશ દેવા જાય ત્યાં મારે જવાની જરૂર ન હોય.' સારિપુત્ર ધર્મસેનાપતિ જેવો હતો.

એ સારિપુત્રના મૃત્યુ-સમાચાર લઈને એક દિવસ એક માણસ આવ્યો. એનું નામ ચુન્દ.

ચુન્દ આવ્યો અને ભગવાનના અંતેવાસી આનન્દને વાત કરી. સારિપુત્રના પાત્ર અને ચીવર પણ એને આપ્યાં. ભગવાનના ધર્મ-સંઘનો જે ધર્મસેનાપતિ હતો, એના મૃત્યુની વાત સાંભળતાં જ આનંદ, શોકના ભારથી વિહ્‌વળ થઈ ગયો.

તે ચુન્દને લઈને ભગવાન બુદ્ધની પાસે ગયો. એણે વ્યગ્ર અવાજે કહ્યુ: 'ભગવાન! આ આયુષ્યમાન ચુન્દ એક માઠા સમાચાર લાવ્યો છે. ધર્મસેનાપતિ સારિપુત્રનું નિર્વાણ થયું છે!'

અગાધ જલરાશિમાં એક નાનકડી કાંકરી પડે અને જેવો ક્ષોભ થાય એવો ક્ષોભ ભગવાનને થયો. આનંદ બોલી રહ્યો હતો. 'ભગવાન્! આ વાત સાંભળીને મને દિશાઓ શૂન્ય જેવી લાગે છે. આ હા હા! સારિપુત્ર પણ જાય!'

ભગવાને મંદ શાન્ત અવાજે કહ્યું: "આનંદ! સારિપુત્ર ગયેલ છે એ ખરું; પણ શું એ શીલ, ધર્મ, પ્રજ્ઞા, પોતાની સાથે લઈ ગયેલ છે? જ્ઞાન દર્શન પણ આંહીં જ રાખી ગયેલ છે. આ બધા શું આપણી પાસે નથી કે દિશા શૂન્ય બને!"

'ભગવાન્! સારિપુત્ર એમાંનાં કોઈને તો લઈ ગયેલ નથી!'

'તો પછી આનંદ! કોઈ વૃક્ષ મોટું થાય, એનું એકાદ ડાંખળું ખરી જાય, એ પ્રમાણે સંઘમાંથી સારિપુત્રે વિદાય લીધી. એવું કોઈ દિવસ કોઈનાથી બન્યું છે ખરું કે જે પેદા થાય તે અવિનાશી પણ થાય? આનંદ! તમામ પદાર્થોએ વહેલે મોડે આંહીંથી વિદાય લેવી જ જોઈએ. એટલા માટે તો આપણે આપણા દીપક બનવાની વાત વારંવાર કરી નથી!'

[૨]

એક વખત એવું બન્યું કે એક શ્રીમંત માણસને જીવલેણ રોગ લાગુ પડયો. મરે તો એ જ મરે, આજ મરે કે કાલ મરે એવું થયું. એના દિલમાં વસવસો એક વાતનો થતો હતો. પોતે શ્રીમંત હતો, એલફેલ આનંદ વિનોદ મોજશોખ કરતો હતો, ત્યાં-સુધી એની આંખ પણ ફરકી નહિ કે નખમાં

(અનુસંધાન પાત ૨૭નું ચાલુ)

મથુરભાઈ: 'પણ વખત પાકયા વગર એમ કશું તૈયાર શું કામ કરીએ? તું જો તારી બહેનને સમજાવવાનું માથે લેતી હોય તો હું છગાભાઈનો ચોખો ચાંપી જોઉં.'

સોનાબહેન કોઈ ઉપાયે સંતોકબહેનનું અભિમાન ઉતારવા માગતી હતી એટલે એણે કહ્યું: 'તમ તમારે ચોખો તો ચાંપી જો જો. હા પાડશે તો નેળનાં ગાડાં કંઈ નેળમાં રહેશે?' અને પતિની નજીક જતાં એણે ઉમેર્યું:

'તમારા જેવા બેઠા છે એટલે નેળમાં ગાડું રહે જ ક્યમ?'



પણ રોગ દેખાણો નહિ. પણ જ્યારે એણે ધર્મપંથ લીધો, અનેક પ્રકારનાં પરોપકારી કામો શરૂ કર્યાં, બરાબર એ જ વખતે એનો ટોટો પીસતો આ મંદવાડ આવ્યો.

તેણે પોતાને ત્યાં આવતા સાધુ મહારાજને પણ આ કહ્યું. તેણે માત્ર આટલો જ જવાબ વાળ્યો. જો તમે માનો છો તેમ તમારા સત્કાર્યને લીધે આ દુઃખ આવ્યું હોય તો તમારા જેવો નસીબદાર કોઈ નહિ! તમને એ પંથ દેખાડીને જશે!

પેલા શ્રીમંતનો રોગ તો વધતો ગયો. સૌને લાગ્યું કે હવે તો એ એક બે દી'નો મહેમાન છે!

અચાનક એક દિવસ આશ્ચર્ય થયું. એના મનમાં આ મહારોગને પરિણામે પ્રશ્નોની પરંપરા ઊભી થવા લાગી: "મેં જાત ઘસીને કોનું શું કલ્યાણ કર્યું? મેં કોના કોના ઘરમાં અચાનક સુખ મોકલ્યું? મારા જીવવાથી દુનિયાને શું ફાયદો થયો?"

આ પ્રશ્નો જેમ જેમ એના મનમાં આવતા ગયા તેમ તેમ જે તક એણે ગુમાવી હતી એનો અનુતાપ એને થવા લાગ્યો. એણે અંતઃકરણથી ઇચ્છ્યું કે "મને જો એક જ તક વધુ મળે!"

અને એ જ વખતે એને પેલા સાધુ મહારાજનાં વચન પણ સાંભર્યાં: 'દુઃખ કેવળ દુઃખ દેવા માટે જ નથી. સુખની મહત્તા સમજાય એની ભૂમિકા તૈયાર કરવા માટે પણ એ આવે છે. એટલે એને સુખની પેઠે જ સત્કારો અને એ તમને વેદનાને બદલે જ્ઞાન અને નિરાશાને બદલે શકિત આપશે!'

[ ૩ ]

ગુરુદેવ નાનકને પોતાની વિદાયઘડીના ભણકારા વાગતા હતા. એમને લાગતું હતું કે કોઈક ઉત્તરાધિકારી હોય તો એમનો શાંતિસંદેશ આગળ ચાલે! નજર એમણે ચારે તરફ શિષ્યમંડળોમાં-સ્વજનેમાં ફેરવી પણ ગુરુને જે અસીમ શ્રદ્ધા જોઈતી હતી તે એમને ક્યાંય દેખાણી નહિ! જ્ઞાન ઠીક છે. ચારિત્ર પણ ઠીક છે. પણ નિસીમ શ્રદ્ધા—પોતાનામાં ને પોતાની વાતમાં નિઃસીમ શ્રદ્ધા એ જ બધા મહાન કાર્યનો સાચો પાયો છે. ગુરુજીને એ ક્યાંય દેખાતી નથી!

એવામાં ગુરુપત્નીએ અને બીજાઓએ કહ્યું: 'આ આપના બે પુત્રો છે, તેમાંથી એકને પસંદ કરો!'

પણ ગુરુદેવને એવી લોહીપરંપરામાં શ્રદ્ધા નથી. એમને જોઈએ છીએ મનની પરંપરા. પોતાના મનની વાતને આવતી કાલની પ્રજામા ફેલાવે એવો શ્રદ્ધાવાન આત્મા ગુરુદેવનું દિલ માનતું નથી.

ગુરુદેવનો એક અંતેવાસી હતો. લહના એનું નામ, એની પાસે એક જ ગુરુનો શબ્દ એટલે ગુરુનો શબ્દ એના ઉપર વાદ નહિ. એને માટે પ્રશ્ન નહિ. ઇશ્વર જે કાંઈ આપે એનો જેમ ભકતજન વગર સવાલે સ્વીકાર કરી લે છે તેમ ગુરુનો જે શબ્દ પડે, લહના એ તરત ઉપાડી લે.

એક વખત ગુરુજીએ શિકારીનો વેષ લીધો. પોતે જંગલ તરફ ચાલ્યા. કહ્યું: 'ભાઈઓ! જેમને સાચાં વહાલાં ન હોય તે આજ મારી સાથે આવજો, આજનો રંગ જુદો છે."





ગુરુદેવની આ વિચિત્ર વાણી વર્તને ઘણા તો ભાગી ગયા. તો પણ કેટલાક સાથે ચાલ્યા. રસ્તામાં થોડે દૂર ગયા ત્યાં તો સિક્કા જ સિક્કા, તાંબાના સિક્કાનો કોઇ પાર મળે નહિ! કેટલાકને થયું આ ભેગા કર્યા હોય તો બેડો પાર થઇ જાય!

અને એ ત્યાં સિક્કા વીણવામાં જ રોકાઈ ગયા.

સંઘ આગળ ચાલ્યો. પણ આગળ જતા તો તાંબાને બદલે રૂપાના સિક્કા દેખાયા!

હવે! તાંબું હતું ત્યાં સુધી ઠીક. પણ કાંઈ રૂપું જાવા દેવાય! એના વડે તો સંસાર આખો ચાલે છે!

એટલે વળી કેટલાક ડગુમગુ ત્યાં રોકાઇ ગયા.

થોડે દૂર ગયા. અને ઘોર સ્મશાન દેખાયું! હવે તો ત્યાં રહ્યા હતા પણ ત્રણ ચાર જણા એમાં પેલો લહના ખરો!

નાનકદેવે ત્યાં એ મુડદું પડયું હતું તે એમને દેખાડયું 'તમારામાંથી હવે જેને મારી સાથે આવવું હોય તે આ મુડદામાંથી થોડુંક ખાઇ લ્યે! હવેનો પંથ વિકટ છે!'

આ સાંભળીને તો લહના સિવાય બીજા બધા ધ્રૂજી ઊઠયા. એમને મનમાં શંકા પણ થઇ ગઈ. 'ગુરુદેવ ક્યાંક દીવાના થઈ ગયા હોય નહિ!'

અને એમણે શબ્દો તો સાંભળ્યા પણ આ કાને સાંભળીને જાણે આ કાને કાઢી નાખ્યા!

પણ કોઇ અખૂટ શ્રદ્ધાથી જાણે કે આ વિચિત્ર શબ્દોમાં પણ કલ્પનાતીત વસ્તુ રહી છે, એમ લહનાએ એકદમ જ મુડદા ઉપરથી ચાદર ખસેડી ગુરુદેવની વાતને સ્વીકારવા તૈયારી બતાવી!

અને બધાના આશ્ચર્યની વચ્ચે ત્યાં મુડદાને બદલે મિષ્ટ ભોજન દેખાયું!

નાનકદેવ લહનાને ભેટી પડયા. એને કહ્યું: "તું જ ગુરુપદને લાયક છે. તું મારો અંગદ છે!"

અને ગુરુનાં બન્ને પુત્રોને બદલે શ્રદ્ધાવાન અંગદના મસ્તક ઉપર ગુરુપદનું છત્ર મુકાયું!

કારણ કે નિઃસીમ શ્રદ્ધા પાસે તો જ્ઞાન અને ચારિત્ર એ પણ બાળક જેવાં છે! એ શ્રદ્ધા બીજું કાંઇ નથી, પોતાના અહંને ગાળી નાખવાથી આવેલી શકિત છે.

[૪]

એક વખત એવું બન્યું કે એક મહાન સેનાપતિ મૃત્યુશય્યા ઉપર પડયો. પોતાનું જીવન સાર્થક થયું છે એમ તેને લાગે માટે એના સ્વજનો, મિત્રો, સગાંવહાલાં, એમણે એનાં તમામ પરાક્રમોની જે જે યાદીઓ હતી તે ચારે તરફથી ભેગી કરી તેની શય્યા પાસે રખાવી. કયાંયથી કોઇ વિખ્યાત સેનાપતિની તલવાર આવી. કોઇ ઠેકાણેથી ધજાઓ આવી. બીજેથી વળી ઉત્તમ પ્રકારના કલાકૌશલ્યના નમૂનાઓ આવ્યા. સૌ ભેગા થઇને તેણે કરેલાં પરાક્રમોની સ્તુતિ કરવા લાગ્યા. કોઈ સ્થાનિક કવિ, એણે લીધેલા કોઇ દુર્ગમ દુર્ગનું ચડાઇ યુદ્ધનું કાવ્ય પણ લાવ્યો હતો. મોટેથી એ પણ ગવાયું. છતાં આ મહાન સેનાપતિને તો કાંઇ ને કાંઇ અધુરપ લાગ્યા કરે. તેણે મોટેથી કહ્યું. 'પણ મારું કોઇ જ ખરું કામ કેમ યાદીમાં નથી કે મેં કોઈ દિવસ એવું કર્યું જ નથી!'



'ખરું કામ ?' સૌ સંભારવા મંડયાં. એવું જે મુશ્કેલ જુદ્ધો જીત્યાં હતાં તે તમામનું તો કાંઇ ને કાંઈ સંસ્મરણ આવી ગયું હતું. જોદ્ધાઓને દ્વંદ્વ જુદ્ધમાં હરાવ્યા હતા. એમની તલવારો પણ દગલાબંધ પડી હતી. ધજાઓનો કોઇ પાર ન હતો. હવે કયું ખરું કામ બાકી રહી જતું હતું કે આ મહાન સેનાપતિનો જીવ એમાં જતો હતો ?'

સૌ સંભારતા ઊભા રહ્યા.

સેનાપતિની શય્યાની બરાબર સામે એક ચિત્ર લટકતું હતું. એ ચિત્રમાં એક મૃત્યુશય્યા પર પડેલા રણજોદ્ધા માટે, શીતળ પાણીનો એક લોટો લાવીને કોઇ છોકરો ઊભો રહી ગયો હતો ! છોકરાની ચારે તરફ તો જુદ્ધ ચાલતું દેખાતું હતું. ભાલા અને તલવાર વીજળીની માફક ચમકી રહ્યાં હતાં. અને પાણીની પેઠે બંદૂકોની ગોળીઓ વરસતી હતી. અને એ ત્યાં મૃત્યુ કિનારે પડેલા એક કોઇ અજાણ્યા રણજોદ્ધા માટે પાણી લઇને ઊભો હતો !

સેનાપતિની દૃષ્ટિ એ ચિત્ર તરફ સ્થિર થઈ ગઈ હતીઃ તેણે ધીમેથી કહ્યુંઃ 'તમે મારી કીર્તિના આટલા બધા અવશેષો લાવ્યા છો, પણ હું એવી યાદ માગું છું જે આ સામેના ચિત્ર જેવી હોય ! મારું કોઇ, પ્રભુપ્રીતિ માટે થયેલું કામ તમને યાદ હોય તો મને અત્યારે સંભારી આપો. એના એકનાથી જેટલી શાંતિ મને મળશે, એટલી આવાં અસંખ્ય સંસ્મરણોથી પણ નહિ મળે !

અને કોઇને યાદ ન આવતું હોય—મને તો યાદ આવતું નથી—તો મને આ અજાણ્યા રણજોદ્ધા પાસે ઊભેલા અજાણ્યા છોકરાની જીવન શીતળતામાં હવેની છેલ્લી બે ઘડી વિતાવી લેવા દો. મારું સત્કાર્ય નહિ તો બીજાના સત્કાર્યનું સંસ્મરણ પણ મને શાન્તિ આપે છે. અને આ બધી કીર્તિગાથાઓ કોઇ નિર્જીવ 'મ્યૂઝિયમ'માં ભેટ મોકલાવી દો !

[૫]

સંત સાધુનાં નાનાં સરખાં કામ પણ એમના આત્માની મહત્તા સિદ્ધ કરી બતાવે છે; કારણ કે એ દરેકે દરેક કામનું જે ખરું મૂલ્યાંકન હોય છે એ જ મૂકે છે. દુનિયાના વ્યવહારુ અભિપ્રાયની એ વખતે એ બેતના પણ ન કરે, શ્રી સહજાનંદ સ્વામી વિષે કહેવાય છે કે એક વખત જૂનાગઢમાં હરિભક્તોએ એમની શોભા ભરેલી સવારી કાઢી. એ શોભા નિહાળવા માણસોની ઠઠ જામી. એવામાં એક ભોળું શિશુ દોડતું એમાં આવી ચઢ્યું. એણે મહારાજશ્રીને હાથોહાથ આપવા માટે એક કાકડી આણેલી ! ભોળિયા બાલ બાદશાહને શી ખબર કે કાકડીની કાંઇ કિમ્મત નથી ! એ તો પોતે એને આનંદથી ખાય એટલે માની બેઠેલું કે આ વસ્તુ કિંમતી છે ! સેંકડો ને હજારો માણસોનાં દેખતાં શ્રી સહજાનંદ સ્વામીએ સવારી થોભાવી હાથ લાંબો કરીને એ બાળકના હાથમાંથી પોતે પ્રેમથી કાકડી લીધી. લીધી એ તો ઠીક પણ આપનાર શિશુ હતો, એના મનોભાવને અનુરૂપ બનીને, સ્વામીજીએ સવારીમાં બેઠાં બેઠાં જ એ ખાવા પણ માંડી ! પેલું બાળક તો એ જોઇને નાચી જ ઊઠયું !

નવાબના કોઈ અમલદારે આ જોયું, અને એણે આ જોઇને નવાબની પાસે આ વાતની મશ્કરી કરી. પણ નવાબ ભોળિયો સાધુસંતનો





જાણકાર હતો, એણે જવાબ વાળ્યો કે, એ કામ ખરા ઓલિયાનું છે.

ઓલિયા વિના બીજા કોઈનું દેન નહિ કે એવું કરવાની હિમ્મત પણ કરે.

એક વખતના બનારસના મહારાજા કોઈ સાધુ સંન્યાસીના પરમભક્ત હતા. સાધુ સંન્યાસી એમને ઘણું કહે કે મહારાજા ! આપનું આ કામ નથી. આપ આપના વ્યવહાર નભાવો તો એ પણ ધર્મનું જ કામ છે !

પણ મહારાજને તો એમ આશા કે કાંઈક ચમત્કાર થશે ને એમનો દિવસ ફરી જશે.

એક સમયે બન્ને ગંગા નદીમાં હોડકામાં ફરવા ગયા. તે દિવસે જ મહારાજને કોઈ માનની નિશાની તરીકે એક તલવાર સરકારી શહે ભેટ મળેલી ! મહારાજ તો એ જુએ ને ખુશખુશાલ થાય !

આ તલવારનાં ગુણગાન કરતાં કરતાં એમણે પેલા સાધુને એ તલવાર જોવા આપી. સાધુએ તો એ તલવારને સીધી જ ગંગામાં પધરાવી દીધી! બસ્ રહ્યું એ જોઈને તો મહારાજના ભયની અને દિલગીરીની કોઈ સીમા ન રહી. જે પહેરીને એ રાજદરબારમાં પોતાનું ગૌરવ પ્રગટ કરત એ તલવાર જ આ સાધુએ ફેંકી દીધી. એને પોતાને આવા સાધુવેરાગીના સંગ માટે હવે પસ્તાવો પણ થયો.

હોડી તો ત્યાંથી જ પાછી ફરી. આનંદ માર્યો ગયો. વાર્તાવિનોદ બંધ થઈ ગયો.

હોડી કાંઠે પહોંચી. ને મહારાજ ઊતરવા જાય છે, ત્યાં પેલા સંન્યાસીએ પાણીમાં શોધતો હોય તેમ હાથ ફેરવીને એકને બદલે બે તલવાર કાઢી. બન્ને એક સરખી તેણે મહારાજને કહ્યું 'મહારાજ ! આમાંથી તમારી હોય તે લઈ લ્યો !'

પણ મહારાજ તો પોતાની તલવાર કઈ તે ઓળખી શક્યા જ નહિ. એમણે માથું ધૂણાવ્યું, 'મહારાજ !' સાધુએ હવે કહ્યું 'તમે તમારી વસ્તુ કઈ છે એ જ જાણતા નથી, ત્યારે તમે મારી તલવાર, મારી તલવાર એમ કોને કહો છો ? બેમાંથી કઈ તમારી ?'

'એ જ ખબર પડતી નથી !'

'પણ તમે જે માટે આટલો અફસોસ કરી રહ્યા હતા, એને પણ તમે જાણતા નથી ? એ તો નવી નવાઈની વાત ! અને વળી જેને તમે જાણતા પણ નથી, એને તમારી માનીને તમે દિલગીર થઈ ગયા હતા ! એ વળી વધારે નવાઈની વાત નહિ ! મહારાજ ! એક તલવાર તજી શકાતી નથી અને તમને તો કાંઈ અદ્‌ભુત મેળવવાની લગની લાગી છે એમ તમે કહો છો; તો શું મહારાજ ! જે અદ્‌ભુત તમે શોધવા નીકળ્યા હતા એ આવું જ હતું ?'

તે દિવસથી મહારાજ કાશીરાજે કેવળ અદ્‌ભુતની વાતડાહી મનોસૃષ્ટિ સંકેલી લીધી. એને બદલે કાંઈક ને કાંઈક હંમેશા સત્કાર્ય કરી જવાનું પણ લીધું.

કાંઈક ને કાંઈક સત્કાર્ય કરતો રહે એ કોઈક દિવસ કાંઈક પણ મેળવે-પછી શક્તિ કે શાંતિ. કારણકે એ બન્ને એક જ છે. બાકી વાતડાહ્યા તો સવારે હોય તેના કરતાં સાંજે વધારે અશાંત હોય એટલું જ !

એક વકીલની વાત છે. નાસ્તિકનો અવતાર. ભગવાનને ઠેકે ચડાવે એને પણ પ્રત્યક્ષ મળે તો પોતે દલીલથી હરાવે એમ માને. આવો એમનો દલીલગર્વ ! પણ એક જ ગુરુ




એનામાં. પોતે માને કે પોતાની ભૂલથી કોઇ દાવો પોતે હારે તો ન્યાય ને સત્ય એ કે પોતે અસીલને ન્યાય અપાવે તો જ ખરો. આટલી એક નાનકડી ભાવનાને ભક્તિથી પાળે. બાકી બીજી બધી રીતે મહા વિચિક્ષણ.

એનો એક પાડોશી. એ ધર્મિષ્ઠ જીવડો. ફંડફાળા કરે. ગામના હવાડા કરાવે. સાધુ બાવાને જમાડે. પહેલાં પોતે ચાલીને ધર્માદા ફંડ ઉઘરાવે. ગોંદરે ખડ નાખે. નાનાં મોટાં ધર્મનાં કામ કરતો જ હોય ! આખો દી'એ ધર્મમાંથી નવરો નહિ. સૌ એને આસ્તિક માને. નાસ્તિક ને નટખટ તો પહેલો વકીલ ગણાય.

હવે એક વખત એવું બન્યું કે આ નાસ્તિક હોશિયાર વકીલ એક દાવો હારી ગયો. દાવામાં અપીલ થાય તેવો રસ્તો ન હતો. એને અફસોસ તો થયો, પણ એક સંતોષ હતો. પોતે મહેનત બરાબર કરી હતી.

પણ એના અસીલે દલીલ કરી કે અમુક દસ્તાવેજ તમે મૂકયો નહિ એટલે આપણે હાર્યા.

વકીલ કહે, " એ દસ્તાવેજ તમે મને આપ્યો છે જ કયાં ? "

અસીલે વધારે આગ્રહથી પોતાની મૂળ વાત રજૂ કરી. 'મેં તમને આપ્યો હતો. ભૂલ તમે કરી છે.'

છેવટે એ વાત તો પડતી મુકાઇ ગઇ. ને વીસરાઈ પણ ગઈ.

એક વખત વકીલ બેઠા પોતાનાં કાગળિયાં ફેંદે. એમાં અચાનક પેલો દસ્તાવેજ નીકળી આવ્યો. એને તો તરત થઈ ગયું કે ખરેખર, આ દાવો મેં હાથે કરીને ખોયો છે. અપીલ કરવાનો વખત ન હતો. એણે દાવાની રકમનો હિસાબ કર્યો. પોતાની તમામ મિલકત ખૂએ તો અસીલનું નુકસાન ભરપાઇ થાય. નહિતર નહિ.

એણે પેલા ધાર્મિક પાડોશીની સલાહ લીધી. એણે કહ્યું 'અલ્યા ! હવે વેઢિયો થાતો નહિ. ગઈ તિથિ તો જોશીએ વાંચતા નથી !'

પણ પેલાના મનનું સમાધાન થયું નહિ. આ એક વસ્તુને એણે ભજી ભજીને પોતાના માટે જીવન્ત બનાવી દીધેલી. એટલે એને લાગે કે એણે અસીલને વાત કરીને નાણાં આપવાં જ જોઇએ !

બીજે દિવસે સવારમાં એક ચમત્કાર થયો. પેલા ધાર્મિક ફંડફાળા ઉઘરાવનારો વકીલ, આ નાસ્તિકને એમ કહેવા આવ્યો હતો કે, તમારા પૈસા મેં બચાવ્યા છે, માટે આ નવા ધર્માદા ફંડમાં કાંઇક આપો—અને બરાબર એ જ વખતે પેલો નાસ્તિક—પોતાના મનની વાત કહેવા અસીલનું ઘર શોધી રહ્યો હતો !



સાંપ્રદાયિકતા ત્યારે જ ખતમ થશે જ્યારે જીવનનાં ક્ષેત્રોમાં ઈન્સાફ અને પ્રેમને આપણે રહબર બનાવીએ. યાદ રાખજો; હિંદુ, મુસલમાન કે શીખ હોવું એ સાંપ્રદાયિકતા નથી પરંતુ જાલીમ ગુનેગાર થવું અને બેઇન્સાફીને પોષવી તેનું નામ જ સાંપ્રદાયિકતા છે.

—મો૦ હબીબુર રહેમાન

# સૌરાષ્ટ્રનો સાવજ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

સૌરાષ્ટ્રમાં સાવજો થાય છે એમ ઘણાં ઓછાં માણસો જાણતાં હશે. કારણ કે જેઓને તે બાબત ખબર નથી તેઓ તેનો સંહાર કરનાર પ્રત્યે બહુ બેદરકારી સેવે છે. કારણ કે તેઓ આ પ્રાણી જેમ ચહેરા ઉપર નાક શોભે તેમ સૌરાષ્ટ્રને આખા એશિયા ખંડમાં ઓળખાવી રહ્યાં છે, તે વિશે અજ્ઞાત છે:

"દુનિયા પાંચ ખંડમાં વહેંચાઈ ગઇ છે તેમાં આખા આફ્રિકા ખંડ ઉપર વનરાજો વસે છે, જ્યારે એશિયાખંડમાં ફક્ત સૌરાષ્ટ્રની મધ્યમાં આવેલી પાંચસો ચોરસ માઇલની ગિરમાં જ તેઓનો વસવાટ છે, એ કારણને લઈ સૌરાષ્ટ્રની પ્રાણીસૃષ્ટિમાં કાંઇ ઓછી મહત્તા નથી.

વનરાજો આ ગિરમાં ખુલ્લે મને ફરે છે. તેઓને તેના આફ્રિકાના સગા કરતાં કંઇક બીક ઓછી છે કારણ કે ગિર માલધારીઓનું સ્વર્ગ છે એટલે ત્યાં ઠેકઠેકાણે માલધારીઓ નેસડા નાખી વસેલા છે. આવા કારણને લઈ આપણા વનરાજો માનવ બીક ઓછી કરીને અડધાં પાળેલાં પ્રાણી જેવી સ્થિતિ અનુભવી રહ્યા છે.

સાવજનો સ્વભાવ બીજાં હિંસક પ્રાણીઓ કરતાં અમીર હોય છે. ખાસ ભૂખ સિવાય હુમલો કરવા તેઓ તત્પર રહેતા નથી. અને વિયાએલી સિંહણ પોતાનાં બચ્ચાં સાથે આખળીમાં પડી હોય. તેવે વખતે કોઈ માર્ગ ભૂલેલો કઠિયારો કે માલધારી પોતાના માલ પાછળ આડો અવળો રસ્તો કાપતાં પેલી આખળી ઉપર આવી ચઢે તો બચ્ચાંનું રક્ષણ કરવા કયું પ્રાણી હુમલો કરવા તત્પર નથી રહેતું ! તો આ તો વનરાજની મા. મોટા ડારા સાથે હો હો કરતી તે જરૂર ધસી આવે છે. આ ડારો બિનઅનુભવીની છાતીનાં પાટિયાં બેસાડી દે છે અને બચવા માટે ભાગવા માંડે છે પણ અનુભવી આદમી તેમ ન કરતાં સામી છાતીએ ઊભો રહે તો માર પછાડ કરતી ધસી આવતી સિંહણ થોડે છેટે રોકાઈને ડારો દીધા કરે છે. આ કાંઈ ઓછી ખાનદાની ન કહેવાય.

અત્યારે પ્રજાતંત્ર થતાં આવાં અમીર અને નાકસમાં પ્રાણીઓની દરકાર ફક્ત નજીવા ન મારવાના કાયદા કરી રહી છે, પણ તેનું પાલન કેટલું કડક થાય છે તેની તપાસ રાખવા બહુ ઓછાને ફુરસદ હોય છે અને શિકારબાજો કાયદાનો કેમ ભંગ કરવો તે બાબત ધ્યાન ઉપર રાખી ચોરીછૂપીથી શિકાર કરવા કટિબદ્ધ બને તે પણ આપણાં કમનસીબની વાત છે અને આવી ચોરી કરતાં પછી જે પ્રાણી નર અથવા માદા કે બચ્ચું આવે તેને મારી નાખવા પોતાની બંદૂક તૈયાર રાખે છે.

ગિરમાં સાવજની સંખ્યા માત્ર બસોથી અઢીસો જનાવરની હશે. તેમાં શાનદાર નરો તો આંગળીને વેઢે ગણાય તેટલા હશે. એટલે ચારથી છ આવા પુખ્તવય સાવજનો દર વરસે શિકાર કરવામાં આવે તો તેની સંખ્યામાં બહુ મોટો ઘટાડો થવા સંભવ નથી, પણ નાના કેશવાળી વિનાના નરો અને માદાઓને તો ન જ સતાવવા જોઇએ. જો આટલું થાય તો આપણે આપણી પ્રકૃતિમાં વસતાં પ્રાણીઓ માટે આવો કડક નિયમ યોજાય તો જ સૌરાષ્ટ્રની નામી એવી ગિરમાં અને બીડોમાં પ્રાણીસૃષ્ટિ રહે એવું લાગે છે.

જો કે મારે એટલું તો કબૂલ કરવું પડશે કે કાંઇ દરેક માણસ આવું કરતો નથી અને જેઓ કરે છે તેઓ ખાસ શિકારપ્રિય અને બંદૂક ચલાવવાનો પૂરતો શોખ ધરાવતા હોય છે અથવા બીજા લોકો ખાવા માટે પ્રાણીઓની હદ બહાર હિંસા કરે છે. તેમાંથી ચામડાં અને માંસ વેચી ધંધો ઊભો કરે છે. આવાં ગેરકાયદે જેઓ પ્રાણીઓનો સંહાર કરે છે, તે જરાય ઇચ્છવા જેવું નથી. આ માટે સત્તા જ પોતાના હાથ કડક કરી શકે છે. સત્તાથીજ પ્રાણીસૃષ્ટિ વધી છે, નવીનતા લઇ શકી છે અને સચવાઇ શકી છે.



મને સાવજને પોતાના કૂળખેવતનમાં જોવાનો સૌથી પહેલો પ્રસંગ ઇ. સ. ૧૯૩૧ના માર્ચ માસમાં થયો હતો. અમારા ના. મહારાજા સાહેબને ખબર આવ્યા કે મિતીઆળાના જંગલમાં એક સાવજની જોડી આવી છે. આ પહેલાં જેટલાં જનાવરો આવતાં તે બધાં માદા અને બચ્ચાં જ આવતાં અને આ વખત નર સાવજ આવ્યા હતા.

આ સમાચાર મળ્યા અને મને જો સાવજ જોવાની ઇચ્છા હોય તો એક કલાકમાં તૈયાર થઈ જવા હુકમ થયો. સાવજને જંગલમાં જોવા માટે તો હું નાનો હતો અને પીલગાર્ડન્સમાં પિંજરે પુરાએલા સાવજો જોતો ત્યારથી જ મનમાં ગાંઠ વાળેલી કે આવા ખાનદાન પ્રાણીઓને તેમના રાજ્યમાં જોવાં. એટલે હું તો તરત જ તૈયાર થઇ ગયો. સ્પેશિયલમાં કુંડલા પહોંચી મોટર રસ્તે મિતીઆળા ચૌદ માઇલ કરી પહોંચ્યા.

મિતીઆળા ભાવનગરની હદમાં આવેલો ગિરનો એક બહુ નાનો ટુકડો અને ખૂણો છે. મર્હૂમ મહારાજા ભાવસિંહજી સાહેબ ત્યાં દીપડો મારવા માટે પધારેલા ત્યારે તેઓશ્રીએ એવી ઇચ્છા બતાવેલી કે આ ટુકડાને સાચવ્યો હોય તો કોઈક વખત સાવજ આપણા રાજ્યમાં આવે ખરા અને બચ્ચાં પણ આપે. ત્યાર પછી સૌથી પહેલી વખત તેમાં ઇ. સ. ૧૯૨૫ની સાલમાં સિંહણો આવી હતી.

જ્યારે અમે ત્યાં પહોંચ્યા ત્યારે બપોરના બે વાગ્યા હતા. સ્વસ્થ થઈ ત્યાં રહેતા ચોકીદારો અને શિકારીઓને પૂછપરછ કરી સર્વ હકીકતથી વાકેફ થયા, સૌથી પહેલાં તો તે જ નક્કી કરવાનું હતું કે તેઓ કઈ ઝાડીમાં પડયા છે, તેમાંથી હાંકો નાખી કાઢી શકાશે કે સાંજના મારણુ બાંધી મચાન ઉપરથી શિકાર થઇ શકશે? તેઓ તો બંગલાની નીચે આવેલા ડોર નામના ભાગમાં પડયા હતા જેમાં જીંજવણીના જાળાંમાં આખળીમાં સૂતા છે. એટલે એક બે મચાન ઊભા કરી હાંકો નાખી મારી શકાશે.

એ પ્રમાણે બંદોબસ્ત કરી શિકારબાજો તો તૈયાર થયેલા મચાન ઉપર ચઢી ગયા. હાંકો લગભગ સાડાત્રણે શરૂ થયો. બન્ને સાવજ આખળીમાંથી બહાર આવ્યા અને પોતપોતાની મરજી પ્રમાણે બીજી કોઈ શાન્ત જગ્યા શોધવા નીકળી પડયા. તેમાં એક સાવજ તો બિલકુલ મચાનથી બસો વાર છેટે નીકળ્યો, તેની ઉપર ના. મહારાજા સાહેબની બંદૂક ચાલી અને તેણે તો ત્યાં જ લંબાવી દીધું. પણ બીજો સાવજ જરા છેટે નીકળ્યો, તેની ઉપર બીજી ગોળી ચાલી. તે ગોળીએ તેને ઘાયલ કર્યો. જે પાછળથી ખબર પડી કે તેના પાછલા પગમાં વાગી હતી. એ ઘાયલ જનાવર જાડા જાળાંમાં કયાં લપાઇ ગયું તેની ખબર રહી નહિ.

મચાન ઉપરથી હાંકા વાળા માણસોને સાવચેત કરવામાં આવ્યા કે સાવજ ઘાયલ થયો છે. માટે ખબરદારી રાખવી. હાંકાનું સંચાલન કરવાવાળા જમાદારો હવે શું કરવું તે માટે વિચાર કરવા સૌ મચાન નીચે ભેળા થયા. માણસો સૌ તડકાને લઇને થાકી ગયા હતા એટલે આરામ આપવા એકાદ કલાક પછી પાછા આવીશું એમ કહી બંગલે ગયા. બંગલે જઇ મુખ્ય જમાદારને હુકમ આપવામાં આવ્યો કે આખા મિતીઆળા ગામનું ખાડું ભેગું કરી આગળ ભેંશો અને પાછળ હાંકાવાળા બરાબર જાળે જાળું જોઇ હાંકો લેતા આવે.

આવી રીતે હાંકો નાંખવાનું કારણ એટલું જ કે ભેંશોને સાવજની ઘાણુ જલદી પડે અને તરત ભડકીને ભંગાણુ પડે એટલે હાંકો લેનાર સાવચેત બની જગ્યાઓ બરાબર જોતા ચાલે. અથવા તો સાવજ પોતાને પડેલા ઘાને અંગે ઊઠી ચાલી શકતો ન હોય તો ઉપર ચઢી આવતી ભેંશોને ઝડકી આપી ભગાડે એટલે તેના પડવાની જગ્યા ધ્યાનમાં આવી જાય.

એ હુકમ મુજબ હાંકો શરૂ થયો તે વખતે એક અનુભવી શિકારબાજ અને તદ્દન નવો હું બન્ને જણા મચાનની નીચે બેઠા હતા. હાંકો ચાલ્યો





આવતો હતો ત્યારે મને પૂછ્યું કે જો સાવજ આપણી ઉપર આવશે તો શું કરીશ? મેં બહુ ઠંડે કલેજે કહ્યું કે મને સાવજ કાંઇ નહિ કરે એ તો બરાબર સમજે છે કે કોની પાસે બંદૂક છે. આવી વાતો ધીરે ધીરે થતી હતી. તેવામાં એક ઝાડ ઉપર શિકારી બેઠો હતો તેણે સાવજને ભેંશોના આવવાના ખખડાટને લઇ હલતાં જોયો અને ગોળી છોડી ઠાર કર્યો, આ સાવજોની કેશવાળી બહુ ઘાડી ન હતી પણ સાધારણ લંબાઇ કાંઈ ખોટી ન હતી.

કેટલાક અનુભવી શિકારબાજો એવી માન્યતા ધરાવે છે કે ગિરના સાવજોને કેશવાળી બહુ લાંબી થતી નથી કારણ કે અહીં કાંટાવાળા વૃક્ષ અને જાળાં ઘણાં, એમાં તેઓ ફરે એટલે તેની કેશવાળીના બાલ ભરાઇને ખેંચાઇ જાય છે એને લઈ તે દેખાય એટલી લાંબી થતી નથી. આ બાબત ઉપર અનુભવ એમ કહે છે કે કેશવાળીનું ભરાઉપણું અને લંબાઈ અથવા આછાપણું અને ટૂંકાઇ એ બન્ને વ્યક્તિગત સ્વભાવ છે.

ગિરમાં ઘણી વખત સાવજ જોડીમાં એટલે કાં તો નરમાદા અથવા બે નાના નરો તથા બે માદાઓ સાથે ફરતાં જોવામાં આવે છે. આવી જોડીને બેલાડનું નામ આપવામાં આવે છે. આવું બેલાડ જ્યારે મારણ મારવા આવે છે ત્યારે બનતા સુધી તો તેમાંથી નાનું હોય તે જ પહેલું આવે છે અને નરમાદા હોય તો માદા જ પહેલો હુમલો કરે છે. એ વખતે મારણને પછાડવામાં તે નિષ્ફળ જાય તો મોટો સાવજ તેને મદદ આપવા આવે છે અને પોતે એકલો મારણને પછાડી દે છે.

સાવજ સ્વભાવે એક પત્નીવ્રત રાખે છે એમ છતાં એક નર અને ચાર છ માદાના ટોળામાં પણ જોવામાં આવે છે. આવા ટોળામાં કાંઈ બધી પુખ્ત ઉમ્મરની માદા જ હોય છે એમ નથી પણ તેમાં બચ્ચાં અથવા નાની ઉમ્મરના પઠ્ઠાઓ પણ હોય છે. જ્યારે કોઇ સિંહણ ઋતુ ઉપર આવે ત્યારે તેને લઇ તે જુદો પડી જાય છે. એવી રીતે ચાર છ દહાડા એકાન્ત સેવી પાછા તેઓ પોતાના ટોળામાં ભળી જાય છે.

સાવજોની ડણક ઘણાં માઇલો સુધી સંભળાય છે. તે બિલાડીના કુટુમ્બનો છે છતાં તે કુટુમ્બમાં એ એકલો એટલો રાડીઓ છે. તેનાં બીજા સગાં તો લગભગ મૂંગા જ છે.

નર સાવજને પૂંછડીમાં એક કાંટો રહે છે. જે કાંટાનો ઉપયોગ જ્યારે તેને ગુસ્સો લાવવો હોય ત્યારે કરે છે. પોતાની પૂછડીના કાળા ગુચ્છાને પોતાના શરીર ઉપર આમથી તેમ જોરથી મારે છે જે વખતે પેલો કાંટો તેના બદનમાં ભોંકાય એથી તે ગુસ્સામાં આવી જાય છે.

સાવજ ખાસ કરીને તો નેસડાના માલ ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, પણ જો તેમાં બહુ સફળતા ન મળી હોય તો પછી વન્યપશુ જેવાં કે રોજડાં, ચીતળ, ડુક્કર વગેરેને પણ મારી ખાય છે.

સિંહણનું ગર્ભાધાન ૧૦૮ દિવસનું કહેવાય છે. અને એક વિયાજણમાં ત્રણથી ચાર બચ્ચાં આપે છે. જેઓ ઉપર જણાવ્યા પ્રમાણે લગભગ બે વરસ ઉપરાંત તેની મા સાથે રહે છે. તે અરસામાં માદા બીજી વખત પણ બચ્ચાં આપે છે. માદા પોતાના બચ્ચાંને જેમ બિલાડી પોતાની પૂછડી આમ તેમ ફેરવી રમાડે છે તેમ તેની સાથે રમાડે છે.

સાવજનો રંગ મટોડિયો પીળો તેમાં જેમ ઉંમર વધતી જાય તેમ કાળી રૂંવાટી આવતી જાય છે. નાની ઉંમરના સાવજમાં પેટાળમાં અને જાંઘમાં કાળાં ગુલ દેખાય છે જે રંગ બહુ ઘેરો કાળો હોતો નથી.

ગિર જેવા નાના વનમાં વનરાજને સાચવવા પૂરતી કાળજી રાખવી પડે, નહિ તો એટલા નાના જંગલમાં તેની વસતી ઘટતી જાય અને પરિણામે તેઓનો નાશ ધાર્યા કરતાં ઘણો વહેલો આવે.

એશિયાના સાવજની રીતભાત આવી છે. જો કે આફ્રિકામાં વસતા તેના સગામાં કાંઇ ફેર નથી, છતાં એટલું તો કહ્યા વિના ચાલે તેમ નથી કે ગિરનો સાવજ મનુષ્યભક્ષી થયો મારા સાંભળવામાં આવ્યો નથી. આવા છે આપણા એશિયાના સાવજ.

## [૧]

## અસ્પૃશ્યતા

"આપણે ત્યાં જ આભડછેટનું કૌભાંડ છે એવું કાંઈ નથી; અંગ્રેજ લોકોમાં પણ એક વખત એવો હતો જ્યારે "મ્યૂઝિયમ" "દેવળ" "કિલ્લો" અને એવાં જૂનાં સુંદર મકાનોમાં થોડાક લોકો જ જઈ શકતા. દરજી, કુંભાર, મોચી એવા એવાને એમાં જવાનું નહિ. અમીર લોકો એમ કહેતા કે એવા અસ્વચ્છ અણઘડ લોક ત્યાં આવે તો બધી વસ્તુ નાશ પામે. અંતે એક માણસ નીકળ્યો. એણે કહ્યું: 'ભાઈઓ ! તમે વધારે સમજુ ડાહ્યા છો એ ખરું. પણ જો તમે આમ ને આમ આભડછેટ રાખ્યા કરશો તો આ સામાન્ય માણસો સુધરશે ક્યારે ? એક વખત તો એમના ઉપર વિશ્વાસ મૂકી જુઓ. કોઈ ચીજ બગડે છે કે નહિ એ જુઓ !"

એની એ વાત એણે વારંવાર કહ્યા કરી. એની અસર થઈ. સૌને જવાની છૂટ મળી. લોકોએ પણ એ છૂટનો એવો સરસ ઉપયોગ કર્યો કે આખા સંગ્રહસ્થાનમાં એક પાઈની પણ ચીજ બગડી ન હતી !

એના જેવો જ સવાલ હરિજન પ્રવેશનો હોટેલમાં દાખલ થવાનો છે—એમ કહી શકાય. ધાર્મિક કારણ કરતાં પણ વધારે મોટું કારણ લોકમાનસમાં હવે તો અસ્વચ્છતાનું હોઈ શકે. મંદિરપ્રવેશનું પણ એમ જ. વિશ્વાસ મૂકવામાં આવશે તો એ પોતે જ સુધરીને બીજાઓને પણ, સ્વચ્છતા બાબતની સુધારણા આપશે.

લોકો ઉપર પ્રેમથી વિશ્વાસ મૂકો ને લોકો સુધરશે આ પણ એક ઉપાય છે.

## [૨]

## ગુજરાતી માધ્યમ

"ગુજરાતી પૂરી કે અધૂરી" એ વિષે વિવાદ કોઈ વેળા સાંભળવામાં આવે છે. કહેવત છે કે 'યથા રાજા તથા પ્રજા.' 'યથા ગુરુસ્તથા શિષ્ય.' એમ જ કહેવાય કે 'યથા ભાષકસ્તથા ભાષા.' જેવો બોલનાર તેવી બોલી. શામળભટાદિ કવિઓ પોતાના મનના વિવિધ વિચાર બોલતાં ગુજરાતી અધૂરી છે એવું જાણીને અટક્યા એવું જણાતું નથી. પણ નવા જૂના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રગટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું.

એક વિષયમાં તો બધી ભાષા અધૂરીઓ છે. માણસની ટૂંકી સમજણમાં નહિ આવે એવી વાતો એટલે કે ઈશ્વર વિષે કે અપારતા વિષે વાત કરીએ તો તો બધી ભાષા અધૂરીઓ છે. માણસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલે છે, માટે **જ્યારે બુદ્ધિ ટૂંકી પડે છે ત્યારે ભાષા અધૂરી હોય છે.** ભાષાનો સાધારણ નિયમ એ છે કે લોકોના મનમાં જેવા વિચાર ભરેલા છે તેવા જ તેમની ભાષામાં બોલાય છે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેકે ભરેલી; જો લોક મૂઢ તો વાચા તેમના જેવી જ. અંગ્રેજીમાં કહેવત છે કે મૂઢ સુથાર વાંસલા વિંધણાંનો વાંક કહાડે; ભાષાનો દોષ ઠરાવનાર કોઈ વેળા એવા હોય છે....પરભાષાના સંપાદનના શ્રમ કરતાં સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો આયાસ અધિક છે. શામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથોમાં જુઓ, તુક્કે તુક્કે આયાસના પ્રમાણ દેખાય છે. અને યત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધૂરા તો તેની ભાષા પણ અધૂરી, પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા, શણગારેલી પણ દેખાય. ગુજરાતી —આર્યકુલની—સંસ્કૃતની પુત્રી, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી તેને કોણ કહી અધમ કહે ?...

"પ્રભુ તેને આશીર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં, સદ્વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો. અને પ્રભુ, કર્તા, ત્રાતા, શોધક એનું વખાણ સદા સુણાવજો".

— **જોસેફ વાનસામરન ટેલર. (૧૮૬૮)**





## [૩]

## સિદ્ધરાજ વિષે હિંદી કવિ

सुनकर चारण की बातें सिद्धराज को—
ईर्ष्या हुई किन्तु एक आकर्षण भी हुआ
इच्छा कर देखने की, साथ ही दिखाने की,
वीर दल-बल से महोबे के लिए चला।
भेंट दूसरी थी अन्तरंग उन दोनों की
बोला सिद्धराज—"सुखी जीवन के अर्थ मैं
देता हूं बधाई बन्धु, आपको हृदय से।
कार्यहिक मात्र मैं तो, किन्तु मुझे आपसे
ईर्ष्या नहीं; अपना भटकना ही भाता है।।"
"पाते हैं इसी में आप गौरव विजय का।
किन्तु महाराज, मत भिन्न भिन्न होता है।
सुख है न जाने कहां, चाहें जहां मानलो,
मन अपना है और मानना भी अपना।
जितना मिला है मुझे, थोड़ा नहीं वह भी;
भोग लूं उसीको क्यों न बैठ कर शान्ति से?"
"सोचिए तो किन्तु परिणाम इस शान्ति का?"
"पाप का भी अच्छा परिणाम प्रायश्चित्त है;
फिर भी शुभाशय सुनूं मैं अभी आपका।"
"मैं तो चाहता हूं एक राज्य एकच्छत्र ही।"
"आपके ही योग्य यह उच्च अभिलाषा है;
किन्तु क्रिया जाऊं नहीं बाध्य जो किसी से मैं,
तो सन्तुष्ट ही हूं इसी अपनी अवस्था में।
लोभ तो अनन्त, क्षोभ कोई करे कितना।"
"तो क्या निज पूर्वजों का दिग्विजय व्यर्थ था?"
"सार्थक था वह तो अवश्य उनके लिए।
जानते थे ठीक वे ही देश-काल अपना;
रहती नहीं है सदा एक स्थिति लोक की।
होते उनमें भी कभी कोई दिग्विजेता थे;
हम तो सभी के सभी एकच्छत्र-योग्य हैं!
एक युग में हो एकतन्त्र कहीं होता है
और गणतन्त्र कहीं, जो भी जहां ठीक हो।"
"किन्तु यदि मैं कहूँ, भले ही उपलक्ष ही
मानें उसे आप, चाहता हूं एक शक्ति मैं
आर्य-धन-धाम-धरा-धर्म के बचाने को!
कबतक शान्ति सुख भोग यह आपका?
जाय सुख भोग हाय! योगक्षेम भी कहां—
टेक विदेशियों, विजातियों के रहते?
शक गये, हूण गये तो अब यवन हैं!
व्यक्तिगत कोई रहे चाहे जितना बड़ा,
संघ में ही शक्ति, गति एक वही सबकी।"
"मार्मिक है दृष्टि महाराज, अहा! आपकी।
दीखता है किन्तु मुझे अब भी न जानें क्या!
हाय! यह पाप इस पुण्यभूमि का ही है,
मिट्टी की नहीं, जो बनी मानों स्वयं सोने की!
आयेंगे ही आयेंगे लुटेरे यहां; फिर भी
कौन तस्करों से डर दीन होना चाहेगा?
तो क्या बर्बरों के लिए बर्बर ही हम हों?"
"धिक उस नरता को बर्बर दलें जिसे।
क्षात्र-धर्म विधि ने बनाया है इसीलिए।"
"किन्तु क्षत्रियों को आज यादवों की गति है,
नष्ट हो रहे हैं हम आपस में भूझ के!
स्वप्न देखते हैं आप एक नर-राज्य का
एक देव के भी यहां सौ सौ भाग हो चुके
हर हर महादेव एक मन्त्र रहते,
कोई जय बोलता है मात्र सोमनाथ की;
कोई महाकाल की तो कोई एकलिंग की;
एकच्छत्र धारण करेगा कौन कहिए?"
कितने समर्थ कुल लोप हुए इससे
योग्य व्यष्टियों के विना गति क्या समष्टि की?

× × ×

होंगे युगपुरुष स्वयं ही युग युग में।
देना पड़े मूल्य हमें चाहे जितना बड़ा।
हम यवनों से भी ठगाये नहीं जायँगे।
आर्य-भूमि अन्त में रहेगी आर्यभूमि ही;
आकर मिलेंगी यहीं संस्कृतियां सबकी;
होगा एक विश्वतीर्थ भारत ही भूमि का।"
देखता था सिद्धराज विस्मय से, श्रद्धा से,
भोगी है मदनवर्मा किंवा एक योगी है?

[ 'सिद्धराज' : मैथिलीशरण गुप्त ]



[૪]

## શિક્ષણનો કૂટ પ્રશ્ન

સામાન્ય રીતે આપણે હજી શિક્ષણના જે ઉદ્ધારની વાતો કરી રહ્યા છીએ, તેમાં પ્રાચીન પ્રણાલિકામાં અર્વાચીન પ્રાણ શી રીતે ફૂંકવો એ વિષે ઓછામાં ઓછો ખ્યાલ રાખવામાં આવે છે. આપણે જેટલી મળે તેટલી નવી નવી શિક્ષણશૈલીઓનાં નામ બોલી જવાનો મોહ છોડી શકતા નથી. આપણું કેળવણીખાતું પોતાનું તમામ ધ્યાન પણ શિક્ષણની આ પરીક્ષાઓ પ્રત્યે જ રાખ્યા કરે છે. એટલે પ્રાચીન પ્રણાલિકાનો વિજય **વ્યક્તિ તરીકેની શિક્ષકની સમર્થ જીવનરીતિમાં રહ્યો હતો,** એ વિષે હજી કાંઇ જ ખ્યાલ આવ્યો નથી એમ કહીએ તો ચાલે. સારામાં સારી ચાલતી સંસ્થાઓના માપ સમર્થ ગણાતા શિક્ષકો વિષે—ગમે તે વિદ્યાર્થીને એ વાત પૂછો, એટલે તરત ખ્યાલ આવી જશે કે 'પ્લેટફોર્મીઆ' ભાષણને આ જુવાન હૃદયો જરા જેટલું પણ મહત્ત્વ આપી શકતા નથી. એમને જોઈએ છીએ સમર્થ, પ્રેમભરેલા, શક્તિશાળી, અને એમને દોરી શકે તેવા સાચા માણસો; જ્યારે શિક્ષકો સારા હોય તો વિષયની જલદી ગોખી શકાય તેવી 'નોટ્સ' આપે છે; ખરાબ હોય તો કાંઇ જ આપતા નથી અને દંભી હોય તો ઘડીક ગાંધીજીનું રાજકારણ, ઘડીક કોંગ્રેસનું રાજકારણ, ઘડીક રશિયાનું વાતાવરણ ને ઘડીક અગડંબગડં વાતો કરીને, છોકરાનાં મન રીજવી પોતે સોંઘી લોકપ્રિયતામાં મહાલ્યા કરે છે, અત્યારના શિક્ષણનો સરવાળો તો આ જ છે. એમાં વ્યક્તિગત ફેર પડે. પણ તેથી ખાસ ફેરફાર થાય નહિ. બીજા ધંધામાં ફાવી નહિ શકેલો એવો માણસ જ શિક્ષક થાય એ માનસ ફેરવે એવો કોઇ રસ્તો એમાં નથી. આપણું આખું શિક્ષણખાતું—છેક એજ્યુ. ઇન્સ્પેક્ટરથી માંડીને ગામડાની સ્કૂલ સુધી—આવી રીતે બીજા ધંધામાં નાસીપાસ થયેલા નિરાશાવાદીઓનું રચાયલું છે એમ કહી શકાય. એટલે પહેલાં તો જેમના હૃદયમાં રામ રહ્યા હોય, શિક્ષણ, સંસ્કૃતિ, સાહિત્ય એ પ્રવૃત્તિઓ પ્રત્યે જેમને **જીવનપ્રેમ જેટલો પ્રેમ હોય,** એવાં માણસોને- જ યોગ્ય માન ભરેલા વેતનથી કે વેતન કરતાં પણ વધુ તો પ્રજાકીય ભંડોળમાંથી જીવનનિર્વાહની યોજના કરી દેવી ઘટે અને એ રીતે કોઈપણ હિસાબે, શિક્ષણને સરકારની થર્ડક્લાસની દાસી જ ગણવામાં આવે છે. એમાંથી એનો ઉદ્ધાર થાય ત્યારે જ શિક્ષણ શરૂ થાય. સરકારનો લેશ પણ કાબૂ આ સંસ્કારી પ્રવૃત્તિમાં હોવો જ ન જોઈએ. અત્યારના શિક્ષકો તો જે વખતે જે ફેશન હશે તે વખતે તે ફેશનની વાતો કરી રોટલો રળી ખાશે. પણ એમને શિક્ષણની સાચી ધૂન હોય તો એમનો રોટલો એ પ્રજામાંથી જ પેદા કરી લ્યે. એવી કોઈ સ્થાયી યોજના જોઇએ.

સરકાર, પોતાની આંગળીએ આ અપંગ શિશુને ચલાવવાનો ડોળ કર્યા કરે છે, એ છોડી દે. સરકારનો શિક્ષણ ખાતાનો મોટામાં મોટો ઓફિસર હોય, એને પણ શિક્ષણનો પ્રેમ હોવો આવશ્યક નથી. અત્યારની તુમારી પદ્ધતિ પ્રમાણે તો એ પણ તુમાર વડે જ ત્યાં આવ્યો હોવાનો વધારે સંભવ છે! તેમ જ, શિક્ષણશાળામાં અત્યારની આ વિદ્યાર્થીનાં ટોળાં ભેગાં કરવાની પદ્ધતિમાં પણ માણસાઈનો સમાસ જ નથી. આ આખી વસ્તુને આપણે આલીશાન મકાનોમાંથી બહાર કાઢીને અને સરકારના નિયંત્રણમાંથી પણ બહાર કાઢીને કેવળ ગુરુ-સંપર્કની પ્રાચીન કેળવણીના રૂપમાં નહિ લઇ જઇએ, ત્યાં સુધી આપણે ગમે તેટલી વાતો કરીએ, એ તમામ વાતોનો સાર આટલો જ થાશે: "એલજીબ્રાના ૭૫ મૂકો ને સૃષ્ટિજ્ઞાનના ૧૨૫ મૂકો" બસ આથી વધુ દૃષ્ટિ એમાં આવશે જ નહિ. બહુ દૃષ્ટિવાન હોવાનો દાવો કરનાર પાઠ્યપુસ્તકોમાં ગાંધીજીનું ને રાષ્ટ્રનું કે જયહિંદનું નામ વારંવાર આવે એ માટે થોડી વધારે કાળજી રાખશે એટલું જ. એથી વિશેષ કાંઈ નહિ. પ્રણાલિકાને ધરમૂળથી

ફેરવ્યા વિના એથી વિશેષ કાંઈ જ થવાનું નથી. શિક્ષક પોતે સમાજનાં સંપર્કમાંથી પોતાનો રોટલો પેદા કરશે ત્યારે જ એ પોતાનું ગૌરવ ફરીને સમાજમાં સ્થાપી શકશે. એ વખતે એ શિક્ષક સરકારને સલામ કરનારો નહિ, પણ સરકારને ઘડનારો હશે. એનો પોતાનો જે વારસો છે એ ત્યારે જ એ મેળવશે. અત્યારે તો એ સરકારનો છોકરાં ભણાવનારો કારકુન છે. એને એવી રીતે રાખનાર સરકાર, અંગ્રેજની હતી ત્યાં સુધી તો બરાબર હતુ; કારણ કે અંગ્રેજોને પણ કારકુન જોતા હતા. આ સરકારે પોતાના આ છોકરાં ભણાવનારા કારકુનનો ઉદ્ધાર કરવો હોય તો એક જબરજસ્ત અને ધરમૂળનો ફેરફાર કરવો ઘટે. એમાં પહેલો ફેરફાર તો એ કે હવે એ શિક્ષકને પોતાને અનુકૂળ પોતાની શિક્ષણ-સંસ્થા થાવા દે. પરીક્ષાને તિલાંજલિ દઇ દે. કારકુનો જયારે જોઇએ ત્યારે ત્યાં જાત પરીક્ષા કરી લ્યે. અને દેશની જ આબોહવા પ્રમાણે શિક્ષણનો કુદરતી વિકાસ યોગ્ય શિક્ષક-દ્વારા થવા દે. વિચાર પ્રણાલિકાને હવે, જુદી જુદી શૈલીના નામાભિધાનમાંથી, શિક્ષકોએ આ તરફ વાળવી ઘટે.

અત્યારની ટોળાં ભેગાં કરવાની શિક્ષણપદ્ધતિ એ તો કેળવણીની વિડંબના છે. આલ્ડસ હક્સલે કહે છે તેમ "The ideal educational system is one which accurately measures the capacities of each individual and fits him by means of specially adapted training to perform those functions which he is naturally adapted to perform"

વ્યકિતગત કેળવણી વિના શકિતસંચાર થઇ શકે નહિ એટલી સાદી વાત શીખવાને માટે પણ આપણને કેટલો વખત લાગશે ?

## જીવનદ્વંદ્વ

છે જિન્દગી ઇતિહાસ જીત ને હારનો,
આશા નિરાશા પ્રેમ પશ્ચાત્તાપનો,
છે બુલ્બુલો ગુલો જવાનીની જયાં
છે રાત કાળી કંટકોની કંદરા.

છો જિન્દગી તારી ગણાતી ચંદરોજ
ગભરાઈ તારો કાં વધારે-સુખ' બોજ
રે લાખ ક્ષણનો દિન ને એવા દિનો
તારે હજારો ગાળવાના ભાઈજી !

છે દ્વંદ્વની દુનિયા ભરી સુખદુઃખથી
જે જાણતો તે જીવતો ને માણતો
ગટકાવતો જે ઝેરને અમૃત ગણી
તે જિન્દગીનાં અમૃતો યે પામતો.

તું મુહબ્બતોની મહેફિલે બહલાવ દિલ
છે જિન્દગી જીન્દાદિલોની સગદિલ !

ચમનલાલ ગાંધી

# શેરીમાંની રંગભૂમિ

વ્રજલાલ ત્રિવેદી

**જ્યારે વતનની શેરીનાં ઊડતાં રજકણોમાંથી રંગભૂમિ, રાસનૃત્ય, ગરબી અને ભવાઈઓની ભવ્ય કલ્પનાઓ જીવનમાં ઓતપ્રોત બનતી.**

મેં જે પહેલું વહેલું નાટક જોએલું તે કોઈ સિમેન્ટ અને કોંક્રિટવાળા આલીશાન થિયેટરમાં નહોતું જોયું. એ "સ્ટેઇજ" તો મારા ગામના રામદાસ અને રાઘવદાસ બાવાનો ચોરો હતું. આંખને હેરત પમાડનારી રંગીન રોશનીને સ્થાને ત્યાં કપાશીઆ અને તેલથી બળતી મશાલો જ હતી. ચિત્રકારોએ ચતુરાઇથી ચિતરેલા પડદાઓ ત્યાં નહોતા. પણ લાકડાંની ચાર ચાર થાંભલીઓ ઉપર કેટલાય વરસના જૂના ચંદરવા ટાંગેલા હતા. એ અસલી ચંદરવાઓમાંથી ચારે તરફ ચીંથરા લટકતાં દેખાય. એ ચીંથરા તો ઝાલરની ગરજ પણ સારતાં. મંડપની એકાદ બાજુએ ત્રણ ફાટેલા સાડલા સીવીને એક નામનો પડદો લટકાવવામાં આવતો. આ પડદા આગળ આવી દરેક પાત્ર પોતાની ભૂમિકા ભજવતું.

આ રંગભૂમિ પરના નાટકો વિદ્વાન સાહિત્યકારોએ લખેલાં નહોતાં. એનો લેખક તો હતો મારા ગામમાં ભાડૂતી ઘોડાગાડી હાંકનાર દેશળ કોળી. એ જ્યારે ગામમાંથી સ્ટેશને ઉતારુઓને મૂકવા જતો ત્યારે રસ્તામાં જ નાટકનાં વસ્તુ, સંવાદ અને ગાયનો રચતો. દેશળના મગજમાંથી નીકળેલાં નાટકને સફળતાપૂર્વક ભજવવા માટે મોટા પગારના ડાયરેક્ટરોની જરૂર પડતી નહિ. ગીગલા વાળંદ જેવો કુશળ ડાયરેક્ટર પણ વગર પગારે જ મળી ગએલો.

આ ગીગલા વાળંદને નાનપણથી જ પોતાના બાપદાદાના ધંધા તરફ અણગમો હતો. ખુશી થવા જેવી વાત તો એ હતી કે એના રમુજી સ્વભાવથી અને ગાનતાન કરવાની એની શક્તિથી આકર્ષાઇને ગામની મ્યુનિસિપાલિટીના અમલદારે કચરો સાફ કરવાની પાડાગાડી હાંકવાના હોદ્દા પર એની નિમણૂંક કરી હતી. આ ગીગલા વાળંદ ઉપરાંત ટીડો માળી, હકલો પંગી, મૂળુ વાંગડ વગેરે નટો નાટક ભજવવા માટે હાજર થઈ જતા.

ચાર-છ મહિના સુધી 'રીહીયરસલો' કરવાની આ જુવાનોને જરા ય જરૂર પડતી નહિ. જ્યારે તેમને નાટક ભજવવાની ઇચ્છા થાય ત્યારે તેઓ રંગભૂમિ પર ઊતરી પડતા. 'પ્રોમ્પટર'ની તો તેમને જરૂર જ ન પડતી. પહેલી નાઈટે નાટક કંપનીનો માલિક, નાટકનો લેખક અને નાટકનો દિગ્દર્શક જે ચિંતા અનુભવે છે. તેવી ચિંતા અમારા દેશળ કવિને કે ગીગલા ડાયરેક્ટરને અનુભવવી પડતી નહિ. ગીગલો તો એવો ચતુર કે નાટક નબળું પડતું દેખાય તો પ્રેક્ષકવર્ગનો રંગ પારખી જઈ રાજાના પાઠમાં હોવા છતાં વિદૂષકની ભૂમિકા ભજવી નાંખતો અને પ્રેક્ષકોને હસાવી પોતાની ભૂલને ભુલાવી નાંખતો. આવો તો તે સમયપારખુ હતો.

આવાં નાટકો આસો મહિનામાં નવરાત્રિમાં લગભગ પંદર દિવસ સુધી ભજવાયાં જ કરતાં. એ વખતે ટિકિટ બારી કે 'પ્રેક્ષકોનો દરોડો' જેવું હતું નહિ. કોટ પાટલુન અને ટાઇ વગરનો પ્રેક્ષકવર્ગ શેરીની ધૂળમાં જ એ વખતે પોતાનું આસન જમાવતો.

આખો દિવસ ઘોડાની લગામ ખેંચીને કે પાડાગાડી ચલાવીને પોતાની દૈનિક આજીવિકા મેળવનાર આ દેશળ કે ગીગલાને જ્યારે હું 'જસમા ઓડણ' કે 'ગુલબંકાવલી' માં જોતો ત્યારે તેમના સંવાદ અને ગાયનોમાં અનેક અશુદ્ધ ઉચ્ચારો કાને પડવા છતાં તેઓ આપણી અત્યારની ધંધાદારી રંગભૂમિના નટો કરતાં જરાપણ ઊતરતા નહોતા લાગતા. તેમનાં સંવાદો અને ગાયનોએ મહિનાઓ સુધી શાળામાં ગાવાની પ્રેરણા અમને આપ્યા કરી હતી. અત્યારે પણ એ વાત સ્મરણે ચઢી આવતાં બાલજીવનની એ ખુમારી તાજી થાય છે. જસમાના પાઠમાં દેશળ પોતાની સાહેલીઓને સંબોધતો આ પ્રમાણે ગાતો:

"ચાલો ચાહેલી આપણુ હળતાં ને મળતાં જળ ભરવાને જાઇંજી રે"





'સાહેલી'ને બદલે 'ચાહેલી' અને 'જઇએજી રે !' ને બદલે 'જાઇજી રે' ની ભૂલો તો એ બિચારોના ધ્યાનમાં જ આવતી નહિ. અને પોતે સંસ્કારી ભાષા જ બોલે છે એવું નિર્દોષભાવે તે માનતો.

જસમાના કદરૂપા પતિ રૂડીઆનું પાત્ર ગીગલો ડાયરેકટર જાતે જ ભજવતો. આ રૂડીઆની ભૂમિકા જોવા રાજકુટુંબ પણ ત્યાં ખાસ આવતું. એ વખતે લાગ જોઇને એક દિવસના ખેલનો બધો ખર્ચ ગીગલો રાજકુટુંબ પાસેથી મેળવી લેતો. ડાયરેકટરનું કામ કરવા ઉપરાંત ઘણીવાર તે મુખ્ય ભૂમિકાઓ પણ ભજવતો. સાથે સાથે રોજના ખેલના ખર્ચની ચિંતા પણ એને જ રાખવી પડતી. આવા ગુણો ગીગલામાં હતા તેટલા પ્રમાણમાં જ દેશળમાં પણ હતા. રાજદરબારમાં એમને નાટક ભજવવાનું આમંત્રણ મળતું ત્યારે એ દેશળ જસમાની ભૂમિકામાં રાણીઓને પણ ઝાંખી પાડી દેતો. એ વખતે ઘોડાગાડી કે પાડાગાડી હાંકવાની કલ્પના કોણ જાણે એ કયાં દાટી મૂકતો ?

રાજકુટુંબ જસમાની ભૂમિકા જોઈ ખુશ થતું અને રાજા કહે 'માગ તારે શું જોઇએ ?' ત્યારે બિચારો દેશળ ન છૂટકે સારો ઊંચી જાતનો સ્ત્રી-પોશાક માગી લેતો, એને મનમાં તો થતું કે ન માગવું જોઇએ. પણ, બીજી જ પળે એને વિચારો આવતા કે 'નહિ માગું અને અવસર જવા દઇશ' તો ખેલ માટેના પોશાકો કયાંથી આવશે ? ખરીદાય તેમ તો છે નહિ. !

બીજા પરચુરણ ખર્ચને-માતાજીના નિવેદના ખર્ચને પહોંચી વળવા ગીગલાને નવા નવા નુસખા શોધી કાઢવા પડતા.

મંડપની એક બાજુ ગરબી માતાને પધરાવે. એ ગરબી સમક્ષ જ ભેગા થઇને બધા ખેલ ભજવે. પ્રેક્ષકો પાસેથી પૈસા લઈ તેઓ પોતાની કલા વેચતા નહિ, પણ માતાજી સમક્ષ પોતાની કલા રજૂ કરી તેમને પ્રસન્ન કરવાં એ જ તેમનો આશય હતો. રાજદરબારમાં આમંત્રણ મળતું ત્યારે પહેલાં માતાજીની આરતી ઉતારાતી. અને પછી જ ખેલ શરૂ થતો.

ખેલ ભજવતાં વચ્ચે વચ્ચે ગીગલો પ્રેક્ષક વર્ગને માતાજીની આરતી ઉતરાવવા વિનવતો પણ ખરો. અને પ્રેક્ષકવર્ગમાંથી જે વ્યક્તિ માતાજીની આરતી ઉતારવા ઊઠે તેની પાસેથી આરતીના પૈસા તેમ જ ગોળ, ઘી વગેરે ચીજો મેળવી બધું ખર્ચ કાઢી લેતો ગીગલો એવો ચાલાક હતો કે સવા પાંચ આનાથી માંડીને દસ દસ પંદર પંદર રૂપિયા સુધીની રકમ માતાજીની આરતી ઉતાર્યા બદલ એ મેળવતો. સૌને ખુશી કરીને જ એ ખર્ચ કાઢી લેતો. અને તેમાંય તેની નેકી પર સૌ કોઈ આફરીન થતું. પંદર પંદર દિવસ સુધી આમ ભેગા કરેલા પૈસામાંથી એક પાઈ પણ તે આડી અવળી કરતો નહિ.

નવરાત્રિના પંદર દિવસ સુધી એક પછી એક નવા ખેલો આ લોકો ભજવતા. જસમા ઓડણ, ગુલબંકાવળી, લીલાવતી, રાજા ભરથરી, ઉદયભાણ વગેરે ખેલો દેશળ અને ગીગલાની આ કંપનીના એકી અવાજે વખણાએલા ખેલ હતા. તેઓ બીજાના ખેલોમાંથી થોડું થોડું ચોરતા. પણ સંવાદો અને કૉમિક તો પોતાનાં મૌલિક જ રાખતા. આવા ખેલોમાં ચાલુ ખેલે વચમાં પુરબીઓ, ગણપતિબાપા, હરાયો વગેરે ભૂમિકાઓ ગીગલો જ્યારે ભજવતો, ત્યારે રંગમંડપમાં માનવમેદનીની પડાપડી થતી. એવી જ રીતે સ્ત્રી-પાત્રની ભૂમિકામાં દેશળ આડો આંક વાળતો. મને યાદ છે કે ઊંચા કુટુંબની સ્ત્રીઓ જેઓ એ વખતે ઘરની બહાર ન નીકળતી તેઓ ઘરનાં બારી બારણાંની તરેડમાંથી દેશળની જસમાની, લીલાવતીની ભૂમિકાઓ જોવાની લાલચ રોકી શકતી નહિ.

'જસમા ઓડણ' ના ખેલનો એક અસરકારક પ્રસંગ તો હજી પણ મારી સ્મૃતિમાંથી ભુંસાતો નથી. પાટણનું 'સરોવર' ખોદવા સિદ્ધરાજ ઓડ લોકોને તેડાવે છે. ઓડ લોકો સરોવર ખોદતા હોય છે



તે દરમિયાન સિદ્ધરાજ જસમા નામની એક ઓડ-ણ પર મોહ પામે છે. એ વેળાના ઉભય વચ્ચેના સંવાદો જુઓ. સિદ્ધરાજ કહે છે કે—

'જસમા ,માટી થોડેરી ઉપાડ, માટી થોડેરી ઉપાડ
માટીના ભારે રે ! કેડ્યો તારી ભાંગો રે જશે.'

જે રાજા પોતાની રાણીને પણ ભાગ્યે જ આવા શબ્દો કહે તે રાજા માટી અને પરસેવામાં લદબદ થએલી મજૂરણને વિનવે છે. અભણ હોવા છતાં જસમા તત્ત્વજ્ઞાન ભર્યો જવાબ તેના શબ્દોમાં આપે છે કે;—

'રાજા, મારો માટીનો દેહ, મારો માટીનો દેહ.
માટીનાં રહેનારાં માટીમાં મળી રે જશું'

ગામડિયણ મજૂરણને મુખેથી આવા સંસ્કારી શબ્દો સાંભળ્યા છતાં પણ અનેક વિદ્વાનોનો સમાગમ કરનાર ગુર્જર સમ્રાટ જસમાની ઉપલી ટકોર સમજ્યો નહિ. ને ફરી વાર બોલ્યો.

'જસમા તારે મહેલ સોહાય. મારો મહેલ શોભાવ.
ઘરેણાં ઘડાવું ભાત ભાતનાં ....રે'

ગરીબડી મજૂરણને મોટા મહેલો અને ઘરેણાંની લાલચ આપનાર ગુજરાતનો એ નાથ રાજવી તરીકેનું પોતાનું સ્વમાન ભૂલતો જાય છે. એ વાત સમજ્યા છતાં પણ જસમા વિનયભરી ભાષામાં જવાબ આપે છે.

'મહેલો રે રાજા તારી રાણીને સોહાય.
ઘરેણાં તારી રાણીને ઘડાવ
અમારે ઓઢાને રૂડાં ઝૂંપડાં રે !—'

ઉપલા સંવાદો તો દેશળ અને ગીગલા જેવાને મુખે જ સાંભળવા મળે, ત્યારે તે ખરા અસરકારક થાય. આવા સંવાદોના હૃદયભેદી મર્મો ગામડાંના નીચલા થરના માનવીના હૃદયે કેવા ચોંટી જાય છે તેનો એક દાખલો અત્રે ટાંકીશ:

જસમા જ્યારે રાજાને "મહેલો રે રાજા તારી રાણીને સોહાય' એ સંવાદ બોલી જવાબ આપતી હતી, ત્યારે એક વખતે એ સંવાદ પૂરો થતાં જ બેવડીઓ પૈસો બાંધેલો એક રૂમાલ જસમાના દેહ પર આવી પડયો. રૂમાલમાંથી બેવડીઓ પૈસો જસમાએ કાઢી લીધો. અને ખેલ આગળ ચાલ્યો.

પોતાના 'વન્સમોર' અફળ જાય છે જાણીને પ્રેક્ષકોની મેદનીમાંથી રામલો ભંગીઓ અને નાજીઓ વાઘરી એકદમ ઊભા થયા.

નાજીઆએ કહ્યું, 'એલી એ જસમા ! બેવડીઆ પૈસાનો 'વનસમોર' કર્યો તો ય હમણાં ગાયું ઈ કીમ ગાતી નથી ? ને આગળ ગાવા મંડી પડસ ?' 'ઘરેણાં તારી રાણીયુંને ને અમારે રૂડાં ઝૂંપડાં' વાળું ફરીવાર ગા.ઈવડા ઈ ગાયન ઉપર તો અમે 'વનસમોર' કર્યો છે.

૬૦ વર્ષનો રામલો ભંગીઓ અને ૫૦ વર્ષની આસપાસનો નાજીઓ વાઘરી કોઇ કવાલી પર કે સ્ત્રીપાત્રની મોહક કૃત્રિમ 'એકટીંગ' પર નહોતા લોભાયા. ગરીબીમાં અમીરી માનતી મજૂરણ જસમાના શુદ્ધ ચારિત્રે અને તેની ઉપદેશક વાણીએ તેમના પર એટલી ઊંડી અસર કરી હતી કે તેઓ ગરીબીની ખુમારીમાં નાચી ઊઠયા.

મારા દાદાએ પોતે બાળપણમાં જોએલા ખેલની વાતો વરસો પહેલાં મને કરેલી. ૭૦ વર્ષની વયે તેઓ ગુજરી ગયા. એ વાતને પણ આજ ૧૨–૧૩ વર્ષ થઈ ગયાં. આ છતાં તેમણે કહેલી વાત અને સંવાદની બે એક લીટીઓ હજી પણ મારા હૃદયમાંથી ખસતી નથી. જ્યારે જ્યારે તેઓ એ વિષે વાતો કરતા ત્યારે 'નાટક જોવા' કે 'ખેલ જોવા' ગયા હતા. એવા શબ્દો વાપરતા જ નહિ. પણ 'વેહ જોવા ગયા હતા' એમ કહેતા 'વેહ એટલે એટલે વેશ.'

હવે તેમણે કહેલી વાત લખું. તેમણે જે ખેલની વાત કરેલ. તે ખેલનું નામ તો મને યાદ નથી રહ્યું. પણ તેનો પ્રસંગ યાદ રહી ગયો છે. ગીગલા ડાયરેકટર જેવો જ તેમના વખતમાં હાદુલો પગી ખેલ કરતો. હાદુલા પગીએ રાજકુમારનો પાઠ લીધેલો. ખેલનું વસ્તુ એવું હતું કે દેશવટો ભોગવવા ચાલી નીકળેલો કોઇ રાજકુમાર એક અજાણ્યા શહેરમાં જઈ ચઢ્યો. ઝરૂખામાં બેઠેલી વારાંગનાએ





તેને જોયો. પોતાની તરફ તેને આકર્ષવા માટે વારાંગનાએ તેને ટકોર કરી.

'મધુર ગુલાબ દેખી દિલ બન્યું નહિ જે દીવાનું'

મુસાફર! રસ્તામાં તારી સામે ખીલેલા પ્રફુલ્લ ગુલાબને જોઈને તારું દિલ જરા પણ દીવાનું નથી બનતું?

રાજકુમાર તરત જ ઉત્તર આપે છે.

'રંગીલું દિલ ને દીવાની!
રંગીલું નહિ રહેવાનું.'

હે સ્ત્રી! તું તો ઘેલી છે. ગુલાબ જેવું રંગીલું દિલ પણ એક દિવસ ચોળાઈ જશે.

રાજકુમારનો જવાબ સાંભળી વારાંગનાને ભાન થયું કે આ વટેમાર્ગુ કોઈ અનુભવી હોવો જોઇએ. ને વખાનો માર્યો ઘર છોડી ચાલી નીકળેલો હોવો જોઇએ. આથી તે તરત જ ઝરૂખેથી નીચે ઊતરી ને પશ્ચાત્તાપ ને માફી માગતી કહે છે.

'ઊભી હાજર હજૂર, ફરમાવીએ ગુલામગીરી'
સ્વીકારો આજ તો આ બંદીની મહેમાનગીરી;

દેશળ જ્યારે કોઈ સ્ત્રીપાત્ર કે પુરુષપાત્ર ભજવતો ત્યારે 'મેઇક-અપ' કરવા માટે તે કેવાં કેવાં સાધનો વાપરતો તે જુઓ.

અમારા ગામને પાદર આવેલ જેદા ભટ્ટના ધરામાંથી ખોદી કાઢેલી પીળી ચીકણી માટીનું દેશળ પોતાને ઘેર માટલું જ ભરી રાખતો. 'યલોઓકર' ટ્યુબની ગરજ આ પીળી માટી સારતી 'વરમીલીયન' ટ્યુબને બદલે કંકુ 'રોઝમેડર'ને બદલે ગુલાલ. 'ચાઈનીઝવ્હાઇટ' ને બદલે ખડી. લેમનયલો'ને બદલે હળદર અને 'લેમ્પબ્લેક' ને બદલે કોડિયાંના દીવાની ભેગી કરેલી મેશ વપરાતાં. દાઢી મૂછો કરવા માટે ઘેટાં બકરાંના કાપી લીધેલા વાળ ઉપયોગમાં લેવાતા. આ ગ્રામનટો જ્યારે જ્યારે પોતાનો પાઠ બદલવો હોય ત્યારે ત્રણ કે ચાર મિનિટમાં 'મેઇક-અપ' કરીને પૂર્ણ સ્વાંગમાં પડમાં (સ્ટેઇજપર) હાજર થઇ જઈ પાઠ ભજવતા.

રાજપાઠમાં લડતી વખતે આ લોકોએ પતરાંની ખોટી તલવારોનો ઉપયોગ કર્યો જ નથી. કારણ કે એમના બાપદાદાએ રજવાડામાં પગી પસાયતાના ધંધા કરેલા એટલે ખાંડાના ખેલ ખેલવા એ તો તેમને સહજ હતું. તેઓ તલવારો ફેરવતા ત્યારે એમ જ લાગતું કે હમણાં એમાંથી એકનું મસ્તક ધડથી જુદું થઇ જશે.

આસો સુદ પૂનમ એ તેમને માટે નાટક ભજવવાનો છેલ્લો દિવસ હતો. તે દિવસે દેશળ અને ગીગલો આગલી રાત્રે નવ વાગ્યાથી રમત શરૂ કરે. તે પૂનમની સવાર સુધી ચાલે. તેમનો છેલ્લો ખેલ રાવણનો પડતો. રાવણનું પાત્ર ગીગલો ભજવે. એના બેઉ હાથમાં નગ્ન તલવારો હોય. પંદર દિવસ સુધી લાગલાગટ ખેલો ખેલ્યા છતાં પણ છેલ્લે દિવસે ગીગલો રંગમાં આવે. ગીગલો માતાજીનો આરાધક હતો. ઊડતાં પંખીને પણ પાડે. પ્રેક્ષકોની વચ્ચે ક્ષણભરમાં જમીન પર ટોપલો ઢાંકી જાદૂઈ લાકડી ફેરવી આંબાનું ઝાડ પણ ઉગાડે. આ બધી ક્રિયામાં એ સફળતા મેળવતો તેનું કારણ દેવીની ઉપાસના છે એમ જણાવતો. રાવણના પાઠમાં આવતા પહેલાં તે માતાની મઢી પાસે સિંદૂર ઘોળીને પીતો. આખી રાતનો થાકેલો હોવા છતાં વહેલી પરોઢે રંગભૂમિ ઉપર 'ધડિયાંગ ધડિયાંગ' ઢોલના ખૂંગિયા સંભળાય. આખા ગામનો પ્રેક્ષકવર્ગ જોવા ટોળે મળે. સિંદૂરના ઘેનમાં ગીગલો પોતાના દેહનું ભાન ભૂલે. ઢોલ, ત્રાંસા અને ભૂંગળાના અવાજો એનામાં રાવણનું બળ પૂરવામાં સહાયભૂત થાય. બેઉ હાથે તલવારો ફેરવતો એ રામ લક્ષ્મણને મારવા ધસે. વીસ-પચીસ માણસો લાંબા વાંસડાઓ લઇને એની તલવારના ઘા ઝીલે તોપણ એ વાંસડાના ભૂકકા બોલાવી નાંખે. આ રીતે રાવણનો ખેલ એક કલાક સુધી ચાલે. ગીગલાને પોતાના દેહનું ભાન પણ ન હોય. મહામહેનતે વીસ-પચીસ માણસો એને પાછળથી પકડી માતાની મઢીમાં લઈ જાય. તેને સુવડાવી ઉપર ગાદલાં ગોદડાં ઓઢાડે. બે કલાકે એ શુદ્ધિમાં આવે. આ રીતે એ નટોના રંગભૂમિના પંદર દિવસો પૂરા થતા

\+ × *

મોડી રાત સુધી અને કોઈવાર સવારો સવાર

[ અનુસંધાન પાન ૫૭ ]

## [૨] બા !

પાઘડીના જમાનામાંથી ટોપી મૂકવાનો જમાનો આવ્યો ત્યારે ટોપી મૂકનાર સામે જે ટીકાઓ પાઘડી મૂકનાર વર્ગ કરતો હતો, અગર માનતો હતો કે ટોપી મૂકવી એ અજુગતું અને ફોકટમત છે તેના જેવી ટીકા અને સૂગ આજ ટોપી મૂકનાર વર્ગ ઉઘાડે માથે ફરનાર વર્ગ સામે કરતો જણાય છે અને ટોપી મૂકનાર પોતાને પ્રગતિમાન માની જેમ પાઘડીવાળની ઠેકડી કરતો એવું ઉઘાડા માથાવાળા માથું ઢાંકનાર માટે કરતા લાગે છે.

જીવાભાઈ કહે: 'હમણાં હમણાં નિશાળમાં નવાં છોકરા (નવા માસ્તરો) દાખલ કરવામાં આવ્યાં છે તે સાવ નકામાં છે ધોતિયાને બદલે લેંઘા પહેરે છે અને માથે ટોપી મૂકવાની તો બાધા. કેળવણીખાતાએ સરક્યુલર કાઢ્યો છે કે ઉઘાડે માથે નિશાળે ન આવવું છતાં ય એ તો એના એ જ છે.—'

હું.' એ તો જમાનો છે. પહેલાં નિશાળમાં એક પણ વિદ્યાર્થી ટોપી મૂક્યા વગર નહોતો આવતો અને આજે તમે જુઓ છો કે એક પણ વિદ્યાર્થીને માથે ટોપી હોતી નથી !'

જીવાભાઈ: 'વિદ્યાર્થીની વાત જુદી અને શિક્ષકની વાત જુદી. ગામડામાં શિક્ષક એ ભણેલો અને સમજુ માણસ ગણાય. ડાહ્યામાં એની ગણતરી પણ થાય છે. એટલે એ આમ વર્તે એટલે બીજા ઉપર 'છોકરાં ઉપર' એની કેવી છાપ પડે ?'

હું: 'આપણા દેશના મોટા માણસો ય ક્યાં ટોપી મૂકે છે ? રાજાજી, સરદાર, કૃપાલાની, કાકા કાલેલકર વગેરે ઘણાય એવા છે કે જે હિંદમાન્ય મોટા પુરુષો હોવા છતાં ટોપી મૂકતા નથી.'

જીવાભાઈ 'એ લોકો ઓછા કંઈ વરણાગીવેડા માટે માથું ઉઘાડું મૂકે છે ? પણ આ છોકરાઓ તો.....'

વચ્ચે હું બોલ્યો: 'એ બીજો મુદ્દો છે. પણ માથું ઉઘાડું મૂકવું એ અનિષ્ટ નથી એમ તો મોટા પુરુષોના વર્તનથી લાગે છે ને ? પછી કોણ કયા ઉદ્દેશથી એમ કરે છે તે જુદી વાત છે. શરીરના રક્ષણ માટે કપડાં પહેરવાં એમ શરૂઆત થઈ પણ રક્ષણની દૃષ્ટિએ જ આજે લોકો લૂગડાં પહેરે છે એમ કહેવાય ! એમાં કેટકેટલા વરણાગીવેડા છે ? છતાં આપણને એવા કપડાં તરફ વાંધો નથી તો ઉઘાડા માથા તરફ ન હોવો જોઈએ.'

જીવાભાઈ: 'એ ખરું. પણ એથી વધારે શું છે ?'

હું: 'વધારે નથી તેમ ઓછું પણ નથી. દરેક જમાને પહેરવેશમાં આવા ફેરફાર ચાલ્યા કરવાના. એને શોખ કહો તો ય અને નવીનતા કહો તો ય.'

જીવાભાઈ : 'એનો ચેપ હવે છોકરીઓને પણ લાગ્યો છે. આ પણ હવે માથે ઓઢવાને બદલે ઉઘાડે માથે ફરે છે.'

હું: 'આ બધા આપણા પૂર્વગ્રહો જ કહેવાય. લાજ કાઢવાની હતી, અને આજે ય છે, ત્યારે તે લાજ દૂર કરવામાં ય લોકોને આજે તમને ઉઘાડે માથે ફરવાથી વંઠી જાય એમ જે લાગે છે તેવું એ લોકોને લાગતું. છતાં લાજ દૂર થવાથી જેમ કોઈ વંઠી ન ગયું તેમ માથું ઉઘાડું રાખવાથી કોઈ વંઠી નથી જવાનું તેની ખાતરી રાખજો.'

જીવાભાઈએ વાત ઉપાડી ત્યારે તો એમ માનેલું કે હું તેમનાં મતને ટેકો આપીશ. પરંતુ મને સામે પક્ષે દલીલ કરતો જોઈ એ બોલ્યા: 'તમે આમ બેજવાબદાર છોકરાઓનો બચાવ કરશો તેમ મેં નહિ ધારેલું.'

હું; 'હું કોઈનો બચાવ કરતો નથી. તટસ્થતાથી વિચાર કરું છું. અને મને લાગે છે કે એ ઉપર આપણે રોષ કરવાનું કારણ નથી.'

ત્રીજે દિવસે હું વડોદરા ગયો ત્યારે એમની





ભત્રીજી, જે કૉલેજમાં ભણે છે અને ઉઘાડું માથું રાખે છે તેને મેં કહ્યું: 'નાની તું તો આમ ઉઘાડે માથે ફરે છે, અને તારા જીવાકાકા તો કહે છે કે એ છંદ સારો નથી !'

નાનીનું નામ તો બીજું હતું. જો કે હું જાણતો પણ નથી. એ સંતાનમાં નાના હતી એટલે મા બાપ 'નાની' કહીને બોલાવતાં તે આજે કૉલેજમાં જાય છે એટલી મોટી થઇ છે પણ અમારે મન તો 'નાની' જ રહી ગઇ! નાનીથી જ બધાં એને બોલાવે છે.

નાની મને કહે 'જી (જીવાકાકા' તો બધું કહે. માથે ઓઢીને કૉલેજમાં જાય એને છોકરાઓ મશ્કરી કરીને કેવું ખીજવે છે એની એમને કયાં ખબર છે ?'

હું: 'મને ય એ તો ખબર નથી. કહે જોઇ.'

નાની: '......કરીને એક મેજિસ્ટ્રેટ છે. તેમની છોકરી અમારી કૉલેજમાં માથે ઓઢીને આવે છે. એની માનામાં ચુસ્ત કાઠિયાવાડી મલાજો છે એટલે એ બિચારીને માથે ઓઢવું પડે છે, તેથી કૉલેજમાં છોકરાઓ એને 'બા, બા' એમ એનો ઘરડી ગણીને, જૂના જમાનાની ગણીને ઉપહાસ કરે છે!'

### [૨] ટકાની ડોસી

આપણામાં અયોગ્ય ખર્ચ થાય તો તે ગેરવાજબી છે એ બતાવવા કહેવત છે—ટકાની ડોસી અને ઢબુ મૂંડામણ. જો કે આવી કહેવતો ઉપર ભવિષ્યમાં ઓઓ મનાઇ હુકમ લાવી બંધ કરાવી દે તો નવાઇ નહિ. પરંતુ એ ચર્ચા અહીં અસ્થાને છે. મારું કહેવું તો એ છે કે આપણી સરકારના એવાં કેટલાંય ખર્ચ હશે કે ટકાની ડોસી... ...ની કહેવતને સાચાં પાડે.

મારો એક જૂનો વિદ્યાર્થી મળ્યો. સમાચાર પૂછતાં મેં કહ્યું: 'હાલ તું કયાં છે ?'

મનુ: '........ગામમાં છું. સરકારી ગોડાઉન ઉપર.'

હું: 'ત્યાં શાનું સરકારી ગોડાઉન ?'

મનુ : 'અનાજની લેવી ભેગી કરવાનું એ ચારે બાજુના ગામોનું સેન્ટર છે.'

હું : 'પણ આ સાલ દુકાળ છે ત્યાં લેવી શાની ?'

મનુ: 'લેવી તો નથી રતો. પણ સરકાર તંત્રમાં એ બધું કોણ જુએ છે? માંડ ૨૫–૩૦ મણ અનાજ અમારાં ગોડાઉનમાં છે અને એની ઉપર પણ ત્રણ જણના પગાર ચડે છે.'

હું: 'બીજા બે વળી કોણ છે?'

મનુ: 'અનાજ સાચવનારા બે રખા છે.'

હું: 'બધાંનું કેટલું ખર્ચ?'

મનુ: 'મને ૭૦ રૂપિયા આપે છે. રખાને દરેકને ૫૦ રૂ. આપે છે.

હું: 'અને મકાનભાડું હશે ને ?'

મનુ: 'ગામમાં મકાન ન મળ્યું એટલે એ વળી બચી ગયું. સરકારી ચોરામાં અનાજ છે.'

હું: આ તો 'અંધેરની પરાકાષ્ટા કહેવાય. સરકારી ચોરામાં ૨૫–૩૦ મણ અનાજ પડયું હોય, અને ત્યાં ગામના સરકારી પાંચ વરતણિયા હોય, મુખી હોય, તલાટી હોય અને છતાં તેને સાચવવા રખા રાખવા પડે! ગોડાઉન ઉપર તારી પણ શું જરૂર? અનાજ તો ઉઘરાવાનું નથી. તલાટી પાસે એનો ચાર્જ હોય તો બસ.'

મનુ : 'આ તો, ભાઇ, ટકાની ડોસી ને ઢબુ મૂંડામણ જેવો સરકારનો તાલ છે. એમાંથી કેટલું અનાજ સળી જશે એની કોને ખબર છે?'

### [૩] પોલીસ અને દારૂ

............પીઠાવાળો કલાલ દારૂ વેચવાનો ધંધો કરે છે એ ખરું, બાકી બીજી રીતે સારો માણસ છે. એના ઘરમાં કોઈ દારૂ પીતું નથી એટલું જ નહિ પણ બધાં સરળ અને ભલા માણસ છે. એની બાઇ ભલી અને સરકારી છે. બે છોકરા કૉલેજમાં ભણે છે. કલાલ કહે છે કે દારૂનાં પીઠાં



બંધ થશે ત્યાં સુધીમાં છોકરાંઓ ધંધે વળગી જશે એટલે મારે ઉપાધિ નહિ આવે.

હું ગામમાં ગયો હોઉં અને તેને ખબર પડે તો મળવા આવ્યા વગર ન રહે. આજે વાત જાણી કે હું આવ્યો છું એટલે તે મને મળવા આવ્યો.

મેં કહ્યું: 'શા સમાચાર છે?'

કલાલ : 'ભાઈ, બીજા શા સમાચાર હોય! થાણેથી જ બારોબાર વાત જાણી એટલે હું અહીં આવ્યો.'

હું : 'કેમ થાણે જવું પડયું હતું?'

કલાલ : 'એક પોલીસના દારૂના સાત રૂપિયા બાકી પડયા હતા......'

વચ્ચે હું બોલ્યો: 'પોલીસ હજુ દારૂ પીએ છે ખરા? ખાતા તરફથી તો હુકમ થયેલો છે કે પોલીસે દારૂ પીવો નહિ.'

કલાલ : 'હુકમ થયેલો છે એથી શું વળે? એનો અમલ કોણ કરે છે?......પોલીસવાળાના સાત રૂપિયા બાકી પડતા હતા. એણે ચિઠ્ઠી લખીને દારૂ મંગાવેલો. તે વસુલ કરવા મેં એની લખેલી ચીઠ્ઠી સાથે તે બાબત ડી. એસ. પી. ને લખી......'

હું વચ્ચે બોલ્યો: 'ત્યારે તો એ ઘેર જ હવે બેસવાનાં.'

કલાલ : 'ભાઇ, મારી પૂરી વાત તો સાંભળો. તમે માનતા હશો કે હવે કોંગ્રેસનું રાજ્ય છે એટલે પોલીસખાતું સુધરી ગયું હશે. હજુ કાગડા મને તો એવા ને એવા કાળા લાગે છે: પોલીસો પીએ, ફોજદાર પણ પીએ, એટલે કોણ કોને કહે?'

હું: 'પણ ડી. એસ. પી. આગળ ફરિયાદ જાય એટલે એ શું કામ એવું નભાવી લે?'

કલાલ: 'એ તો હું શું કહી શકું? મારી ફરિયાદનો જે અમલ થયો તે જાણું.'

મને જાણવાની ઉત્કંઠા વધી. મેં પૂછયું: 'કેવો નિકાલ આવ્યો?'

કલાલ: 'તે માટે જ થાણે ગયો હતો. મેં ડી. એસ. પી. ને લખેલ તેના જવાબમાં ફોજદાર ઉપર લખાણ આવ્યું છે કે તે રકમ...પોલીસ પાસેથી લેઇ અપાવી દેવી. તે માટે મને બોલાવ્યો હતો. પોલીસ કહે છે ચાર રૂપિયા આપું. બીજા એક પોલીસ વચ્ચે તોડ મૂકવાની રીતે કહે—બધું મૂકી પાંચ આપી દે. ઓછા આપવાની લાચારી બતાવવા કરતાં ના પીતા હો તો શું ખોટું?'

કેટલી રકમ પછી લીધી તેનો તો મને રસ જ ન હતો. પરંતુ ડી. એસ. પી. એ એ અંગે પોલીસ પાસે કંઇ જવાબ માગ્યો કે નહિ તે મારે માટે જાણવાનો વિષય હતો. મેં કહ્યું: 'એ તો સમજ્યા. પરંતુ એ પોલીસ પાસે દારૂ પીવા કે મંગાવવા બાબત ખુલાસો માગ્યો કે નહિ?'

કલાલ: 'મારું ત્યારે એ જ કહેવું છે ને? એવું કંઇ પૂછાવ્યું નથી. મને પૈસા આપી દે એટલે એ વાત પતી જાય!'

## [૪] બેઠા થઈને ખવાય

આશ્રમમાં વાર્ષિક સભા હતી એટલે બહારથી મહેમાનો આવ્યા હતા. બપોરે ૧થી૩ વચ્ચે સભા પતી ગઈ હતી. મહેમાનો માટે ચા આવી તે વખતે એક વૃદ્ધ ડોસા ખભે દોરી લોટો નાખેલા ખંડમાં આવ્યા. ઊજળાં કપડાંવાળા વધુ માણસો જોઈ તેમને ક્ષોભ તો થયો પણ સંકોચસહ તે અંદર આવ્યા. મેં આવકાર આપ્યો:

'આવો.'

ખીંટીએ દોરીલોટો ભેરવી નીચે બેસીને એમણે એક વખત બધાની સામે નજર કરી લીધી. પછી પૂછયું: '......કોનું નામ?'

મેં કહ્યું: 'મારું. બોલો શું કામ છે?'

વૃદ્ધ : 'મારે જમીનનો વાંધો છે તે વાત કરવી હતી.'

ગણોતધારો અમલમાં આવ્યો ત્યારથી એ અંગેની ચારે બાજુનાં ગામડાંની ફરિયાદ હું સાંભળતો હતો, ખેડૂતોને સલાહ આપતો હતો અને કચેરીએ તે અંગે ધક્કો ખાવો પડે તો તે પણ કરી લેતો. એટલે ચારે-બાજુના ખેડૂતોને એમ લાગ્યું





હતું કે એવું કામ હોય તો.....ભાઈને મળવું; એટલે કોઈના કહેવાથી આ વૃદ્ધ મને શોધતા આવી પહોંચ્યા હતા એમ હું સમજી ગયો. મહેમાનો ચા પીને વિદાય થવાના હતા એટલે મેં કહ્યું: 'પાણી પીઓ, પછી આ ચા આવી તે પીઓ, બાદ નિરાંતે તમારી વાત કરીએ.'

મહેમાનોને રસ પડ્યો હોય તેમ એક બોલ્યા: 'અમને યે તમારી કોર્ટનું કામ તો જોવા દો.'

મને કંઈ વાંધો ન હતો. મહેમાનોને ડખલ ન પડે એટલે જ મેં થોડી વાર થોભવા કહ્યું હતું.

વૃદ્ધ બોલ્યા: 'મારા મોટાભાઈ ત્રણ વરસ ઉપર ગુજરી ગયા. તે પછી અમારી બધી જમીન એમના દીકરાને નામે ચાલે છે જમીન અમે વહેંચી લીધી છે, પણ એક પાંચ વીઘાં ખેતરનો સહિયારો ભાગ છે તે ભત્રીજા ખેડે છે અને બે વરસથી મને ભાગ આપતો નથી: એ માટે તમારી પાસે આવ્યો છું.

હું : 'તમારી પાસે કેટલી જમીન છે?'

વૃદ્ધ : 'નવ વીઘાં.'

હું : 'કુટુંબમાં કેટલા માણસ છો?'

વૃદ્ધ : 'મારે તો કોઈ નથી. હું એકલો જ છું.'

મેં હસીને કહ્યું: "અરે ભલા માણસ, તો પછી શા વીઘાં ભત્રીજો વધારે ખેડી ખાય છે તેમાં શું કરવા દુઃખ કરો છો ? તમે નહિ હો તો ત્યારે તો તમારું બધું ય એનું જ છે ને?'

વૃદ્ધ: 'એ તો હું ય સમજું છું. પણ દીકરો થઈને મિલકત ખવાય. બાપ થઈને ના ખવાય.,

અમારાં બધાંનાં મોં મલક્યાં. મહેમાનમાંથી એક બોલ્યા : 'પણ એ દીકરો જ છે ને?'

વૃદ્ધ : 'પણ બાપ હોય તેમ મને ડોળા દેખાડે છે ને કહે છે—તમારું છે જ શું?'

હું : 'એ બધું ખરું પણ તમે સાજા માંદા હશો ત્યારે એ પાણી પાશે.'

વૃદ્ધ: 'એટલું હોત તો હું અહીં આવત જ નહિ. એ તો હું મરું તો ય સામું જુએ એવો નથી'

હું: 'છતાં તમારા બાપની વંશ એનાથી રહેવાની છે એ કેમ ભૂલો છો! છોરું કછોરું થાય પણ માબાપથી થવાયું? કોર્ટમાં જશો તો વકીલ કહેશે કે હું અબી અપાવી દઉં અને બંન્ને પાસેથી પૈસા પડાવી લેશે, છેવટે તમને મળે તો ય ખોટ બેઉને જશે. અને આ તો ઘી ઢળ્યું તો ય ખીચડીમાં છે, અને વકીલો ખાશે તે વેશ્યાને ધરવ્યા જેવું થશે.'

વૃદ્ધને ગળે વાત ઊતરી હોય તેથી કે બધાની વચ્ચે પોતાનો મત પકડી રાખવામાં એમને સંકોચ લાગતો હોય તેથી એ મૌન રહ્યા.

મેં કહ્યું:' એમ હોય તો ભત્રીજાને બે વાત કહું. એ તમારા સામે ડોળા કાઢતો હોય તે શિખામણ આપું. છતાં તમારો એ જ આગ્રહ હોય તો જમીનનો ભાગ આપવા ય કહું. એને કહીશ કે આજે નહિ તો પછી ય બધું તારું છે તો શું કામ કાકાની આંતરડી કકળાવે છે? પણ મારું તો એ કહેવું છે કે એ સમજે તે કરતાં તમે સમજો તેમાં વડીલ તરીકે તમારી શોભા છે'.

વૃદ્ધ:' તમે એને બે વાના કહેતા હો. એ જો તમારી શિખામણ માને તો મારે ભાગ નથી જોઈતો, હું કંઈ એવો મૂરખ નથી કે ખોટો તંત (આગ્રહ) કરું.'

મેં મારી ડાયરી કાઢી,કામની તારીખો જોતાં કહ્યું: 'હું આવતા ગુરુવારે...,ગામે જવાનો છું ત્યારે ત્યાંથી એક આંટો તમારે ગામ આવી જઈશ. એને કહેજો કે એ બહારગામ ન જાય.'

વૃદ્ધ શાંતિપૂર્વક વિદાય થયા.

મહેમાનમાંથી એક: 'આમ ગામડાની પ્રજાના માનસને સમજીને આવાં કામ કરનાર ગામડે ગામડે એકાદ સેવાભાવી સજ્જન હોય તો કેટલી તકરાર મટી જાય! કેટલું ખોટું ખર્ચ બચે! વેરઝેર એ છું થાય!'

હું:'પણ આજે કોઈને ગામડે રહેવું ગમતું નથી એનું મોટું દુઃખ છે. બાકી મારો તો અનુભવ છે કે જો આપણે નિસ્વાર્થ ભાવે કામ કરીએ તો લોકો બિચારા આપણે કહીએ તે કરવા તૈયાર છે. આ ડોસાના ભત્રીજાને મેં જોયો પણ નથી, પરંતુ મને શ્રદ્ધા છે કે મારું કહ્યું એ માનશે.'

મહેમાનમાંથી એક:' એ શ્રદ્ધા સેવાદ્વારા પ્રેમ મેળવ્યો છે તેની છે.'

હું: 'પ્રેમ પારસમણિ વગર તો સેવા થઈ શકે જ નહિ ને!'

# સને ૧૯૪૨ના સંસ્મરણો

લે : પં. શ્રીરામ શર્મા અનુ૦ જયેન્દ્ર ગિ. ત્રિવેદી.

### બે દગાબાજ

એમ તો સને ૧૯૪૨ના આંદોલનજન્ય ચાલેલા મુકદ્દમાઓમાં જાસૂસોની સંખ્યા ઓછી નથી. અને ખૂલ્લંખુલ્લું એ વિશ્વઈતિહાસમાં કંઈ નવી વાત નથી. આવી જાસૂસીના મૂળમાં આદર્શ-હીનતા, સ્વાર્થ, ચારિત્રિક પતન અને માનસિક નબળાઈ મુખ્યત્વે હોય છે. આ સંસ્મરણમાં સને '૪૨ના બે મુખ્ય જાસૂસોની જ વાત કરવી છે અને એ પણ એટલા માટે કે એ બન્ને જાસૂસોનો સીધો સંબંધ મારા ષડયંત્ર-કેસ સાથે હતો.

એમ તો દિલ્હી, અલ્હાબાદ લખનૌ વગેરે સ્થળોના પોલીસ-જાસૂસોએ મને યાદ કર્યો હતો. કેટલાકે તો બરાબર યાદ કર્યો પરંતુ અમુકે તો પોલીસના આદેશ પ્રમાણે બયાન આપ્યું જેથી મામલો મારી વિરુદ્ધ વધુ મજબૂત બને. વાચક પૂછી શકે છે કે આખરે આટલા દિવસ પછી જાસૂસોની ચર્ચા કરવી ક્યાં સુધી ઔચિત્યપૂર્ણ ગણાય ? જે કામ સમયના વહેણમાં તણાઈ ગયા, જે વાતોને દફનાવી દીધી અને જેનું હવે કંઈ ખાસ મહત્ત્વ નથી, એની ચર્ચાથી શો લાભ ? જો બદલાની ભાવના નથી, કોઈને અપમાનિત કરવાનો ઇરાદો નથી તો આ પ્રમાણે સાચી વાતો લખીને-ખાસ કરીને એ જાસૂસોને અપમાનિત કરવાથી શું ફાયદો ? અને જ્યારે:—

> अतिशींकदह है सीना मिरा राजे निहाँसे,
> ऐ वाए अगर मारिके इजहार में आवे.

(જે ગુપ્ત રહસ્યને અંગે મારું આ હૃદય ભઠ્ઠીની જેમ સળગે છે, તે રહસ્ય જો પ્રકટ થઈ જશે તો બહુ ખોટું થશે, અર્થાત્ એક જમાનામાં આગ લાગી જશે)

ત્યારે તો જાસૂસો ઉપર-ખાસ કરીને અમારી વિરુદ્ધ સાક્ષી દેનાર જાસૂસો પર-લખવું ઠીક નથી. પરંતુ વાત બીજી જ છે અને એના સ્પષ્ટીકરણ માટે જ અહીં બે જાસૂસો વિષે લખવું પડે છે જેથી ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિથી વાચક સમજી લે કે મૂળ હકીકત શું છે. અત્યાર સુધી મેં જાસૂસો અને એવી જ બીજી બાબતો પર ન લખ્યું એનું એક કારણ તો એ છે કે સને '૪૨ની વાતો દેશની વર્તમાન સ્થિતિમાં હવે જૂના જમાનાની લાગે છે. હા, એનું ઐતિહાસિક મહત્ત્વ છે અને આપણા રાષ્ટ્રીય નિર્માણમાં પણ સને '૪૨નું આંદોલન ખૂબ જ મહત્ત્વપૂર્ણ આંદોલન છે વાચકોને એ જણાવવામાં પણ મને સંકોચ નથી કે મારો વિચાર '૪૨ના આંદોલન પર ન લખવાનો હતો. દુનિયાની અનેક સાચી વાતો ન કહેવાની હોય છે, ન લખવાની. પહેલાં તો એવો વિચાર હતો જ કે '૪૨ના આંદોલન પર કંઈ જ ન લખવું પરંતુ વાત એમ બની કે જ્યારે બાપુજી જોડે વાતો થઈ ત્યારે એમણે ભારપૂર્વક કહ્યું કે પોલીસે રમેશ પર જે જુલમ કર્યો છે એ મારે જરૂર લખવા અને એક નકલ એમને પણ આપવી જેથી તેઓ લોર્ડ વેવેલને એ દેખાડી શકે; સંકોચને અંગે લખવું ગોઠતું તો ન હતું. પરંતુ બાપુજીની આજ્ઞાને માન આપવું રહ્યું. છતાં યે મારા વિષે તો કલમ ન હોતી જ ઊપડતી. પુત્ર પર જે વીત્યું તે તેની પાસે જ લખાવ્યું. ભાષા એની જ રાખી પરંતુ એનું તેજ લખાણ કંઈક નરમ કરી નાખ્યું. બાપુજીએ એ આજ્ઞા પણ આપી કે મારે એને અંગ્રેજી અને હિંદી અખબારોમાં છપાવવું. વાચકોને એ બતાવવું પણ અનુચિત નહીં ગણાય કે ઘણા અખબારોએ એ લખાણ ન છાપ્યું. હા, 'પ્રતાપ' અને 'યોગી'એ તો તરત જ જેમનું તેમ છાપી દીધું. જ્યારે બંધુવર પં. શ્રી કૃષ્ણદત્ત પાલીવાલને ખબર પડી કે એ લેખ હજી આગ્રાના 'સૈનિક'માં નથી નીકળ્યો. ત્યારે તરત જ તેમણે એ છપાવવાની વ્યવસ્થા કરી.

કદાચ કાર્યાલય તરફથી એ લેખ મંજૂરી માટે પાલીવાલજીને મોકલવામાં આવ્યો હતો પણ રસ્તામાં જ ક્યાંક ગુમ થઈ ગયો. મઝા તો એ છે કે એ લેખમાંથી અમુક વાતો કાઢી પણ નાખવામાં આવી. જો કે લેખ આપ્યા પહેલાં મેં





જ્યારે પં. શ્રીકૃષ્ણદત્ત પાલીવાલને કહ્યું કે 'સૈનિક' માં આંદોલન સંબંધી એક લેખ દેવો છે, તે જરા તેઓ જોઇ લે, ત્યારે તેમણે ખૂબ ક્લેશભર્યા શબ્દોમાં કહ્યું કે—"શું તમારો લેખ હું જોઉં ? તમારો લેખ જોવાની યે કોઇને જરૂર છે ખરી! અને એ પણ 'સૈનિક'માં છાપવા માટે ?" આ પછી એ લેખ 'સૈનિક ને મોકલવામાં આવ્યો. પરંતુ છાપવામાં કંઇક ગડબડ થઇ. મેં પાલીવાલજીને એ વાત નહોતી કરી કે બાપુજીએ એ લેખ અખબારોમાં છાપવાનું કહ્યું છે. 'હિન્દુસ્તાન'ના ભાઇ મુકુટબિહારી વર્માએ સ્થાનાભાવને કારણે પૂરો લેખ છાપવાની અસમર્થતા પ્રગટ કરી. 'નેશનલ હેરલ્ડે' એમ લખીને એ પાછો મોકલ્યો કે હવે એને છાપવાની જરૂર નથી.

'અર્જુને' તો એને નહોતો મોકલ્યો છતાં 'પ્રતાપ' માંથી લેઇને છાપ્યો. સંસ્મરણો લખવાનો સુત્રપાત બસ આ રીતે શરૂ થયો. પાછળથી મિત્રોનો આગ્રહ અને અંગત પ્રેરણાથી સંસ્મરણોનો પ્રવાહ શરૂ થઇ ગયો. આજે પણ બે જાસૂસો વિષે જે કંઇ લખું છું એનું મૂળ કારણ એ છે કે એક એવો ભ્રમ ફેલાણો છે કે લક્ષ્મીનારાયણ પાલીવાલે જાસૂસી નથી કરી અને ભૂદેવ પાલીવાલનો કંઇ દોષ નહોતો. બેએક જણાં તો એવી વાત કહે છે કે ભૂદેવ પાલીવાલપર એટલો માર પડયો કે લાચાર થઇને એને જાસૂસ બનવું પડયું. બેચાર લોકો કહે છે કે ભૂદેવને આંદોલનમાં લીધો એ જ મારી ભૂલ હતી જાણી જોઇને હજી સુધી એ વાતો પર કંઇ નથી લખ્યું પણ આફત તો એ છે કે:—

वह कत्ल भी करते हैं तो चर्चा नहीं होती,
हम आह भी करते हैं तो हो जाते हैं बदनाम।

ફરીને વળી કેટકેટલાને મારે પત્ર દ્વારા જવાબ દેવા ? જ્યારે એક ઐતિહાસિક તથ્ય લખવું છે અને સાચેસાચી હકીકત જણાવવી છે ત્યારે શા માટે મારે મૂળ હકીકત ન લખવી જેથી લોકોનો ભ્રમ દૂર થઇ જાય ? તેમ છતાં યે હું આ વિષય પર ન લખત પણ શું કરું !

नुक्ताचीं है गमे दिल उसको सुनाए न बने,
क्या बने बात जहाँ, बात बना ए न बने।

હા, તો જે બે જાસૂસોની વાત લખવી છે તેમના નામ છે. લક્ષ્મીનારાયણ પાલીવાલ અને ભૂદેવ પાલીવાલ. અહીંયાં એ પણ મારે કહી દેવું જોઇએ કે ભૂદેવ પાલીવાલના પિતા 'સૈનિક'ના વર્તમાન સંપાદક પં. જીવારામ પાલીવાલ અને જીવારામજીના ભાઇ પં. રામચંદ્ર પાલીવાલ એમ. એલ. એ. ની જરાયે જવાબદારી કે ભૂલ આ બન્નેની જાસૂસીમાં નથી આ જાસૂસીનાં કાર્યોમાં એમનો જરાયે હાથ નથી. હું એમના ક્લેશને સમજી શકું છું. મારો જ પુત્ર નાલાયકી કરી બેઠો હોત તો હું શું કરત ! વાત તો ત્યાં જ પૂરી થઇ જાય છે કે એકવાર એ કઠોર સત્ય માની લઇએ કે નાલાયકી થઇ ગઇ. એ માટે પ્રત્યેક સમજદાર વ્યકિતને ક્ષોભ છે. જેવો આપણો પુત્ર એવો જ બીજાનો. કોઇનો પુત્ર અગ્નિ–પરીક્ષામાં પસાર થાય તો એનો અહંકાર ન કરવો ઘટે. એને તો ભગવાનની કૃપા જ સમજવી જોઇએ.

ભૂદેવ પાલીવાલે ખૂટલબાજી કરી એ વાતની તો કોઇથી ના પાડી શકાય તેમ નથી. કારણ કે ભૂદેવે પોતે જ દીધેલા બયાનો, એણે કરેલ ચર્ચા અને વાદવિવાદની અદાલતી નકલો મોજૂદ છે. પરંતુ લક્ષ્મીનારાયણ પાલીવાલની બાબતમાં કહેવાય છે કે એણે જાસુસી નથી કરી અને એની જાસુસીનું કંઇ પ્રમાણ મોજૂદ નથી. મને લાગે છે કે આવી કાનૂની વાતોથી નહીં ભલું થાય લક્ષ્મીનારાયણનું કે નહીં થાય એના મિત્રોનું. બિચારા લક્ષ્મીનારાયણમાં નૈતિક હિંમતની ખામી છે. 'બિચારા' શબ્દનો પ્રયોગ એટલા માટે કર્યો છે કે એનો મૂળ ઇરાદો જાસૂસી કરવાનો ન હતો. પરંતુ કેટલાક માણસો એવા હોય છે જેઓ બીક અને નબળાઇને લીધે બધું કહી બેસે છે અને એમની પાસેથી જે વાત કઢાવો તે લાચાર થઇને કહી નાખે છે. આવા માણસોએ કોઇ પણ જાતના જોખમભર્યા કામમાં નહીં પડવું જોઇએ. બિચારા લક્ષ્મીનારાયણે આંદોલનમાં કંઇ ખાસ કામ નહોતું

કર્યું. બહુ જ આગ્રહ કરવામાં આવ્યો ત્યારે એવું કામ સોંપ્યું કે એણે મારી પાસેથી 'આઝાદ હિન્દુસ્તાન'ને માટે મેટર તથા બીજા જરૂરી સંદેશા લઇને મુનીમજી શ્રી નેમીચંદજીને પહોંચાડવા શ્રી રામચરણ ગુપ્ત પાસે પણ મેં લક્ષ્મીનારાયણને ઘણીવાર મોકલેલ. લક્ષ્મીનારાયણની ચાલવાની ઢબ એવી હતી કે જાણે કબ્રસ્તાનમાંથી મડદું નીકળી પડયું છે ! તેજ હીન મોટી પણ ફાટી ગઇ હોય એવી આંખો, તૂટેલા તાજિયા જેવી ચાલ અને પગલાં તો એ રીતે પડે કે જાણે હમણાં પગ શરીરમાંથી છૂટા થઇને નીચે પડશે. આવી વ્યકિત તરફ શંકા જાય એ સ્વાભાવિક છે અને એટલે જ લક્ષ્મીનારાયણને કંઇ પણ કામ કરવાની ના પાડવામાં આવી પરંતુ આગ્રામાં રહીને કંઇ કામ ન કરવા છતાં પકડાય તો પોલીસને એની પાસેથી એટલી તો ખબર પડી જાય કે હું કયાં કામ કરું છું અને કોને કોને મળું છું. એટલે બધો વખત ઘરે બેસી રહેવા કરતાં આમ તેમ શહેરમાં ફરવાથી પોલીસની તપાસ વખતે ઘરે પણ ન હોય અને કોઇને ખાસ શક પણ ન જાય એમ કરવું એ વધુ સ્વાભાવિક હતું. વળી લક્ષ્મીનારાયણનો કામ કરવા માટેનો અતિ ઉત્સાહ પણ હેરાન કરતો હતો. માણસોની અછત તો હતી જ. અને ટપાલ લઇ જાય કે ન લઇ જાય પણ જો લક્ષ્મીનારાયણ પકડાય તો અમુક વાતો તો એ પોલીસને બતાવી શકે તેમ હતું. અને લક્ષ્મીનારાયણે તો બસ એટલું જ કહ્યું કે ભાંગફોડનું તથા બીજું કામ મારી દેખરેખ અને આજ્ઞા પ્રમાણે થાય છે. બટાટાની ફેકટરીમાં અમે મળીએ છીએ. કેટલાક માણસો ત્યાં રાત્રે રહે છે પણ ખરાં. અમારી ધરપકડ માટે પોલીસને આટલી માહિતી બસ હતી.

લક્ષ્મીનારાયણની સૌથી મોટી કાયરતા તો શ્રીમતી ભગવતીદેવીની ધરપકડ થઇ ત્યારે રાજામંડી સ્ટેશન પર જોવામાં આવી. દિલ્હીથી વૈદ્ય ગિરિવરનારાયણજીને ત્યાંથી ખાલી બોમ્બ લાવવાના હતાં. વિજયશરણ ચૌધરીએ લક્ષ્મીનારાયણને સમજાવી દીધું કે ખાલી બોમ્બ લાવવાનાં છે. પકડાઇ જવાનો ડર તો હતો જ. સ્ટેશન પર કુલી કરી લેવો અને પૂરતી મજૂરી આપવી તથા ઘોડાગાડીમાં બેસીને સ્ટેશનથી લઇ આવવા એમ પણ સમજાવ્યું હતું. ભગવતીદેવી વીરાંગના છે. પરંતુ લક્ષ્મીનારાયણે એમને સમજાવ્યુ નહીં કે શું લાવવાનું છે અને સૂટકેસમાં શું છે. રાજામંડી સ્ટેશન પર ઊતરીને લક્ષ્મીનારાયણે સૂટકેશ ઉઠાવી. તે વજનદાર તો હતી જ. રેલવે નોકરોને લાગ્યું કે કોઇ અફીણ સોનું કે ચાંદી લઇ જાય છે. શા માટે એની પાસેથી કંઇક ન મેળવવું ? પોલીસે અને રેલવેના નોકરોએ રોકી પાડયા. પકડાઇ જતાં, પોલીસે એમ કહ્યું પણ ખરું કે જો લક્ષ્મીનારાયણ એટલું માની જાય કે તે દિલ્હીથી ભગવતીદેવી સાથે આવે છે તો ભગવતીદેવીને છોડી મૂકવામાં આવે અને લક્ષ્મીનારાયણને અટકમાં લઇ લેવામાં આવે. પરંતુ લક્ષ્મીનારાયણે દિલ્હીથી સાથે આવવાની વાત કબૂલ ન કરી. પરિણામે બન્ને પકડાઇ ગયા. જો ભગવતીદેવીને ખબર હોત કે સૂટકેસમાં ખાલી બોમ્બ છે તો કંઇકને કંઇક યોગ્ય જવાબ દેવાનું તેમને સૂઝી રહેત. પરંતુ લક્ષ્મીનારાયણ કાયર હતો.

ધરપકડ પછી થોડો એવો માર પડતાં જ લક્ષ્મીનારાયણે બતાવી દીધું કે હું બિહારમાં આંદોલનનું સંચાલન નથી કરતો પણ યૂ. પી.માં તથા આગ્રામાં વારે ઘડીએ જા આવ કરું છું, વિજયનગર કોલોની આસપાસ આવું છું અને નારાયણ–ભવનમાં આવેલી બટાટાની ફેક્ટરીમાં મારા મોટા ભાઇને ત્યાં બીજા અનેક સાથીઓનો અડ્ડો છે. લક્ષ્મીનારાયણની ધરપકડ થતાં મેં બચાવના પગલા તરીકે સર્વશ્રી રામશરણસિંહ, વિજયશરણ ચૌધરી, વસંતલાલ ઝા, ગોપીનાથ, મનોહરલાલ અને રામાનન્દાચાર્યને ગ્વાલિયર રાજ્યમાં આવેલા ગુનાના જંગલોમાં નિશાનબાજી શીખવા અને આરામ લેવા મોકલી દીધાં. એ લોકોને કયાં મોકલ્યા છે એ વાત ભૂદેવ પાલીવાલને ન કહી. એને તો એમ જ કહ્યું કે તે પોતાને મોસાળ અથવા બીજે કોઇ સ્થાને ચાલ્યો જાય. શ્રી રાધેશ્યામ શર્મા, પીતામ્બર પંત અને ડોકટર





કેસર સાથે, હું પણ, દિલ્હીનું કામ પતાવીને દસ પંદર દિવસ માટે મુંબઇ ચાલ્યો ગયો. દિલ્હીમાં વૈદ્યજીને તરત જ કહેવરાવી દીધું કે દિલ્હીના મિત્રો ચેતી જાય. વૈદ્યજી અમારી સાથે કામ કરવાવાળા ન હતા. તેમનું પોતાનું દળ જુદું દળ હતું. અમારી અને એમની વિચારધારા તથા કાર્ય પ્રણાલી પણ એક નહોતાં. પરંતુ વૈદ્યજીને ત્યાં વિચાર–વિનિમય માટે અમે મળતાં. વૈદ્યજીને ત્યાં અમારા માણસો ઊતરતાં પણ ખરાં. મકાનની વ્યવસ્થા પણ તે કરી આપતા. વૈદ્યજીએ મારી એ વાત માની લીધી હતી કે તે આંદોલનના સંગઠનમાં ન પડે. તો દિલ્હી વખતસર ખબર પહોંચી ગયા અને વૈદ્યજીએ ઘણો ખરો સામાન ખસેડી લીધો. પં. રામચંદ્ર પાલીવાલના જમાઇની મદદથી કરેલ બાગમાં એક મકાન લીધું હતું. તેમાં દારૂગોળો અને બીજી ચીજોનો જથ્થો પડયો રહેતો. થોડો સામાન પં. રામચંદ્ર પાલીવાલના જમાઇને ઘરે પણ હતો. તપાસ થઇ ત્યારે થોડો સામાન નીકળ્યો એટલે એને દંડ પણ ભરવો પડેલો. દિલ્હીના દગાબાજોની ચર્ચા અહીં અપ્રાસંગિક થશે. જ્યાં સુધી લક્ષ્મીનારાયણનો સંબંધ છે ત્યાં સુધી એટલું લખવું પર્યાપ્ત છે કે લક્ષ્મીનારાયણે સૌથી પહેલાં પોલીસને બધી વાત કરી અને યુ. પી.માં ભાંગફોડ આંદોલનનું સંચાલન કોણ કરે છે અને શી રીતે એ થાય છે એ પણ કહ્યું.

જે લોકો એ વાત કરે છે કે જો લક્ષ્મીનારાયણે ફૂટલબાજી કરી હોય તો એને પોલીસ સાક્ષીમાં લાવે અને તેની જાસૂસીનું બયાન પોલીસના લખાણમાં કયાંક તો હોય જ, એ દલીલ લોકોની આંખમાં ધૂળ ફેંકવા માટે જ છે. લક્ષ્મીનારાયણ પોતે તો સીધી રીતે કોઇ ભાંગફોડના કામમાં સામેલ ન હતો એ તો ફકત ચિઠ્ઠી લઇ જતો અને લાવતો અને એટલી વાતથી કંઇ પોલીસનું કામ ન થઇ જાય. સૌથી મોટું કામ તો લક્ષ્મીનારાયણે એ કર્યું કે અમારા બધાના સરનામા પોલીસને આપી દીધા. આથી તો પોલીસને બહુ ફાયદો થયો અને તેમણે ઘણી ધરપકડો કરી. શ્રી. રામચરણ ગુપ્ત અને નેમીચંદજી ગુપ્તની ધરપકડનું એક માત્ર કારણ લક્ષ્મીનારાયણ જ હતો. ત્રણ જ વ્યક્તિને ખબર હતી, કે અમુક સ્થળે હું તથા શ્રી. રામચરણ ગુપ્ત મળેલા એ ત્રણ તે, રામચરણ ગુપ્ત, લક્ષ્મીનારાયણ અને હું. ત્રણમાંથી એકે પોલીસને ખબર આપેલ કે અમે અમુક સ્થળે મળ્યા છીએ. રેકર્ડની વાત કરનાર પર અમને દયા આવે છે કારણ અદાલતી કાર્યવાહી સિવાય ૧૯૪૨ના કોઇ રેકર્ડ નથી. સેક્રેટરિયેટના ગૃહ–વિભાગમાં પણ જો એ ફાઇલ હોત કે જેમાં આખા પ્રાંતના રાજકેદીઓના જવાબ હતા, તો પણ ખબર પડી જાત કે કોંગ્રેસવાળાઓમાં પણ કેટલા રંગેલા શિયાળ હતા જેમણે એવા જવાબ આપ્યા છે કે એથી કોંગ્રેસની શાન જરા યે નથી વધી. પરંતુ રેકર્ડ કરતાં યે ચઢિયાતા તો પોલીસના જ અમલદાર છે. એવા પણ પ્રમાણ છે કે જેથી એ સાબીત થઇ જાય કે લક્ષ્મીનારાયણે પોલીસને બધી વાત કરી હતી. લોકો કહે છે કે જો એણે દગાબાજી કરી હોય તો એને ફિરોજાબાદની તિલક હાઇસ્કૂલમાં હેડમાસ્તર શા માટે બનાવવામાં આવે ? શું એ દગાબાજીનો પુરસ્કાર છે ? એનો જવાબ તો ફિરોજાબાદના લોકો જ દે અમારે એ સાથે કંઇ લેવા દેવા નથી. અને અમે લક્ષ્મીનારાયણનું સારું નથી ઇચ્છતા એમ પણ નથી. જો એ પ્રામાણિકતાપૂર્વક પોતાની ભૂલ કબૂલ કરે તો તક આપવામાં શું વાંધો છે ! પણ પક્ષમાં કે વિપક્ષમાં મત આપવાનો અમને અધિકાર નથી. પણ, લક્ષ્મીનારાયણને આગ્રામાં જ શા માટે ન રાખવામાં આવ્યો? મથુરાથી આગ્રા જતાં તેને શી મુશીબત પડેલી ? ઘણા દિવસ સુધી આગ્રા સેંટ્રલ જેલની બેરેકમાંથી એ શા માટે બહાર નહોતો નીકળતો ? વાચક આટલામાં બધું સમજી જાય.

હવે રહી ભૂદેવ પાલીવાલની વાત. એના વિષે તો કોઇ એમ નહીં કહી શકે કે એણે દગાબાજી નથી કરી. મેજીસ્ટ્રેટની અદાલતથી માંડીને સેશન



અદાલત સુધીનાં કાગળો સાક્ષી પૂરે છે. ભૂદેવ વિષે તો એ કહેવું પણ જરૂરી છે કે એણે પોલીસ પાસે આપ્યું તે બયાન, મેજીસ્ટ્રેટ પાસેનું બયાન, અદાલતનું બયાન, સેશન જજ પાસેનું બયાન વગેરે બધાં બયાન બહુ વિચિત્ર આપ્યાં છે. પોલીસે જ્યાં જે શીખવ્યું ત્યાં તે તેવું બોલ્યો છે. અમુક લોકોનો અને એકાદ સાહેબનો પણ એવો અભિપ્રાય છે કે ભૂદેવને આંદોલનમાં નહોતો લેવો જોઇતો. એને આંદોલનમાં લેવામાં મારી ભૂલ થઇ હતી. ચર્ચા ખાતર તો હું એમ કહું કે જે લોકોને આંદોલન સાથે સંબંધ નથી, જેમને આંદોલનની મુસીબતો અને ઊંડાણોની ખબર નથી એમની આ જાતની વગર વિચારી ટીકા, કેવળ હાસ્યાસ્પદ જ નથી પરંતુ એ એમની દૂષિત મનોવૃત્તિ પણ બતાવે છે. લક્ષ્મીનારાયણ પાલીવાલે દગાબાજી નથી કરી. ભૂદેવનો કંઇ વાંક નથી વગેરે વાતો કરવી એ તો આકાશ પર થૂકવા જેવું છે. બીજું તો ઠીક પણ આ દગાબાજોનો ઢાંકપિછોડો કરવો એ ભયંકર વાત છે.

ભૂદેવને એક તો મેં આંદોલનમાં લીધો જ નહોતો. વળી મારા સાથીઓ જોડે એ કામ કરે એ પણ મને પસંદ ન હોતું. મારી પાસે તો એ ફક્ત એક બે વાર આવેલ અને મેં એની જોડે વાતો તો કરી જ નથી. એનું કારણ એ હતું કે જ્યાં એ જતો ત્યાંથી કંઇક ઉઠાવવાની એની દાનત રહેતી. અને જ્યારે એણે આગ્રાના સુનારી ગામમાં ધાડ પાડી ત્યારે તો એને એક રીતે કાઢી જ મૂક્યો હતો. બટાટાની ફેક્ટરીમાં એ ફક્ત બે વાર આવેલો, અને એ માટે મેં વાંધો પણ ઉઠાવ્યો હતો. એક વાર તો એ છાનોમાનો હથિયાર પણ લઇ ગયેલો. એમના પિતાને પણ કહેવરાવ્યું કે તેને આગ્રાથી બોલાવી લે. તેના મોટા બાપુજી પં. રામચંદ્ર પાલીવાલ પણ ઘણા દિવસ સુધી બહાર રહ્યા. તે શા માટે એને સાથે ન લઇ ગયા ? એ ગાંઠતો હતો કોને ? આંદોલન સંબંધમાં તો એને રૂપિયે ત્રણ ચાર આની જેટલી ખબર હતી. જો બધી વાતની એને ખબર હોત તો ગ્વાલિયર, જયપુર અને પ્રાંતના બીજા જિલ્લાના મળીને ઓછામાં ઓછા ચારસો પાચસો માણસ તો જરૂર પકડાયા હોત. એને કાર્યક્રમ બતાવવામાં પણ ન હોતો આવતો. બસ ક્યારેક સાથે લેવામાં આવતો. એ પરાણે ગળે પડ્યો હતો. એટલે એને નિભાવવાની વાત હતી. મારી ધરપકડ પછી આગ્રાના લોહામંડી મહોલ્લામાં એણે લૂટ કરી એ ખ્યાલ પણ કલેશ ઉપજાવે છે.

હવે રહી એ વાત કે મારને લીધે જ ભૂદેવે દગો દીધો અને હજી પણ એ મારની એને અસર છે. આવી વાતોથી વાસ્તવિકતા નહિ છુપાવી શકાય. ભૂદેવને ફક્ત એક જ—એ પણ નહિ થપાટ પડેલી. એક થપાટ પડતાં જ એણે કહ્યું, "જો મને મારવામાં આવશે તો હું કંઇ નહિ કહું" બસ, પછી શું, એની સરભરા થવા માંડી. જે આમોદ-પ્રમોદ એણે કર્યો, એ અહીં લખવાની જરૂર નથી. કોટવાળીના સીપાઇઓ પર એનો જે રુઆબ હતો, જે શાન અને ગૌરવથી તે સાક્ષી આપવા આવતો તે બધું તો અમિટ છે. એને વધુ માર નહોતો પડ્યો. ફક્ત એક થપ્પડ જ પડી હતી. આ વાતની ખાતરી આપવા માટે, તેની સાથે તે વખતે જે અમલદાર હતા, તેની જ સાક્ષી બસ થશે. તે અમલદારને હજી પણ કોઇ પૂછી શકે છે. અમને તો જેલમાં જ ખબર પડી ગયેલી કે ભૂદેવને મારવામાં આવ્યો નથી.

આગ્રા સેંટ્રલ જેલમાંથી, જ્યારે શ્રી. શ્રીપતલાલ દુબેને ત્રાસવાદી ક્રાન્તિકાર ગણીને ફત્તેહગઢ સેંટ્રલ જેલમાં લઇ ગયા ત્યારે એ વાતની ખૂબ ચર્ચા થયેલી કે આખરે શ્રી. શ્રીપતલાલ દુબેને ત્રાસવાદી ક્રાન્તિકાર ક્યાંથી ગણી કાઢ્યા ? શ્રી. શ્રીપતલાલને એ બરાબર ખબર હતી કે લક્ષ્મીનારાયણ પાલીવાલ અને ભૂદેવ પાલીવાલને લીધે જ એમને ત્રાસવાદી ક્રાન્તિકાર ગણવામાં આવ્યા અને ફત્તેહગઢ સેંટ્રલ જેલમાં રાખવામાં આવ્યા.





ભૂદેવે જો અંતઃપ્રેરણાથી બયાન દીધું હોત અને પોતાની ભૂલ કબૂલ કરી હોત તો તો જાણે કાંઇ વાંધો નહોતો પરંતુ વાત તો એમ છે કે એણે જેટલી વાર બયાન દીધા છે એ બધી વાર એમાં કંઇક ફેરફાર થયેલ છે. પોલીસે લખાવ્યું તેવું જ તે બોલ્યો નીચે. એના બયાનમાંથી અમુક અંશ અક્ષરશઃ આપવામાં આવે છે. આ બયાન એણે અમારી વિરુદ્ધ સેશન અદાલતમાં દીધું હતું એ બયાન સત્યથી ઘણું જ વેગળું છે. દા. ત. એને એક પણ મિટિંગમાં હાજર રાખવામાં નહોતો આવ્યો. વિચાર-વિનિમય, મિટિંગો વગેરેને એની સાથે કંઇ સંબંધ નહોતો. શ્રી. પ્રભુદયાળ ભાર્ગવે એમનું સ્થાન અમને વાપરવા આપ્યું હતું પણ ભોજનનો ખર્ચ એમણે નહોતો ઉઠાવ્યો. અમારી ધરપકડ પછી ત્યાંથી સામાન હટાવી લેવામાં, કુંવર બૈજનાથસિંહના ભત્રિજા ભૂપેન્દ્રસિંહ, જગદીશ અને મારા પુત્ર રમેશનો જ મુખ્ય હાથ હતો. ભૂપેન્દ્ર તો પોતાના ખિસામાં જ પિસ્તોલો રાખીને ફરતો. આખો દિવસ ત્રણ ચાર પિસ્તોલ એની પાસે રહેતી. એનું શું થયું એ કહેવાની અહીં જરૂર નથી.

પોલીસે ભૂદેવ પાસે એવું શા માટે કહેવડાવ્યું કે સપ્ટેમ્બર અથવા ઓક્ટોબરમાં શ્રી. વસંતલાલ ઝાએ એની સાથે મારો પરિચય કરાવ્યો એ હજી સમજાતું નથી. હું તો ૧૬, ઓગસ્ટ '૪૨ના રોજ આગ્રા આવી ગયો હતો અને એ દિવસથી જ કાર્ય-ભાર સંભાળી લીધો હતો. શ્રી. પીતાંબર પંત આગ્રામાં રહેતા જ ન હતા. એમને તો કામને અંગે પ્રાંતમાં અને વખત આવ્યે આજ્ઞાનુસાર પ્રાંત બહાર પણ જવું પડતું હતું. કાવતરું સિદ્ધ કરવા સારુ પોલીસે એ સાથે રહેતા હતા એમ બતાવ્યું. રામાનંદ આચાર્ય ક્યારે ય બૈજનાથસિંહને ત્યાં નથી રહ્યા કે નથી રહ્યા બટાટા-ફેક્ટરીમાં. એ ત્યાં, ક્યાં અને કેવી રીતે રહેતા હતા તે તો બીજા કોઇ લેખમાં, મારા સાથીદારો વિષે લખીશ ત્યારે બતાવીશ. ભૂદેવે તો કદાચ રામાનંદ આચાર્યને જોયા પણ નહિ હોય. છાપકામ અને મોટર વિષે તો ભૂદેવ તો શું પણ એ ત્રણ સિવાય કોઇને ખબર ન હોતી. એ બધા પર પણ પછી લખીશું. દારૂગોળો અને બીજી ખતરનાક ચીજોની જવાબદારી મારા મોટા ભાઇ પર હતી. મને પોતાને પણ ખબર નહોતી કે એ ક્યાં એ બધું રાખતા હતા. એ તો ઠીક જ થયું કે એમણે સામાન એવી તરકીબથી સંતાડયો કે કલાકો સુધી ગોતવા છતાં ન જડયો. દોઢ-બે મણ દારૂગોળો ચારસો જેટલી ડાયનેમાઇટસ્ટીક, કેટલીયે રિવોલ્વર અને મારા પોતાના લાયસેન્સી હથિયાર પણ ત્યાંથી જ મળી આવત. નીચે હવે ભૂદેવનું બયાન વાંચોઃ—

સાક્ષી નં. ૨૫, ભૂદેવ પાલીવાલ વાલ્દ પં. છીતરામ પાલીવાલ, ઉમ્મર ૨૦વર્ષ, વિદ્યાર્થી, રહેવાસી ફિરોઝાબાદ, થાણા ફિરોઝાબાદ, જિલ્લો આગ્રા. સોગનપૂર્વક દીધેલું બયાનઃ

"સને ૧૯૪૨માં હું આગ્રાની બલવંત રાજપૂત કોલેજમાં દશમા વર્ગનો વિદ્યાર્થી હતો અને 'સૈનિક'-પ્રેસના મકાનમાં મારા પિતા જોડે રહેતો હતો. '૪૨ ના ઓગસ્ટમાં કોંગ્રેસ-નેતાઓની ધરપકડ પછી, એક કે બે દિવસ બાદ, બે આદમી મારા પિતાને મળવા પ્રેસમાં આવ્યા. એમણે મારા પિતા જોડે થોડી વાતો કરી. એ પછી મારા પિતાએ મને એમની સાથે જવાનું અને જે લખાવે તે લખી લેવાનું કહ્યું. તેઓ મને છીપીટોલા મહોલ્લામાં ડો. લલિતની દુકાન પર લઇ ગયા. ડો. લલિતે એમને એક હેંડ-બેગ આપી અને પછી એ બન્ને આદમી, હું તથા ડો. લલિત, ડો. લલિતના ઘેરે ગયા. એ બે આદમીઓમાંથી એકે હેંડબેગમાંથી-હસ્તલિખિત કંઇક કાઢયું અને એ ડો. લલિતને આપ્યું. ડો. લલિતે એ કાગળ વાંચ્યો અને પછી એમણે તેમ જ મેં એ કાગળની એકેક નકલ કરી લીધી. મારી નકલ મેં મારા પિતાને આપી દીધી. પછી એનું શું થયું એ મને ખબર નથી. મેં ફરી કદી એ જોયેલ નથી. (અહીં બચાવ પક્ષના વકીલે કહ્યું કે 'સાક્ષી આ ડોકયુમેન્ટના વિષયને સાબીત કરે



છે પરંતુ એના ખોવાઈ જવા વિષે કંઇ સાબીતી મળતી નથી.' સરકારી વકીલે કહ્યું કે એ ડોકયુમેંટ ખોવાઇ ગયાની સાક્ષી તે ઇન્સ્પેકટર રામપ્રસાદના બયાનદ્વારા દેશે. આવી હાલતમાં સાક્ષીને પહેલાં પૂરેપૂરો સાંભળી લેવો જોઇએ.) એમાં ભાંગફોડનો કાર્યક્રમ હતો એટલે કે સરકારી મકાનોને સળગાવવા, વ્યવહારના સાધનોનો નાશ કરવો, તારના દોરડાં કાપી નાખવાં, રેલ્વે લાઇનોને નુકશાન પહોંચાડવું વગેરે કાર્યક્રમ હતો. એકાદ દિવસ પછી વસંતલાલ ઝા મારા પિતા પાસે આવ્યા અને મારા પિતાને, મને ભાંગફોડના કાર્યક્રમમાં સામેલ થવાની આજ્ઞા દેવાનું કહ્યું. મેં કહ્યું: 'હું જોડાઇ તો જાઉં પરંતુ કોઇની નેતાગીરી નહીં હોવી જોઇએ.' વસંતલાલે કહ્યું કે કોઇ નેતા નથી અને બધા સરખા જ ગણાશે. એટલે મેં વસંતલાલ ઝા સાથે કામ કરવાનું કબૂલ કર્યું. એ પછી મેં વસંતલાલ, મનોહરલાલ, ગોપીનાથ, બાદામસિંહ (અહીં સાક્ષીએ આરોપી વિજયશરણની તરફ સંકેત કર્યો) આરોપી રામશરણ અને બીજા લોકો જેઓ અહીં પાંજરામાં શેભા નથી, એ બધાની સાથે ભાંગફોડનું કામ કર્યું. ભાંગફોડના અનેક કામ કરવામાં આવ્યા હતા '૪૨ ના સપ્ટેમ્બરમાં કે ઓકટોબરમાં વસંતલાલ ઝા એ મારો પરિચય આરોપી શ્રી રામ શર્મા જોડે કરાવ્યો અને કહ્યું કે શ્રી રામ શર્મા જ ખર્ચનો પ્રબંધ કરે છે અને ભાંગફોડ તથા બીજા કામોનું નેતૃત્વ સંભાળે છે. પહેલા શ્રીરામ શર્મા કુંવરબૈજનાથસિંહના વિજયનગર કોઠીની વાળા મકાનમાં રહેતા હતા. બીજા આરોપીઓમાંથી બાદામસિંહ અર્થાત વિજયશરણ, પીતામ્બર પંત અને રામાનન્દ આચાર્ય કુંવર બૈજનાથસિંહના મકાનમાં રહેતા હતા. મેં એમને ત્યાં સપ્ટેમ્બર અને ઓકટોબર '૪૨ ના દિવસોમાં રહેતા જોયા હતા. જો કે તેઓ ત્યાં સતત નહોતા રહેતા. આઠ દસ દિવસ પછી મને ખબર પડી કે આ ચાર આરોપી બાલાપ્રસાદના મકાનને બીજે માળે રહેવા ચાલ્યા ગયા છે. પ્રભુદયાળ ભાર્ગવ બટાટા-ફેકટરીના મેનેજર હતા. ત્યારે જગદીશ નામનો એક માણસ, આ લોકો જ્યારે બાલાપ્રસાદને ત્યાં રહેતા હતા ત્યારે એમને માટે રસોઇ કરતો હતો. વસંતલાલ ઝા, ગોપીનાથ અને મનોહર પણ બાલાપ્રસાદના રૂમમાં એની સાથે રહેવા લાગ્યા. (સાક્ષીએ નેમીચંદ અને રામચરણ ગુપ્તની તરફ સંકેત કરીને કહ્યું, કે તેઓ પણ બાલાપ્રસાદના ઘરે મિટિંગોમાં આવતા જતા હતાં] હું પણ મિટિંગમાં જતો હતો અને '૪૨ના ડિસેમ્બર સુધીમાં દશ પંદર મિટિંગમાં હાજર રહ્યો હોઇશ. ભાંગફોડનું કામકાજ કોણ અને કેવી રીતે કરે એ આ મિટિંગોમાં નક્કી થતું હતું. અને લીફલેટ તથા 'આઝાદ હિંદુસ્તાન' અખબાર વિષે પણ નિર્ણય લેવામાં આવતા હતા. દારૂગોળો તથા ધડાકો થાય એવો સામાન દાદર નીચેના રૂમમાં રાખવામાં આવતો હતો. આ સામાન નકશામાં દેખાડેલા ૪૧૧ ના રૂમમાં રાખવામાં આવતો હતો. જે મુકદ્દમામાં એકઝિબિટ ૫ ના નકશામાં છે. દારૂગોળામાં દારૂ, જેલિગ નાઇટ સ્ટિકસ, ડિટેન્ટર્સ, ગંધકનો તેજાબ, ફયુઝ વાયર અને ટેન્જિન હતાં. નિરંજનસિંહ નામના માણસ કોટાથી જેલિગ નાઇટ સ્ટિકસ, ડિટેન્ટર્સ લાવ્યા હતા. નિરંજનસિંહ મધ્ય પ્રદેશના કોંગ્રેસ-કાર્યકર્તા છે. જગદીશપ્રસાદને વેતન મી. ભાર્ગવ આપતા હતા. આરોપીઓની વાતો પરથી મને ખબર પડી હતી કે મી. ભાર્ગવ એ લોકોનો ભોજન-ખર્ચ આપતા હતા. પ્રભુદયાળ ભાર્ગવને મેં પાંચ છ મિટિંગમાં પણ જોયા હતા. '૪૨ની ૭મી ડિસેમ્બરે બટાટા-ફેક્ટરીમાં ધરપકડો થઇ. ધરપકડ પછી પ્રો. જંગબહાદુર ઝાએ ફેકટરીમાંથી દારૂગોળાના સામાનને લઇ આવવાનું કહ્યું. આઠમી કે નવમી ડિસેમ્બરે હું ફેકટરીમાં ગયો. જગદીશપ્રસાદે એક કોથળામાં ઝટ ઊડી જાય એવો સામાન ભરી દીધો. એ સામાન તે ૪૧૧ નંબરના રૂમમાંથી લાવ્યો. સામાનમાં ચાર જેલિગ નાઇટ સ્ટિકસ, બે કે ત્રણ ડિટેન્ટર્સ, થોડો ફયુઝ વાયર, બે ભરેલા બોમ્બ, પોટાશિયમ કલોરેટ, ગંધકનો તેજાબ, ગોળી બનાવવા માટે સીસું, ગોળીના ખોખા અને બીજી કેટલીક ચીજો હતી. મેં એ





બધું બંગાલીમલના મકાનમાં રાખ્યું. આ કોથળામાં રિવોલ્વર નહોતી. એટલે હું જગદીશપ્રસાદ પાસે ગયો. એણે મી. ભાર્ગવને મળવાનું કહ્યું. એમણે કહ્યું કે જ્યારે તેમને મળશે ત્યારે આપશે. હું ૨૪ માર્ચ '૪૩ના રોજ ફિરોજાબાદમાં પકડાયો અને મને આગ્રા લાવવામાં આવ્યો. પહેલાં મને રકાબગંજમાં રાખવામાં આવ્યો. ઝટ ધડાકો થાય એવો સામાન લોકોની પેટીમાં. જે પોલીસને મળી ગઈ હતી, તેમાં રાખવામાં આવ્યો હતો. જે સામાન હાજર છે તેમાં એ પેટીનો નંબર ૫૭ છે. પુનિયા પાડા મહોલ્લામાં દાળિદયાળની દુકાને એ પેટી રાખવામાં આવી હતી. પોલીસને તો તે ઘાસ બજારમાં એક જગ્યાએથી મળી જ્યાં દાળિદયાળે રાખી હતી. આ પેટીમાં થોડી એ ચીજો છે જે હું બટાટાની ફેક્ટરીમાંથી લાવ્યો હતો. થોડી એ છે જે હું ૭મી ડિસેમ્બર '૪૨ પછી નિરંજનસિંહ પાસેથી લાવ્યો હતો. મારી ધરપકડ પછી ૨૦ કે ૨૫ દિવસ પછી મને જેલમાં મોકલવામાં આવ્યો. ત્યાંથી મેં ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટને અરજી કરી કે હું કબૂલાત કરવા માગું છું. એ પછી એડીશનલ ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે મારું કબૂલાતી બયાન લખી લીધું. એ પછી મેજીસ્ટ્રેટ મી. ઉદયવીરસિંહને એ રૂમ દેખાડયો જેમાં બટાટા-ફેક્ટરીમાં બાલાપ્રસાદ રહેતા હતા અને એ રૂમ પણ દેખાડયો જેમાં દારૂગોળો રહેતો હતો.

છેલ્લા ત્રણ ચાર વર્ષથી હું રમેશચંદ્ર (શ્રીરામ શર્માના પુત્ર) ને સારી રીતે ઓળખું છું. હું એના લખાણને પણ ઓળખી શકું છું. એની ડાયરી જેનો હાજર સામાનમાં ૮૭મો નંબર છે તે બધી આખી રમેશચંદ્ર શર્માના હાથની લખેલી છે.

અહીંયાં ભૂદેવની જે ઊલટ તપાસ લેવામાં આવી તે ન આપી શકાય કારણ કે ઊલટ-તપાસ ઘણા દિવસ ચાલી અને એમાં લગભગ ૧૫, ૧૬ પાના થઇ જાય. અહીં તો એટલું જ લખવું બસ છે કે ભૂદેવે એ કબૂલ કર્યું કે તે જુગાર રમવાથી પકડાયો હતો અને એનો દંડ થયો હતો.

ફરી એક વાર હું સ્પષ્ટ કરી દઉં કે જો ભૂદેવ પાલીવાલ અને લક્ષ્મીનારાયણ પાલીવાલના કાર્યો પર ઢાંક-પિછોડો કરીને તેમને નિર્દોષ ઠરાવવાનો પ્રયત્ન ન કરવામાં આવ્યો હોત તો હું આ સંસ્મરણ ન લખત. ઊલટાનો એવો પ્રચાર કરવામાં આવે છે કે લક્ષ્મીનારાયણ પાલીવાલે દગો નથી દીધો અને એટલે એને એક રાષ્ટ્રીય હાઇસ્કૂલનો હેડમાસ્તર બનાવી દેવો જોઇએ. મજાની વાત તો એ છે કે લક્ષ્મીનારાયણ પાલીવાલ અને ભૂદેવ પાલીવાલ પોતે તો ચુપ છે અને બીજા લોકો એમની ખોટી વકીલાત કરે છે. મેં એ વાતો લખી જ નથી જેથી લોકોને ઘૃણાની અથવા પ્રતિહિંસાની લાગણીઓ થાય. આ જે થોડું ઘણું લખ્યું છે—આગળ ઉપર આ વિષય પર વધુ લખવું પણ નથી—ને પણ ન છૂટકે લખ્યું છે. એ વિષે તોઃ—

लिखता हूँ 'असद' सोजिशे दिलसे सखुन गरम,
तो रख न सके कोई मिरे हर्फ पर अंगुश्त ।

અર્થાત્ હું દિલની ગરમીથી આ પવિત્ર વાત લખું છું જેથી મારી કૃતિપર કોઇ આંગળી ન રાખી શકે કારણ નહિ તો દાઝી જવાય (અર્થાત્ કોઈ વ્યક્તિ પોતાની બદનામીના ડરથી મારી સાચી વાતોમાંથી દોષ નહિ કાઢી શકે.)



(અનુસંધાન પાન ૪૪નું ચાલુ)

સુધી ભવાઇઓ જોતા શેરીના એ ઓપન થિયેટરમાંથી નાટયકળાનો શોખ મેળવ્યો. ઇતિહાસનાં પાત્રો આબેહૂબ રજૂ કરવા પાછળ વધુ લાગણી થતી. શેરીના થોડાક મિત્રોએ એકવાર ભેગા થઈ પંચાસરપતિ જયશિખર નામનું નાટક ભજવ્યું. કોનું લખેલું એ તો યાદ નથી. પણ નાટકના લખાણની ભાષા ઘણી ઝમકદાર હતી. નાટકના પાત્રોનો થોડોક પરિચય અહીં અસ્થાને નહિ ગણાય. જદુ પાનવાળો પંચાસરપતિ જયશિખર બનેલો. પાનની દુકાનના થડા ઉપર બેઠો હોય, ખોળામાં તમાકુ અને પાંદડાં ભરેલું સૂપડું પડયું હોય, બીડી વાળતો હોય અને સ્ટેઇજ ઉપર જયશિખરનો પાઠ ભજવતો હોય એવી જ રીતે ગોખતો નજર પડે. કલ્યાણીના ભૂવડ સોલંકીનું પાત્ર મારા નામે ભજવવાનું બીડું ઝડપ્યું. ભૂવડના સેનાપતિ મિહિરની ભૂમિકા ટપુભાઈ હોટલવાળા થડા ઉપર બેઠા બેઠા ભજવતા હોય, પાઠ ગોખતા કોઈવાર એવા ભપકી ઊઠે કે સીધો કમર ઉપર હાથ પડી જાય. સદ્ભાગ્યે કીરીચ ખેંચવાનો અભિનય કુદરતી થઈ જતો હોય એમ લાગતું. શંકરદેવ બારોટ દવાખાનાના કંપાઉન્ડર ભાઈ બનેલા તેમની યાદશક્તિ બહુ તીવ્ર હતી. નાટક ભજવવાની રાત્રે પડદા પાછળથી બીજા શંકર બારોટ દરેક વાક્યે એમને બોલી સંભળાવતા. આખર સુધી મહા મુશ્કેલીએ એક પણ ભૂલ પડવા દીધી ન હોતી. વનરાજનું પાત્ર રેવાપૂજારીના દીકરા બાબુભાઇએ સાંગોપાંગ શોભાવેલું. સવાર સાંજ માતાનાં મંદિરે પૂજા કરવા જતાં રસ્તામાં બ્રહ્મકવચના પાઠ હોઠમાં ગણગણાટ કર્યાં કરતો માલૂમ પડે. તો કોઇવાર વનરાજના રૂપમાં જ બોલતો જતો હોય.

'ભૂખ્યો રહે વનરાજ પણ, તૃણ તે કદી ચાખે નહિ.
અસલી વીરો ગુજરાતના રણ ત્યાગીને ભાગે નહિ.'

ગંગા જમનાનો પાણી ભરેલ લોટો હવામાં તલવારની જેમ ઝુલાવતો અને મંદિર તરફ રોજ છેલ્લા દિવસોમાં જતાં દેખાતો. બીજા અન્યપાત્રોની ત્રુટ પડે એમ નહોતું. બ્રાહ્મણ શેરી અને ભટ શેરીમાંથી જોઇએ એટલા સુભટો અને સૈનિકો ઉત્સાહથી સામેલ થઈ ગએલા.

અમારા જીવનમાં આ નાટક પ્રથમ ભજવાતું હતું. ભજવવાને દિવસે આખા ગામમાં દોડધામ અને તડામાર તૈયારી એ આનંદને બહુ વર્ણવવો એ યોગ્ય નહિ.

દરબારગઢમાં ના. ઠાકોર સાહેબ, અમલદારો અને પ્રતિષ્ઠિત નાગરિકો આગળ અમારે જુદા પાત્રોમાં રજૂ થવાનું હતું. વસ્ત્રાભૂષણ ગામના ભવાઇ રમનાર પાસેથી મેળવ્યાં. 'મેઈકઅપ'નાં સાધનોને મોઢા ઉપર લગાવવાના પાઉડરને બદલે જેઠા ભટના ઘરાની ચીકણી સફેદ પીળાશ પડતી માટીનું દોણું હું જ ભરી લાવ્યો.-ચૂનો પણ કહી શકાય—તાવડીની મેશ, ગુલાલ, કંકુ, હળદર, દાઢી અને વાળ માટે ઘેટાં બકરાંના વાળ ભરવાડ પાસેથી મેળવી લીધા. કીરચ, ઢાલ, તલવાર, ભાલાં વગેરે ઠાકોર સાહેબે પોલીસ ચોકીમાંથી મોકલાવેલાં. પડદા રામલીલાવાળાના ભાડે લાવેલા.

હવે અમારું નાટક ભજવાય છે. લાંબુ નહિ ચલાવતાં એકાદ પ્રવેશનો પરિચય કરાવું.

કલ્યાણીના રાજા ભૂવડ સોલંકીની કચેરી. અમીર ઉમરાવોભર્યા દરબારમાં ભૂવડ સમક્ષ ગાનતાન શરૂ થાય છે.

[વર્તમાન કાળમાં રંગભૂમિએ ઘણી પ્રગતિ કરી છે. આની સાથે અમે ભજવેલ નાટકની સરખામણી હોઈ શકે નહિ.] હવે કચેરીનું કામ આગળ ચાલે છે: ઉઘડતી કચેરીએ રાજસભા સમક્ષ મારા એક મિત્ર ગવૈયા થઈને આવેલા. કોણ જાણે કયાંથી એક કવ્વાલી ઘુસાડી બંધ બેસતું કરી દીધેલું.

'ગગન હોદે મંડેલ જાકે, ચંદ્રમા મશાલ હૈ.
ચંદ્રમા મશાલ હૈ, સૂર્ય છડીદાર હૈ...ગગન હો હૈ,'

આ પ્રમાણે ભાઇ ગવૈયાએ આવા બુલંદ અવાજથી શરૂ કરી દીધો-લાકડાના ખોખાના સિંહાસન ઉપર





હું ભૂવડ સોલંકી તરીકે. વાંદરાને નિસરણી સાંપડી પૂછવું જ શું ? સૂર્ય ચંદ્રને છડીદાર તરીકે વર્ણવ્યા ત્યારે જ ચાનક ચડેલ કે સિંહાસન ઉપરથી કૂદકો જ મારું. પણ તાકડે બુદ્ધિ સમતોલમાં આવી ગઇ. નહિ તો બિચારા (ખરા) ભૂવડની કીર્તિને કલંક લગાડી બેસત. ગાન પૂરું થાય છે. જયશિખર ચાવડાનો બારોટ શંકરદેવ તુરત ગુજરાતનાં ગુણગાન કરતો કચેરીમાં પ્રવેશ કરે છે. ગુજરાતનાં ભવ્ય ગુણગાનથી ભૂવડરાજ સેનાપતિ મિહિરને ગુજરાત ઉપર આક્રમણ કરવા આજ્ઞા કરે છે.

ઘણા વાર્તાલાપ બાદ ભૂવડરાજ–શંકરદેવને સંબોધીને કહે છે:—

ભૂવડ-(ક્રોધાવેશમાં) શંકરદેવ ! આજથી તમારા પંચાસરનો કિલ્લો તૂટશે. અને ભૂવડની વિજયપતાકા ત્યાં ફરકશે.

'સેનાપતિજી, સજ્જ બની,  
રણ કાજ સત્વર પગ ધરો.  
રહીને નિડર હૈયા વિશે,  
સંગ્રામ પાછો આદરો.  
મમ પાયમાં ગુજરાતના,  
નૃપને નમાવી લાવશો.  
વરીને વિજય અહીં આવજો,  
કાંતો મરી સ્વર્ગે જજો.

શંકરદેવ–ન બને રાજાધિરાજ એ કદાપિ ન બને.

'સાગર સૂકાશે સૃષ્ટિના !  
કદી નાશ સૂર્ય તણો થશે.  
તજશે રવિ નિજ ઉષ્ણતા,  
કિરતાર અન્યાયી થશે.  
બનશે અહિંસક કેસરી,  
ગતિ કાળ કેરી ખૂટશે.  
પણ ટેક જે ગુજરાતની,  
કદી છૂટશે ના તૂટશે.

શંકરદેવ કચેરી છોડી જાય છે. (નાટક લાંબું છે) પરિણામ ભવ્ય સંગ્રામ સાથે નાટક પૂર્ણ સફળતા પ્રાપ્ત કરે છે. નાટકે સફળતા પ્રાપ્ત કરી એનું એક કારણ અમને ભજવાયા પછી જણાયું. સારું થયું કે લેખકે રૂપસુંદરીને પહેલેથી જ વનમાં મોકલી દીધી. જો એકાદ વખત પડદામાં લાવવાનો અખતરો યોજ્યો હોત, તો જયશિખરીને–ભાયડા છાપ રૂપસુંદરીને જોઇને– ગુજરાત ખોવું ન પડત. કારણ કે ભૂવડને ગુજરાત ઉપર ચઢાઇ કરવાની પ્રેરણા તુરત જ અદૃશ્ય થઈ જાત. પણ લેખક બુદ્ધિશાળી ખરા. નાટક પૂરું થયું. અને ત્યારપછી તો અવાર નવાર અમે બીજાં નાટકો ભજવતાં પણ આ નાટક જેવું તો નહિ જ.

# અંદાજપત્રની અસરો

ગો. વા. પટેલ બી. એ.

હિંદના નાણાંમંત્રી ડૉ. જહૉન મથાઈએ ૧૯૪૯–૫૦ નું અંદાજપત્ર પાર્લામેન્ટ સમક્ષ પેશ કરતાં જણાવ્યું હતું કે ચાલુ કરવેરાના ધોરણે રૂપિયા ૧૪.૭૯ કરોડની ખાધ પડશે, અને ઉપરાંત કરવેરામાં રાહત આપવાથી વધારાની રૂ. ૫.૬૫ કરોડની ખોટ જશે. આ ખાધ પૂરવા માટે સૂચવાયેલા નવા કરવેરાથી રૂપિયા ૨૦.૫૯ કરોડની આવક થશે, એટલે કે આગામી વર્ષના અંદાજપત્રમાં રૂ. ૪૫ લાખની પુરાંત બતાવવામાં આવી છે.

હાલના કરવેરામાં જે રાહત આપવામાં આવી છે એનો વિચાર કરીએ. મૂડીના નફા પરનો કર નાબૂદ કરવાથી એક કરોડ રૂપિયાની ખોટ જશે, બીજી રાહત રૂ.૧૦૦૦૦ ની આવક પરના કરમાં દર રૂપિયે એક પૈસો ઓછો કરીને આપવામાં આવી છે. કમાયેલી આવક પરનો કુલ કરવેરો દર રૂપિયે ૧૪ આના હશે. બિન કમાયેલી આવક પરના સુપરવેરામાં દર રૂપિયે અર્ધો આનો ઘટાડવામાં આવ્યો છે. આ રીતે આવકવેરામાં રાહત આપવાથી કુલ રૂ. ૬.૧ કરોડની ખોટ આવશે, અને એની અર્ધી ખોટ પ્રાંતોને ભોગવવી પડશે. અમુક કર નાબૂદ કરવાનો તેમ જ અમુક કરમાં છૂટછાટ આપવાનો મુખ્ય ઉદ્દેશ ઉદ્યોગપતિઓની બચત સહિતની માગણી સંતોષવાનો છે. ભારે કરવેરાથી ઉદ્યોગપતિઓ પાસે નફાની કોઈ રકમ ફાજલ રહેવા પામતી નથી, એટલે તેઓને ઉત્પાદન વધારવામાં કોઈ રસ રહેતો નથી એવી વારંવાર રજૂ કરાતી દલીલને બંધ કરી દેવા આ જાતની છૂટછાટ આપવામાં આવી હોય એવું જણાય છે. આ રીતે કરવેરામાં સારો એવો ઘટાડો થવાથી ઉદ્યોગપતિઓ વધુ ઉત્પાદન કરવા સક્રિય પગલાં લેશે એવી આશા રાખીએ તો તે વધુ પડતી નહિ ગણાય. આ ઉપરાંત ૧૯૪૮ ના એપ્રિલથી શરૂ કરાયેલી નવી કંપનીઓને ઘસારાફંડ બેગણું આપવામાં આવશે, જ્યારે ત્રણ પાળી ચલાવતી હાલની કંપનીઓને વધુ ઘસારાફંડ મંજૂર કરવામાં આવશે.

વ્યાજ જાહેર કરવાની અમુક મર્યાદા ઠરાવ્યા પછી મોટા ભાગની કંપનીઓનું સારું એવું ભંડોળ અનામત ખાતે જમા થવા પામ્યું છે; અને આ નવી જોગવાઈથી ત્રણ પાળી ચલાવવા માગતી કંપનીઓને ઘસારા ફંડમાં ઠીક ઠીક વધારો મંજૂર થશે; એટલે આ બન્નેની અસર ભાવિ ઉદ્યોગો પર સારી પડશે. ઘસાઈ ગયેલાં યંત્રોની જગ્યાએ નવાં યંત્રો ગોઠવવા માટે અત્યારથી જોગવાઈ કરવાની ચેવડ બતાવવા માટે નાણાંમંત્રીને અભિનંદન ઘટે છે. ઉપરાંત હાલની કંપનીઓને વધુ વિકસાવવા માટે જરૂરી નાણાંભંડોળ અત્યારથી જ અનામતફંડ ખાતે જમા થવાથી તેઓનું ભાવિ ઉજ્જવળ હશે એવી આશા રાખીએ તો તે અસ્થાને નહિ લેખાય. પણ તાત્કાલિક પ્રશ્ન જે ઉત્પાદન વધારવાનો છે તે કરવેરામાં રાહત આપવાથી કેટલી હદે ઉકેલાય છે એ જોવાનું રહે છે. યુદ્ધના અતિશય મારથી ઘસાઈ ગયેલાં યંત્રો, નવી યંત્રસામગ્રી મેળવવાની મુશ્કેલી, કામદારોમાં અસંતોષ, સરકારી નીતિની અનિશ્ચિતતા, રાજકીય તેમ જ આર્થિક ક્ષેત્રોમાં થતા ઝડપી ફેરફારોથી રોકાણ કરવા માગતા લોકોની આનાકાની, મૂડીપતિઓને ઉદ્યોગના ભાવિ અંગે દહેશત તેમ જ કરવેરાના આકરા બોજથી નફાનો મળતો ઓછો ભાગ અને એવાં બીજાં કારણોને ધ્યાનમાં લેતાં હાલનું ઉત્પાદન કેટલે અંશે વધારી શકાશે એ કલ્પના બહારની વસ્તુ છે, પણ એક વસ્તુ ચોક્કસ છે કે હિંદી સરકારે અસ્તિત્વ ધરાવતા કરવેરામાં જે સારી એવી રાહત આપી છે, એનો ઉદ્યોગપતિઓએ હવે વધુ પડતી આશા રાખ્યા વગર એના સાચામાં સારી રીતે ઉપયોગ ઉત્પાદન વધારવામાં કરવો જોઈએ. નહિ તો નાણાંમંત્રીના "જો આ અપેક્ષિત તક ઉદ્યોગપતિઓ તરફથી નહિ ઝડપી લેવામાં આવે, તો તેઓ જનતાની અદાલત સમક્ષ ગુનેગાર લેખાશે" એવા ફેંકાયેલા પડકારનો મુકાબલો કરવા તેઓએ તૈયાર થવું પડશે. એક ધ્યાનમાં રાખવા જેવી અગત્યની બિના તો એ છે કે નાણાંમંત્રીએ કરવેરામાં જે





છૂટછાટો આપી છે તે જનતાના ભોગે આપી છે, કારણ કે કરવેરામાં રાહત આપવાથી જે ખોટ ઊભી થવા પામી છે, તે આમ જનતા પર આડકતરા કરવેરા નાખીને જ ભરપાઇ કરવામાં આવી છે. એટલે આ બિના ઉદ્યોગપતિઓએ બિલકુલ ભૂલવી ન જોઇએ. આ પહેલાં પણ ઉદ્યોગોને એક યા બીજા સ્વરૂપમાં જે રાહતો આપવામાં આવી છે, એ વિચારતાં હવે વધુ પડતી સવલતોની માગણી કરેલાની લેખાશે. ઉપરાંત કાચી સામગ્રીની આયાત પર જકાત ઘટાડી આ દિશામાં સરકારે ઉદ્યોગોને એક વધુ આવકારપાત્ર રાહત આપી ઉત્તેજન આપ્યું છે. આ રીતે ઉત્પાદન વધારવા સરકારે ઠીક ઠીક જહેમત ઉઠાવી છે. એટલે એને દોષ દેવાનું મૂકી દઇને સૌએ એ દિશામાં પોતાનો તમામ ફાળો સહૃદયતાથી નોંધાવી દેશ પ્રત્યેની ફરજ અદા કરવી જોઇએ.

ચાલુ કરવેરામાં રાહત આપવાથી જે ખાધ પડી છે તે પૂરવા માટે નાણાંમંત્રીએ સૂચવેલા નવા કરવેરા અંગે હવે વિચાર કરીએ. ટપાલના પરબીડિયાનાં બે આના તેમ જ પોસ્ટકાર્ડના ત્રણ પૈસા કરવામાં આવ્યા છે. બનતા સુધી ટપાલ વિમાનમાર્ગે મોકલવાની વ્યવસ્થા કરવામાં આવશે, પણ આનાથી ગ્રામ પ્રજાને કોઇ લાભ થતો ન હોવાથી પોસ્ટકાર્ડના બે પૈસા જ ચાલુ રાખવા જોઈએ એવી સૂચના જ્યારે ધારાસભાએ કરી, ત્યારે જણાવવામાં આવ્યું હતું કે કાર્ડ ઉત્પન્ન કરવાનું તેમ જ એની વહેંચણી કરવાનું ખર્ચ ૯. ૨ પાઇ આવે છે. ઉપરાંત કુલ કાર્ડના વપરાશના ૮૦ ટકા શહેરી પ્રજાને આભારી છે. એટલે આનાથી ગ્રામપ્રજા પર વધુ બોજો પડતો નથી. અમુક મોજશોખની તેમ જ શહેરી પ્રજાને ઉપયોગી આયાતની વસ્તુઓ પરની જકાત વધારી રૂપિયા ૨.૪ કરોડની આવક વધારવાનો ઉપાય લેવામાં આવ્યો છે. ફુગાવો દાબી દેવા આયાત પર જે જકાત વધારવામાં આવી હતી, તે આ રીતે વધુ વધારી એની પરાકાષ્ઠા લાવવામાં આવી છે.

હવે આ મર્યાદા ઉલ્લંઘવાનો પ્રયાસ નહિ કરવો જોઇએ, કારણ કે તેનાથી આપણી નિકાસ માટેની વસ્તુઓનાં પરદેશનાં બજારો ગુમાવવાનો વારો આવશે. જેવી રીતે આપણે પરદેશની આયાત થતી મોજશોખની વસ્તુઓ પર જકાત નાખી એની આયાતને રૂંધીએ છીએ, એવી જ રીતે આપણી નિકાસ માટેની મોજશોખની વસ્તુઓ પર પરદેશી સરકારો તરફથી જકાત નખાતાં એના નિકાસનો માર્ગ જરૂર અવરોધાશે. અને એ રીતે પરસ્પરનાં હિતો જોખમાશે. બીજી આવક પેટ્રોલ પરની જગત ૨૫ ટકા વધારી તેમ જ ટાયર પરની જકાત ૧૫ ટકા વધારી ઊભી કરવામાં આવી છે. જ્યારે રેલવે વ્યવહાર રાષ્ટ્રની માગણીને પહોંચી વળવા શક્તિમાન નથી, તેમ જ ફુગાવો તોડવા ચીજ વસ્તુઓની ઝડપી હેરફેરની ખાસ જરૂર છે, ત્યારે આવા કરથી મોટર વ્યવહાર જરૂર મુશ્કેલ બનશે. અને એનો ખર્ચ વધવાથી એનો બોજો સમગ્ર જનતા પર જ પડશે. ખાંડ ને સોપારી પરની જકાત વધારી સરકારે વાપનારાઓનો બોજો વધાર્યો છે. ખાંડના ઉદ્યોગપતિઓએ જે ધૂમ નફો કર્યો છે. એમાંથી આ જકાત વસુલ થવી જોઇએ. દારૂ પરની જકાત બેવડી થવાથી એને લીધે દારૂબંધીના કાર્યને પ્રોત્સાહન મળશે. સિગારેટોને ચીરુટ પર નિકાસ જકાત વધારવાથી આપણા પરદેશી બજારોને એનાથી થોડી આંચ આવશે. હવે ઘણો ચર્ચા પામેલો પ્રશ્ન છે કાપડ પર જકાતમાં થયેલા વધારાનો. સુપરફાઇન કાપડ પર ૨૫ ટકા ને ફાઇન કાપડ પર ૬। ટકાની જકાત અંગે ખાસ કોઇ વિરોધ ન હોઈ શકે, કારણ કે જેનાં ખિસ્સાને એ પરવડશે, તે જ આ ઝીણું કાપડ ખરીદશે. અગત્યનો પ્રશ્ન છે મધ્યમ ને જાડા કાપડ પર વારે જે એક પૈસાની જકાત નખાઈ છે તે. આનાથી તો ખરેખર ગરીબવર્ગને ગંભીર ફટકો પડશે, કારણ કે હાલના મોંઘા ભાવે કાપડ વેચાતું લઇને વાપરવાનું એનું ગજું નથી. ઉપરાંત રૂપિયે બે પૈસા વેચાણ વેરો તો ક્યારનોય નંખાયેલો છે. એટલે ગરીબ વર્ગનો તો કાપડ વાપરતાં બરડો જ તૂટી જશે. કાપડ પર આ જાતની જકાત નાખવા કરતાં

મીઠાવેરો ફરીથી નાખ્યો હોત તો સારું એવું ઘણા લોકોનું કહેવું છે. મીઠાવેરા ને કાપડવેરા વચ્ચે એક ફેર છે. મીઠું એ જીવનની અનિવાર્ય જરૂરિયાત છે એટલે ગરીબ ને પૈસાદારે એને વાપર્યા વગર છૂટકો નથી. આનો અર્થ એવો થાય કે મીઠા માટે ગરીબને પૈસાદારે સરખો જ વેરો ભરવો જોઈએ, એટલે કે ગરીબ પર મીઠાવેરાથી જે બોજો પડે છે એના પ્રમાણમાં પૈસાદાર પર નહિ જેવો જ પડે છે, કારણ કે મીઠાવેરાથી પૈસાદાર વર્ગને આવકના પ્રમાણમાં સહેજ પણ બોજો સહન કરવો પડતો નથી. જ્યારે ગરીબના તો એનાથી પગ ભાંગી પડે છે. જો કે કાપડ પણ જીવનની અનિવાર્ય જરૂરિયાત છે, પણ એનો બોજો ખમતી વર્ગે જ વધુ ભોગવવો પડશે. કારણ કે એની કાપડની જરૂરિયાત ગરીબવર્ગ કરતાં વધારે હોવાથી એને એટલા પ્રમાણમાં વધુ કરવેરો આપવો પડશે, જ્યારે ગરીબવર્ગને પોતાની મર્યાદિત આવકમાં કાપડ જેવી મોજશોખની વસ્તુ માટે વધુ પડતું સ્થાન ન હોવાથી એનો બોજો એ વર્ગને બહુ સહન નહિ કરવો પડે, તે છતાં અમે તો આ કર નાબૂદ કરવાની ભારપૂર્વક હિમાયત કરીએ છીએ, કારણ કે થોડું, પણ કાપડ ખરીદવાની ગરીબવર્ગ જે શક્તિ ધરાવે છે, તે આ કરવેરાથી ઘટવા પામશે, અને એ રીતે એનો કાપડનો વપરાશ ઓછો થતાં એની દશા ચીંથરેહાલ જેવી થશે, તો સરકાર માટે તે ખતરનાક ગણાશે.

નાણાંમંત્રીએ જો કે કાપડ પરની જકાતથી મીઠાવેરા જેટલો બોજો ગરીબવર્ગ પર નહિ પડે એવી બાંહેધરી આપી છે, પણ કર ભરવાની ગરીબવર્ગની ગુંજાશ જોતાં આ જકાત કોઈપણ સંજોગોમાં બરદાસ્ત થઈ શકે એવી નથી, કારણ કે એનાથી ગરીબવર્ગની મૂળભૂત જરૂરિયાત પર કાપ મૂકાય છે. કાપડ પરની આ જકાતથી સરકાર રૂપિયા ૯ કરોડ જેટલી આવક ખેંચવા માગે છે. સુપરફાઇન ને ફાઇન કાપડ પર જકાત ચાલુ રાખી, મધ્યમ ને જાડા કાપડ પરની જકાત નાબૂદ કરવી જોઈએ, અને એના બદલામાં બેંકમાં વટાવવા માટે રજૂ થતા દરેક ચેક પર એક આનો સ્ટેમ્પડ્યુટી તરીકે નાખ્યો હોત, તો સરકારને લગભગ રૂપિયા-૨ કરોડની આવક થાત. કાપડઉદ્યોગ પર આનાથી ખાસ અસર નિકાસ વેપાર અંગે થશે. નિકાસજકાત આબકારી જકાત ને વેચાણવેરાથી લદાયેલો આપણો કાપડ નિકાસનો વેપાર શી રીતે વિકાસ પામશે એ મૂંઝવતો પ્રશ્ન થઈ પડશે. આ ભયસ્થાન સામે કાપડઉદ્યોગના સંચાલકોએ ક્યારની ય ચેતવણી આપી દીધી છે.

ઉપરની ચર્ચા પરથી એ સ્પષ્ટ થશે કે આપણા કરવેરાએ પોતાની દિશા બદલવા માંડી છે, એટલે કે અત્યાર સુધી ઉત્પાદન પર જે સીધા કરવેરા નાખવામાં આવતા હતા, એને બદલે આ વખતે વપરાશની ચીજો પર કરવેરા નાખી આડકતરી આવક ઊભી કરવાનું વિચારાયું છે. જે નવા કરવેરા નાખવામાં આવ્યા છે તે આડકતરી રીતે આમ જનતાની વપરાશની ચીજવસ્તુઓ પર પડતા હોવાથી એની એક ખાસ અસર તો એ થશે કે તેઓના જીવનધોરણના ખર્ચનો આંક વધવા પામશે, કારણ કે હંમેશની વપરાશની વસ્તુઓ પર કર પડવાથી તેઓને એટલા પ્રમાણમાં વધુ ખર્ચ કરવું પડશે. જીવનધોરણના ખર્ચનો આંક વધશે, એટલે હાલની મર્યાદિત આવકથી ખર્ચને પહોંચી નહિ વળાય, એટલે મધ્યમવર્ગ ને કામદારવર્ગ કે જેની આવક ખૂબ જ મર્યાદિત છે, તે વધુ મોંઘવારી ભથ્થા માટે માગણી કરશે, અથવા તો ચીજવસ્તુઓના ભાવ ઘટાડવા માટે સરકારને આગ્રહ કરશે. જો સરકાર વધેલા ખર્ચના આંક પ્રમાણે મોંઘવારી ભથ્થું મંજૂર કરશે તો એની અસર ઉત્પાદન ખર્ચ પર થશે. કારણ કે આખરે આ વધારો તો ઉદ્યોગો પાસેથી જ લેવાનો છે. જો ઉત્પાદન ખર્ચ વધશે, તો એની અસર પાછી ચીજવસ્તુઓના ભાવ પર પડશે, અને એના ભાવ ઉચકાતાં ફરીથી જીવનધોરણના ખર્ચનો આંક વધવા પામશે, અને એ રીતે ફુગાવાનું એ વિષચક્ર વધુ





ઘેરું બનશે. તો આ વિષચક્ર તોડવાનો બીજો કયો ઉપાય છે? ફુગાવાના આ વિષચક્રને કોઈપણ સંજોગોમાં વધુ જટિલ તો ન જ થવા દેવાય, કારણ કે એનાથી રાષ્ટ્રના સમગ્ત અર્થકારણ સામે ગંભીર ભય ખડો થાય છે.

તો ફુગાવાને ડામવાના બીજા કયા ઉપાયો છે? ફુગાવાને ડામવાના ફક્ત બે જ રસ્તાઓ છે, અને તે સીધા કરવેરા નાખી પ્રજા પાસેથી જેટલી ખરીદશકિત પાછી ખેંચાય એટલી બધી જ ખેંચી લેવી, અને બાકીની ખરીદશકિત લોન બહાર પાડી અને ભરપાઈ કરવા ખંતીલા પ્રયાસ કરીને જેટલી ખેંચાય એટલી ખેંચી લેવી. હવે આપણે ઉપર જોયું તે પ્રમાણે હિંદી સરકારે સીધા કરવેરા વધુ જલદ બનાવવાને બદલે એમાં સરી એવી રાહત આપી છે આ પગલાંથી સરકારની ફુગાવો દબાવી દેવાની નીતિ સફળ થશે? સીધા કરવેરાની કક્ષા વધુ ઊંચી લઈ જતાં સરકાર શાથી ખચકાય છે? જો સરકાર સીધા કરવેરાની સપાટી ઊંચી લઈ જાય, તો ઉદ્યોગપતિઓ ઉત્પાદનમાં 'હડતાલ' પાડે, જો ઉત્પાદન ખોરવાઈ જાય, તો ધાર્યા કરતાં પ્રશ્ન વધુ ગુંચવાય. આ ઉપરથી સરકારની એ સ્પષ્ટ નેમ જણાઈ આવે છે કે સીધા કરવેરાની સપાટીમાં કોઈપણ જાતનો વધારો કર્યા વગર બલકે એમાં ધરખમ ઘટાડો કરીને જ ઉત્પાદન વધારવું, જેથી ચીજવસ્તુઓના ભાવ ઘટે, અને એ રીતે ફુગાવો બેસતો જાય. હિંદની હાલની આર્થિક પરિસ્થિતિ જોતાં સીધા કરવેરાને કેટલો અવકાશ છે એ ચોકક્સ ન કહી શકાય. પણ એમાં ખૂબ જ વધારો થવા પામ્યો છે, એની પ્રતીતિ ૧૯૩૯ માં સીધા કરવેરાના કુલ ૨૩ ટકા હતા તે વધીને હાલ ૫૧ ટકા થયા છે, જે ગ્રેટબ્રિટનમાં પણ એટલી કક્ષાએ પહોંચ્યા નથી; એના પરથી થશે. ઉપરાંત આપણો દેશ ખેતીપ્રધાન હોવાથી એને અમુક પ્રમાણમાં ઉદ્યોગમય બનાવવા માટે અમુક નીતિ અપનાવવી જોઇએ. હવે જો ઉદ્યોગો પર વધુ કરવેરાનું લાદણુ થાય, તો એનો વિકાસ અટકી જાય, અને ઉદ્યોગોના વિકાસ માટે જ્યારે પરદેશની નાણાંકીય મદદ ને વૈજ્ઞાનિક કારીગીરીની અનિવાર્ય જરૂરિયાત છે, ત્યારે સીધા કરવેરાની વધેલી સપાટી કેટલે અંશે એ દિશામાં મદદરૂપ થશે એ વિચારવું જોઈએ. ઉપરાંત સીધા કરવેરાથી બચત ન રહેવા પામે એ સ્વાભાવિક છે. એટલે ઉદ્યોગોના વિકાસ માટે જંગી પ્રમાણમાં મૂડીની જે અનિવાર્ય જરૂર હોય છે, તે પણ બચત ન થાય તો કયાંથી મેળવવી? આ રીતે જોતાં ફુગાવાને ડામવા માટે ઉત્પાદન પર ધ્યાન કેન્દ્રિત કરવા નાણાંમંત્રીએ કરવેરામાં જે ફેરફારો કર્યાં છે, તે કેટલે અંશે આવકાર પાત્ર છે એ વર્ષની આખરે નોંધાયેલા ઉત્પાદનના વધારા ઉપરથી જાણવા મળશે. આમ કહેવાનો હેતુ હરગિજ એવો નથી કે ચલણમાંથી નોટો પાછી ખેંચી લેવી ન જોઈએ. ચલણમાંથી નોટો પાછી ન ખેંચાય, તો ફુગાવાને ઊલટું વધારવાનું પોષણ મળે. કહેવાનો મુખ્ય ઉદ્દેશ એટલો જ છે કે ચલણમાંથી નાણાં એવી રીતે પાછાં ખેંચવા જોઈએ કે એનાથી નાણાંકીયક્ષેત્રમાં કોઇપણ જાતનો ખળભળાટ ન જાગવા પામે.

હવે રહ્યો લોનનો પ્રશ્ન. અર્થસચીવે પોતાના અંદાજપત્રમાં જણાવ્યું છે કે તેઓ આગામી વર્ષમાં રૂા. ૮૫ કરોડની લોન ઊભી કરવા માગે છે. તેઓના જણાવ્યા પ્રમાણે ૯૦ ટકા બચત જો આમ વર્ગ પાસેથી આવતી હોય, તો આ અંદાજ ઘણો ડહાપણભર્યો લેખાય, કારણ કે હાલની મોંઘવારી જોતાં આમ જનતા પાસે કંઈ ખાસ બચત રહેતી નથી કે જેનાથી સરકારે બહાર પાડેલી લોનો ભરાઈ જાય. અને ઉપરાંત મોટી કંપનીઓએ બહાર પાડેલી ચાપણુ પણ એનાથી ભરપાઇ થાય. ઉપરાંત સરકારે આવતા વર્ષમાં ૩ ટકાવાળી રૂ. ૬૭ કરોડની લોન ચૂકવવાની છે, એટલે પ્રજાના હાથમાં આવનારા એ નાણાંને પણ નાણાંમંત્રીએ ધ્યાનમાં લીધા હોય તો નવાઈ ન પામવું જોઇએ. નેશનલ સેવિંગ સર્ટિફિકેટો અને નેશનલ બેંકો ખાતે રૂ. ૨૭.૫૬ કરોડની આવક અંદાજવામાં આવી છે.

હવે સરકારના રાષ્ટ્રીય ખર્ચમાં ધરખમ ઘટાડો



કરીને કેવી રીતે ફુગાવો ડામી શકાય તે જોઇએ. જો સરકાર પોતાના જંગી ખર્ચમાં નોંધપાત્ર કાપ ન મૂકે, તો એનાથી ચલણમાં વધુ નોટો પ્રવેશવા પામે; અને એ રીતે ફુગાવાને ઉત્તેજન મળે. પહેલું તો સરકારે કાપકૂપ સમિતિની ભલામણ મુજબ ઓછામાં ઓછા રૂપિયા ૨૦ કરોડનો ખર્ચ પોતાના ખાતામાંથી ઘટાડવો જોઇએ. આમાં કોઇ પણ જાતનો વિલંબ અસહ્ય ગણાવવો જોઈએ. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને તેમાંય ચીન તેમજ અગ્નિએશિયામાં પ્રત્યાઘાતી બળોએ જગાવેલી અશાંતિ અને કાશ્મીરનું અનિશ્ચિત ભાવિ જોતાં સંરક્ષણ ખર્ચમાં શી રીતે ઘટાડો થઇ શકે? અને તેમાંય પગભર થવા માગતા સ્વતંત્ર રાષ્ટ્રનું નૌકાદળ તેમ જ હવાઇદળ જ્યારે પ્રગતિનાં પ્રથમ પગલાં માંડે છે ત્યારે! રાતોરાત લશ્કર વિખેરી નાખવાની નીતિ રાષ્ટ્રની સલામતિને ભયમાં મૂકશે. આપણી અનાજની ૧૦ ટકા ખાધ પૂરવા રૂપિયા ૭૨.૯૭ કરોડની જોગવાઇ કરવામાં આવી છે. આ નાણાં તો ત્યારે જ બચે કે જ્યારે આપણે સારાં બી ને ખાતર પૂરાં પાડી તેમ જ પૂરતા પાણીની જોગવાઈ કરી પડતર જમીનને ખેડાણલાયક બનાવીને અનાજનો થતો બગાડ અટકાવી શકીએ. આ માટે રાષ્ટ્રની તૈયારી છે? આપણા લાડીલા વડાપ્રધાન પંડિતજીએ રાષ્ટ્રને બે વર્ષમાં સ્વાશ્રયી બનાવવાની જે કમર કસી છે, એમાં રાષ્ટ્રની તમામ તાકાતે પૂરતો સહકાર આપવો જોઈએ.

દેશના ભાગલાથી ઊભા થયેલા નિર્વાસિતોના પ્રશ્નને ઉકેલવામાં સરકારે જે કુનેહ ને જહેમત ઉઠાવી છે, એનાથી તો રાષ્ટ્રીય સરકાર ગૌરવ લઈ શકે એમ છે. આગામી વર્ષમાં નિર્વાસિતોના પુનર્વસવાટ ખાતે રૂપિયા ૩૩.૧૨ કરોડની જોગવાઈ કરી છે. ઉપરાંત રાષ્ટ્રઘડતરની પ્રવૃત્તિઓ જેવી કે કેળવણી, આરોગ્ય ને સુખાકારી તેમજ બ્રોડકાસ્ટીંગ ખાતે રૂપિયા ૨૪.૨૦ કરોડ આપવામાં આવશે. આમાં સારો એવો વધારો થવો જોઇએ. કારણ કે કર ભરતી પ્રજાને આ સ્વરૂપમાં જ કંઇક બદલો આપી શકાશે. પ્રાંતોને યુદ્ધોત્તર યોજનાઓનો અમલ કરવા માટે રૂપિયા ૨૬.૮૧ કરોડની મદદ ને રૂપિયા ૪૯.૨૫ કરોડની લોન આપવાનું વિચાર્યું છે. ઉપરાંત મધ્યસ્થ સરકારે પોતાની યોજનાઓ માટે રૂપિયા ૩૭.૮૦ કરોડ અલગ રાખ્યા છે. આ રકમમાં નોંધપાત્ર કાપ મૂકવામાં આવ્યો છે, કારણ કે સરકારે તમામ બિનઉત્પાદક યોજનાઓને પડતી મૂકી, ઉત્પાદક યોજનાઓને પ્રથમસ્થાન આપ્યું છે કે જેથી ઉત્પાદન વધવા પામે, અને ફુગાવા વિરોધી પોતાની નીતિ સફળ થાય.

અર્થસચીવે આગામી વર્ષ માટે કોઈ ચોક્કસ નાણાંકીય તેમ જ ઔદ્યોગિક નીતિની જાહેરાત કરી નથી, કારણ કે રાજકીય તેમ જ આર્થિક બનાવો એટલી ઝડપે પલટા લઈ રહ્યા છે કે ભાવિ અંગે કોઇ આગાહી ગેરરસ્તે દોરવનારી જ નિવડે. એક વસ્તુ સ્પષ્ટ છે કે રાષ્ટ્રીયકરણની નીતિ સરકારે ઓછામાં ઓછા દશ વર્ષ સુધી મોકૂફ રાખી છે. અને હિંદના ઔદ્યોગિકરણ માટે તીવ્ર ઝંખના વ્યક્ત કરી છે. ઉદ્યોગોના વિકાસ માટે તમામ તકો આગામી વર્ષના અંદાજપત્રમાં પૂરી પાડવામાં આવી છે. ઉપરાંત હિંદની આર્થિક સ્થિતિ ઘણી સંગીન છે, એ તો હિંદ દેવાદાર દેશ મટીને લેણદાર દેશ બન્યો છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે. સાથે સાથે આપણી વેપારતુલા જો કે પ્રતિકૂળ છે, પણ એ એટલા પ્રમાણમાં નથી કે જેથી ચિંતા કરવી પડે. ડોલરની તંગીને લીધે આ દશા થોડો વખત ચાલુ રહેશે.

આંતરરાષ્ટ્રીય ઉત્પાદનમાં થઈ રહેલા સુધારો, યુદ્ધથી ખાનાખરાબી પામેલા યુરોપી રાષ્ટ્રોનો થઈ રહેલો ઔદ્યોગિક તેમજ આર્થિક પુનરુદ્ધાર તેમજ પછાત દેશોનાં વિકાસ માટે અમેરિકાએ નાણાંકીય તેમ જ વૈજ્ઞાનિક કારીગીરીની મદદ આપવાની કરેલી જાહેરાતથી એટલું કહી શકાય કે દુનિયાની આર્થિક પ્રગતિ ધાર્યા કરતાં ઝડપી બનવા પામી છે. અને એના પ્રત્યાઘાત આપણે ત્યાં પણ પડવાના જ છે. જો આગામી વર્ષ સરલ રીતે પાર ઊતરે તો અર્થ-





સચીવની નવું અંદાજપત્ર પુરાંતવાળુ જાહેર કરવાની આગાહી જરૂર સાચી પડે, કારણ કે કાપકૂપ સમિતિની ભલામણો અમલમાં મૂકવાથી સારી રીતે બચત જમા થશે. ઉપરાંત અનાજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ જોતાં ભાવમાં ઘટાડો થશે, અને સાથે સાથે સ્થાનિક ઉત્પાદન વધારવા તમામ પ્રયાસો કરવામાં આવશે. ઉપરાંત કાશ્મીરના પ્રશ્નનો સંતોષકારક રીતે ઉકેલ આવશે તો સંરક્ષણ ખર્ચમાં ઠીક પ્રમાણમાં ઘટાડો થઇ શકશે, કારણ કે આંતરિક સલામતિને જોખમમાં મૂકે એવી કોઇ પરિસ્થિતિ હિંદીસરકારની સતત જાગૃતિ જોતાં ઊભી થવા પામશે નહિ. છેવટે ચાલુ વર્ષમાં ઉત્પાદનમાં પણ ૧૨ થી ૧૬ ટકાનો સુધારો નોંધાયો છે. એ જોતાં આગામી વર્ષ આ બાબતમાં સારી પ્રગતિ બતાવશે, એવી આશા વધુ પડતી નહિ ગણાય. રાષ્ટ્રીય આવકનો તાગ કાઢવા હિંદી સરકાર એક વગદાર સમિતિ નીમી એના અહેવાલ પરથી હવે પછીના કરવેરાનું ધોરણ ઘડશે, જેથી દરેક માણસને પોતાના ગજા પ્રમાણે જ કરવેરા ભરવા પડશે, અને દરેકને પોતાની શક્તિ મુજબ સરખો ભોગ આપવો પડશે. અહીં એક બિના તરફ ધ્યાન ખેંચીએ તો તે અસ્થાને નહિ ગણાય. હિંદી સરકાર ને પ્રાંતિક સરકારો તરફથી જ કરવેરા નાખવામાં આવે છે, એનાથી એવી અસર થાય છે કે હિંદી સરકારે જે કરવેરામાં છૂટ આપવા ધારી હોય, ત્યાં પ્રાંતિક સરકારોના એવી જ જાતના કરથી એ છૂટ નાકામીયાબ બનાવી દેવામાં આવે છે. આ બાબતમાં સ્પષ્ટ નીતિ અખત્યાર કરવી જોઇએ કે જેથી જનતાને બેવડો માર ન પડે, અને અમુક વર્ગના ભોગે બીજા વર્ગને પંપાળવામાં ન આવે. આમ સમગ્ર રીતે જોતાં આગામી વર્ષના અંદાજપત્રથી દૂરગામી ફેરફારો થવા સર્જાયેલા છે, અને એનાથી પ્રજાનું તેમ જ રાષ્ટ્રનું ભાવિ ઉજ્જવળ થશે એવી આશા રાખીએ.

## સરોજિની દેવી

હે ! કવિઓની કવિતા, હે ! પ્રજ્ઞાની પટરાણી<br>
હે ! જબાન જાગૃતિની, તું વિદ્યાની વર વાણી<br>
રસના રસિકતાની, તું આરતી આઝ દીની<br>
પ્રેમશૌર્યની પ્રતિમા, હૃદય તણી રાગિણી<br>
કોયલનો ટહુકો તું, બુલબુલની બેચેની<br>
સપનું સુંદરતાનું, તું ત્રિલોકની ત્રિવેણી<br>
રૂપ બીજું ઋજુતાનું, ફોરમ તું ફૂલડાંની<br>
આત્માનું આરાધન તું, મૂરત તું મનડાંની<br>
પ્રેરક તું પૌરુષની, ચેતનની ચિનગારી<br>
સત્ય અને સુંદર તે, તું જ સનાતન નારી.

શંકર પંડયા

પ્ર. મ. રા.

## જીવનનું પરોઢ

[લે. પ્રભુદાસ છગનલાલ ગાંધી પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય આઠ રૂપિયા]

ગતાંકના પા. ૬૯ નું અનુસંધાન

અને આ બધા સાથે પુસ્તકને વિશિષ્ટતા આપે છે એની લખાવટ. લેખકને બધું સારી રીતે ને છટાથી કહેતાં આવડે છે. વતનની વાત કરતાં સૌરાષ્ટ્રના ભૂમિપ્રદેશ ને ત્યાંનાં સમાજ સંસ્કાર આદિની માહિતી આપે છે ત્યારે, પૃ. ૬૪–૬૬ પર આફ્રિકાનો પરિચય આપે છે ત્યારે, ઓતા ગાંધી ને કબા ગાંધીના સંક્ષિપ્ત ચરિત્રો આત્મ નિરીક્ષણ કરે છે ત્યારે, પોતાનાં અનેક સંવેદનોને નોંધતા પોતે આફ્રિકાનાં પક્ષીઓને વર્ણવે છે ત્યારે, સ્ટીમરને તથા તેના પોતાના અનુભવને વર્ણવે છે ત્યારે, તેમજ પરિશિષ્ટમાં પોરબંદર અને અસલ ઘર વિશે લખે છે ત્યારે લેખક સાક્ષાત્કારક વર્ણન છટા અને ભાષાપ્રભુત્વ દાખવે છે. વ્યક્તિઓનાં સુરેખ શબ્દચિત્રો, પ્રસંગોનું તાદૃશ નિરૂપણ, વખાણમાં અવાર–નવાર ચમકી જતી અનેક સુભગ ઉપમાઓ, સમગ્ર લખાણમાં જણાતા પ્રમાણવિવેક અને કલાસંયમ, અને પ્રકરણોનાં મથાળાં લેખકના લેખનકૌશલ અને સાહિત્યકારપણાની પ્રતીતિ વાચકોને કરાવી છે. કાકાસાહેબે પ્રસ્તાવનામાં જ કહ્યું છે કે–'કેવળ સાહિત્ય તરીકે પણ ગુજરાતી સાહિત્યમાં આ ચોપડીએ એક ઉત્તમ આદર્શ રજૂ કર્યો છે'—એ સાવ સાચું છે.

આફ્રિકાનો અને ગાંધીકુલશાખાનો એમ બે નકશા અને ગાંધીજીની જુદી જુદી અવસ્થાની અનેક છબીઓ પુસ્તકને સચિત્ર બનાવે છે. એની એવી જ એક વિશિષ્ટતા ગાંધીજીના ત્રણ પત્રો તેમના હસ્તાક્ષરમાં બાર પાનાંમાં પરિશિષ્ટ ૨ માં છાપ્યા છે એ છે.

'જીવનનું પરોઢ' ગાંધીચરિત્રસાહિત્યમાં કીમતી ઉમેરો કરતું, 'દિલ્હી ડાયરી' અને 'મહાદેવભાઈની ડાયરી'ના જેવું જ નવજીવન પ્રકાશન મંદિરનું મહત્ત્વનું ને આવકારદાયક પ્રકાશન છે.

## સોમનાથ

[લે. રત્નમણિરાવ ભીમરાવ; પ્ર. ગુજરાત સાહિત્ય-સભા અમદાવાદ; વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા]

ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢ ખાતે મળેલા ૧૭ મા સંમેલન પ્રસંગે ગુજરાત સાહિત્ય સભાએ રા. રત્નમણિરાવ જેવા અધિકારી ઇતિહાસ-વિદ્ પાસે લખાવી પ્રગટ કરેલ આ પુસ્તક પ્રભાસ-ક્ષેત્ર અને ત્યાંના ભારતવિખ્યાત સોમનાથનો આજ-સુધીનો પૂરો ઇતિહાસ આપી છૂટે છે. જેમ પ્રભાસ-ક્ષેત્રની પ્રાચીનતા સિદ્ધ કરી બતાવતાં કર્તાએ કરેલી આનર્ત, સરસ્વતી, પાતાલ ને અગસ્ત્યાશ્રમની તથા પ્રભાસમાં એક કાળે પ્રચલિત સૂર્યપૂજાની અર્ચા, તેમ શૈવ ધર્મની પ્રાચીનતા અને પ્રભાસમાંના જ્યોતિર્લિંગના 'સોમનાથ' નામનું રહસ્ય તપાસતાં પ્રમાણે આપેલા સોમવિદ્યાનો પરિચય કર્તાને આપણા એક સમર્થ ઇતિહાસ–પુરાણજ્ઞ અને તત્ત્વરસિક પુરાતત્ત્વવિદ્ ઠરાવે છે. મહમૂદ ગઝનવીની ચઢાઈ, ત્યારપછી સોલંકીઓના સમયમાં સોમનાથ–મંદિરની નવી રચના, પછીના મુસલમાન સમયમાં ફરીવાર થયેલો એનો નાશ, પુનરુદ્ધાર, પુનરપિ વિનાશ અને હાલના નવા મંદિરની રચના–આ સર્વ વિશે, એટલે કે સંહારમૂર્તિ રુદ્રે પોતાને જોખમે પોતાનો પ્રભાવ બતાવવા ભજવેલી સોમનાથ મંદિરના વારા-ફેરાની લીલા વિશે, કર્તાએ સાચા ઇતિહાસકારને છાજે એવી ઝીણવટથી, પ્રાપ્ત સામગ્રીના અભ્યાસથી અને સત્યપરીક્ષક દૃષ્ટિથી જે કડીબદ્ધ માહિતી આ પુસ્તકમાં રજૂ કરી છે તે વાચકોને તેમણે અત્યાર-સુધી નહિ જાણ્યું હોય એવું ઘણું શીખવે એમ છે. પ્રાચીન વૈદિક સરસ્વતી હિમાલયમાંથી નીકળી મારવાડ અને ગુજરાતમાં પ્રવેશ કરી ગુજરાત–કાઠિયાવાડને છૂટા પાડી, ખંભાતના અખાતમાં થઈ દક્ષિણ સમુદ્રને મળતી; આર્યાવર્તમાંથી પ્રભાસ જતા સરસ્વતીના વિશાળ પ્રવાહમાંથી હતું મુખ





પસાર કરી પાસે જ સમુદ્ર કિનારે પ્રભાસ જવાતું; સૌરાષ્ટ્રનો કિનારો અને પ્રભાસક્ષેત્ર સાતમાંથી એક પાતાલ અને ત્યાંની શૈવ નાગજાતિને લીધે શૈવ સંપ્રદાયની સર્વથા પ્રાચીન ભૂમિ ગુજરાત અને તેનું કેન્દ્ર પ્રભાસ હતું; સોલંકી સમયના અંત સુધી આપણા પ્રાંતમાં સૂર્યપૂજા ને શિવપૂજા બંને સર્વથી વ્યાપક હતી; પ્રભાસમાં સૂર્યપૂજા જોરમાં હતી અને સૂર્યમંદિરો પણ હતાં; આપણા પ્રાંતમાં ઈ. સ. ના આરંભમાં ક્ષત્રપોનું રાજ્ય હતું તે સમયે શિવની લિંગ અને મૂર્તિ બંને સ્વરૂપે પૂજા થતી હતી; સોમનાથ નામ પડતાં પહેલાં પ્રભાસમાં શિવ કાલાગ્નિ અને ભૈરવરૂપે પૂજાતા; મંત્ર-તંત્ર શાસ્ત્રજ્ઞ અને સોમવિદ્યાના ઉપાસક સિદ્ધ શાંભવયોગીઓના પ્રભાસનિવાસને સંબંધે તેમ જ સોમના તાંત્રિક યોગથી પ્રભાસનું જ્યોતિર્લિંગ 'સોમનાથ' નામ પામ્યું; સોમનાથનું મંદિર વલભીના ચૈત્રકોની પ પહેલાંના સમયમાં બંધાયું હતું; સોમનાથની સમૃદ્ધિ જેટલી ધર્મસ્થાન તરીકે હતી તેટલી જ વેપારથી પણ હતી; મહમૂદ ગઝનવીની સોમનાથ પરની ચઢાઈ કાંઇ સામાન્ય આક્રમણ નહોતું પણ 'એક બુદ્ધિપૂર્વક યોજેલી અને અંત સુધી લઢવાના નિશ્ચયવાળી લઢાઈ હતી'; મહમૂદે સોમનાથનું લિંગ જ તોડેલું મંદિર નહિ; મૂર્તિઓને તોડનારના લશ્કરમાં હિંદુઓ પણ નોકરી કરતા હતા; મુસલમાનોની પહેલાં આજે દક્ષિણમાં થાય છે તેવી જ રીતે સોમનાથ મંદિરમાં પૂજા થતી હતી; મહમૂદે ન તોડેલું મંદિર લાકડાનું હતું અને તે જર્જરિત થતાં ભીમદેવે પથ્થરનું ગર્ભગૃહ બંધાવ્યું અને પછી કુમારપાળે એની આસપાસ બીજા વધારા કર્યા ને મંદિર પથ્થરનું બન્યું; સોમનાથ મંદિરે ચાર સ્થાનો બદલ્યાં છે; મહમૂદ સોમનાથના લિંગના ટુકડા ગઝની લઇ ગયો એ વાત ખોટી છે; સોમનાથ મંદિરનું અત્યારનું ખંડેર તે ઉલૂગખાને તોડેલું મંદિર છે; ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહે, અહમદશાહે અને મહમૂદ બેગડાએ અને છેવટે ઔરંગઝેબે ફરી શરૂ થયેલ મંદિર તોડયું હતું; સોમનાથનું મહમૂદે ભ્રષ્ટ કરેલ મંદિર લાકડાના છપ્પન થાંભલાવાળું, તેર માળવાળું દક્ષિણનાં વિશાળ અને ઊંચાં ગોપુરવાળાં મંદિરો જેવી બાંધણીનું અને અત્યારના ખંડેરની જગ્યાએ નહિ પણ સરસ્વતીના સાગર સાથેના સંગમથી ત્રણ માઇલ પશ્ચિમે, અત્યારે ભીડિયાનું મંદિર છે તેની પાસે હતું:—આ બધી માહિતી આ પુસ્તકના સંખ્યાબંધ વાંચકો આગળ પહેલી વાર જ આવતી હશે એમ કહેવામાં કંઈ ખોટું નથી.

૨ા. રત્નમણિરાવમાં શુદ્ધ ઇતિહાસ દૃષ્ટિ છે. પુરાવાઓ વિના બોલવું નહિ, અને પુરાવાઓને ચાળી જોયા વિના નિર્ણયો આપવા નહિ, એ એમની રીત છે. એમ છતાં એ આમ પણ માને છે કે 'કોઇ વાતનો આધાર ન મળે એટલા ઉપરથી જ એ વાતનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી.' સોમનાથનું નામ પુરાણો સિવાયના પ્રાચીન સાહિત્યમાં મળતું નથી, તેમ છતાં, એમણે પ્રભાસની પ્રાચીન કાળથી શૈવોના કેન્દ્ર હોવાની વાત સિદ્ધ કરી છે. સોમનાથના મૂર્તિખંડન વિશે સંખ્યાબંધ મુસલમાન તવારીખકારોએ લખ્યું છે. એ બધી સામગ્રીની ચર્ચાને અંતે તેઓ જે નિર્ણય જાહેર કરે છે તે તો આ છે: 'મુસલમાન તવારીખકારોએ જે જે લખ્યું છે તે બધું જ ખોટું નથી; મૂળ કાંઈ પણ આધાર ઉપરથી એમણે અતિશયોક્તિઓ કરેલી છે તે સત્ય છે; કેટલાંક વર્ણનો છેક કલ્પિત પણ છે, પણ એમણે લખ્યું છે એવું કાંઈ હતું જ નહિ એમ કેટલાક વિદ્વાનો આજ સુધી માને છે એ બરોબર નથી.' બીજી બાજુ એ ઇતિહાસદૃષ્ટિથી તેઓ એક જૂના ગવર્નરજનરલે ચલાવેલી વાત, કે જનરલ નોટ અફઘાનીસ્તાન પરની ચડાઇમાંથી પાછા ફરતાં જે દરવાજા લાવ્યો છે (જે હજી આગ્રાના કિલ્લામાં પડયા છે) તે સોમનાથના ગઝનીમાં પહોંચેલા દરવાજા છે, એને જુઠાણું ઠરાવે છે.

પુસ્તકમાં અંતે સોમનાથ મંદિરના સ્થાપત્ય અને બાંધકામ પર એક તથા પ્રભાસ ક્ષેત્રમાં આવેલાં



બીજાં તીર્થો પર એક, એમ બે પ્રકરણો આપવામાં આવ્યાં છે. એમાં વેરાવળની વાત કરતાં તેની વ્યુત્પત્તિ ચર્ચી બિલાવલ રાગ સાથેનો તેનો સંબંધ પણ કર્તા ચર્ચવા મંડી ગયા છે તે એમની પુરાતત્ત્વવિદ્ તરીકેની પ્રારંભનાં પ્રકરણોએ પાડેલી છાપ વધુ દૃઢ કરે તેમ છે. બે પરિશિષ્ટોમાં એકમાં પુરાણ પ્રમાણે પ્રભાસક્ષેત્રની ભૂગોળ અને બીજામાં ગંડ ભાવબૃહસ્પતિની અને ત્રિપુરાંતકેશ્વરની પ્રશસ્તિના બે જૂના સંસ્કૃત લેખો ગુજરાતી ભાષાન્તર સાથે આપવામાં આવ્યા છે.

બહુ જ ઓછા સમયમાં તૈયાર થયું હોવા છતાં પુસ્તક ઓછું સંગીન નથી બન્યું. અમદાવાદ અને ખંભાત પરના ગ્રંથો પછી આ સોમનાથ પરનો ગ્રંથ આપી રા. રત્નમણિરાવ ઇતિહાસપ્રેમી સંસ્કારી ગુજરાતીઓની કૃતજ્ઞતાના વધુ અધિકારી બન્યા છે. સંસ્કારપ્રેમીઓ આ પુસ્તકને વણવાંચ્યું ન જ રાખે એવી સૂચના છે.

## ભાઇબીજ

[લે. ધીરજલાલ ધ. શાહ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા.]

આની અગાઉ ઐતિહાસિક નવલકથા લખી ચૂકેલા રા. ધીરજલાલ ધનજીભાઈ શાહની આ સમાજિક નવલકથાનો નાયક સુરેશ છાત્રાલયનો એક છાત્ર છે. કથાનો મોટો ભાગ એના છાત્ર-જીવનને નિરૂપતો હોઈ સાહિત્યમાં બહુ નિરૂપણ વિષય ન બનેલી છાત્રાલય-સૃષ્ટિનું એ બહાને આ કથામાં ચિત્રણ મળે છે. લેખકના છાત્રાલયજીવનના અનુભવ અને અવલોકન પર એ પ્રતિષ્ઠિત થયેલ હોઈ એ સાચું અને સજીવ બન્યું છે. છાત્રાલયની વ્યવસ્થાપક મંડળીના સભ્યો, ગૃહપતિ, રસોઇયો આદિ પાત્રો આ કારણે કથામાં ઓછું મહત્ત્વ નથી ધરાવતાં, જો કે મહત્ત્વ તો વધ્યું છે સ્વાભાવિક રીતે જ ગૃહપતિને. એની બહારની વિદ્વત્તા, વાતચાલાકી, અંતરની વાસના, અપ્રમાણિકતા, પ્રપંચ, દંભ વગેરે બતાવવામાં લેખકે કોઈ પાયાનો કોઈને વહેમ પડે તેમ છે, પણ એવા નમૂના આ જમાનામાં મળવા સુદુર્લભ નથી. છાત્રાલયના એ ગૃહપતિને લેખકે લગભગ પ્રતિનાયક જેવા બનાવી દીધા છે. અધૂરામાં પૂરું એની પત્નીને ય નાયક પ્રત્યે આકર્ષાતી સ્ખલનોત્સુક બતાવી છે. મનનીય છે, છાત્રાલયનું કથાનિરૂપિત ચિત્ર ઉજળાં કરતાં કાળા અંશો વિશેષ બતાવે છે. ૩૧ મા પ્રકરણમાં સમાજની નૈતિક શુદ્ધિ અને આદર્શ છાત્રાલય માટેના સુરેશના સ્વગત વિચારોમાં કર્તાએ આનું સાટું વાળી દીધું છે. છાત્રાલયના સંચાલનની કાળી બાજુ તો આગળ બતાવી, તો એનું આદર્શ સંચાલન કેવું થવું જોઈએ એ વિશે વાર્તાને ભોગે તેમણે પોતાનું વક્તવ્ય એ રીતે ધરી દીધું છે.

કથાનું એક વિશિષ્ટ તત્ત્વ જો છાત્રાલયની ભીતરની દુનિયાનું આલેખન છે, તો બીજું છે તેમાં નિરૂપાયેલી કથાનાયિકા સુમીના નિર્મળ ભગિની પ્રેમની કથા. એ સુમી છાત્રાલય મજકૂરના એક નવા આશ્રયદાતા ફૂલચંદ શેઠની પુત્રી. એને સુરેશના સંબંધમાં લાવી કર્તાએ એ નિર્મળ પ્રેમની ભૂમિકા ગોઠવી છે. વાતને વધુ રસિક બનાવવાને ઇરાદે કર્તાએ સુરેશને ફૂલચંદ શેઠનો, (જેપીના જેપથી શેઠે તેની છોકરીના બદલામાં નોકર બાઈને ત્યાં મોકલાવી દીધેલો ને પછી વિસારી દીધેલો) જન્મત્યક્ત પુત્ર અને સુમીને પેલી નોકર બાઈની પુત્રી ઠરાવી છે. એટલું વસ્તુ સ્પષ્ટ રીતે સંભવિત કરતાં કર્તાએ પોતાની સવડ ખાતર ગોઠવેલું વિશેષ જણાય છે. ખોયેલા પુત્રને તેજસ્વી જુવાન રૂપમાં ઓળખી જતા શેઠે તેને કાયમ માટે ઘેર રાખી લેવા-સુમી સાથે પરણાવવા ઇચ્છ્યું, પણ સુરેશ પ્રત્યેના પ્રેમને બેનના ભાઈ માટેના પ્રેમનું રૂપ આપી બેઠેલી સુમી પિતાની ઇચ્છા ફળાવતી નથી. એ તો ભાઈબીજને દિવસે પોતાની સખી રમાની ભેટ સુરેશભાઇને આપી પોતે તો તેની બેન થઈને જ રહે છે.

એક યુવતી એક જુવાન પ્રત્યે આકર્ષાઈ એ આકર્ષણને ભગિની પ્રેમમાં પલટાવી નાખે. પછી





પસાર કરી પાસે જ સમુદ્ર કિનારે પ્રભાસ જવાતું; સૌરાષ્ટ્રનો કિનારો અને પ્રભાસક્ષેત્ર સાતમાંથી એક પાતાલ અને ત્યાંની શૈવ નાગજાતિને લીધે શૈવ સંપ્રદાયની સર્વથા પ્રાચીન ભૂમિ ગુજરાત અને તેનું કેન્દ્ર પ્રભાસ હતું; સોલંકી સમયના અંત સુધી આપણા પ્રાંતમાં સૂર્યપૂજા ને શિવપૂજા બંને સર્વથી વ્યાપક હતી; પ્રભાસમાં સૂર્યપૂજા જોરમાં હતી અને સૂર્યમંદિરો પણ હતાં; આપણા પ્રાંતમાં ઈ. સ. ના આરંભમાં ક્ષત્રપોનું રાજ્ય હતું તે સમયે શિવની લિંગ અને મૂર્તિ બંને સ્વરૂપે પૂજા થતી હતી; સોમનાથ નામ પડતાં પહેલાં પ્રભાસમાં શિવ કાલાગ્નિ અને ભૈરવરૂપે પૂજાતા; મંત્ર–તંત્ર શાસ્ત્રજ્ઞ અને સોમવિદ્યાના ઉપાસક સિદ્ધ શાંભવયોગીઓના પ્રભાસનિવાસને સંબંધે તેમ જ સોમના તાંત્રિક યોગથી પ્રભાસનું જ્યોતિર્લિંગ 'સોમનાથ' નામ પામ્યું; સોમનાથનું મંદિર વલભીના મૈત્રકોની ય પહેલાંના સમયમાં બંધાયું હતું; સોમનાથની સમૃદ્ધિ જેટલી ધર્મસ્થાન તરીકે હતી તેટલી જ વેપારથી પણ હતી; મહમૂદ ગઝનવીની સોમનાથ પરની ચઢાઈ કાંઈ સામાન્ય આક્રમણ નહોતું પણ 'એક બુદ્ધિપૂર્વક યોજેલી અને અંત સુધી લઢવાના નિશ્ચયવાળી લઢાઈ હતી'; મહમૂદે સોમનાથનું લિંગ જ તોડેલું મંદિર નહિ; મૂર્તિઓને તોડનારના લશ્કરમાં હિંદુઓ પણ નોકરી કરતા હતા; મુસલમાનોની પહેલાં આજે દક્ષિણમાં થાય છે તેવી જ રીતે સોમનાથ મંદિરમાં પૂજા થતી હતી; મહમૂદે ન તોડેલું મંદિર લાકડાનું હતું અને તે જર્જરિત થતાં ભીમદેવે પથ્થરનું ગર્ભગૃહ બંધાવ્યું અને પછી કુમારપાળે એની આસપાસ બીજા વધારા કર્યા ને મંદિર પથ્થરનું બન્યું; સોમનાથ મંદિરે ચાર સ્થાનો બદલ્યાં છે; મહમૂદ સોમનાથના લિંગના ટુકડા ગઝની લઈ ગયો એ વાત ખોટી છે; સોમનાથ મંદિરનું અત્યારનું ખંડેર તે ઉલૂગખાને તોડેલું મંદિર છે; ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહે, અહમદશાહે અને મહમૂદ બેગડાએ અને છેવટે ઔરંગઝેબે ફરી શરૂ થયેલ મંદિર તોડયું હતું; સોમનાથનું મહમૂદે ભ્રષ્ટ કરેલ મંદિર લાકડાના છપ્પન થાંભલાવાળું, તેર માળવાળું દક્ષિણનાં વિશાળ અને ઊંચાં ગોપુરવાળાં મંદિરો જેવી બાંધણીનું અને અત્યારના ખંડેરની જગ્યાએ નહિ પણ સરસ્વતીના સાગર સાથેના સંગમથી ત્રણ માઈલ પશ્ચિમે, અત્યારે ભીડિયાનું મંદિર છે તેની પાસે હતું:—આ બધી માહિતી આ પુસ્તકના સંખ્યાબંધ વાંચકો આગળ પહેલી વાર જ આવતી હશે એમ કહેવામાં કંઈ ખોટું નથી.

રા. રત્નમણિરાવમાં શુદ્ધ ઇતિહાસ દષ્ટિ છે. પુરાવાઓ વિના બોલવું નહિ, અને પુરાવાઓને ચાળી જોયા વિના નિર્ણયો આપવા નહિ, એ એમની રીત છે. એમ છતાં એ આમ પણ માને છે કે 'કોઈ વાતનો આધાર ન મળે એટલા ઉપરથી જ એ વાતનો અભાવ સિદ્ધ થઈ શકતો નથી.' સોમનાથનું નામ પુરાણો સિવાયના પ્રાચીન સાહિત્યમાં મળતું નથી, તેમ છતાં, એમણે પ્રભાસની પ્રાચીન કાળથી શૈવોના કેન્દ્ર હોવાની વાત સિદ્ધ કરી છે. સોમનાથના મૂર્તિ-ખંડન વિશે સંખ્યાબંધ મુસલમાન તવારીખકારોએ લખ્યું છે. એ બધી સામગ્રીની ચર્ચાને અંતે તેઓ જે નિર્ણય જાહેર કરે છે તે તો આ છે: 'મુસલમાન તવારીખકારોએ જે જે લખ્યું છે તે બધું જ ખોટું નથી; મૂળ કાંઈ પણ આધાર ઉપરથી એમણે અતિ-શયોક્તિઓ કરેલી છે તે સત્ય છે; કેટલાંક વર્ણનો છેક કલ્પિત પણ છે, પણ એમણે લખ્યું છે એવું કાંઈ હતું જ નહિ એમ કેટલાક વિદ્વાનો આજ સુધી માને છે એ બરાબર નથી.' બીજી બાજુ એ ઇતિહાસદષ્ટિથી તેઓ એક જૂના ગવર્નરજનરલે ચલાવેલી વાત, કે જનરલ નોટ અફઘાનીસ્તાન પરની ચડાઇમાંથી પાછા ફરતાં જે દરવાજા લાવ્યો છે (જે હજી આગ્રાના કિલ્લામાં પડયા છે) તે સોમ-નાથના ગઝનીમાં પહોંચેલા દરવાજા છે, એને જુઠાણું ઠરાવે છે.

પુસ્તકમાં અંતે સોમનાથ મંદિરના સ્થાપત્ય અને બાંધકામ પર એક તથા પ્રભાસ ક્ષેત્રમાં આવેલાં

બીજાં તીર્થો પર એક, એમ બે પ્રકરણો આપવામાં આવ્યાં છે. એમાં વેરાવળની વાત કરતાં તેની વ્યુત્પત્તિ ચર્ચી બિલાવલ રાગ સાથેનો તેનો સંબંધ પણ કર્તા ચર્ચવા મંડી ગયા છે તે એમની પુરાતત્ત્વવિદ્ તરીકેની પ્રારંભનાં પ્રકરણોએ પાડેલી છાપ વધુ દૃઢ કરે તેમ છે. બે પરિશિષ્ટોમાં એકમાં પુરાણ પ્રમાણે પ્રભાસક્ષેત્રની ભૂગોળ અને બીજામાં ગંડ ભાવબૃહસ્પતિની અને ત્રિપુરાંતકેશ્વરની પ્રશસ્તિના બે જૂના સંસ્કૃત લેખો ગુજરાતી ભાષાન્તર સાથે આપવામાં આવ્યા છે.

બહુ જ ઓછા સમયમાં તૈયાર થયું હોવા છતાં પુસ્તક ઓછું સંગીન નથી બન્યું. અમદાવાદ અને ખંભાત પરના ગ્રંથો પછી આ સોમનાથ પરનો ગ્રંથ આપી રા. રત્નમણિરાવ ઇતિહાસપ્રેમી સંસ્કારી ગુજરાતીઓની કૃતજ્ઞતાના વધુ અધિકારી બન્યા છે. સંસ્કારપ્રેમીઓ આ પુસ્તકને વણવાંચ્યું ન જ રાખે એવી સૂચના છે.

## ભાઇબીજ

[લે. ધીરજલાલ ધ. શાહ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા.]

આની અગાઉ ઐતિહાસિક નવલકથા લખી ચૂકેલા રા. ધીરજલાલ ધનજીભાઈ શાહની આ સમાજિક નવલકથાનો નાયક સુરેશ છાત્રાલયનો એક છાત્ર છે. કથાનો મોટો ભાગ એના છાત્ર-જીવનને નિરૂપતો હોઈ સાહિત્યમાં બહુ નિરૂપણ વિષય ન બનેલી છાત્રાલય-સૃષ્ટિનું એ બહાને આ કથામાં ચિત્રણ મળે છે. લેખકના છાત્રાલયજીવનના અનુભવ અને અવલોકન પર એ પ્રતિષ્ઠિત થયેલ હોઈ એ સાચું અને સજીવ બન્યું છે. છાત્રાલયની વ્યવસ્થાપક મંડળીના સભ્યો, ગૃહપતિ, રસોઇયો આદિ પાત્રો આ કારણે કથામાં ઓછું મહત્ત્વ નથી ધરાવતાં, જો કે મહત્ત્વ તો વધ્યું છે સ્વાભાવિક રીતે જ ગૃહપતિને. એની બહારની વિદ્વત્તા, વાતચાલાકી, અંતરની વાસના, અપ્રમાણિકતા, પ્રપંચ, દંભ વગેરે બતાવવામાં લેખકે કોઠી ધોયાનો કાદવ વઢેમ પડે તેમ છે, પણ એવા નમૂના આ જમાનામાં મળવા સુદુર્લભ નથી. છાત્રાલયના એ ગૃહપતિને લેખકે લગભગ પ્રતિનાયક જેવાં બનાવી દીધા છે. અધૂરામાં પૂરું એની પત્નીને ય નાયક પ્રત્યે આકર્ષાતી સ્ખલનોત્સુકા બતાવી છે. મતલબ કે, છાત્રાલયનું કથાનિરૂપિત ચિત્ર ઉજળાં કરતાં કાળા અંશો વિશેષ બતાવે છે. ૩૧ મા પ્રકરણમાં સમાજની નૈતિક શુદ્ધિ અને આદર્શ છાત્રાલય માટેના સુરેશના સ્વગત વિચારોમાં કર્તાએ આનું સાટું વાળી દીધું છે. છાત્રાલયના સંચાલનની કાળી બાજુ તો આગળ બતાવી, તો એનું આદર્શ સંચાલન કેવું થવું જોઈએ એ વિશે વાર્તાને ભોગે તેમણે પોતાનું વક્તવ્ય એ રીતે ધરી દીધું છે.

કથાનું એક વિશિષ્ટ તત્ત્વ જો છાત્રાલયની ભીતરની દુનિયાનું આલેખન છે, તો બીજું છે તેમાં નિરૂપાયેલી કથાનાયિકા સુમીના નિર્મળ ભગિની પ્રેમની કથા. એ સુમી છાત્રાલય મજકૂરના એક નવા આશ્રયદાતા ફૂલચંદ શેઠની પુત્રી. એને સુરેશના સંબંધમાં લાવી કર્તાએ એ નિર્મળ પ્રેમની ભૂમિકા ગોઠવી છે. વાતને વધુ રસિક બનાવવાને ઇરાદે કર્તાએ સુરેશને ફૂલચંદ શેઠનો, (જોષીના જોષથી શેઠે તેની છોકરીના બદલામાં નોકર બાઈને ત્યાં મોકલાવી દીધેલો ને પછી વિસારી દીધેલો) જન્મત્યક્ત પુત્ર અને સુમીને પેલી નોકર બાઈની પુત્રી ઠરાવી છે. એટલું વસ્તુ સ્પષ્ટ રીતે સંભવિત કરતાં કર્તાએ પોતાની સવડ ખાતર ગોઠવેલું વિશેષ જણાય છે. ખોયેલા પુત્રને તેજસ્વી જુવાન રૂપમાં ઓળખી જતા શેઠે તેને કાયમ માટે ઘેર રાખી લેવા-સુમી સાથે પરણાવવા ઇચ્છયું, પણ સુરેશ પ્રત્યેના પ્રેમને એનના ભાઈ માટેના પ્રેમનું રૂપ આપી બેઠેલી સુમી પિતાની ઇચ્છા ફળાવતી નથી. એ તો ભાઈબીજને દિવસે પોતાની સખી રમાની ભેટ સુરેશભાઈને આપી પોતે તો તેની બેન થઈને જ રહે છે.

એક યુવતી એક જુવાન પ્રત્યે આકર્ષાઈ એ આકર્ષણને ભગિની પ્રેમમાં પલટાવી નાખે. પછી





વિના હરકતે તેને પરણી શકાય એમ છે એમ જાણે ત્યારે ય તેની બેન થઈ રહેવાનો નિર્ણય કરે એ નિરૂપણ પ્રણયની કથાઓમાં ભાત પ'ડે એવું તો ખરું. પછી પ્રણયશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને યૌવનશાસ્ત્રીઓ એ નિરૂપણને ટેકો ન આપે તો જુદી વાત છે. આ વાર્તા પૂરતું એમ કહેવાય કે કર્તાએ એને સ્વાભાવિક ઠરાવવા ૧૪ મા તથા ૧૭ મા પ્રકરણમાં ઠીક કોશિષ કરી છે.

કથા આમ તો રસદાયક છે. પણ કથામાં પાત્રો અને પ્રસંગો વિશે રમણલાલશાહ ટીકાવાક્યો ને અવલોકનો વેરતા રહેવાની ટેવને શ. ધીરજલાલે અંકુશમાં રાખી હોત તો સારું હતું. ગૃહપતિ અને તેના લીલા પ્રત્યેના કટાક્ષ પણ કટાક્ષ ન બનતાં સીધા આક્ષેપ બની જાય છે, જે એ બતાવે છે કે કટાક્ષલેખનની અઘરી કળા શ. ધીરજલાલે હજુ સિદ્ધ કરવાની છે.

## શ્રાદ્ધના તેર દિવસ

[લે. વિનોબા ભાવે; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ સાત આના.

ગાંધીજીના નિર્વાણ પછીના તેર દિવસમાં પ્રાર્થનાસભા અથવા શોકસભામાં અને અસ્થિવિસર્જન પ્રસંગે શ્રી. વિનોબા ભાવેએ આપેલાં સત્તર ભાષણોનો ગુજરાતી અનુવાદ આ પુસ્તિકા રજૂ કરે છે. એમાં કંઇક લાંબું હોય તો પહેલું ભાષણ. બાકીનાં ભાષણ પાનાંથી ભાગ્યે વધુ લાંબાં છે. ગાંધીજીના ગુણોની તારવણી, એમના મૃત્યુ બાદ પ્રજાએ રાખવાનું વર્તન, ગાંધીજીના ખાદી, અહિંસા, સર્વધર્મસમભાવ અને કર્મયોગનિષ્ઠાના સંદેશાનું સ્મરણ, અને હવે વધી પડતી સર્વની જવાબદારી, આ ભાષણોમાં પ્રવચનવિષય બન્યાં છે. પૂર્વનિર્ધારિત નહિ પણ પ્રવચન સમયે સ્વયંસ્ફૂરિત હોઈ વિનોબાજીની વાણી સીધી હૃદયમાંથી આવે છે અને તેથી તેમાં અકૃત્રિમ પ્રસાદ અને સાત્ત્વિક પ્રેરકતા આવ્યાં છે.

### યાદમાં

વ્રણો સહન થાય છે અસહ્ય ને અકથ્યે વળી,
થતા અનુભવે ખડા અગણ રોમ રોમાંચથી.
વળી અકળતા વધે, વિષમતા શરીરે સરે;
છતાં તુરત યાદમાં થઇ જવાય સદા લીન !

પ્રવાસ

### આશા

ઉર આશાનાં ફૂલો ઊગે,
ફૂલસુવાસ અત્યંગે પૂગે;
આશા રાખું મોઢે મૂગે
ઊંચે જાવાની !

શેખાદમ આબુવાલા

# અભિનવ રજકણ

[ 'રજકણ' પછીનો નવો સંગ્રહ ] ધૂમકેતુ

[૧]

થાક નહિ, થાક તો મને લાગે, અને સૌ કોઇને લાગે એમ હું ઇચ્છું છું; એ કામ કર્યાની નિશાની છે. પણ મને હણી નાખ્યો છે નિરાશાએ: પણ કોઇ અધૂરી રહેલી આશામાંથી એ નથી જન્મી: એમ હોત તો પણ ઠીક હતું. પરંતુ જિંદગીમાં જ્યારે નાનાં માણસોનો મોટો વેષ જોવા મળે છે, ત્યારે એક પ્રકારની ભયંકર નિરાશા આવે છે; લાગે છે કે આ રીતે એક દિવસ આંહીં કાંઇ જ નહિ હોય એમ તો નહિ થાય? આશા પણ નહિ હોય; નિરાશા પણ નહિ હોય; ઘોર અંધકાર જ હશે! એની તો આ આગાહી નહિ હોય?

[૨]

માણસને એક વસ્તુ ઘણી વખત જડતી નથી: જીવન વિતાવે તો પણ જડતી નથી; અને એવી ખરી ભયંકર ગરીબી એ જ હોય છે. એને કોઇ દિવસ, બધું મળે, પણ પોતાની કવિતા મળતી નથી! જે પોતાની કવિતા મેળવી શકે એની સમૃદ્ધિનો પાર નથી. જે ન મેળવી શકે એની ગરીબીનો પણ પાર નથી. પણ વિરલ આત્મા તો એ છે કે જે મેળવી શકે છે ને ટકાવી શકે છે.

[૩]

કોઇક જ વખત આ બને છે. માણસને એની કવિતા મળે, અને એનું મૃત્યુ પણ મળે. એવું કવિતા ભરેલું મૃત્યુ એ વળી જીવનના અનેક મહોત્સવો કરતાં પણ વધારે મહાન હોય છે. ક્રાઇસ્ટ જેવા કોઇકના જીવનમાં જ એ શકય હોય!

[૪]

સૌન્દર્યને જેણે સત્યનું દાસત્વ સોંપ્યું, એ માણસે સૌન્દર્યને અને સત્યને બન્નેને ગુમાવ્યાં, એણે બન્નેમાંથી એકેને નજરોનજર જોયાં જ ન હોય તો જ એમ બને. જોનારો તો જાણે છે કે જીવન–ઢાલની એક બાજુ ઉપર સત્ય છે એ ખરું: પણ બીજી બાજુ સૌન્દર્ય હોવાથી જ એ ઢાલ 'ઢાલ' બની છે! બીજી બાજુ સૌન્દર્ય ન હોત તો ત્યાં પણ કેવળ પોલાણ જ હોત!

[૫]

સત્ય, એના પૂજારીઓ સાથે મૃત્યુ પામે છે. હંમેશ તો કેવળ એક જ પદાર્થ રહે છે, સૌન્દર્ય. આખી પૃથ્વી નાશ પામે ત્યારે પણ જે એક પદાર્થ પોતાની રમણીય છટા દાખવતો અસ્તિત્વમાં રહેવાનો છે, તે પદાર્થ સૌન્દર્ય છે. આ સૌન્દર્યના દર્શનથી માણસને જ્ઞાનની કેડી મળે; અને એ કેડી એને સત્યનું આસન દેખાડે, જેણે સૌન્દર્યનું આ મૂલ્યાંકન જાણ્યું નથી, એણે મેળવેલું સત્ય, એ ખંડિત સત્ય છે.

[૬]

મારે તો સૌન્દર્યની એ શકિત જોવી છે જે કોઇ પણ અણઘડ સાદાઇને 'સાદાઇ સાદાઇ' કહીને એનું કુકાવ્ય ન રચે.

પણ એ સાદાઇમાં રહેલા જીવન કવિતાના આભરણને શોધી કાઢીને એમ બોલે કે જૂઓ! આની પાસે તો આ છટા છે!

મારે તો આખા વિશ્વને સૌન્દર્યથી વ્યાપ્ત જોવું છે. સુંદરતા હશે ત્યાં સત્યને આવવું જ પડશે!

[૭]

દુનિયામાં ખરો આનંદ, પોતાનાં સ્વપ્નાં રચવામાં રહ્યો છે. પાંચ વર્ષનો શિશુ પણ એ જાણે છે. ને સો વર્ષનો વૃદ્ધ પણ એવી મીઠાશ માણે છે. સ્વપ્નને બુદ્ધિની પાળ નથી. લાગણીનો વેગ નથી. સ્વાર્થનો દોષ





નથી. વિજયની એને તમન્ના નથી. પરાજયનો એને શોક નથી. આશા ફલિભૂત થવાની એને ઉતાવળ નથી. એની પોતાની સૃષ્ટિના આનંદની કોઇ પરિસીમા નથી.

એ સ્વપ્નસૃષ્ટિ, દેખીતી રીતે અસત્ય છે, પરંતુ વ્યકિત જે કાંઇ છે, તે એના વડે છે, એ રીતે સત્ય પણ છે.

[૮]

પેલા કવિએ શું કહ્યું હતું ખબર છે? હજારોનો ઘોંઘાટ નહિ, એક સાચો નિઃશ્વાસ, એક સાચો શબ્દ, ઇશ્વરચરણે જનાર એ વસ્તુ છે. ઘોંઘાટ તો આંહીં થાય છે, આંહીં રહે છે, ને આંહીં જ મરે છે.

[૯]

એકનું સત્ય બીજાના સત્યથી તદ્દન જ જુદું હોય એમ પણ બને! કદીક કોઇ સત્ય લોકપ્રિય બનવાની તાકાત ધરાવતું હોય, તેથી વધારે વ્યાપ્ત થાય એમ પણ બને. પણ અંતે તો એ બન્નેના દર્શનમાં રહેલો સત્યનો જેટલો અંશ, એટલો જ એનો સ્વીકાર ટકી શકશે. બાકી તમામ વહેણમાં વહી જશે. ગમે તેટલો ઘોંઘાટ થાય છતાં; ગમે તેટલો પ્રચાર હોય છતાં; ગમે તેટલી વાતો કરો છતાં.

[૧૦]

માણસ જાતને જ્ઞાન, એકલું ડાહ્યાઓ આપતા નથી; મૂર્ખાઓ પણ આપે છે; અને કદાચ વધારે સફળ રીતે આપે છે.

[૧૧]

નવા આવનારાની સાથે વાત કરતાં સૌ શંકા કરે છે; પણ નવાઇની વાત આ નવા નવા વિચાર આવે, એના પરિચય વિષે એ કોઇ દિવસ શંકાશીલ થતો નથી. અને છતાં માણસને માણસ મારે, એના કરતાં એના પોતાના વિચાર વધારે ટાઢો માર મારે છે.

[૧૨]

સત્યને કોઈ જોઇ શકતું નથી એ ખરું; પણ એના વ્યાપક રૂપને જોઇ શકાય છે. એ વ્યાપક રૂપ તે આ. વ્યવસ્થા. જ્યાં વ્યવસ્થા દેખાય ત્યાં ચોકકસ માનજો કે સત્ય ક્યાંક પણ છે છે ને છે.

[૧૩]

ઇશ્વર છે એમ માનનારો એક જ રીતે પોતાની શ્રદ્ધાને વ્યકત કરી શકે. છેલ્લી પળ સુધી કામ કરીને.

[૧૪]

જુનાને ફેરવવામાં વખત ન ગુમાવતા; નવાને ઘડવામાં વખત કાઢો. પ્રગતિશીલતા એમાં રહી છે. પણ ઘડવા ઘડવામાં ફેર છે: કેટલાક અવાજ કરે છે ને માને છે કે એ ઘડે છે; કેટલાક જાતને જ હોડમાં મૂકે છે; અને એ ખરેખર ઘડે છે.

[૧૫]

જે સાચવે છે તે ખૂએ છે; વિત્તને અને વિદ્યાને; વાપરે છે એ તો મેળવે છે. પણ વિવેકથી વાપરે છે એ તો ઘડે છે. અનેકને અને પોતાને.

[૧૬]

જીવનક્ષેત્રની અજબ મીઠાશ આમાં રહી છે; કોઇ મહાન સત્યશોધન માટે જાત ગાળવામાં.

# નવાં સુંદર પ્રકાશનો

## શિક્ષણ

**દિવાસ્વપ્ન** — ગિજુભાઈ
બાળકોના જીવનમાં નવશિક્ષણ દ્વારા ક્રાંતિકારી અખતરાની કથા
કિં. ૧–૮–૦ પો. ૦–૬–૦

**પ્રાથમિક શાળામાં ભાષા શિક્ષણ.**
ગિજુભાઈ અહીં શિક્ષણશાસ્ત્રીની રીતે ઉક્ત વિષયની ગંભીર ચર્ચા કરે છે.
કિં. ૨–૦–૦ પો. ૦–૭–૦

**ચાર મોરચાની કેળવણી** — હામુભાઈ
સ્કૂલોમાં ચાલતી અપંગ કેળવણી સામે ધરાયેલી નવી લાલબત્તી.
કિં. ૧–૪–૦ પો. ૦–૬–૦

**સોમનાથ** — રત્નમણિરાવ
ગુજરાતની જગપ્રસિદ્ધ તીર્થભૂમિનો સુંદર સચિત્ર પરિચય: ઇતિહાસમાંથી
કિં. ૪–૦–૦ પો. ૦–૮–૦

**ગઈ ગુજરી** — જયભિખ્ખુ
જવાંમર્દ શ્રેણીની આ વાર્તામાં એક નવો રસપ્રવાસ રેલાવ્યો છે.
કિં. ૧–૮–૦ પો. ૦–૬–૦

**પ્રતિપદા** — ગોવિન્દ સ્વામી
માત્ર ઓગણીસ વર્ષની ઉંમરે રચાયેલી કલાત્મક ને સંવેદનશીલ કાવ્યકૃતિ
કિં. ૨–૮–૦ પો. ૦–૬–૦

**ઉન્મેષ:** — ઈન્દુલાલ ગાંધી
એકસો ચાલીસ કાવ્યોનો ને ગીતોનો ભાવગ્રાહી સંગ્રહ
કિં. ૩–૦–૦ પો. ૦–૮–૦

**ભગવાન પરશુરામ** — ક. મુનશી
ગુજરાતી સાહિત્યની ભવ્ય-ઉદાત્ત પૌરાણિક નવલકથા
કિં. ૫–૮–૦ પો. ૦–૧૦–૦

**લોમહર્ષિણી** — ક. મુનશી
ભગવાન પરશુરામનાં વીર પત્ની લોમાદેવીના જીવનને રજૂ કરતી નવલ
કિં. ૪–૮–૦ પો. ૦–૮–૦

**જીવનમાંથી જડેલી** — લીલાવતી મુનશી
સામાજિક તેમજ બીજી હૃદયંગમ વાર્તાઓનો ઘણા વખતથી અપ્રાપ્ય સંગ્રહ
કિં. ૪–૦–૦ પોસ્ટ ૦–૮–૦

**ઇતિહાસ સંમેલન નિબંધ સંગ્રહ**
ગુજરાત વિષેની ઐતિહાસિક સામગ્રીથી ભર્યા વિદ્વત્તા પૂર્ણ નિબંધો ને લેખો:
કિં. ૪–૮–૦

**ડૉ. મધુરિકા** — ક. મુનશી
સાગર ટોકીઝ માટે લખાયેલી ફિલ્મ કથા પરથી રચાયેલું સુંદર નાટક
કિં. ૧–૪–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો અમદાવાદ**




ખેતરને શેઢે
ચિત્રકાર • ભાનુ

સંપાદ
ઈશ્વરલાલ મોહનલાલ દ

# ગ્રામ અને નવરચન

'સમાજ, સાહિત્ય અને સંસ્કારનું' માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૩૪ : અંક બીજો

મે : ૧૯૪૯


ક્રમ


૧ જીવનનું જીવન — ધૂમકેતુ ૭
૨ જુગોના સ્વમાને — રમણ કોઠારી ૯
૩ સમયનાં ક્ષીરનીર — રાજહંસ ૧૦
૪ કાશીનું કરવત — ઇશ્વર પેટલીકર ૧૭
૫ હું અને મામો — વ્રજલાલ ત્રિવેદી ૨૪
૬ લોકસાગરને તીરે તીરે — પરિવ્રાજક ૩૦
૭ સને ૧૯૪૨ ના સંસ્મરણો — પં. શ્રીરામ શર્મા ૩૩
૮ રસની સંખ્યા — પ્રો. જયાનંદ દવે ૩૯
૯ ગુરુદેવ અમારે આંગણે — અનુ: રમણિક મેઘાણી ૪૧
૧૦ દ્વેષ — નવલભાઇ ૪૫
૧૧ મંજુલા — ભૂપેન્દ્ર ઉપાધ્યાય ૫૦
૧૨ અનાજનો પ્રશ્ન — રઘુનાથદાસ પરીખ ૫૬
૧૩ અમેરિકાનો પત્ર — ડી. જી. કેલકર ૫૮
૧૪ પળેપળ — પ્રભાત ૫૮
૧૫ અદ્ધર પૃથ્વી — છોટુભાઈ સુથાર ૫૯
૧૬ હિંદનો પટાયત સાવજ — પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ ૬૩
૧૭ તૂં ભૂલ — ચમનલાલ ગાંધી ૬૯
૧૮ અભિનવ રજકણો — ધૂમકેતુ ૭૦



વાર્ષિક લવાજમ

દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.



## જીવનનું જીવન

**મા**રાં ચિત્તની પ્રસન્નતા, હું સેંકડો અને લાખો દ્રમ્મને માટે પણ વેચવાનું ન ઈચ્છું; તેમ જ મારા અંતરાત્માએ, પોતાની જરુરી યાતનાને માટે, જે આંસુઓ બોલાવ્યાં છે, એ આંસુઓ માટે, હું કોઈને નિરવધિ આનંદ લેવા પણ ન ઈચ્છું. મારી તો એ અભ્યર્થના છે કે મારું જીવન હંમેશાં આંસુમય હો. હંમેશાં આનંદમય હો.

આંસુ સાચાં હોય છે ત્યારે એ મોતી જેવાં થઈ રહે છે. ખોટાં હોય તો અનેકને છેતરે છે. એણે અનેકને એમ છેતર્યા છે અને અનેકને નિર્બળ બનાવ્યા છે. ચિત્તલહરીમાંથી ઉદ્ભવતું સાચું હાસ્ય, એ જ્યારે પણ આવે છે ત્યારે માણસ માણસની વચ્ચે એક પ્રકારનું પ્રેમબંધન બાંધતું બાંધે છે. એટલે જ હું કહું છું મિત્રો ! કે તમારી પાસે જો આ બે મૂલ્યવાન વસ્તુઓ હશે— ચિત્ત લહરીનું આનંદહાસ્ય અને અંતરાત્માનું યાતનાભર્યું આંસુ—તો તમે આ દુનિયાના અનેક શ્રીમંતો કરતાં વધુ શ્રીમંત હશો. એટલું જ નહિ, તમને લાગશે કે શ્રીમંતો જેવા કંગાલ તો આ દુનિયામાં બીજા કોઈ નથી !

એક કોઇ ટૂંકા આનંદમય અનુભવમાં, લીન થઈ જવું કે લુપ્ત થઈ જવું, એ, મિથ્યાભિમાનમાં અને નિરાશામાં કાઢવા પડે, એવા લાંબા લાંબા જીવનના સમય કરતાં, હજાર દરજ્જે વધારે સારું છે !

પ્રેમ અને સૌન્દર્યની યુગયુગ જૂની અભિલિપ્સા એ મારા જીવનનું પણ જીવન છે, આજ મને એક નવો અનુભવ થઈ રહ્યો છે કે, જેમણે પોતાનો સંતોષ મેળવી લીધો છે, જેમને હવે એમાં કાંઈ વધારે ઇચ્છવા જેવું કે ઉમેરવા જેવું રહ્યું હોય એમ લાગતું નથી, એના જેવું દરિદ્રી જીવન બીજું કોઈ નથી. ઉત્કૃષ્ટ પ્રકારના સંગીત કરતાં પણ મને તો સાચા પ્રેમીઓના વિરહ નિઃશ્વાસમાં વધારે સંગીત ઉદ્ભવતું લાગે છે !

રાત્રિ આવે છે. સેંકડો પુષ્પો પોતાનાં કોમળ હૃદયમાં રજનીના પ્રેમને





સંઘરીને નિરાંતની નિદ્રા લે છે. સવાર પડયે સૂર્યોદયના પ્રથમ કિરણના ચુંબનથી પાછાં એ જાગે છે. એ જીવન અનુભવમાં ઘણી વખત વાદળાં આવે છે, ટકે છે પણ છેવટે તો એ જતાં જ રહે છે.

પુષ્પના એ ટૂંકા જીવનકાવ્યને તમે આશાનું સંગીત કહો, કે તૃપ્તિ કહો, શાંતિ કહો કે ગમે તે કહો; પણ એમાં હરપળે આંસુ દેખાય છે. હરપળે ચિત્તઆનંદની હાસ્ય લહરી જોવાય છે.

એટલે જ હું કહું છું મિત્રો ! કે જીવન તમે માનો છો તેમ, આ લાવ્યા તે લાવ્યા, આ ભેગું કર્યું, આ મહાલ્યા,આ ઊપડયા, આ દોડયા, આ માળા ઘાલી,આ માનપત્ર લીધું, આ દીધા આ લીધા, આ ખોયા, આ કામ્યા—આ મેળવ્યા—આ અનુભવોમાં જીવન નથી. એમાં જીવન સિવાય બીજું બધું છે, જીવન તો બે જ વસ્તુમાં વસે છે. ચિત્તની પ્રેમલહરીભર્યા ખુશનુમા હાસ્યમાં. આત્મોત્સર્ગી યાતાનાભર્યા હૃદયવિદારક અશ્રુમાં. ત્રીજે કયાંય જીવન નથી. પહેલું સૌન્દર્યનું પ્રતિક છે. બીજું પ્રેમનું પ્રતિક છે. પ્રેમ અને સૌન્દર્યના, બે પળના પણ અમર રહી જાય એવા સાચા અનુભવ વિના, વર્ષો સુધી લંબાયલું જીવન અરે એના જેવા નિરર્થક પડછાયાને આપણે અંતકાળે જાણીએ એમાં કરુણતાની અવધિ રહી છે !

જલબિંદુના જીવનક્રમને નિહાળો ને! એ લુપ્ત થાય છે, પણ ટેકરીઓ ઉપર ને ખીણોમાં પાછું આનંદમય સમાધિ મેળવે છે. પવનની લહરી એને એક આનંદ હીંચોળો નાખે છે અને એ પાછું હસતું હસતું પોતાના જૂના મિત્ર ઝરણાં સાથે નૃત્યભર્યા સંગીતતારો, સમુદ્રને મળવા દોડે છે! માણસના જીવનનો શું આવો જ નૈસર્ગિક ક્રમ હોઇ ન શકે ? એને બદલે આપણે તો મૃત્યુની પહેલાં પણ મરેલા એવા જ અસંખ્ય માણસો જોઈએ છીએ !

એ હસે છે ત્યારે હાસ્ય હોતું નથી. રડે છે ત્યારે રુદન હોતું નથી. એ મરે છે ત્યારે મૃત્યુ હોતું નથી; અને જીવે છે ત્યારે જીવન હોતું નથી ! આ પડછાયા સિવાય બીજું શું છે ?

જે સમુદ્ર તરફ જલબિંદુ ધસી રહ્યું છે ત્યાં એ લુપ્ત થઈ જવાનું છે. પણ એની એ લુપ્ત થઈ જવાની તાલાવેલી તો નીરખો ! આપણને મૃત્યુના આવા મહા આનંદનો અનુભવ કેટલી કેટલી કેટલી–જીવનક્રમી વિકાસ નિસરણીને અંતે હાથ લાગે છે, એ તો કોઈ સંતસાધુની વાણી સિવાય બીજું કોણ કહી શકે ?



એટલે હું કહું છું મિત્રો ! જીવનમાં આ સિદ્ધિ મળે કે તે સિદ્ધિ મળે, આંહીં તમે આગળ વધ્યા કે ત્યાં પાછળ રહ્યા, એ બધા જ અનુભવો છેવટે મિથ્યા અનુભવો જણાવાના છે. તમારા હૃદયના તાનમાં જે અનુભવો નિત્ય રમી રહ્યા છે, જે અનુભવોના કદાચ તમે એકલા સાક્ષી છો, મિત્રો ! એ અનુભવોમાં જેટલો પ્રેમાંશ હશે, જેટલી સૌન્દર્યભક્તિ હશે, એટલું જ તમારું જીવનનું જીવન છે! બાકીનું તમામ લંબાયલું જીવન એ તો એક પ્રકારનો થોડો નટખેલ હતો !

અને આ સૌન્દર્યની પણ કેવી સુંદર વ્યાખ્યા એક કવિજને આપી છે ! જ્યારે જ્યારે માણસ કાંઇક આપી દેવા ઇચ્છે છે ત્યારે ત્યારે એનામાં એકલું પ્રેમતત્ત્વ હોતું નથી. સૌન્દર્યતત્ત્વ પણ હોય છે.

માણસ જ્યારે કાંઇક પણ બીજાને અર્પે છે ત્યારે એ સુંદર લાગે છે. એટલા માટે ઘણા ચિત્રકારો માને છે કે, દુનિયાનું સર્વોત્તમ શિલ્પ, તો આ છે, સંતાનને ધવરાવતી જનેતા. એ પોતાની જાત આપે છે અને એવી જાતસમર્પણી કાવ્યપંક્તિઓ વિરલ બની રહે છે. એક સ્થળે કવિએ કહ્યું નથી ? 'For I am a poet and if I cannot give, I shall refuse to receive.'

[ખલિલ જિબ્રાન ઉપરથી ?]

ધૂમકેતુ—

## જુગોના સ્વમાને

દૂર દૂર દેશોથી ઠંડીના વાયરા
વાતા'તા ચેતન ખુઆવી.

સમદરના મોજા શું સૃષ્ટિને વેરતા
હેલી પર હેલી રેલાવી.

ખીલે વૈશાખ કોક, આષાઢી સાંજ રોજ
એવું રે સુણ્યું'તું કાને,

ચેત્યો છે પોષ માસ, સૌને ભુલાવી આજ
જુગોના જાગ્યા સ્વમાને.

પ્રા. રમણ કોઠારી

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

## કોમનવેલ્થ

તા. ૧૯ એપ્રિલના રોજ વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ કોમનવેલ્થના વડા પ્રધાનોની પરિષદમાં ભાગ લેવા લંડન ઊપડી ગયા. અને હિંદ એનું પરિણામ જોવા આતુરતાભરી નજરે આ દિવસોમાં તાકી રહેશે. જો કે પંડિત નેહરુએ એ અંગે સ્પષ્ટતા કરી જ છે કે હિંદ સ્વતંત્ર સર્વભૌમ પ્રજાસત્તાક દેશ તરીકે કોમનવેલ્થમાં રહેવા ઇચ્છે છે. એટલે પરિણામ એ આવે કે કાં તો આજનું કોમનવેલ્થનું રૂપ બદલાઇને નવું તૈયાર કરવામાં આવે અને હિંદ એમાં રહી શકે, અગર આજના રૂપમાં કોમનવેલ્થ રહે તો બર્મા, આયર્લેન્ડની માફક હિંદ પણ એમાંથી દૂર થઇ જાય.

આજના કોમનવેલ્થમાં ઇંગ્લેન્ડનો રાજા એ કોમનવેલ્થનો રાજા ગણાય છે. તાજ એ રીતે કોમનવેલ્થના સંબંધમાં કોયડો ઊભો કરે તેઓ પ્રશ્ન છે. ઇંગ્લેન્ડનો વડો પ્રધાન એ કોમનવેલ્થના દેશોનો વડો પ્રધાન ગણાતો નથી, એ રીતે ભવિષ્યમાં ઇંગ્લેન્ડનો રાજા એ કોમનવેલ્થનો રાજા ગણાવો ન જોઇએ. અને ગણાય તો કોમનવેલ્થના દેશો સ્વતંત્ર સાર્વભૌમ ન કહી શકાય. પરદેશનીતિ એકબીજાથી સ્વતંત્ર શી રીતે જુદી એક રાજાના દેશો ઘડી શકે? એટલે કોમનવેલ્થમાં તાજનો સંબંધ જવો જોઇએ એમ એ કારણે એક વર્ગ માને છે. જ્યારે બીજો વર્ગ માને છે કે રાજા કોમનવેલ્થનો એક હોય તેથી સ્વતંત્ર સર્વભૌમતામાં કંઇ વાંધો આવતો નથી. કારણ કે, બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટનનો રાજા જર્મની સાથે શરૂઆતમાં યુદ્ધમાં ઊતર્યો હતો, ત્યારે કેનેડાનો રાજા હિટલર સાથે શાંતિના કરારો પાળતો હતો! આમ કોમનવેલ્થના રાજા તરીકે બ્રિટન અને કેનેડાનો રાજા એક હોવા છતાં બંને રાજ્યો જુદી સ્થિતિમાં હતાં. એટલે રાજા એક રહે છતાં સાર્વભૌમતામાં વાંધો આવતો નથી.

જનરલ સ્મટ્સ કહે છે કે જો બ્રિટનના રાજાને તાજ તરીકે કોમનવેલ્થના દેશો ન સ્વીકારે તો બધા દેશો વચ્ચે એક સૂત્રે બાંધતો તાંતણો કયો? એટલે તાજ અને સ્વતંત્ર સર્વભૌમતા વચ્ચે મેળ બેસતો નથી. પંડિત નેહરુની શરતે હિંદ કોમનવેલ્થમાં રહી શકે નહિ. જ્યારે ઓસ્ટ્રેલિયા પોતાની જાતને બ્રિટન સાથે ત્રણ જાતનું કોમનવેલ્થ દ્વારા સામ્ય જુએ છે—સમાન રાજા, એક લોહી અને બિરાદરી. હિંદ પોતે સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય થવા માગતું હોય તો બ્રિટનના રાજાને પોતાના રાજા તરીકે સ્વીકારી શકે નહિ. લોહીનો સંબંધ તો છે નહિ. એટલે એ એક બિરાદરોના નાતાથી જ કોમનવેલ્થમાં જોડાઇ શકે.

જ્યારે હિંદમાં જન્મેલ, હિંદ ઉપર પુસ્તકો લખનાર, અને એક વખતનો બ્રિટિશ સ્વતંત્ર મજૂર પક્ષનો રાજકીય સેક્રેટરી મિ. બ્રોકવે સલાહ આપે છે કે હિંદે કોમનવેલ્થમાં રહેવું ન જોઇએ. અને એ સલાહના કારણમાં જણાવે છે કે, જગતને આજે મોટામાં મોટી જરૂર હોય તો એક ત્રીજા પક્ષની જરૂર છે. આજે જગત બે 'જૂથમાં' વહેંચાઇ ગયું છે. એક રશિયન જૂથ અને બીજું બ્રિટન અમેરિકા જૂથ. જો આ બે જૂથને બદલે કોઇ ત્રીજું જૂથ ઊભું નહિ થાય તો જગતમાં લડાઇ અનિવાર્ય છે. આ સંજોગોમાં હિંદ એ જ એક એવો દેશ છે કે જો તે કોમનવેલ્થની બહાર રહે તો ત્રીજું જૂથ ઊભું કરી શકે. અને જગતના જે લોકો શાંતિ ઇચ્છે છે તેમના ઉપર અસર પહોંચાડી શકે. આ સંજોગોમાં અમે આશા રાખીએ છીએ કે હિંદ એશિયાની નેતાગીરી લેઈ જગત શાંતિ માટે કોમનવેલ્થમાં ન જોડાઇને મોટો ભાગ ભજવી શકશે.

મિ. બ્રોકવે હિંદ પાસે જે જાતની આશા રાખે છે તેવી ઝંખના હિંદને પણ છે. પંડિત નેહરુ તે માટે જ સ્વતંત્ર સાર્વભૌમ હિંદને કોમનવેલ્થનું સભ્ય બને તો બનાવવા માગે છે, જેથી હિંદ પોતે સ્વતંત્ર રીતે પરદેશનીતિ ઘડી શકે, અને શાંતિના જૂથ

તરીકે પોતે એક પક્ષ બની શકે. બાકી આજની રીતે કૉમનવેલ્થમાં રહેવું એ હિંદને માટે અપમાનજનક છે. કૉમનવેલ્થનો એક દેશ, દક્ષિણ આફ્રિકા હિંદીઓ સાથે આજે જે અપમાનજનક વર્તાવ રાખી રહ્યો છે અને છતાં બંને દેશો કૉમનવેલ્થના સભ્યો છે !

એટલે નવા કૉમનવેલ્થમાં હિંદને બધા દેશો સાથે સંપૂર્ણ અને સરખું સ્થાન મળતું હોય અને તેનો મોભો પંડિત નેહરું કહે છે તેમ સ્વતંત્ર સાર્વભૌમ દેશ તરીકેનો જળવાઈ રહેતો હોય તો અંદર રહેવું એને માટે માનભર્યું છે બાકી અંદર રહીને ય, તરિખો તેડે ને તેડે રહેવાનો હોય, અને ગોરી ચામડીને એના રંગ અને લોહીનું ગુમાન રહેવાનું હોય તો હિંદે અંદર રહીને બહારના બનવાની કંઇ જરૂર નથી. કૉમનવેલ્થના આઠ દેશોમાંથી પાંચ દેશો દક્ષિણ–પૂર્વ એશિયામાં આવ્યા હોઈ હિંદ રાજકીય અને લશ્કરી રીતે અગત્યનો દેશ છું માની આજનું કૉમનવેલ્થ એનો કેવળ લાભ લેવાની શિયાળવૃત્તિ સેવતું હોય તો હિંદે એમાંથી નીકળી જવું બહેતર છે.

### ભાષાવાર પ્રાંતકમિશનનો ચુકાદો

ભાષાવાર પ્રાંતરચનાનો પ્રશ્ન કોંગ્રેસે વરસો પર સ્વીકાર્યો ત્યારે એની દૃષ્ટિ પ્રજાને રાજ્યવહીવટમાં સુગમતા પડે તે હતી. પરંતુ આજે એ પ્રશ્ન આર્થિક બની ગયો છે. હિંદ અને પાકિસ્તાનના હિમાયતીઓ વચ્ચે જે વિરોધ અને દૃષ્ટિફેર હતો એવો ભાવ ભાષાવાર પ્રાંતરચના માટે દેશમાં ઊભો થયો છે. બંધારણ સભાએ એ પ્રશ્ન અંગે ધાર કમિશન નીમ્યું હતું. તેનો ચુકાદો સ્વીકાર્ય ન લાગવાથી છેવટ પ્રજામતની લાગણીને સમજીને જયપુર કોંગ્રેસ વખતે દેશના ત્રણ ઊંચા દરજ્જાના નેતાઓ, પંડિત નેહરુ, સરદાર પટેલ અને રાષ્ટ્રપતિ પટ્ટાભિની એ પ્રશ્ન અંગે કમિટી નીમવામાં આવી હતી.

છતાં એ કમિટીના ચુકાદાની ધીરજ ન રહી હોવાથી કે એ કમિટી ઉપર પોતાની અસર પહોંચાડવાની વૃત્તિને લીધે, મુંબઈ ધારાસભામાં શ્રી પવારે મુંબઈ સાથે સયુંકત મહારાષ્ટ્રની રચના કરવા માટે એક દરખાસ્ત રજૂ કરી હતી. સરકાર સ્થાને બેઠેલા પ્રધાનો વ્યક્તિગત ગમે તે અભિપ્રાય ધરાવતા હોય, પણ સરકારની નીતિ, ઊંચા દરજ્જાની કમિટીનો અભિપ્રાય બહાર પડેલો નહિ હોવાથી, જાહેર થયેલી નહિ એટલે તટસ્થ રહ્યા એમ લાગે છે. ગુજરાતી સભ્યો બહુમતીના અભાવે એમાંથી અલગ રહ્યા હશે. અને મહારાષ્ટ્રીસભ્યોએ મુંબઇ સાથેના સયુંકત મહારાષ્ટ્રની રચનાનો ઠરાવ પસાર કર્યો. એ જાતનું જે કામ થયું તેમાં મુદ્દો એ છે કે શિસ્તની રીતે એ બરાબર છે ? જ્યારે કોંગ્રેસે એ પ્રશ્નનો નિર્ણય કરવા કમિટી રચી હોય ત્યારે એની રાહ જોયા વગર અમુક એક જાતનો ચોક્કસ ઠરાવ કરવાનો પ્રાંતિક ધારાસભાના કોંગ્રેસ સભ્યોને અધિકાર ખરો? છતાં એ રીતે જે કાર્યવાહી થઈ તે બતાવે છે કે ભાષાવાર પ્રાંતરચના આર્થિક રૂપ પકડતી જાય છે અને જુદા જુદા પ્રાંતો એટલે જુદા જુદા રાજ્યો ન થવાના હોય તેમ વૃત્તિ દેખાય છે.

આ સ્થિતિમાં પટ્ટાભિ–નેહરુ–સરદાર કમિટીનો ચુકાદો તા. ૫–૪–૪૯ ની કોંગ્રેસ કારોબારીમાં જાહેર થયો અને તેને કારોબારીએ માન્ય પણ કર્યો. કમિટીએ જાહેર કર્યું કે ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતને માન્ય કરવા છતાં એ પ્રશ્ન હાલ હાથ ધરવા જેવો નથી. દેશ પાસે એથી વિશેષ અગત્યના પ્રશ્નો પડયા છે તે પ્રથમ ઉકેલવાની જરૂર છે, અને જો આ પ્રશ્ન હાલ હાથ ધરવામાં આવશે તો જરૂરી પ્રશ્નો ખોરંભે પડી જશે. અને મુંબઈનો જ્યારે ભાષાવાર પ્રાંત કરવામાં આવે ત્યારે અલગ પ્રાંત રચવો. એનો કોઈ પ્રાંતમાં સમાવેશ કરવો નહિ. આંધ્રપ્રાંતની રચના બને તેટલી વહેલી હાથ ધરવી, પણ મદ્રાસ આંધ્રમાં ન લેઈ શકાય.

મુંબઈપ્રાંતને લાગેવળગે છે ત્યાં સુધી મુંબઈનો પ્રશ્ન મુખ્ય છે. મુંબઈ કોનું એ મુદ્દો ઊભો રહે છે. કમિટીએ કહ્યું છે કે મુંબઈની વસતી ઘણી વધી ગઇ છે. ત્યાંની પ્રજા પણ મિશ્ર છે. મહારાષ્ટ્રીઓ લઘુમતીમાં છે. શહેરનું પચરંગીપણું સહેજે પણ અળગું કરી શકાય એમ નથી. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે કોંગ્રેસે મહારાષ્ટ્ર, ગુજરાત અને





કર્ણાટકની પ્રાંતિક કોંગ્રેસ સમિતિઓ સ્થાપી ત્યારે પણ મુંબઇ શહેરની સ્વતંત્ર પ્રાંતિક સમિતિ રચી હતી. એટલે મુંબઇ શહેરનું એક સ્વતંત્ર રાજકીય એકમ બનાવવું જોઇએ.

આમ આ કમિટીએ ચુકાદો આપ્યા છતાં બારી રાખી છે કે, 'ઉપર અમે જે કહ્યું છે તે છતાં જાહેર લાગણીનો તીવ્ર આગ્રહ જણાય અને સાર્વજનિક અભિપ્રાય ઘણા મોટા પ્રમાણમાં વ્યકત થાય તો પ્રજાની માગણીને સંતોષવાની વાતના વહેવારુપણાની તેમજ તેમાં સમાયેલા અર્થની અને પરિણામોની તપાસ કરવી રહેશે.' એટલે આ પ્રશ્ન પતી જવાને બદલે એક રીતે ઊભો જ રહે છે અને દરેક પક્ષો પોતાને ફાવતો પ્રચાર કરી લોકલાગણીનો વંટોળ ઊભો કર્યા કરશે. આ સ્થિતિમાં આચાર્ય વિનોબાએ વડોદરામાં એ પ્રશ્ન અંગે જે વિચારો વ્યકત કર્યા તે ધ્યાનમાં લેઇ જો આ મુદ્દો તપાસવામાં આવે તો ખેંચાખેંચનું કોઇ કારણ નહિ રહેઃ 'ભાષાવાર પ્રાંતો જનતાના ઉત્કર્ષ માટે છે. જે લોકો જે ભાષા બોલતા હોય તે ભાષામાં વહીવટ ચાલે તો લોકોનો વધુ ઉત્કર્ષ થઇ શકે તે દૃષ્ટિએ ભાષાના ધોરણે પ્રાંતો પાડવાની દૃષ્ટિ છે. આપણે કંઇ પાકિસ્તાન કે હિન્દુસ્થાન એવા ભાગલા પાડવા માટે પ્રાંતો રચતા નથી. એક થાળીમાં બે વાનગીના બે કટોરા પડયા છે. તે બધી વસ્તુઓ આપણા ઉદરમાં જવાની છે. હું મહારાષ્ટ્રીયન ભાઇઓને શિખામણ આપું છું કે મુંબઇ માટે ઝઘડો શો? મુંબઈ જવાથી મરાઠી ભાષાને કશું નુકસાન થવાનું નથી. બે પાંચ લાખ માણસો આ પ્રાંતમાં વસે કે બીજા પ્રાંતમાં વસે તેમાં ભાષાને કશું નુકસાન થવાનું નથી. ભાષાવાર પ્રાંતો પાડી આપણે વચમાં દીવાલો ઊભી કરવાના નથી કે હિંદથી સ્વતંત્ર થવાના નથી. એકબીજા પ્રાંતના માણસોને વિકાસ સાધવાની છૂટ છે તો પછી આ ઝઘડો શા માટે?' આર્થિક રીતે વિચારતાં માણસોને આ શિખામણ ગળે ઊતરશે?

## પાર્લામેન્ટમાં બાળલગ્નની ચાલેલી ચર્ચા

પન્ડિત ઠાકુરદાસ ભાર્ગવનું બાળલગ્નની ઉંમરમાં વધારો સૂચવતું બીલ સિલેકટ કમિટીને સોંપાયું હતું. એ કમિટીએ ભલામણ કરી હતી કે હાલ જે કન્યાની ઉમર ૧૪ છે તે વધારીને ૧૫ કરવી અને છોકરાની ઉમર ૧૮ છે તે વધારીને ૨૦ કરવી. અને આનો ભંગ પોલીસ (Cognisable) ગુનો ગણવો.

આ ઉપરથી તા. ૪ એપ્રિલના રોજ પાર્લામેન્ટમાં ચર્ચા ચાલી. રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભિએ આ ગુનાને પોલીસ ગુનો ગણવાનો વિરોધ કરતાં કહ્યું કે, સામાજિક બાબતમાં પોલીસને ડખલ કરવાનો હક આપવો તે ખોટું છે. વળી સ્વતંત્રતા પછી પોલીસો એવા સુધરી ગયા નથી કે લાંચરુશવતની બદી ટળી ગઇ છે. બધા પોલીસો એવા છે એમ નહિ પણ દશ ટકા પોલીસોના હાથમાં એવા ગુના જતાં બીજા પોલીસોમાં પણ એની અસર થવાની. એટલે પોલીસ ગુનાની કલમ બીલમાંથી કાઢી નાંખવી અને તેમ ન કરવું હોય તો નિદાન બે વરસ માટે તેમ કરવું જરૂરી છે જ.

ખાણ અને વીજળી ખાતાના પ્રધાન શ્રી ગાડગીલે આ પ્રશ્ન ઉપર બોલતાં કહ્યું કે, સરકારને લાગેવળગે છે ત્યાં સુધી બાળલગ્નના કાયદામાં ઉંમરનો વધારો કરવાની જરૂર નથી. સરકાર ૧૮ વર્ષના છોકરાને લશ્કરમાં ભરતી થવાને લાયક ગણતી હોય અને એ રીતે એ ઉંમરનાની ભરતી કરતી હોય ત્યારે ૧૮ વર્ષનો છોકરો પતિ થવા લાયક નથી એમ સરકાર શી રીતે કહી શકે? એટલે સારડા એકટમાં જે ઉંમર હાલ છે તે કાયમ રહેવી જોઈએ. અને કાયદાને પોલીસ ગુનો બનાવવાના મુદ્દા ઉપર અભિપ્રાય આપતાં એમણે કહ્યું કે, આજે સારડા એકટને મોટા પ્રમાણમાં માન અપાતું નથી અને તેનો ભંગ પણ કરવામાં આવે છે. પરંતુ એને પોલીસ ગુનો ન બનાવતાં સમાજ સુધારા માટે પ્રજામત કેળવવા પ્રયત્ન કરવો જોઇએ.

ડૉ. દેશમુખે બીલનો વિરોધ કરતાં કહ્યું કે,

અમેરિકાની મુલાકાત પછી મેં મારા આ બાબતના વિચારો બદલ્યા છે. અમેરિકાનો પ્રજામત હવે વહેલાં લગ્નો (Early marriages) થાય તેમ માનતો થયો છે. જેથી છૂટાછેડાના પ્રસંગો ઓછા બને અને ગૃહજીવન સુખી થાય. એવું માલૂમ પડ્યું છે કે જ્યાં મોટી ઉંમરે (Advanced age) સ્ત્રી પુરુષ પરણે છે ત્યાં બંને તે પહેલાં જાતીય સુખ ભોગવી ચૂક્યાં હોય છે. લગ્ન પછી એક બીજા પ્રત્યેની આસક્તિ ઘટી જતાં બન્ને એક બીજાનો ભૂતકાળ જાણવાની તપાસમાં પડી જાય છે અને પરિણામ આવે છે છૂટાછેડામાં !

આમ ચર્ચાને અંતે કન્યાની ઉંમર ૧૪ ને બદલે ૧૫ અને છોકરાની ઉંમર ૧૮ની ૧૮ કાયમ રહી. અને આજે જેમ સારડા એક્ટ છે તેમ તેનો ભંગ પોલીસ ગુનો ન ગણવો તેમ કાયમ રહ્યું. આમ જે રીતે બીલ પાસ થયું તે જોતાં એમાં કંઈ સિદ્ધિ મળી ન કહેવાય. અને આ પ્રશ્ન ઉપર જાણીતા માણસોએ પણ હૃદયશૂન્યતા બતાવી તેવું સ્પષ્ટ થયું. ડૉ. પટ્ટાભિ અને શ્રી ગાડગીલે કહ્યું કે સામાજિક બાબતમાં પોલીસને દખલ કરવાનો અધિકાર નથી. પોલીસમાં લાંચરુશ્વતની બદી છે. સામાજિક સુધારા પ્રજામત કેળવી થવા જોઈએ. આ દલીલમાં તથ્ય નથી એમ કહેવાનો આશય નથી પરંતુ એ દલીલ આ પ્રશ્નની જેમ બીજાને પણ પછી લાગુ કરવી જ રહીને ! જો દારૂબંધી દ્વારા પોલીસને વ્યક્તિની ખાનગી બાબતમાં માથું મારવાનો હક આપવામાં સરકારને વાંધો ન આવ્યો, તો લગ્નની બાબતમાં —જેની સુધારણાથી પ્રજાના આરોગ્ય ઉપર, મરણ-પ્રમાણ ઉપર સુધારણા થવાની છે તેવી સામાજિક બાબતમાં પોલીસને હક આપવામાં વાંધો શો ? લાંચરુશ્વતનો વાંધો હોય તો દારૂબંધીમાં અને બીજા ગુનાઓમાં એ બદી દૂર થઈ જાય છે એમ ઓછું છે ! સામાજિક સુધારણા પ્રજામતથી થાય એ બરાબર છે, પરંતુ અત્યાર સુધીનો ઇતિહાસ કહે છે કે કાયદા વગર સુધારા પણ ઝાઝા સફળ થયા નથી.

અને એ કરતાં શ્રી ગાડગીલે લશ્કરમાં દાખલ થવાની ઉંમર સાથે લગ્નની ઉંમર સરખાવી તે વિચિત્ર વાત છે. દલીલ તરીકે ઘડીભર મોહક લાગે તેવી છે. પાર્લામેન્ટમાં કદાચ તાળીઓ પણ એ દલીલે પડાવી હશે. પરંતુ અવિનય થાય તો ય વડીલને પણ શ્રી ગાડગીલને પૂછવાનું મન થાય છે કે લશ્કરમાં કે સરકારી નોકરીમાં ૫૫ વર્ષે નિવૃત્ત થવાની પ્રથા છે ત્યારે એ ઉંમરે તમે નવું લગ્ન કરો એનું શું ? એ વખતે તમે ઉંમરની એ સરખામણી કેમ ન કરી ? મતલબ કે. લગ્નની ઉંમર અને લશ્કરની ભરતીની ઉંમરને સરખાવી ન શકાય. જે જવાબદારી ૧૮ વર્ષના યુવકને લશ્કરમાં જોડાતાં અદા કરવાની છે, તે જ જવાબદારી લગ્નથી જોડાતા યુવકને અદા કરવાની નથી. લગ્ન એ પતિપત્નીએ એકબીજામાં સમાઈ જવાની ગોઠવણ છે, જેમાં સફળ થવા માટે લશ્કરમાં ભરતી થવા કરતાં બીજાં તત્ત્વો જોઈએ છે. એટલે એ બે પ્રશ્નોની સરખામણી થઈ ન શકે.

ડૉ. દેશમુખે અમેરિકાનો દાખલો આપી નાની ઉંમરનો બચાવ કર્યો તે પણ ખોટી સરખામણી છે. અમેરિકાનો પ્રજામત વહેલાં લગ્નમાં માનતો થયો એનો અર્થ એવો તો નહિ કે આપણા દેશની જેમ ૧૪–૧૮ વર્ષની ઉંમરનાં બાળલગ્ન ઇચ્છતો થયો છે. વહેલાં લગ્ન અને બાળલગ્ન બંનેમાં મૂળગત ભેદ છે. અમેરિકાના માનસશાસ્ત્રી ડૉ. ટોમે ચાર વર્ષની મહેનત લેઈ ૩૦ હજાર સ્ત્રીઓ અને ૨૨ હજાર પુરુષોના મત લેઈ જે તારણ કાઢ્યું છે તેમાં વહેલી ઉંમર એટલે સ્ત્રીની ૨૨ અને પુરુષની ૨૪ ઉંમર જણાવી છે. તે પહેલાં પરણનાર સુખી નથી એમ એ પરિણામ જણાવે છે. વળી મોટી ઉંમરે પરણનાર દંપતી તે અગાઉ જાતીય સુખ ભોગવી ચૂકેલાં માલૂમ પડ્યાં છે તેમાં પણ મોટી ઉંમરનો અર્થ એવો નથી કે ૧૫–૨૦ કન્યાછોકરાની ઉંમર મોટી ગણવામાં આવી છે. એ મોટી ઉંમર એટલે





૩૦ ને એથી આગળ સમજવી જોઇતી હતી. આમ પાર્લામેન્ટમાં જે વિરોધી દલીલો કરવામાં આવી તે માનનીય સભ્યોને છાજે તેવી ઊંચી ન હતી એમ સખેદ કહેવું પડે છે.

### જ્ઞાતિત્રાસ નિવારણ કાયદો

હિંદની વડી પાર્લામેન્ટ કરતાં. ઉપગની દષ્ટિએ મુંબઇની ધારાસભા વધુ પ્રગતિશીલ છે એમ કહેવું રહ્યું. એ જ બાળલગ્ન કાયદાને શ્રી લીલાવતી મુનશીની દરખાસ્તથી પોલીસ ગુનો ગણવાનો કાયદો પસાર કરવામાં આવ્યો છે. એટલે સમગ્ર હિંદની તો નહિ પણ મુબઇ પ્રાંત પૂરતાં બાળલગ્નો ઉપર મર્યાદા આવશે એ જરૂર છે. પોલીસ ડો. પટ્ટાભિના કહેવા પ્રમાણે જો ગુનો દાખલ કરવામાં ચૂક કરે તો હવે મુંબઇ પ્રાંતના સમાજસુધારકોની ફરજ થઇ પડે છે કે જ્યાં જ્યાં બાળલગ્નો થાય તેની ખબર પોલીસ કચેરીમાં આપવાથી તે એ કાયદાને મદદ કરી શકશે.વળી એવાં લગ્ન થતાં અગાઉ ખબર આપશે તોતેના ઉપર મનાઈ પણ લાવી શકાશે. અને આ રીતે મોટે ભાગે પછાત જ્ઞાતિઓમાં જે બાળલગ્ન મોટા પ્રમાણમા થયે જાય છે તેની ઉપર સારી એવી અસર થશે. પરંતુ મુંબઇ ધારાસભાએ જ્ઞાતિ બહાર ન મૂકવાની જે સત્તા જ્ઞાતિ અને ધાર્મિક સંસ્થાઓ પાસેથી ખૂંચવી લીધી છે તે માટે એ અભિનંદનને પાત્ર છે. વ્યકિતની પ્રગતિ રૂઢિ જડ સમાજથી રુંધાઇ રહી છે. હિંદ ગામડાનો દેશ છે એટલે એ રીતે ગામડાં પ્રગતિમાં પાછળ છે. શહેરમાં સમાજનાં બંધન નથી એટલે જે પ્રગતિ જોવામાં આવે છે તેનો ગામડામાં અભાવ છે સમાજ પાસેથી જ્ઞાતિ બહાર મૂકવાની સત્તા સરકારે કાયદાદ્વારા લેઇ લીધી છે. એટલે ઝેરી નાગની દાઢ કાઢી લે તેવું બન્યું ગણાય. દાઢ કાઢી લીધા છતાં જેમ નાગ ફૂંફાડા મારીને બીવડાવી શકે છે તેમ જ્ઞાતિપટેલો અને ધર્મગુરુઓ બીવડાવશે ખરા. પરંતુ દિવસે દિવસે પ્રજા સમજતી થશે કે આ તો ખાલી ફૂંફાડા છે એટલે એ ભય આપોઆપ નિર્મૂળ થઇ જશે.

આ કાયદો બીજી રીતે પણ નોંધપાત્ર છે. દેશમાં અંગ્રેજ સત્તાએ હિન્દુ–મુસ્લીમની વચ્ચે એવું વિષ ઊભું કર્યું હતું કે સમગ્ર પ્રજાની પ્રગતિને પોષે તેવા કાયદા કરવાનું વાતાવરણ ન હતું. વળી ધર્મમાં ડખલ ન કરવાની સરકારની નેમને નામે એવી આંખે અંધારી બાંધી હતી કે સર્વ ધર્મની પ્રજાને ઉપયોગી સામાજિક કાયદો ઘડવો મુશ્કેલ બની ગયું હતું. અને હજુ પણ એવુ વાતાવરણ આખા દેશમાં ઊભું થયું હોય તેમ માનવાને કારણ નથી. બાકી નવો હિન્દુ કોડ એ કેવળ હિન્દુઓને લાગુ ન પાડતાં, એને નવો હિન્દી કોડ બનાવી સર્વ પ્રજાને લાગુ પાડવો જોઇએ. એ સ્થિતિમાં મુંબઇ ધારાસભાએ મુંબઈ પ્રાતમાં વસતી સર્વ કોમને લાગુ પાડતો જ્ઞાતિત્રાસ નિવારણ કાયદો પસાર કરીને એકતાની દિશામાં પહેલ કરી છે. સામાજિક કાયદાઓને લીધે ધર્મને કંઈ ડખલ થતી નથી. દેશના સામાજિક, રાજકીય અને આર્થિક કાયદા ખરી રીતે સર્વ પ્રજાને સરખા લાગુ પડવા જોઇએ.

આ બીલનો વિરોધ કરનારને ગૃહપ્રધાન શ્રી મોરારજીભાઇએ જણાવ્યું હતું કે, જો જ્ઞાતિના વડાઓનો કે કોમના વડાઓનો ગુનો કરનારને શિક્ષા કરવાનો અધિકાર માન્ય કરવામા આવે તો પછી સરકારનું શું કામ રહ્યું? એનો અર્થ શો? એનો અર્થ એવો નહિ કે એક રાજ્યની અંદર વળી નાનું બીજું રાજ્ય છે? સરકાર આવો હક માન્ય રાખી શકે નહિ.

આ મુદ્દા ઉપર વિચાર કરતાં એક બીજા પ્રશ્નનો અમને વિચાર આવે છે. સરકાર જો શિક્ષા કરવાની સત્તા કોઈને સોંપવા ન માગતી હોય તો સમાજમાં જ્ઞાતિબહાર મૂકવા માટે જેવી સત્તાઓ જ્ઞાતિ પટેલિયાઓ ભોગવે છે, તેવી સત્તાઓ ગામ પટેલિયા ગામના પ્રશ્નોમા ભોગવે છે. જ્ઞાતિપંચોથી જેમ જ્ઞાતિજન દંડાય છે. તેમ ગામ પટેલો તરફથી ગ્રામજન દંડાય છે. અને આ પટેલો–કાવશિયાઓ ગામમાં અર્ધ સરકારી તંત્ર જેવા લોકો ઉપર કાબૂ ધરાવે છે. એ લોકોની સત્તા કાયદાથી માન્ય નથી પરંતુ રૂઢિથી સ્વીકારાયેલી છે. જ્ઞાતિત્રાસ નિવારણની



મર્યાદામાં સૂચકરીતે એનો સમાવેશ આવી જાય છે છતાં એનો નિર્દેશ એમાં સ્પષ્ટ થયો હોત તો બધું ઠીક હતું.

### સાહિત્યકારોનું સન્માન

મુંબઇ સરકાર આમ સામાજિક બાબતમાં પ્રગતિશીલ છે, છતાં સાહિત્યિક બાબતમાં બીજા પ્રાંતોની પાછળ પણ ચાલવાની વૃત્તિ બતાવતી હોય તેમ હજુ માલૂમ પડ્યું નથી. મદ્રાસ પ્રાંતમાં ભાષાવાર રાજ્યકવિની સરકારે નિમણૂક કર્યાના સમાચાર આવી ગયા છે. કવિ ભારતીના પુસ્તકોના હક સરકારે વેચાતા લેઇ પ્રજાને સસ્તી કિંમતે એ સાહિત્ય પૂરું પાડવાની વ્યવસ્થા પણ કરી છે. જ્યારે સંયુક્ત પ્રાંતની સરકારે બીજો માર્ગ લેઈ સાહિત્યપ્રવૃત્તિને પોષણ આપવાની પહેલ કરી છે. હિંદી સાહિત્યકારો–કવિઓ, લેખકો તથા સમાલોચકને રૂ. ૧૫૦૦૦ નું આ વર્ષે પારિતોષિક આપવાનું જાહેર કર્યું છે. સૌથી પ્રથમ પારિતોષિક રૂ. ૨૧૦૦ નું શ્રી સૂર્યકાન્ત ત્રિપાઠી 'નિરાલા' ને એમના 'અપરા' ગ્રંથ માટે મળ્યું છે. શ્રી ચંદ્રબલિ પાંડેને 'સૂરીમત' ગ્રંથ માટે રૂ. ૧૫૦૦ તે પછી રૂ. ૧૨૦૦ નાં ચાર, રૂ. ૧૦૦૦ નું એક, અને રૂ. ૬૦૦નાં ૧૦ એમ કુલ ૧૦ પારિતોષિકો આપવાનું નક્કી થયું છે.

મદ્રાસ સરકારની માફક મુંબઈ સરકાર કવિ નાનાલાલના પુસ્તકોના હક લેઈને પ્રજાને સસ્તી કિંમતે જરૂર પુસ્તકો આપી શકે છે. જે પ્રવૃત્તિઓ પ્રજાને ઉપયોગી હોય, સંસ્કાર પોષક હોય અને પ્રજા તરફથી એને પોષણ મળે તેમ ન હોય તે પ્રવૃત્તિને સરકારે પોષવી જોઇએ. આ રીતે આર્થિક ક્ષેત્રની પ્રવૃત્તિઓને કંઇક અંશે સરકાર પોષે છે, પરંતુ સંસ્કાર પ્રવૃત્તિને પોષણ આપવાની આ જાતની દૃષ્ટિ આપણા દેશમાં હજુ શરૂ થઇ નથી. જો કે પહેલાના જમાનામાં રાજાઓ તરફથી એને પોષણ મળતું હતું. પરંતુ સ્વતંત્ર હિંદમાં મદ્રાસ અને સંયુક્ત પ્રાંતે એ દિશામાં પહેલ કરી છે તે અભિનંદન પાત્ર છે. અને મુંબઈ સરકારે પણ એ દિશામાં વહેલી તકે શરૂઆત કરવી જોઇએ.

પરંતુ એ સાથે બીજો મુદ્દો પણ ઊભો થાય છે. આવાં પારિતોષિકનો નિર્ણય કરવા કમિટી રચવાનું વિચારાય ત્યારે આજે જેમ આર્થિક ક્ષેત્રે સરકાર કોંગ્રેસની કોઈ કોંગ્રેસીઓની નિમણૂક થાય છે અને એ ક્ષેત્રની અનુભવી અને ઉપયોગી બહારની વ્યક્તિ રહી જાય છે તેવું ન થવું જોઇએ. બાકી એવું થાય તો ગુજરાત પૂરતી તો સરકારની દૃષ્ટિ વિદ્યાપીઠ તરફ વળે. અને વિદ્યાપીઠ એનો નિર્ણય કરતી વખતે કયું દૃષ્ટિબિંદુ રાખે તે એણે એક હજાર રૂપિયાનાં પુસ્તકોની યાદી પુસ્તકાલયો માટે જે તૈયાર કરી છે એ ઉપરથી અનુમાન થઇ શકે છે. એટલે આજે મોટે ભાગે સરકારની દૃષ્ટિમાં જેમ રાજ્યભક્તિ અને આવડત કોંગ્રેસીઓમાં દેખાય છે તેમ સાહિત્યિક શક્તિનો ઇજારો પણ એને ગળી જાય, અને પરિણામ પુસ્તકોની યાદીમાં જેમ નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકોને અને સસ્તા સાહિત્યનાં પુસ્તકોને મુખ્યત્વે સ્થાન મળ્યું છે તેમ પારિતોષિકની સાંઢણીનો કળશ પણ એ તરફ ઢોળાય તો એમાં નવાઇ નહિ. આ બધી ધમાધમ–ભય–ભેંસ ભાગોળે અને ઘેર ધમાધમ જેવો કદાચ કોઇને લાગે. પરંતુ ભેંસ હવે ભાગોળ વટાવીને ઘરઆંગણે આવી રહી છે તેમ બીજી સરકારોની પ્રવૃત્તિ જોતાં મુંબઈ સરકાર માટે સાહિત્યકારો માની લે તો તેમાં વધુ પડતું કાંઈ નથી. મુંબઈ પ્રાંતમાં તો ઊલટું કેળવણીનું દફતર વડાપ્રધાન સંભાળે છે એટલે સાહિત્યકારો મોંમાં પાણી લાવે એમાં એમનો વાંક નથી!

### ઉચ્ચ શિક્ષણમાં ફીનો વધારો

મોંઘવારી જેમ વધતી જાય છે તેમ તેમ જુદા જુદા ક્ષેત્રે કામ કરતા માણસો પગાર વધારે માગે છે. એ રીતે કોલેજના પ્રોફેસરોએ પગારનો વધારો માગ્યો. એટલે મુંબઇ યુનિવર્સિટીએ આ વર્ષે (જૂન) થી પગારના નવા દર વધારીને નક્કી કર્યા. પરંતુ કોલેજના પ્રિન્સિપાલોએ એવી બૂમ પાડી કે પગાર વધારવાથી કોલેજોની આર્થિક સ્થિતિ ખરાબ થશે.





એટલે એનો નિકાલ કરવા યુનિ.એ કમિટી નીમી. કમિટીએ બંને વચ્ચેનો રસ્તો કાઢ્યો કે ખર્ચને પહોંચી વળવા આર્ટસ અને સાયન્સ કૉલેજોની ફીમાં ૩૩ થી ૪૫ ટકા વધારો કરવો. આ દરખાસ્તને સરકારે પણ મંજૂરી આપી દીધી છે.

એટલે હવે વિરોધ ઊભો થયો વિદ્યાર્થીઓના વાલી તરફથી. આ પહેલાં ૭૫ ટકા સુધી ફી વધારો થઈ ગયો છે એટલે હવે નવા વધારાથી તે આંક ૧૦૦ ટકા ઉપર જશે. અને પરિણામે ગરીબ વર્ગ જેમ ઉચ્ચ શિક્ષણ લેઈ શકતો નથી તેમ મધ્યમવર્ગને પણ અટકવું પડશે. આજે મોંઘવારીને લીધે ગરીબ અને મધ્યમ વર્ગ હાડમારી ભોગવી રહ્યો છે એ નિર્વિવાદ છે. કરુણતા તો એ છે કે હિંદ બીજા દેશો કરતાં કેળવણીમાં ઘણો પછાત છે. તેણે બીજા દેશોની હરોળમાં આવવું હોય તો આજે કેળવણીની સંસ્થાઓ જે રીતે ચાલે છે તે ઉપરાંત નવી વ્યવસ્થા થવાની જરૂર છે ત્યારે ઊલટ ફી વધારો થતાં મધ્યમ વર્ગ ઓછો થઈ જશે!

પણ આનો ઉપાય? પ્રોફેસરોને પગાર વધારો ન આપવો? અને વિદ્યાર્થીઓને ન પોષાય માટે એમણે સહન કરવું? આ બધા વિચારો કમિટીને નહિ આવ્યા હોય તેમ માનવાનું કારણ નથી. પરંતુ એક વિચાર એ આવે છે કે આપણા ગરીબ દેશમાં કૉલેજોમાં જે ઓછું કામ પ્રોફેસરો પાસેથી લેવાય છે તેવી પદ્ધતિ ભલે પશ્ચિમમાં હોય હિંદને પોષાય એવી નથી. અઠવાડિયાના આઠ, દસ, કે બાર પિરિયડ અમુક વિષયના લમ્પને આજે અપાય છે તેવો પગાર આપવો પોષાય તેમ નથી. વળી કૉલેજોમાં જે લાંબી રજાઓ વર્ષમાં પડે છે તે પણ પોષાય એવી નથી. પશ્ચિમમાં એ રજાઓ દરમિયાન વિદ્યાર્થીઓ પ્રવાસ કરી અનુભવજ્ઞાન મેળવતા હશે. પરંતુ અહીં એ રજાઓનો ઉપયોગ દસ ટકા પણ એ રીતે કરતો નથી—આર્થિક રીતે પોષાય તેમ પણ નથી. આવા સંજોગોમાં ઉનાળાની લાંબી રજાઓ અને બીજી રજાઓ વિદ્યાર્થીઓમાં આળસનો વધારો કરે છે. એને બદલે એ બધી કાપકૂપ કરીને આજે ચાર વર્ષનું કૉલેજનું ધોરણ છે તે ત્રણ વર્ષમાં કરી નાખવામાં આવે તો એ રીતે પણ વિદ્યાર્થીને આર્થિક રીતે મદદરૂપ થાય તેમ છે.

વળી કૉલેજો દિવસમાં બે વખત ચાલતી થાય તો પ્રોફેસરો પાસેથી રોજના બેવડા પિરિયડ લેઈ શકાય, એમની માગણી પ્રમાણેનો પગાર પણ આપી શકાય અને ગરીબાઈને લીધે જે વર્ગ આજે ઉચ્ચ શિક્ષણ લીધા વગરનો રહી જાય છે તે નોકરી કરતો કરતો કૉલેજની સગવડને લીધે ભણી પણ શકે. આમ કરવાથી પગાર વધારાનો પ્રશ્ન પ્રોફેસરોનો ઉકલી જશે, દેશમાં કેળવણીનું પ્રમાણ વધી બીજા દેશો સાથેનું ઝડપથી અંતર કપાશે અને ગરીબ ને મધ્યમ વર્ગને મોટી અનુકૂળતા અને આર્થિક બોજો ઓછો પડશે.

પ્રશ્ન એક રહે છે કે ઉચ્ચ શિક્ષણનું કામ કરતા પ્રોફેસરો એટલા કલાક કામ કરી શકે કે કેમ? અને કરે તો એમને એ અંગે સ્વાધ્યાય માટે જોઈતો વખત મળી રહે કે કેમ? આ દેશમાં બૌદ્ધિક કામ કરતા વકીલો, પત્રકારો કલાકો સુધી કામ કરે છે, કરવું પડે છે; એ રીતે પ્રોફેસરો કરી તો શકે. શિક્ષણનું કાર્ય થોડું ઊતરે એમ બને તોપણ એ ભયની પરવા કર્યા વગર જે મોટા સમૂહને લાભ મળવાનો મોકો મળે તે જોતાં હિંદમાં હાલ છેવટ ખાસ જરૂરિયાત તરીકે એ રીતે કામ લેવા જેવું છે. હિંદ સરકારના કેળવણી ખાતાના સન ૧૯૪૮–૪૯ના રિપોર્ટે પણ સ્વીકાર્યું છે કે, ટેકનીકલ અને ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં જે ખર્ચનો બગાડ અને વધારો થઈ રહ્યો છે તેને આપણી મર્યાદિત આર્થિક સ્થિતિમાં અટકાવવો એ અતિ જરૂરી છે. જો કેળવણી ખાતાને પણ હાલની મર્યાદિત આર્થિક સ્થિતિમાં કોઈ રસ્તો લેવો જરૂરી લાગતો હોય તો આ પગલું કેમ વિચારવું ન જોઈએ?

## કારખાનાનો નવો કાયદો

દુકાનો, પેઢીઓ વગેરે સંસ્થાઓમાં કામ કરતા માણસોની નોકરીની શરતોના નિયમનને લગતો ૧૯૩૯નો કાયદો અમલમાં હતો તેને સ્થાને તા.૧લી

[ અનુસંધાન પાન ૬૬ ]

ઊર્મિ-નવરચનાની એપ્રિલથી શરૂ થયેલી નવી ચાલુ વાર્તા — ઇશ્વર પેટલીકર

[૬]

બીજે દિવસે સવારમાં છગાભાઇએ નાથાભાઇને ઘેર પોતે આજથી જમવા નહિ આવે તેવું કહેવડાવ્યું ત્યારે સંતોકબહેનને એટમ બોમ્બ પડયો હોય તેમ લાગ્યું. પણ એ એવાં કાચી માટીનાં ન હતાં કે એટમ બોમ્બથી જમીનદોસ્ત થઈ જાય.

એ સંદેશો પોતાનો જ દીકરો લાવ્યો હતો એટલે એ વાત બહાર નથી ગઇ એ સંતોષ સાથે સંતોકબહેન ઉતાવળે પગલે છગાભાઇને ઘેર જઈ પહોંચ્યાં. એ હારમાં એમનું ઘર પાંચમું હતું એટલે કંઈ દૂર જવાનું ન હતું.

છગાભાઈ હુક્કો પીતા બેઠા હતા ત્યાં લાજ કાઢીને સંતોકબહેન બહાર વાત ન જાય તેમ બોલ્યા: 'મોટા! તમને આવું ખોટું લાગશે એમ મેં નહિ ધારેલું, મારો જીવ જરા આકળો છે એટલે સોનારેવા ગાળો ભાંડી ગઇ એટલે મેં તમને એવું કહેલું. બાકી મારા પેટમાં પાપ નથી.'

છગાભાઇએ કહ્યું: 'તમને કોઇ ગાળો ભાંડી જાય તે મને કંઈ ગમે છે એવું નહિ. પણ તમારું લચકો રાંધેલું અન્ન ખાઉં તેથી મારાથી તમારો ગુલામ થઇને તો ન રહેવાય.....'

'ગુલામ રહેવાનું તમને મોટા કહેવાય ? લચકો અન્ન અમારું તમે જમો છો એમ પણ મારાથી શી રીતે કહેવાય ?'

'તમે ના કહો ત્યાં મારાથી બોલાયચલાય નહિ એટલે બીજું શું ત્યારે કહેવાય ?'

'એ તો મેં ના કહ્યું. હું અકળાઇ હતી એટલે તીખું બોલી બેઠી હતી. મારાથી તમને શી રીતે આડ કરાય ? મારા એ બોલ્યા સામું તમે ના જોશો. આવું થાય તો અમારું નાક કપાય. લોકોને વાતો કરવાનું બહાનું મળી જાય.'

'તમારું નાક કપાય કે હસવું થાય, એ જોવાનું મને ના ગમે એ ખરું. પણ જો હું તમારા કહ્યા પ્રમાણે વર્તું તો મારું નાક કપાય, એ મારાથી શી રીતે વેઠાય ?'

છેવટ એ વાતનું સમાધાન થઇ ગયું. જો કે છગાભાઇના દિલમાં પૂરતો સંતોષ થયો ન હતો. પરંતુ આજને આજ આમ તડ પડે તો ગઈ કાલના જોષને લોકો ભાર દે, અને પોતાનું પણ સારું ન દેખાય, એમ બંને રીતે વિચારીને છગાભાઇએ તરત હા પાડી દીધી.

સંતોકબહેનને પણ એ રીતે સંતોષ થયો ન હતો. પોતાનું નીચું ન પડયું એટલું જ. બાકી પોતાના વિરોધપક્ષ માટે આવું કરનાર છગાભાઈને એમણે અંદરથી જોઇ લીધા હતા.

[૭]

ગામમાં અત્યાર સુધી ત્રણ જણની જોડી હતી. નાથાભાઈ, મથુરભાઇ અને કિશાભાઇ, પરંતુ છગાભાઈની મિલ્કત નાથાભાઇને મળવાની થઇ ત્યારથી એ ગાંઠ ઢીલી પડી હતી અને મથુરભાઇ-કિશાભાઈની એક ગાંઠ થઇ હતી.

મથુરભાઇ હોશિયાર ખરા, પણ બાજી ગોઠવવાની ચાલાકી કિશાભાઈની. બહારથી એ સોટે ભાગે નિષ્ક્રિય લાગે, પણ અંદરખાનેથી રમત બધી એમની હોય. રાત્રે પત્ની સાથે વાત કર્યા પછી મથુરભાઈ સવારના પહોરમાં હુકકો પીતા પીતા કિશાભાઈના ઘરમાં ભરાયાં. નીચે બૈરાં-છોકરાં હતાં એટલે બંને જણ મેડા ઉપર ગયા.

કિશાભાઈએ પૂછ્યું: 'સોનાએ હા પાડી ?'

મથુરભાઈ: 'શરૂઆતમાં એનું મન પાછું હતું, પણ મેં સમજાવી ત્યારે હા પાડી છે. એ થોડી મદદરૂપ થશે એટલે બસ. ગંગાને પછી લાલચ આપતાં મને કયાં નથી આવડતું ? બૈરાંની જાતને શીશામાં ઉતારવી એમાં શી મોટી વાત છે ?'





કિશાભાઇ: 'એ બધું ખરું, પણ એ શિકાર આપણા હાથમાંથી છટકી જાય તો આપણી બાજી ઊંધી વળે. છગાભાઇને આપણે ઓળખીએ છીએ, એમના ગળામાં જ્યાં સુધી આપણે કોઈને લાવીને પરોવીશું નહિ ત્યાં સુધી એ પોતે મોંએ એમ નહિ કે' મારે પરણવું છે.'

'આપણું અર્ધું કામ તો થઈ ગયું છે. છગાભાઇ પહેલાં જોષ જોવાનું જ ના કહેતા હતા, પણ ગળી મધ વાત સાંભળતાં કેવો ડક દેતાક હાથ લાંબો કરીને જોવા આપ્યો હતો !'

'એમાં છગાભાઈનો શો દોષ ? ગળ્યું કોને નથી ભાવતું ? આ ઉંમરે ભાગ્યમાં પરણવાનું લખ્યું હોય, બે દીકરાનું સુખ લખ્યું હોય તો એમને શું, તમને અને મને ય ગળ્યું મધ જેવું લાગે.'

'પણ એ મધ આપણે હવે એમને પાવું શી રીતે ?'

'એની હજુ વાર છે.'

'કેટલી ?'

'તમે કહ્યું તેમ હજુ અર્ધું કામ થયું છે. બાકીનું અર્ધું પૂરું થાય પછી એ પવાય.'

'તો તમે કહો એમ એ કરવા માંડીએ. સારા કામમાં ઢીલ શું કરવા કરવી ?'

'છગાભાઈનો સ્વભાવ આપણે જાણીએ છીએ. આ ઉમરે એમની પાસે લગનની હા પડાવવી એ વસમું છે. આપણે દત્તક લેવાની એમને સલાહ આપતા એ પણ ગળે ઊતરતી નહિ. પણ કરમ આગળ લાચાર. જોષીએ કહ્યું કે લગનના યોગ છે ત્યારે એમને અર્ધી ગળે વાત ઊતરી. એટલે જે પાણીએ મગ ચડતા હોય તેણે આપણે ચડાવવા જોઇએ. બીજા જોષી પાસે પૂછીને ખાતરી કરાવવી, અને તે ય આ જોષીની પેઠે ભવિષ્ય ભાખે તો પછી થોડું જ કામ બાકી રહે.'

મથુરભાઈ હસ્યા.

કિશાભાઇ: 'ચ્યમ મારું કહેવું હસવા જેવું લાગ્યું ?'

'તમારી યુકિતને હસું છું.'

'ત્યારે ભાઈ ! યુકિતથી કામ થાય. બળ કરીને એમાં કંઇ ન વળે. મેં તો જીવનમાં કેટલાય અખતરા કર્યા છે, જો કોઇ કામને ત્રણ વખત માણસ ટોકે એટલે બ્રાહ્મણને બકરા ઉપર સંદેહ થયો હતો અને એણે કૂતરું માની એને મૂકી દીધું હતું તેમ દરેક પકડેલું કામ મૂકી દે છે. છગાભાઈનું મન આ જોષીના કહેવાથી આપણે જોયું કે પીગળ્યું. બીજા પાસે કહેવડાવીએ એટલે પલળી જાય અને ત્રીજું એક ધક્કો મારી આપીએ એટલે એ પણ મનનો સંદેહ મૂકી પરણી લેવાના !'

મથુરભાઇએ આ તત્ત્વજ્ઞાન ઉપર વારી જતાં કિશાભાઇની પીઠ થાબડી. કહ્યું: 'તમે છો ત્યાં જીત જ થવાની.'

કિશાભાઇ: 'મારો વિચાર એમ છે કે એક વખત ડાકોર જવાનું ઊભું કરીએ. આવતાં ઊમરેઠ ઊતરી પડીએ. ત્યાં છાયા જોષી છે તેની પાસે ભવિષ્ય જોવડાવીએ.'

મથુરભાઇ: 'તમે કહેતા હતા કે માણસનો પડછાયો માપી તે ઉપરથી ગણિત કરીને પુસ્તકમાંથી ભવિષ્ય વાંચી સંભળાવે છે તે ને ?'

'હા. આબાદ સાચું પડે છે. ભૃગુ સંહિતાનું મોટું સંસ્કૃત પુસ્તક છે. આપણી છાયાના માપનું ગણિત કરી જે પાનું કાઢે છે તેમાં આબાદ ભવિષ્ય લખેલું હોય છે. વળી તેમાં ગયો જન્મ, આવતો જન્મ અને ચાલુ જન્મ એમ ત્રણ જન્મનું ભવિષ્ય હોય છે.'

'તો એની પાસે જઇએ. એ બધું ગોઠવવાની જવાબદારી તમારી.'

'મારા કાબૂની વાત છે માટે તો હું એ વાત કરું છું.'

'હવે ત્રીજી વાત શી રહી ?'

'એ તો બહુ સહેલી છે. બીજો જોષી પણ છગાભાઇનું એનું એ ભવિષ્ય ભાખે એટલે પછી બહુ મોટી વાત નથી. પછી જેટલા એ નાથાભાઇને ઘેર જમતા વહેલા બંધ થાય એટલું પછી વહેલું



કામ થાય. કારણ કે સંતોકની ગાળોની બીકે બીજું કોઇ તો જમાડવાની હિંમત કરે નહિ. એમને આ ઉંમરે હાથે રાંધવું પડે એટલે આપણો બેડો પાર. એ વખતે જ તમારે મદદે આવી પહોંચવાનું.'

મથુરભાઇ: 'સંતોક એમ પૂરી પહોંચેલી છે. લાલચુ છે એટલે છગાભાઇ સાથે સંબંધ બગાડશે નહિ. અને વગર કારણે છગાભાઈ કેમ સંબંધ તોડે ?'

કિશાભાઇ: 'સંતોકને હું પૂરી પહોંચેલી જોતો નથી. તીખા સ્વભાવની છે એટલે એની પાસે જ છગાભાઈનો સંબંધ તોડી શકાવીશું. આપણા બંનેના ઘરમાંથી બહાર બેસી વાત કરાવીશું— છગાભાઇનો આગ્રહ હતો એટલે ડાકોરથી આવતાં ત્રણે જણ ઊમરેઠ છાયા જોષી પાસે ભવિષ્ય જોવડાવા ગયા—એટલે આપણું કામ પતી ગયું. તીખા સ્વભાવને લીધે આપણને અને છગાભાઈને ગાળો ડોકવા માંડશે. અને એક વખત છગાભાઇને ગાળો દે, પછી સંબંધ તોડાવવો એ મારું કામ છે !' બંને સામસામું જોઈ હસ્યા. મથુરભાઇએ ઉમેર્યું: 'તમારું તો કાશીનું કરવત છે. જતાં ય વહેરે અને આવતાં ય વહેરે'!'

ધીમે પગલે રેવાબહેન ઉપર આવતાં બોલ્યાં: 'બેઉ જણ શું ગુપચુપ વાતો કરો છો ?'

[ ૮ ]

ત્રણે જણ છાયા જોષીને ઘેર ગયા ત્યારે ત્રીસથી ચાલીસ માણસ લગભગ ભેગું થયેલું હતું, છગાભાઇ એ ટોળું જોઇને બોલ્યા: 'આટલા બધા લોક અહીં રોજ આવે છે ?'

કિશાભાઇ: 'આજે તો ઓછા છે. હું આવ્યો ત્યારે તો ૫૦–૬૦ માણસ હતું. શહેરના મોટા મોટા માણસો આવે છે. તાર કરીને મિલમાલિકો જેવા શેઠિયાઓ પોતાને બંગલે પણ બોલાવે છે. જો આ માણસ મુંબઇ શહેરમાં હોય તો રૂપિયાની એને ઘેર ટંકશાળ પડે'

કિશાભાઇના મોંમાં આ વાકય હતું ત્યા ટપાલવાળો તાર લેઇને આવ્યો. જોષીએ બહાર ડોકિયું કર્યું. માણસ જાતે જુવાન હતો. ફોર્મમાં સહી કરી આપી. બધા ઊભા હતા અને જોષીએ તાર ફોડયો. વાંચીને એણે ઊભેલા ટોળાને કહ્યું–'અમદાવાદના વકીલનો છે ઘેર બોલાવે છે.'

છગાભાઈ ઉપર આ પ્રત્યક્ષ પુરાવાથી મોટી છાપ પડી.

જોષીએ કહ્યું: 'આમાંથી જેમને ગાડીએ જવાનું હોય તે પહેલા ઉપર આવો. પછી બીજા આવે.

આઠ નવ જણ મેડે ચડયા. બધાંને જોષી અગાસી ઉપર લેઇ ગયો. અને વારાફરતી દરેકનો પડછાયો માપી લીધો. ડાકટર કન્સલ્ટીંગ રૂમમાં દરદીને ખાનગી તપાસે તેમ જોષીએ ક્રમબદ્ધ દરેકને ખાનગી રૂમમાં બોલાવવા માંડયા. ત્રીજો વારો છગાભાઇનો આવ્યો ત્યારે ત્રણે જણ સાથે અંદર ગયા.

જોષીએ ગણિત કરી ત્રણ પાન ભૃગુ સંહિતાનાં જુદાં કાઢતાં કહ્યું: 'જુઓ હું વાંચુ તેમાં સાચું ન પડે તો બોલજો. કારણ કે ગણિતમાંથી ત્રણ પાન નીકળે છે, એમાંથી એક દરેકને બંધબેસતું હોય છે.'

પણ છગાભાઈને તો પ્રથમ પાનું વંચાવા માંડયું તે જ સાચું પડયું: 'બાર વર્ષની ઉંમરે મા મરી ગયેલી, પંદર વર્ષની ઉંમરે બાપ મરી ગયેલા. બાવીસમે વર્ષે લગ્ન થયેલું. સ્ત્રીની ઉંમર તે વખતે અગિયાર વર્ષની. સ્ત્રી સ્વભાવે ગુણિયલ, વાને ગોરી, ઊંચાઇમાં નીચી, ત્રણ છોકરા અને ચાર છોડીઓને જન્મ આપેલો. તેમાંથી એક છોકરો ઊછરીને મોટો થયેલો, બાકીનાં બધાં બાળપણમાં જ ગત થયેલાં.'

છગાભાઇ તો આભા જ બની ગયા. બીજા જોષીઓ પાસે એમણે હાથ જોવડાવેલા, પણ ઘણા ગોળ ગોળ વાતો કરતા હતા. પેલા જોષીએ ભવિષ્ય ભાખ્યું હતું તેમાં પણ આટલા ચોક્કસ આંકડા ન હતા, આ લખાણમાં ગણિતની પેઠે ચોક્કસ સંખ્યા હતી, અને તે ય વળી સાચી પડતી હતી !

કિશાભાઇએ પૂછવા ખાતર પૂછયું: 'છગાભાઈ, ખોટું હોય તો બોલજો.'

છગાભાઈ: 'જેટલું કહ્યું તેટલું તો સાચું છે.'





જોષીએ આગળ વાંચવા માંડયું: 'બાપની મિલકત તો થોડી હતી. પણ તમે સ્ત્રીપુરુષાર્થે મોટી મિલકત સંપાદન કરી છે. તમારે બાપદાદાના જૂના ઘર ઉપર લહેણું છે. નવા ઘરમાં તમે રહેવા ગયા ત્યારથી તમારી દશા બેઠી છે. ભગવાને તમને ચેતવવા બળદ અને ભેંસનું મૃત્યુ નીપજાવ્યું. છતાં તમે ચેત્યા નહિ, ચેત્યા હોત તો બાયડી–છોકરાં બચી જાત.'

છગાભાઇએ કિશાભાઇ સામે નજર માંડી. એમની આંખમાં પાણી હતું.

જોષી પાનમાં મોં ઘાલીને વાંચ્યે જ જતો હતો. 'તમને ચોપનમું વરસ ઊતરીને ગયે મહિને પંચાવનમું વરસ બેઠું, વૈશાખ મહિનામાં નવા લગ્નનો યોગ છે. ઉગમણી દિશાની, મેષ રાશીની, અને અઢાર વર્ષની કન્યા સાથે તમારું લગ્ન થશે. બે દીકરાનું સુખ કરમમાં છે. પણ જો હજુ સુખી થવું હોય તો જૂના ઘરમાં વાસ કરજો.'

છગાભાઇએ પૂછ્યું: 'એમનો ગયો જન્મ શાનો હતો?'

જોષીએ વળી પાનામાં આંખ ફેરવવા માંડી: 'ગત જન્મમાં તમે મથુરામાં પૂજારી હતા. જાત્રાળુઓ તરફથી તમને સારું દાન મળતું હતું. હૃદયમાં ધર્મભાવ હતો એટલે પ્રભુ પ્રસન્ન હતા. લોકોની પ્રીતિ, સારી સંપાદન કરી હતી. લાંબુ આયુષ્ય ભોગવી એ જન્મ પૂરો થયો હતો. ધનની તૃષ્ણા રહી ગઇ એટલે આ જન્મ વૈશ્યને ઘેર થયો. કુપાત્રનું દાન પણ એ ભવમાં મળેલું એટલે વૈશ્યમાં ખેડૂતને ઘેર જન્મ થયો, છતાં એ ધનની તૃષ્ણા દયાધર્મના ગત ભવના પુણ્યને લીધે પૂરી થઇ. નવા લગ્ન અંગે તમને મનમાં દુઃખ થાય છે, આ ઉંમરે કોઇ છોડીનો ભવ બગડે, દુઃખ થાય માટે. એ દયાધર્મને લીધે થાય છે. પણ નવા લગ્નથી આવનાર સ્ત્રી સર્વ વાતે સુખી થવાની છે. લગ્ન પહેલાં એના મનમાં થોડો કલેશ થશે કે મોટી ઉંમરના પતિ સાથે મારું લગ્ન. પણ તમારે ઉંબરે પગ મૂકયા પછી એને ક્યારે ય કલેશ નહિ થાય. વળી એનું મૃત્યુ કંકુ ને કંકણ સાથે થવાનું છે. તમારું આયુષ્ય પૂરા એંસી વરસ છે. તે પહેલાં છોકરાં મોટા થઇ ગયા હશે. એક છોકરો પરણેલો હશે. ઘરમાં વહુ હશે અને તમારાથી છ મહિના અગાઉ પત્ની સૌભાગ્ય સાથે ચાલી જશે: માટે નવા લગ્ન માટે તમારે મનમાં દુઃખ લાવવાનું કારણ નથી. ફકત જૂના ઘરમાંથી વાસ ન કાઢવો એટલું જ ધ્યાનમાં રાખવું.'

મથુરભાઈ આનંદિત સૂરે બોલ્યા: 'છગાભાઇ! હવે મનની ભાંજગડ દૂર થઇ?'

છગાભાઇના મોં ઉપર હર્ષ છવાયેલો હતો.

કિશાભાઇએ કહ્યું: 'આવતો જન્મ તો કહ્યો નહિ?'

જોષીએ અંદર વાંચતાં કહ્યું: 'આવતો જન્મ અતિ ઉત્તમ છે. બ્રાહ્મણનો જન્મ છે.'

## [૯]

સોનાબહેન પોતાને પક્ષે આવેલું કામ પાર પાડવા બહેનને ઘેર જવા વિદાય થયાં. મદદમાં રેવાબહેન સાથે ગયાં હતાં. જવા માટે એવું બહાનું કાઢયું હતું કે રેવાબહેનના ભાઈ માંદા હતા તે ખબર જોવા જતાં હતાં. જો કે એ કારણ ખોટું ન હતું. રેવાબહેનના ભાઈ માંદા હતા એ સત્ય હકીકત હતી. એક કાંકરે બે પક્ષી મારવાનાં હતાં.

પ્રથમ રેવાબહેનના ભાઇને ઘેર જતાં જ એમના પગ ઢીલા પડી ગયા. નારણભાઇએ ખાટલામાંથી બેઠા થતાં શુભ સમાચાર આપ્યા: 'સોનાબહેન! તમારી ભાણીનો વિવાહ કાલ નક્કી થયો.'

પેટમાં ફાળ પડતાં સોનાબહેને પૂછયું: 'કોણ લલિતાનો?'

નારણભાઇ: 'આ ગામમાં તમારી ત્યારે બીજી કઇ ભાણી છે?'

રેવાબહેન: 'કયાં?'

નારણભાઇનાં વહુ, મણિબહેને કહ્યું: 'તમારાં સંતોકબહેનના ભાઈના દીકરા સાથે.'

કાપ્યાં હોય તો લોહી ન નીકળે તેવાં બંને જણુ થઈ ગયાં.



વાત આગળ ચાલે ત્યાં સુધીમાં સમાચાર જાણતાં આડોશીપાડોશી બૈરાં ભેગાં થઈ ગયાં. બીજી ખડકીમાં ખબર મોકલી એટલે ગંગાબહેન અને તેમની દીકરી લલિતા પણ આવી પહોંચ્યાં.

ખબરઅંતર પૂછી પરાયાં બૈરાં વેરાયાં એટલે વળી વાત આગળ ચાલી: 'લલિતા ! તારી માસીને વિવાહની વાત તો કર.

લલિતા શરમાઈને ઊભી થઈ ગઈ. હવે પોતાના લગનની વાત ચાલશે માની એ વિદાય થતાં બોલી: 'માસીબા ! પછી મારે ઘેર આવજો હોં કે.'

ગંગાબહેન બોલ્યાં: 'છોડી બહુ શરમાળ છે. મેં નક્કી કરતા પહેલાં પૂછ્યું કે તને ગમે છે ને ?' પણ મોંએથી એણે બિલકુલ જવાબ આપ્યો નથી. એવી અસીલ છે કે હું કૂવામાં પડવાનું કહું તોય આંખો મીંચીને પડે !'

સોનાબહેને પૂછ્યું: 'આ બધું ક્યારે નક્કી કર્યું ?'

ગંગાબહેન:–'ગઈ કાલે જ છેલ્લી ચોક્કસની વાત થઈ. મહિનાથી વાત ચોળાતી હતી. કાલે વિવાહનો દહાડોવાર પણ નક્કી કર્યો. અખાત્રીજે માટલીચાંલ્લો કરવાનો છે. તે દહાડે લગનનું મૂરત જોઈને નક્કી થશે.'

રેવાબહેન ચુપ ન રહી શક્યાં. ધીમેથી બોલ્યાં: 'પણ અમે એ અંગે જ આવ્યા છીએ.'

નારણભાઈ બોલ્યા: 'એટલે ?'

રેવાબહેન: 'છોડી બધી રીતે સુખી થાય. બીજી રીતે પણ ઉપયોગી થાય એવી વાત હતી એટલે અમે બંને ખબરઅંતર કાઢતાં આવીશું અને વાત કરતાં આવીશું માની આવ્યાં હતાં.'

એ દરખાસ્ત જાણવાની દરકાર કર્યા વગર નારણભાઈ બોલ્યા: 'પહેલાં આવ્યાં હોત તો એનો વિચાર કરત. હવે અંદરઅંદરના સંબંધમાં કંઈ બોલ્યું ફોક ઓછું થાય છે?'

રેવાબહેન આગ્રહ કરતાં બોલ્યાં: 'પણ ફોક કરીનેય આ કરવું પડશે.'

નારણભાઈ આ સંબંધ જોડવામાં મુખ્ય હતા. એમની સાસરીના દાવે એમણે વગ કરીને ગોઠવી આપ્યું હતું. હવે પોતાની જ બહેન એને ફોક કરાવવાની વાત કરતી હતી. એ શી રીતે બને? એમણે વચલો રસ્તો કાઢતાં કહ્યું: 'કોણ એવુંક છે ? જો લાયક હશે તો બીજું વળે વળ ત્યાં બેસાડીશું. પણ આ ફોક કરવાની શી જરૂર છે ?'

બધાં સાંભળવા ઉત્સુક બન્યાં. કોઈ બહારથી આવી ન ચડે માટે નારણભાઈએ પોતાની પત્નીને બહાર નજર રાખવા ઇશારત કરી. ગંગાબહેન તો મૂઝવણમાં પડી ગયાં હતાં. ત્રણ ચાર વર્ષે પરાણે દીકરીનો વિવાહ નક્કી થયો હતો ત્યારે ઓચિંતુ આ વિઘ્ન ક્યાંથી આવી પડ્યું ?'

સોનાબહેનનું આખું કામ રેવાબહેને ઉપાડી લીધું હતું: 'અમને બંનેને ઘેરથી 'એઉ જણે' મોકલ્યાં છે. 'એ' કહે કે તારા ભાઈને બધી સમજ પાડજે. ગંગાબહેન બૈરું માણસ એટલે હા–ના કરે તો. આ ગોઠવાઈ ગયું છે એમ એમને ખબર હોત તો એમણે ત્યાં નક્કી કર્યું ન હોત.'

રેવાબહેન આમ વાત ક્યાં સુધી ગોળ ગોળ ચલાવે રાખે ? છેવટ છગાભાઈની દરખાસ્ત મૂકી. એ સંબંધથી થનાર ફાયદા બતાવ્યા, ઉંમર થોડી વધારે કહેવાય ને સિવાય કંઈ ખોટું નથી તે સ્થિતિ બતાવી. જોષીએ ભાખેલ ભવિષ્યની વાત કરી. પરણનાર કન્યા દુઃખી થવાની નથી અને સૌભાગ્ય લઈને જવાની છે. ત્યાં સુધીના સુખની વાત કરી. બધી રીતે લલિતાનો યોગ બેસે છે. આ વૈશાખ માસમાં જોષીના કહેવા પ્રમાણે લગન થવાનું એ ચોક્કસ છે. ઉગમણી દિશામાં કહ્યું છે એટલે આ ગામનો પણ યોગ છે. મેષ રાશિની કન્યા કહી છે એટલે લલિતા નામ પણ એમ છે. જોષીની આ બધી નિશાનીઓ ઉપરથી વિચાર કરતાં 'એ એઉ'ને ઓચિંતો લલિતાનો ખ્યાલ આવ્યો. છગાભાઈને એ માટે પૂછી જોયું. એમણે બિચારાએ તો અંદર અંદર થતું હોય તો ખુશી થવા જેવું કહી સંમતિ પણ આપી. પછી અમને કહે ત્યારે તમે જઈ આવો, એમ રેવાબહેને માંડીને વાત કહી સંભળાવી.





નારણભાઈ પણ કિશાભાઈ જેવા મુત્સદ્દી હતા. અંદરખાને મિલકત કે પિત્રાઇનો કંઈ પેચ હશે તેમ એમણે વગર કહ્યે સમજી લીધુ.

મગનું નામ મરી કહ્યા વગર નારણભાઈ બોલ્યા: ' એ બંને જણ ત્યારે કેવા કહેવાય ?' આવા કામમાં એમણે જાતે આવવું જોઈએ કે તમને બૈરાંને મોકલવાં જોઈએ ?'

સોનાબહેનની હવે બોલવા જીભ ઊપડી. કહે: 'એમને શી ખબર કે અહીં આવુ નક્કી થયું હશે! બાકી તો એ આવીને જ વાત કરે.'

ગંગાબહેનના મોં ઉપરનો ભાવ સમજવો મુશ્કેલ હતો. એ ઓછાબોલાં હતાં એટલે સાધારણ વાતમાં પણ એમનું મન સમજાતું ન હતું.

નારણભાઇએ જવાબદારી લેતાં કહ્યું: એમને મારી પાસે મોકલજો.'

[૧૦]

અખાત્રીજને દિવસે લલિતાનો વિવાહ છગાભાઈ સાથે થયો. ખડકીમાં એ શુભપ્રસંગે ગોળધાણા વહેંચાયા. નજીકનું પૂનમનું લગ્ન પણ નક્કી થયું.

નાથાભાઇના તરફે રહી ગોળધાણા ન લેવામાં એક પણ ઘર ન નીકળ્યું. ખડકીમાં નાથાભાઇ એકલા રહ્યા. અત્યાર સુધી જે એમના પક્ષમા હતા તેમનું કહેવું એમ હતું કે છગાભાઈ પણ પિત્રાઈ રહ્યા, વગર ગુને એમનો વ્યવહાર શી રીતે કપાય?

સંતોકબહેનના ક્રોધનો પાર ન રહ્યો. મિલકત નહિ મળે તેની લાય કરતાં પોતાના ભાઇનું નાક કપાયું તેની બળતરાથી એમનું હૈયું સળગી રહ્યું હતું.

પતિ અને પોતાના બે દીકરાઓને ઉદ્દેશી એ બોલવા લાગ્યા: 'આખા ગામના તમે કામ કર્યાં છે, પણ તમારું કોઇ નથી તે આજે ખાતરી થઈ ગઇ ને? એક કહેતા એક ઘર પણ તમારા પક્ષે રહ્યું?'

નાથાભાઈ ધીમેથી એમની શાંત પ્રકૃતિ પ્રમાણે બોલ્યા: ' તું અમસ્તી ખાલી વલોપાત કરે છે. એક રીતે જોવા જઇએ તો એમાં કોઈની ઉપર દોષ શી રીતે કઢાય? છગાભાઇને ફરી પરણવું હોય તો કોઇને ના પાડવાનો શો હક છે?......'

આંખમાથી પાણી ટપકાવતાં ડૂસકાં ખાઇને સંતોકબહેન બોલ્યા: 'એમને પરણવું હોત અને પરણ્યા હોત તો હુ કંઈ મૂરખ નથી કે ખોટું લગાડુ; પણ મારાં રડયાંએ અદેખાઈએ બળીને એમને ચડાવ્યા, અને એ ચડયા.'

નાથાભાઇ: ' કોઇ ચડાવે ને એ ચડે તો ય એ એમની જાતના મુખત્યાર છે. આપણથી એમાં કેમ રોકાય ?'

' રોકવાનું એટલા માટે કહું છું કે એમણે મારા ભાઈનું નાક કાપ્યુ એની સાથે બધી વાત થઈ ગઇ, અખાત્રીજનો માટલીચાલ્લો નક્કી થયો. આજે એ મૂરતે અહીં વિવાહ થાય એથી મને કંઈ ઓછી લાય થતી હશે?'

' એ ખરું' નાથાભાઇએ તેનો સ્વીકાર કરતાં કહ્યું, આપણો સગો એટલે આપણને દુઃખ થાય. એ વટ ખાતર આપણે એ વિવાહમાં ન જઇએ પણ ખરું. પણ એથી આપણો પક્ષ લેઈ બીજા શી રીતે એમનો વ્યવહાર કાપે? પિત્રાઇઓને તો આપણે અને એ સૌ સરખા. નાતમાં તોરણે આવેલા વર પાછા જાય છે, તો આમ વિવાહ નક્કી થયેલો તોડે એથી પિત્રાઇઓ કંઈ ઓછા એનું બહાનું કાઢી શકે? '

ઓચિંતી મોટી પોક મૂકતાં સંતોકબહેન બોલ્યાં; 'તમારી પાસે તો જ્યારે હોય ત્યારે ડહાપણની જ વાત. પોતાનું નાક કપાતું હોય ત્યારે ય તમને વ્યવહારિયા થતાં કદી ના આવડ્યું! મારે તો એમનો મિલકતમાં ય પૂળો નથી મૂકવો, પણ અદેખા લોકો રાજી થશે, દુશ્મન નાક ફુલાવશે અને આપણી લડવાડમાં મારા ભાઇનું નાક કપાયુ, તેની લાય સળગે છે. તમારી જગાએ જો કોઈ આકરો માણસ હોત તો એ મથુરિયાની શી દેન છે કે છગાભાઈનો કારભાર એ કરી લે? આપણા બેઠાં વરનો બાપ થઈ એ બધો વહેવાર કરી

લે, એની હાસીક માથે માંડ મૂકીને મહાલે, એ બધો તમાશો તમારી જગાએ કોઇ બીજો આદમી હોય તો ના સહી લે.'

નાથાભાઇ મોંએથી કંઇ બોલ્યા નહિ. એ તો ક્યારના મૂંગા સાંભળી રહ્યા હતા. એટલે પતિને મૂકી પુત્રો તરફ રોષ ઠાલવતાં સંતોકબહેન બોલ્યા: 'આ અકકર્મીઓ ય જો તમારા જેવા ટાઢાસોર્ડીના ના પાક્યા હોત તો મારે કશું દુ:ખ ન હતું. વીસ અને પચ્ચીસ વર્ષના બે દીકરા જો પહોંચેલા હોય તો પિત્રાઇની સામે શું સવાશેર સૂંઠ ખાધી છે કે આપણું નાક કાપી જાય?'

મોટો પુત્ર વિઠ્ઠલ બોલ્યો: 'બા! આપણે બોલીએ તે બધું ગેરવાજબી કહેવાય, કોઈ એનો અર્થ એવો કરે કે મિલકતની આશા હતી અને તે ધૂળ થઇ એટલે બળે છે.'

છણકિયું કરતાં સંતોકબહેને કહ્યું: 'બાળ્ય તારું ડહાપણ રાંડવા! લોકો તો એમની માનો હજીરો કહે પણ મર્દ તે કંઇ બીજાના બોલ્યા સામું જોતો હશે? મોટી સુધારાની વાતો તો ઘણી કરે છે. કજોડાં લગ્ન ન થવાં જોઇએ એમ તું કહેતો કે બીજો? સાઠ વર્ષનાની સાથે પંદર વર્ષની કન્યા પરણે છે છતાં તારો એકેય ભાઇબંધ ગોળધાણા ખાધા વગર ન રહ્યો, પછી તમે શો સુધારો કરવાના હતા?'

બીજો પ્રસંગ હોત તો વિઠ્ઠલ હસ્યા વગર ન રહી શકત. પોતાના સુધારાનો મોટામાં મોટો વિરોધ મા કરતી હતી, અને આજે એ જ સુધારાનો પક્ષ લેઈ પોતે પાણી ચડાવતી હતી! વિઠ્ઠલે એ વસ્તુ સંભાર્યા વગર સ્વાભાવિક વાત કરી: 'એ રીતે યુવકોએ વિરોધ કરવો જોઈએ એ તારું કહેવું સાચું છે.'

સંતોકબહેન: 'તમારા જુવાનીઆમાં પાણી હોય તો રખાવો લગન બંધ. અહીંના છોકરાઓ તૈયાર ન હોય તો બીજા ગાંધીવાળાઓને બહારથી બોલાવ. તું જ છાપું વાંચીને કહેતો કે ગાંધીવાળા આવાં લગન બંધ રખાવે છે, કાળા વાવટા ધરે છે, રસ્તા વચ્ચે સૂઈ જાય છે, કોઈ પણ હિસાબે મરદા સાથે મિંઢળ બંધાવા દેતા નથી.'

વિઠ્ઠલે કહ્યું: 'એ બધું મોટા ગામમાં ભણેલા લોકોમાં અસર કરે છે. અહીંના લોક તો હું એવું કરું એટલે જુદો અર્થ કરે?'

સંતોકબહેન: 'શા ને કરે? કોઈ ભોગે લગન બંધ રખાવ, સરકારમાં લખીને થતું હોય તો તેમ કર. એની મિલકત જો મારે જોઈતી હોય તો સોગન ખાઉં. પછી તો લોકો કંઈ નહિ બોલે ને?'

નાનો પુત્ર મનુ, અત્યાર સુધી સાંભળી રહ્યો હતો તે બોલ્યો: 'બા વાત બરાબર છે. આપણે જાહેર કરી દેવું કે અમારે મિલકતની કાંઈ પડી નથી. હું જાતે મોટા કાકાને સમજાવવા જઈશ. નહિ માને તો હું પીકેટીંગ કરીશ, વાવટા ધરીશ......' [ચાલુ]

જે જગત આપણે વાંચ્છવું જોઈએ તે જગત એવું હોય જેમાં સર્જનાત્મક જુસ્સો જિવંત હોય, જેમાં જીવન આશા અને આનંદથી ભરેલા સાહસ સમાન હોય, આપણી પાસે જે છે તે સંઘરી રાખવાની વૃત્તિ કે બીજાઓ પાસે છે તે પડાવી લેવાની વૃત્તિ એમાં ન હોય, આપણું જગત એવું હોવું જોઇએ જેમાં સ્નેહ મુક્ત રીતે બધે વ્યાપ્ત હોય. પ્રેમમાં માલિકીપણાની ભાવના ન હોય, ક્રૂરતા અને દ્વેષને બદલે ત્યાં જીવનને બાંધનારી અને પોષનારી લાગણીઓ હોય; હા, એ જગત જે દિલ અને દિમાગને એ શાંતિ અને સુખનાં વિચારોથી તાજગી અર્પી દેતું હોય, એવું જગત આપણે ચાહી રહ્યા છીએ. આવું જગત સંભવિત છે, માત્ર એ જગતની રચના કરનારની જ એ વાટ જોઈ રહ્યું છે.

—બર્ટ્રાન્ડ રસેલ

# હું અને મામો

વ્રજલાલ ત્રિવેદી

**કાઠિયાવાડી ગ્રામકુમારોના બિનજવાબદાર બાળપણના રમૂજી પરાક્રમોનો એક વધુ પ્રસંગ જેમાં નંદો અને કુર્ણો મુંબઈની પાઠશાળાએ પંડિત થવા જાય છે**

ચૈત્ર-વૈશાખનો ધોમ ધખતો હતો એમાં જો પા અરધો કલાક ફર્યા હોઈએ, તો જરૂર લબરકી થઈ જાય. પણ નંદાને તેની ચિંતા ન હતી. ગમે તેવી ટાઢ કે ગરમીના મારણનો પ્રયોગ નંદો બારે માસ એકાંતરે કર્યા કરતો. ઘી, ગોળ ને ઘઉંના લોટની પોણોશેરિયા ગોળીનું સેવન એ સર્વ રોગનું મારણ હતું. ખસખસ ચોપડેલી આ ગોળીઓમાં ગમે તેવા હઠીલા રોગને નાબૂદ કરવાની શક્તિ હોવાની તેને પૂરી ખાત્રી હોવાથી, માંદા પડેલા મિત્રો, સગાંવહાલા વગેરેને આ ગોળીઓ જ લેવાનું તે સૂચવતો; અને પુરાવામાં પોતાનું તાંબાના રંગ જેવી સુરખીવાળું શરીર બતાવતો. નદીએ સ્નાન કરી પાછા ફરતા નંદાને બંને ખભા ઉપર પાણીના હાંડા ઊંચકી ઝડપથી ચાલ્યો જતો જોઈ પાણી જતી સ્ત્રીઓ પણ થોડી ક્ષણ પાછું વાળી જોઈ લેતી, ને અચરજ પામી હોઠે હાથ મૂકી વાતો કરતી. 'લે બાઈ, નંદો તો એના ઘરનું બધુંય કામ ઉપાડી લે છે!' ત્યાં તો બીજી બોલી જ હોય; 'રસોઈ કરવાથી તે વાસીદું સુદ્ધાં નંદો જ કરે. એના બાપને તો ઘણી નિરાંત. આવા દીકરા તો ભાગ્યશાળીને જ હોય બાઈ!''

નંદાને જનોઈ દીધા પછી તેના બાપાએ મુંબઈ સદાને માટે છોડયું હતું અને દેશમાં રહી યજમાનવૃત્તિ કરી ગુજરાન ચલાવવાનું નક્કી કર્યું હતું. મુંબઈ છોડયા પછી નંદાએ વતનની શાળામાં મોટા માસ્તરને વિનંતિ કરી મહા મુસીબતે નામ નોંધાવ્યું હતું. નિશાળમાં નંદાનો જરાક આઘેરો મામો કુર્ણો નંદાથી એક જ ચોપડી આગળ હતો. તેની સાથે નંદાને દોસ્તી થઈ ગઈ હતી. ઉંમરમાં કુર્ણોમામા નંદા કરતા બે ત્રણ વર્ષ મોટા: અભ્યાસમાં ભેજું; અને સ્વભાવ માટે તો આખા ગામે જ એના પગની ખોડને લીધે 'સત્તરફંદા લંગડા' ની કહેવત એમને લગાડી દીધી હતી.

મામા ભાણેજ મળતા ત્યારે દિલ ખોલીને વાતો કરતા. અને કંઈ કંઈ ખેલ રચતા. એક દિવસ અચાનક કુર્ણોના ભેજામાંથી નીકળ્યું; 'નંદા આપણે સંસ્કૃત ભણવા જઈએ તો? પછી તો મોટા મોટા પંડિતોને પણ શાસ્ત્રાર્થમાં હંફાવી દઈએ. આપણા ગામમાં પેલા વનમાળી દવે કેવા વિદ્વાન અને જ્યોતિષના જાણકાર છે? મહારુદ્ર વખતે કેવી પલોંઠી વાળી બેસે છે? આપણા કુબેરકાકાને જ જોને? ભાગવતનો એક એક શ્લોક એમને મોઢે, અને લોકો પણ એમને પૂજે છે! આપણે જો પંડિત થઈ જઈએ તો આબરૂ કેટલી વધે? શાસ્ત્રમાં પણ કહ્યું છે; "સ્વદેશે પૂજ્યતે રાજા. વિદ્વાન સર્વત્ર પૂજ્યતે." નંદાને પંડિત થવાની તો બહુ ઉમેદ ન હોતી, પરંતુ પંડિત થયા પછી થાળી ભરીને દક્ષિણા મળે અને વખતો વખત ઘેર કેળાં, પેંડા, કોપરાં ધોતીજોટા વગેરે આવતું રહે એ લાલચે એની કલ્પનાને બહેકાવી મૂકી. તરત કુર્ણોમામાના મતને એણે મંજૂરી આપી, અને ત્યારથી પંડિત થઈ સૌથી આગળના પાટલે બેસવાનાં સ્વપ્નાં રચવા લાગ્યો.

નિશાળમાં ઉનાળાની રજાઓ હતી. પીપળા શેરીના ઢાળે આવેલા કુબેર તરવાડીના ઘરનાં બારણાની તડમાંથી નંદો અને કુર્ણો કંઈક કૌતુક જોતાં પેટ પકડીને હસતા હતા. ચાર હાથ પહોળી ને પાંચ હાથ લાંબી ઓરડીમાં ખાટલા ઉપર કુબેરદાદા ઘસઘસાટ ઊંઘતા હતા. તેમનું પ્રિય પુસ્તક ભાગવત તેમની છાતી ઉપર પડયું હતું. દાદા બપોરે જમ્યા પછી કે ગમે ત્યારે આવી રીતે સૂતાં સૂતાં જ ભાગવતનાં પાનાઓનું અધ્યયન કરતા, ને એ જ સ્થિતિમાં એમને ઘારણ વળી જતું. છીંકણી ભર્યાં નસકોરાંની અંદર ખેંચાતી ને બહાર છૂટતી હવાને લીધે ધમણનાં પાટિયાંની જેમ દાદાની છાતી પર પડેલાં પાનાં ઊંચાનીચાં થતાં હતાં. ઉંદરનાં નાનાં નાનાં બચ્ચાં એક બે ક્ષણ દાદાની ફાંદ પર બેસવાનો લહાવો લઈ પાછાં નાસી જતાં. ખૂણામાં પડેલા ઘડા પર મૂકેલા કોડિયામાં બે દિવસ પહેલાં યજમાનમાંથી



આવેલો પાકનો લાડવો પડ્યો હતો, તે એક બિલ્લી-બાઈ નિરાંતે આરોગતાં હતાં.

નંદા હવે ક્યાં સુધી જોયા કરીશ? કુબેરદાદા એમ ઊઠે એમ લાગતું નથી. એ તો જો દિલોજે ચઢ્યા છે. હાલ્ય સાંજે આવીશું. કુર્ણાએ નંદાનું બાવડું પકડી ખેંચ્યું.

'હવે શી ઉતાવળ છે? દાદા હમણાં જાગ્યા સમજો.'

'એલા કોણ છે ઈ?' બહારનો અવાજ સાંભળી દાદાએ પડખું ફરતાં પૂછ્યું.

'એ તો હું નંદો ને કુર્ણો છીએ, દાદા.'

'કેમ આવ્યા છો, અટાણે?'

'કાલે સ્મશાનમાં આભડવા ગ્યા ત્યારે તમે અમને પાસે બોલાવી નોં'તું કયું કે, આવતી કાલે બપોરે ઘેર આવજો; તમને પાઠશાળા વિષે કાંઈક કહીશ!' નંદાએ કારણ આપ્યું.

ભાગવતનાં પાનાં છાતી ઉપરથી એક બાજુ મૂકી દાદાએ બારણું ઉઘાડ્યું. ઓરડીમાં પોણા ભાગની જગ્યા તો ખાટલે જ રોકી લીધી હતી, એટલે કુર્ણો ખાટલાની ઇસ ઉપર બેઠો અને નંદો ઉંબરા આગળ જ બેસી ગયો.

ગામમાં દાદાની એક પંડિત તરીકે સારી શાખ હતી. ભાગવતના ભણેલા વ્યાકરણના જ્ઞાતા કુબેરદાદા શેરીનું નાક અને બ્રાહ્મણ જ્ઞાતિનું ભૂષણ ગણાતા. ગામમાં કોઈને ત્યાં લગ્ન પ્રસંગે ગાદલાં ગોદડાં, ખાટલા કે પાણીનાં માટલાંની જરૂર પડે તો અરધી રાતે કુબેરદાદાને ત્યાંથી જ મળી શકે. ઉનાળામાં પરબ માટે માટલાં જોઈતાં હોય ને કુંભાર પાસે અછત થઈ હોય તો પણ દાદાનો ભંડાર એ ભીડ ભાંગી શકે. કુબેર દાદા ગોર રહ્યા, એટલે શુભ અશુભ પ્રસંગે યજમાનોને ત્યાંથી મેળવેલી આ સમૃદ્ધિના તે સ્વામી હતા. મરી ગયેલાઓને સ્વર્ગમાં પણ વગર મુશ્કેલીએ દરેક વસ્તુ મળી શકે તે માટે પહેલેથી જ યજમાનો પાસેથી આ વસ્તુઓ મેળવી ચિઠ્ઠીઓ કાઢી આપતા. ન્યાતની વાડીમાં બ્રહ્મભોજન વખતે તેમનો પરિચય 'એકાદશરુદ્ર' તરીકે અપાતો. એ જ પ્રમાણે બીજાનાં પણ ઉપનામો હતાં. કોઈ 'મહારુદ્ર' ગણાતા; કોઈ વળી 'દ્વાદશ જ્યોતિર્લિંગ હોય, તો કોઈ 'શુક્રાચાર્ય' કોઈ 'દશમસ્કંધ' હોય તો કોઇ 'પંચ ત્યાં પરમેશ્વર' માં માનતા હોય. પણ કોઇ 'દ્વિવેદી' 'ત્રિવેદી' ન મળે. નાનો બટુક બ્રાહ્મણ પણ 'ચતુર્વેદી' તો ખરો જ. ચાર લાડવા ખાવા એ તો નાતમાં પ્રવેશ ફી ગણાતી!

'જુઓ, એક પાઠશાળા તો મુંબઇમાં વાલકેશ્વર-બાણગંગાને કાંઠે આવેલી છે, ત્યાંના શાસ્ત્રીજી મારા સ્નેહી છે, અને વ્યાકરણ તથા કર્મકાંડના પ્રખર વિદ્વાન છે, ત્યાં કહે તો ભલામણ ચિઠ્ઠી લખી આપું.' દાદાએ પોથી પરનું પૂઠું ઉપાડી હવા ખાતાં કહ્યું.

નંદાએ કુર્ણોમામા સામે જોયું. સંસ્કૃતમાં 'વ્યાકરણ' અને વળી 'કર્મકાંડ.' અને 'પ્રખર વિદ્વાન' એવા શબ્દોમાં એની બુદ્ધિ તો ગુંચવાઈ ગઈ એટલે નિર્ણય કરવાનું એણે મામા ઉપર છોડયું. નંદાને તો નવા ભાઇબંધો નવું વાતાવરણ રખડવા માટે નવી જગ્યા મળશે એ જ ઉત્કંઠા હતી. અભ્યાસનો પ્રશ્ન એણે પોતાની જાત માટે છેલ્લો ગોઠવેલો.

કુર્ણાએ તુરત નિર્ણય કર્યો. 'અમારે તો દાદા ગમે ત્યાં જઇને અભ્યાસ કરવો છે ને? એટલે જ્યાં ભલામણ કરી આપશો ત્યાં જઇશું. અભ્યાસ માટેનું સ્થળ સારું હોય તો બસ.' કુબેરદાદા પણ કુર્ણાની અભ્યાસ માટેની ધગશ જોઇ ખુશ થઇ ગયા અને ભલામણ ચિઠ્ઠી લખવા હાથમાં કાગળ-કલમ લીધાં.

આટલા જલદી કોલકરાર થઇ જશે એમ નંદાએ ધાર્યું જ નહોતું. બધી જાતની ચોખવટ કુર્ણોમામા કરી નાખશે એ ભરોસે એ ટાઢકવાળીને બેઠો હતો. પણ મૂળ મુદ્દો જ રહી જતો જોઈ એ વચ્ચે પડયો: 'મામા, ભણવાનું તો ઠીક, પણ ખાવું, પીવું ને રે'વું ક્યાં?'

'શું કે'યું નંદા?' અરધી ચિઠ્ઠી લખી રહ્યા પછી નાકના ટેરવાં ઉપર ઠેરવેલાં ચશ્માને ભમર ઉપર ટેકવી દાદા બોલ્યા.





'એ તો અમથો, દાદા: તેને થયું કે ખાવા ને રે'વાના પૈસાનું શું ?'

'ગાંડો થયો, ગાંડો ! બામણના છોકરાને તે વળી ખાવા–રે'વાના કે ભણવાના પૈસા આપવાના હોય ? એ તો બધું શ્રીમંતોએ આપેલી રકમોના વ્યાજમાંથી નીકળે !'

'તો જ, દાદા, ભણી શકાય ને ?' નંદાના ડોકામાં ટાઢક વળી. ચિઠ્ઠી લઇ બન્ને બહાર નીકળ્યા.

'કાલે પોણા અગિઆર વાગ્યે નિશાળનો ઘંટ વાગે ત્યારે નિશાળે જવાનુ બહાનું કાઢી ખટારાવાળે લીંબડે તું તૈયાર થઇને ઊભો રે'જે. જો ઘરમાં કોઇને ખબર પડી તો તું ને હું બન્ને પંડિત થઇ રહ્યા!' મામાએ સલાહ આપી.

'નંદાને એવી બાબતમાં કેવું પડે મામા ? તમે જ સંભાળથી નીકળજો.'

દફતર પેટીમાંથી ચોપડીનાં થોથાં કાઢીને અનાજના કોઠલામાં સંતાડી દફતરપેટીમાં એકેક જોડ કપડાં ગોઠવી તથા દક્ષિણાના મળેલા અકકેક બબ્બે રૂપિયાની ખાનગી મિલ્કત લઇને મામો ભાણેજ નીકળ્યા, અને ધોળા સ્ટેશનની જાળી વટાવી પ્લેટફાર્મમાં પેસી એક વાગ્યાના મેઇલમાં બેઠા. ' ટિકિટ ચેકરો ' ની જોહુકમીને લીધે જુદા જુદા ગામોમાં રાતવાસો ગાળતા અઠવાડીઆ પછી મુંબઇ પહોંચ્યા. અને કાંદાવાડીમાં કુર્ણાની બહેન રહેતાં હતાં તેમને ત્યાં પહોંચ્યા. નંદાને એકાએક આવેલો જોઈ તેના માશી ખુબ નવાઇ પામ્યાં અને ખુશી પણ થયાં. નંદો પહોંચ્યાનો કાગળ પણ તેના બાપાને તેમણે લખી નાખ્યો. થોડા દિવસ મુંબઇના ' હેવાયા ' થવામાં ગાળી મામો ભાણેજ વાલકેશ્વરની પાઠશાળામાં ઊપડયા.

બાળપણના સ્નેહીના અક્ષરો વાંચી પાઠશાળાના શાસ્ત્રીજીએ મોં મલકાવ્યું : ' ઠીક, બહુ સારું કર્યું. તમે આવ્યા તો ખરા; પણ બરાબર અભ્યાસ કરશોને ?'

'જી હા ! આપના ગુરુપદ નીચે કેમ નહિ કરીએ ?' બગલમાં ખોડંગ–ઘોડી બરાબર ભરાવી કુર્ણાએ ભક્તિભાવે હાથ જોડયા. નંદાએ મામાની હા માં હા મેળવતું માથું હલાવ્યું. કુર્ણો કોઈ પણ સ્થળ કે વ્યકિતના પરિચયે એકદમ આકર્ષાઇ જતો, જ્યારે નંદો પરિસ્થિતિનું માપ કાઢવાના વિચારમાં પડતો.

'અલ્યા ગણપતિશંકર ! આમ આવ જોઇએ.' શાસ્ત્રીજીએ ચિઠ્ઠી તકિયા નીચે મૂકતાં બૂમ મારી. તાજા જ કરાવેલ ક્ષૌરકર્મથી ચળકતો મૂંડો, કપાળે ઉત્તરથી દક્ષિણ ધ્રુવ સુધી ખેંચેલું ત્રિપુંડ અને શેષનાગની ઝૂલતી પૂછડી જેવી ચોટલી ઝુલાવતો ગણપતિશંકર 'જી ગુરુજી' કહેતોક ને ઓરડામાં આવી પહોંચ્યો.

'જો આ બન્ને વિદ્યાર્થીઓ ખૂબ દૂરથી ભણવા આવ્યા છે. તેમને માટે આસનો, પુસ્તકો વગેરેની વ્યવસ્થા કરી આપ.'

જ્યાં ત્યાં ખાડા પડી ગયેલી લીપણવાળી જમીન ઉપર ફાટેલા કોથળાના બે ટુકડા ગણપતિશંકરે બિછાવી દીધા. ચીનથી કેટલાયે વર્ષ પૂર્વે 'પેક' થઇને હિંદુસ્તાન આવેલી ચાનાં રદ્દી ખોખાં તેમને સંસ્કૃત પુસ્તકો અને કપડાં વગેરે રાખવા આપવામાં આવ્યાં. દેશી રજવાડાની જેલમાં કેદીઓને ભોજન માટે અપાય છે તેવી ભાંગેલા કાંઠાની થાળી ને ઘોબાવાળા વાટકા તેમને સુપ્રત કરવામાં આવ્યાં. આ બધું જોઇને નંદો તો આભો જ બની ગયો. તેમાં વળી જ્યારે તેણે થાંભલે લટકાવેલી નોંધપોથીમા આ આપેલાં સાધનોની નોંધ કરતો ગણપતિશંકરને જોયો ત્યારે તો તેને ખૂબ ચાટી ગઈ. સવારમાં આટલા વાગ્યે જ ઊઠવાનું, ત્યાર પછી નિત્યકર્મથી પરવારી નાક દાબી અમુક વખત સુધી સંધ્યાવંદન કરવાનું, પછી અમુક કલાક વર્ગમાં હાજર રહેવાનું, ભોજન પછી વારા પ્રમાણે ગુરુજીની સેવા કરવાની, બપોરના સ્વાધ્યાય કરવાનો, અને વળી પાછું અમુક વખત વર્ગમાં; આમ આખા દિવસના કાર્યક્રમની સૂચના દારોગાના દમથી આપીને ગણપતિશંકર બીજા વિદ્યાર્થીઓના આસન પાસે ગયો. શાસ્ત્રીજીનો એ પ્રિય વિદ્યાર્થી હોઈ એ ગૃહપતિની ગરજ સારતો. તેની પાછળ પાછળ જમાદારની



માફક બીજો વિદ્યાર્થી ચાડીઓ ખાતો ને ગણપતિ-શંકરના કાન ભંભેરતો ફરતો હતો.

'અલ્યા પીતાંબર ! આજે ખીચડી વીણવા કેમ નહોતો ગયો ? શાસ્ત્રીજીને ત્યાં પાણીનો દેગડો પણ નહોતો ભર્યો ખરું ને ? રસોડાનાં વાસણ સાફ કરવામાં પણ ભાઇએ આજ ગાપચી મારી'તી. અને અમારું એક પંચીયું ધોતાં જોર પડતું તું, કેમ ? જોઉં છું ક્યાં સુધી ગઠિયાગીરી ચાલે છે તે. અલ્યા અંબલા ! આજે બપોર ને સાંજે બંને વખત પીતાબરને પાછળ જમવા બેસાડજે .' તેની પાછળ પાછળ ફરતા અંબલા ઉર્ફે અંબાશંકરે આ હુકમ ઝીલી લઈ લાંબા વખતની દાઝ કાઢયાથી થાય તેવા આનંદ ભરેલી મુખમુદ્રા વડે પીતાંબર સામે જોઈ સંતોષ વ્યકત કર્યો.

'મામા ! આ જોયું ને? આવી બન્યું બિચારા પીતાંબરનું. આ બધા પ્રતાપ પેલા અંબલાએ ચાડી ખાધી તેના. જોઇએ હવે સાંજે જમવામાં પીતાંબરની શી દશા થાય છે તે ? આ સળેકડાને સંભાળવું પડશે, મામા." નંદાએ કુર્ણાના કાનમાં ફૂંક મારી.

સાડાદસ વાગ્યે જમવાની બોદી થાળીનો ઘંટ સંભળાયો, અને રસોડા તરફ નજર રાખી બેઠેલા સૌ વિદ્યાર્થીઓ પોથીના પાનાં ધબોધબ બંધ કરી થાળીવાટકો લઇ રસોડા તરફ દોડયા. એક ખંડેર જેવા ઓરડામાં રસોડું હતું. ઊંચેના જાળિયામાંથી થોડો થોડો પ્રકાશ આવતો હતો. બાકીનો પ્રકાશ ચૂલામાંના લાકડાં જ પૂરો પાડતાં.

'કોઇએ ઈંટનું તો કોઇએ પત્થરનું એમ જુદા જુદા આસનો બનાવી સૌએ પંગત પાડી દીધી. આ નવા ભાગ પડાવનાર તરફ અણગમો બતાવી સૌએ પોતાની થાળી સંભાળી. કુર્ણો મામા શ્રદ્ધાળુ હતા. તેમને આ બધું સ્વાભાવિક લાગતું, એટલે એમણે તો નમ્રતા દાખવી પંગતને સૌથી છેડે આસન જમાવ્યું. નંદાએ તો પાઠશાળામાં પગ મૂકયો ત્યારથી આ પ્રવૃત્તિઓ જોતાં પોતાનું ને પોતાના અભ્યાસનું ભાવિ નકકી કરી નાખ્યું હતું; પણ મામાને ન દુભાવવા ખાતર તેમ જ તેમના ભોળપણને લીધે કપરો વખત આવ્યે મદદરૂપ થવા ખાતર એ તેની પાછળ ઘસડાતો હતો.

પહેલી વખત ગણીને ત્રણ ત્રણ રોટલી અને દુણાઇ ગયેલો ભાત બધાને પીરસાયો એટલામાં તપેલાનું તળિયું દેખાયું. ચારપાંચ કૂતરા વચ્ચે એક રોટલી નાખ્યા પછી જેવો ખેલ થાય તેવો ખેલ આજે નંદાએ સગી આંખે જોયો. પોતાની સાથે બેઠેલા વિદ્યાર્થીઓ જમતા જમતા ઊભા થઈ ગયા. અને ત્રાંસમાં પડેલી છ-સાત રોટલી માટે ખેંચાખેંચ કરી શોરબકોર કરી મૂકયો. જેને જેમ ફાવ્યું તેમ, કોઇએ શાકના તપેલામાં હાથ ફેરવી જોયો તો કોઈએ તપેલામાં બાજુએ ચોંટેલી દાળ વાટકા વતી ઉખેડી લીધી.

નંદો અને કુર્ણો અરધું જમીને ઊઠી ગયા. સૌ જમી ઊઠયા પછી આજનો ગુનેગાર પેલો પીતામ્બર, એની પાછળ જમાદાર જેવો અંબલો અને સૌથી પાછળ, પગલાં ભરવામાં શાસ્ત્રીજીનું અનુકરણ કરતો ગણપતિશંકર રસોડામાં દાખલ થયા. પીરસવાવાળા બે જણાની સામે પીતાંબર નીચું મોઢું રાખી જમવા બેઠો. ગણપતિશંકર અને અંબાશંકર તો ધ્યાન રાખવા જ આવેલા. બાકી તેમણે તો ગરમ ગરમ રોટલી થતી હતી ત્યારનું ભોજન પતાવી દીધું હતું. બન્ને જણા પીતાંબરની બે બાજુ ઊભા રહ્યા. બીજા વિદ્યાર્થીઓ માટે તો આ રોજનો તમાશો હતો, એટલે એ સૌ તો વાસણ ઊટકી પોતાને સ્થાને ચાલ્યા ગયા. પણ નંદાને આ 'જલસો' જોવાની ખૂબ ઉત્કંઠા હતી; એટલે વાસણો પડતાં મૂકી એ બારણા આગળ આવી ઊભો રહ્યો.

પીરસવાવાળા બંને વિદ્યાર્થીઓએ પોતાની થાળી આગળથી ઢાંકી રાખી હતી. એટલે એ બન્નેએ તો જમવાની શરૂઆત કરી દીધી બિચારા પીતાંબર આગળ બળી ગયેલા ભાતનું તપેલું તથા શાક ને દાળનું ખાલી તપેલું પેલા લોકોએ હડસેલી દીધું.

થોડો ઘણો બળી ગએલો ભાત તવેથા વતી ઊખેડી દાળના તપેલામાં તે ઘસી ઘસી પીતાંબરે





જમવાની શરૂઆત કરી. ફાટી આંખે નંદો આ બધું દૃશ્ય જોતો હતો. પેલા જેલર અને જમાદાર જેવા દેખાતા ગણપતિશંકર અને અંબલાની ચોટલીઓ બાંધી તેમનાં માથાં ભટકાવવાનું તેને શૂર ચડી આવ્યું. પણ અહીં આવ્યે હજી એક જ દિવસ થયો હોવાથી આ વિચાર તેણે મનમાં જ શમાવી દીધો.

રાતના લગભગ દશનો શુમાર થવા આવ્યો હતો. નિયમ મુજબ વિદ્યાર્થીઓ પોતાના આસને બેસી પાઠ ગોખતા હતા. દસ વાગતાં એક પછી એક સૌ લાંબા થવા લાગ્યા. થોડીવારમાં સૌ સૂઈ ગયા. નંદાને તો આવી રીતે દેહકષ્ટ કરી ભણવાનો મહાવરો જ નહોતો. એટલે એણે તો કલાક પહેલાંથી લંબાવેલું; પરંતુ અરધા ભોજનને લીધે પેટમાં કુરકુરિયાં બોલતાં હતાં. એટલે ઊંઘ નહોતી આવતી. કુર્ણીમામા વફાદારીપૂર્વક માર્ગોપદેશિકાનો પહેલો પાઠ ગોખતા હતા.

નંદાથી હવે ન રહેવાયું. માશીએ પાકના લાડવાનો ડબ્બો ભરી દીધો હતો. તે ઓશીકે જ હતો. તેણે હળવેથી તે ઉપાડયો. મામાનું મન પણ લાડવા જોઈ પીગળી ગયું ને બંને જણે ગોદડાં માથે તાણી ડબામાંથી એકએક લાડવો ઉપાડયો.

દૂર ખૂણામાં એક જૂનો આગળ પડતો વિદ્યાર્થી મોડે સુધી સિદ્ધાંત કૌમુદી અને રઘુવંશનું અધ્યયન કરતો હતો. તેને થોડીવારે પાકના લાડવાની વાસ આવી, અને તેણે અંબલાને ઉઠાડયો: 'અંબાશંકર! અહીં કોઈ મોઢેથી બચકારા બોલાવતું હોય તેમ લાગે છે અને પાકના લાડવાની વાસ પણ આવે છે.' અંબાશંકર પણ કયારનો બચકારા અને વાસનો અનુભવ કરી રહ્યો હતો, પણ કઈ દિશામાંથી તે આવે છે તેની ખાતરી કરતો હતો. ઊઠીને ધીરે ધીરે દરેક વિદ્યાર્થીના બિછાના પાસે ફરી વળ્યો. છેવટે, ભર ઉનાળે ગોદડું માથા પર ઓઢી સૂતેલા પેલા બે નવા વિદ્યાર્થીઓ ઉપર તેને શંકા આવી. નંદાએ સહેજ ગોદડું ઊંચુ કરી જોયું તો, અંબલો બિલ્લીપગે પોતાના આસન તરફ આવતો હતો. તેણે તુરત નિર્ણય કર્યો કે, જરા યે જો અંબલો ઘાલમેલ કરે તો તેને તો (મેથી) પાકનો લાડવો ચખાડી દેવો! પાસે આવીને અંબલાએ નંદા અને કુર્ણીમામાની પથારી પાસે કાન ધર્યા અને પછી ધીરે રહીને ગોદડાનો એક છેડો ઊંચો કર્યો, પણ ત્યાં તો ભર ઊંઘમાંથી ઊઠયો હોય તેમ નંદાએ ગોદડું ફંગોળી દઈ અંબલાના ગાલ ઉપર સનસનાવીને એક ચોડી દીધી અને 'ચોર! ચોર! ચોર!'ની બૂમો પાડી ધમસાણ મચાવી દીધું. આ અરધી રાતની બૂમો સાંભળી બધા વિદ્યાર્થીઓ સફાળા જાગી ગયા ને શું થયું? શું થયું કરતો ગણપતિશંકર પણ ધોતિયું સરખું કરતો આવી પહોંચ્યો, 'કેમ નંદા, શેની બૂમો પાડે છે?' તેણે ભારે અવાજે પૂછયું.

'અમે ભર ઊંઘમાં હતાં, ત્યાં કોઈએ મારું ગોદડું ઊંચું કરી અંદર હાથ નાંખ્યો, હું ઊંઘમાં ઝબકી ગયો, એટલે ઊઠીને મેં તમાચો લગાવી દીધો. ત્યાં તો આ અંબલો નીકળ્યો: હરામખોર! અત્યારે શું કામ પથારી પાસે આવ્યો?' નંદાએ તકનો પૂરો લાભ લીધો.

અંબાશંકર ખસિયાણો પડી એક બાજુ ઊભો હતો. બધા છોકરાઓ આ ચુગલીખોરને માર પડયો એટલે અંદરખાનેથી રાજી થતા હતા. નંદો ઉપરવાડથી ઊભો હતો. ગણપતિશંકરથી આ સહન ન થયું. તેણે નંદાને ધમકાવવા માંડયો.

પણ આવી રીતે કોઈ વિદ્યાર્થીને તારાથી મરાય જ કેમ? વિદ્યાર્થીઓ તમાશો જોવા આજુબાજુ વીંટળાઈ વળ્યા હતા નંદાની આંખ ફરી ગઈ. કુર્ણીમામાએ રાતો આંખો ઉપરથી પ્રસંગ પારખી લીધો અને ધોતિયાનો કછોટો મારી નંદાની જમણી બાજુ આવી ઊભા રહ્યા.

'કેમ માર્યો, નંદા!' ગણપતિશંકર ફરી તાડુકયો.

'કેમ? એ...જો આમ!' કહી નંદાએ અંબલાના ડાબા ગાલ ઉપર એક બીજી ધરી દીધી! 'પહેલો ઘા પરમેશ્વરનો' કર્યા પછી નંદો જરા જોરમાં આવી ગયો. અંબલો પણ કાંઈ એમ લીધો જાય



એમ નહોતો. પણ પહેલો ઘા ખાધા પછી એ ખમચી ગયો. ને એમાં વળી આ બીજો વણ-નોતર્યો પડયો, એટલે તો એ સાવ ઠંડો પડી ગયો. મનમાં માપી ગયો કે, આ પીતાંબર ન હોય. આ તો કોઈ બીજી મૂર્તિ઼ઓ છે.

વાતાવરણ ગરમ થઇ ગયું હતું. ગણપતિશંકર અને અંબલો નંદાને પકડવા ધસ્યા. સમય પારખી નંદો બે ડગલાં પાછો હઠી ગયો. અને ઓશીકા પાસે પડેલો તાંબાનો મોટો ભોટિયો–લોટો ઊંચકી પડકારો કર્યો: 'ખબરદાર જો પાસે આવ્યો છો તો! અલ્યા અંબલા ! તારો તોત્રિયો તો આ લોટાથી હમણાં ફૂટયો સમજ. અને મહાદેવપુત્ર! તમે અહીં જ રઘુવંશનું અધ્યયન પૂરું થયું જાણજો !' કુણોમામા પણ કાંકા ફૂટલી થાળી સુદર્શન ચક્રની જેમ ફેરવતા રંગમાં આવ્યા હતા. નંદાની સિકલ પણ ફરી ગઇ હતી. ત્રણ શેરિયો લોટો તેણે અંબલાના માથા પર તોળ્યો હતો. એક જ ક્ષણની ઢીલ થઇ હોત તો ગણપતિશંકરના માથાની ચારી ને અંબલાનો ચકમકતો તાલો ખંડિત થઇ ગયાં હોત; પણ એટલામાં શાસ્ત્રીજી જાગીને ખોખારો ખાતા આવ્યા. તેમણે હકીકત સાંભળીને નંદાના બેધડક જવાબ પરથી ધાર્યું કે અંબલાના ડહાપણે આ બધું કર્યું છે, તેમણે બધું થાળે પાડયું ને સૌ ઊંઘી ગયા.

બીજા દિવસથી નંદાની ખ્યાતિ વધતી ચાલી. પણ એને અહીં ગોઠતું નહોતું. મામાના આગ્રહને લીધે જ એ અહીં ટકી રહ્યો હતો. ત્રીજા દિવસે મામો ભાણેજ પાઠશાળામાં જવા નીકળ્યા. પહેલે પગથિયે પગ મૂકતાં જ નંદો સ્થિર થઇ ગયો. પાછળ રૂપ ગોખતા ગોખતા કુણાએ પૂછ્યું 'કાં નંદા, દાદરો કેમ નથી ચડતો?' દાદરામાં જ વાંકા વળી નાક ઉપર આંગળી મૂકી નંદાએ ચુપ રહેવા ઇશારત કરી. કુણાએ ઉપર જોયું તો દુર્ગાશંકર શાસ્ત્રીજી એક વિદ્યાર્થીને ઊંચો લઈ લઇને જમીન ઉપર પટકતા હતા. બિચારો વિદ્યાર્થી ધ્રૂજતો ધ્રૂજતો માંડ ઊભો થતો કે ફરી પાછો જમીન ઉપર પટકાઈ પડતો. મારની બીકે અવાજ કરી રોઇ પણ નહોતો શકતો. આજે એ વિદ્યાર્થીએ પોતાના પાઠ તૈયાર નહોતા કર્યા. વળી બે દિવસ પર ખીચડી સાફ કરવાના અને વાસણ ઊટકવાના વારા તેણે પાડયા હતા. નંદાએ પીતાંબરને ઓળખી લીધો. એકબાજુ ગણપતિશંકર અદબ વાળી ઊભો હતો. બીજી બાજુ અંબાશંકર રુદ્રીના પોથામાં મોઢું રાખી ત્રાંસી આંખે આ દ્રશ્ય જોતો હતો.

બારીનાં પગથિયાં ચડયા વગર જ નંદાએ મામાનો હાથ પકડી નીચે ઊતરવા માંડયું.

'કાં, નંદા, ઉપર નથી જવું?' મામા મુંઝાયા

'ઉંહું.'

'કેમ?'

'એ બધું વિગતવાર પછી. અહીં કાંઈ બોલાય એમ નથી.' નંદો મામાને ઘસડયે જતો હતો.

થોડીવાર પછી કુણો બગલમાં ધોતિયું ને હાથમાં પેટી લઇ, તથા નંદો હાથમાં મારીના લાડવાવાળો ડબો લઇ સ્ટેશનના રસ્તે ભીડ કાપતા હતા.

---

[અનુસંધાન પાન ૩૨ થી ચાલુ]

છે. સગાએ ખેતર ખેડવા ચાર પાંચ ગાઉથી હળ બળદ મોકલ્યાં છતાં ખેતર બતાવવા આવવાની કોઈને ફુરસદ નથી, મતલબ કે આળસ આવીને વસી છે. બાપ દીકરાને કહે, જે વાજબી છે, પણ દીકરો રસ્તે જનારને સોંપી ભાગી છૂટે અને રસ્તે જનાર દૂર આંગળી કરીને પંતાવી દે અને ખેડૂત, જે મજૂર જ રહ્યો છે, ખેડૂત બની શકયો નથી, તે કંઇ વિચાર કર્યા વગર ઊભા પાકવાળું ખેતર ખેડી નાખે !

આ મનોદશામાં વધુ અનાજ કેમ ઊગતું નથી એની પાર્લામેન્ટમાં ચર્ચા થાય તેથી શું અર્થ સરે?

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [૧] દર્શન કરીને પાવન થયો

બનાસ કાંઠામાં બબ્બે વરસનો અમુક ભાગમાં દુકાળ છે. ભાલના પ્રદેશની પરિસ્થિતિ જોયા પછી હું બનાસકાંઠા ભણી ગયો.

એક ગામે નવો કૂવો થયેલો જોતાં મેં પૂછપરછ કરી: 'આ કૂવો નવો થયેલો લાગે છે.'

'મહિનો થયો હશે.'

'કોણે કરાવ્યો?'

'નામ જાણવું છે કે એ દાનેશ્વરીને નજરે જોવું છે?'

સાથીની બોલી ઉપરથી મને ભેદ જેવું લાગ્યું. મેં પૂછ્યું: 'કેમ એમ પૂછવું પડયું?'

સાથી: 'દુકાળમાં શેઠ કસ્તુરભાઈ લાલભાઈથી માંડી ગાંગલી ઘાંચણ સુધીના લોકોએ નાનું મોટું દાન આપ્યું હશે. પરંતુ હું માનું છું કે આ કૂવો કરાવનારે જેટલું દાન આપ્યું છે તેટલું કોઈએ નહિ આપ્યું હોય.'

હું: 'તો તો એ માણસને જરૂર જોવો જોઈએ. દુકાળમાં સૌથી શ્રેષ્ઠ દાન આપનાર એ પુરુષને વંદન કરવા રહ્યા.'

સાથી: 'તો ચાલો બતાવું.'

બીજી વાતો કરતા કરતા અમે ગામમાં ગયા. સાંજ પડી હતી એટલે મજૂરીએ ગયેલા લોક ગામમાં આવી ગયા હતા. સાથી મને કોળીના ફળિયામાં લેઈ જતો હતો. બીજા લોકો પણ ટોળું જામે તેમ સાથે થતા હતા. અમે જમના કોળણને ત્યાં જઈએ છીએ એમ જાણતાં સાથેના લોકમાંથી એક એ જણ બોલ્યા: 'એ બાઈએ જે કર્યું છે તે તો કોઈ-નાથી ના થાય.'

અમે ગયા ત્યારે જમના રોટલો ઘડવાની તેવડમાં હતી. તે હરખઘેલી બહાર આવી. આટલાં બધાં માણસોને જોઈ એ પહેલી ક્ષણે વિચારમાં પડી ગઈ, પરંતુ બીજી ક્ષણે વહેલી વહેલી એણે માંચો (નાનો કાથીનો ભરેલો ખાટલો) ઢાળ્યો. મેલીતૂટી ગોદડી ન લાવતા એણે કહ્યું: 'બેસો.'

હું માંચા ઉપર બેઠો. સાથીએ જમનાને કહ્યું: 'હું રોજ જેમની વાત કરતો હતો તે કે ગરીબો માટે, આપણા સૌના દુઃખ સારુ ગામડે ગામડે ફરી સેવા કરે છે તે ...... આ જ.'

જમના, શબરીને રામ મળ્યા ને હરખાઇ હશે તેમ હરખાઈ જતાં મારા પગમાં પડતાં બોલી: 'બાપલા, તમે તો ભગવાનનો અવતાર છો. તમારાં પગલા મારે ઘેર......'

હું એની શ્રદ્ધાની ભકિતમાં નાહી રહ્યો.

સાથી એને કહે: 'ભાગોળનો કૂવો જોઇ કહે આ કોણે કરાવ્યો?'

મેં કહ્યું— 'ચાલોને કરાવનારને ઘેર જ લઇ જાઉં.'

જમના! એક ચીથરેહાલ, ગરીબ કોળણે કૂવો કરાવ્યો! એનો ધણી અને દીકરો મરણ પામ્યા. એ એકલી રહી. ખેતીના ગાડું બળદ હતાં તે એણે વેચી દીધાં. અને જે રકમ આવી તે સર્વસ્વ ખર્ચીને એણે ગામને પાણીનો ત્રાસ હતો તેનું નિવારણ કર્યું. બીજા કૂવાઓમાં જ્યારે પાણી ખૂટયાં હતાં ત્યારે એ નવા કૂવામાં અમૃત જેવું પાણી આવ્યું હતું. એ પોતે સર્વસ્વનું દાન કરી બીજાની જેમ રાહતકામમાં મજૂરી કરી પોતાનો ગુજારો કરતી હતી! હું એનાં દર્શન કરીને પાવન થયો.

## [૨] જાહેર નોટિસ

આશ્રમની પાસેની બીજી જમીન રાખવાનો પ્રશ્ન આવ્યો. એ જમીન તકરારી છે અને એનો હકદાવો કરનાર પાછળથી બીજા નીકળે તેવી મુશ્કેલી છે, એમ એના વિરોધમાં મને એક પક્ષ તરફથી કહેવામાં આવ્યું. છેવટ એના ઉપાય તરીકે બીજા પક્ષે એવી પણ સલાહ આપી કે એમ હોય તો એ જમીનનો દસ્તાવેજ કરતા પહેલાં જાહેર નોટિસ આપો. જે કોઇ એનો હકદાર હોય તે પંદર દિવસમાં જણાવે, અને ન જણાવે એટલે તમે એમાંથી છૂટા. મને એ રસ્તો ઠીક લાગ્યો. કાયદેસર નોટિસ આપવા બાબત મારા એક સ્નેહી વકીલને મળ્યો.



મારી વાત સાંભળીને એ હસીને કહે: 'જાહેર નોટિસ આપવાનો કંઇ અર્થ નથી.'

મેં પૂછ્યું: 'કારણ ?'

વકીલમિત્ર: 'જાહેર નોટિસ આપો તેથી જે હકદાર હોય તે તેટલા દિવસમાં કે ગમે ત્યારે જણાવવા બંધાયેલો નથી.'

હું: 'શાથી ?'

વકીલ મિત્ર: 'તમે જે વર્તમાનપત્રમાં જાહેર નોટિસ છપાવો તે પેપર વાંચવા કંઈ કોઇ બંધાયેલું છે ? માનો કે તમારી નોટિસ જેને લાગે વળગે છે તેણે ન વાંચી તો? અને વાંચી હોય છતાં, નથી વાંચી કહે તો ?'

હું: 'એટલે એવી જાહેર નોટિસ આપવાનો કંઈ અર્થ જ નથી ?'

વકીલ મિત્ર હસીને: 'બિલકુલ નહિ.'

હું: 'તો પછી દરરોજ એવી કેટલીય જાહેર નોટિસો વર્તમાનપત્રોમાં છપાય છે તેનું કેમ ?'

વકીલ મિત્ર ફરી હસીને: 'વકીલ તરીકે તો હું ય મારા અસીલોની એવી જાહેર નોટિસો છપાવું છું. એ તો અમારો વકીલનો ધંધો જ એવો. નોટિસો છપાવવાની એક પ્રથા ચાલે છે, લોકો માને છે કે એથી પોતાનો પક્ષ ચોખ્ખો થયો, સામો પક્ષ એવા પણ ભ્રમમાં રહે છે કે એથી આપણો હક ઊડી જાય છે. એટલે લોકમાનસ પ્રમાણે એવી નોટિસો વકીલો આપે છે એટલું જ.'

હું નવાઈ પામ્યો. જે નોટિસોનું કાયદામાં કંઇ સ્થાન નથી એવા તૂત પાછળ વકીલો કેટલું ખર્ચ અસીલોને કરાવી રહ્યા છે ! છતાં આટલું બધું અંધેર મો માન્યામાં નહોતું આવતું. એટલે મેં પૂછ્યું: 'શું સાચે જ જાહેર નોટિસનું કાયદામાં કંઇ સ્થાન નથી ?'

વકીલ મિત્ર: 'અરે તમે ય ભલા છો ને ? જો તેથી ફાયદો હોય તો મારે તમને ના શા માટે પાડવી જોઇએ ? આશ્રમને એટલું ખર્ચ ન થાય માટે તો મારે કાયદાની દૃષ્ટિએ આ વાત કરવાની.'

હું વકીલના આ ધંધાથી ઘડીભર મૂઢ બની ગયો!

## [૩] ચોરીનો મુદ્દામાલ

ભાઇને ચોખાની જરૂર. ચોખા એ તો આજે સોના કરતાં કિંમત થઈ ગયા છે. સોનાના રૂ.૨૫ના આજે રૂ.૧૧૦ છે. જ્યારે ચોખાના રૂ.૩ના આજે રૂ. ૪૫–૫૦ બોલાય છે. આમ ભાવમાં અને અછતમાં ચોખા સોના કરતાં કિંમતી થઇ ગયા છે તેમાં અતિશયોક્તિ નથી. આજે તો અનાજ એક જગાએથી બીજી જગાએ હેરફેર પણ કરી શકાતું નથી. એટલે એ રીતે સોનું મેળવવું સહેલું છે. ચોખા મોંઘા છે. એ ભાઇને ફોજદાર સાહેબ સાથે મિત્રતા –પરિચય.

એક મુલાકાતમાં સામાન્ય વિવેક પ્રમાણે ફોજદાર સાહેબે કહ્યું: 'મારા જેવું કંઇ કામકાજ હોય તો કહેજો.'

હસીને મિત્રે કહ્યું: 'પોલીસ ખાતા જોડે બીજું તો શું કામકાજ હોય, ગેરકાયદે કામ કરાવવું હોય ત્યારે તમારો ખપ પડે.'

ફોજદાર: 'તો એવું કહેજો.'

મિત્ર: 'તમારા ગામે ચોખા મળશે ?'

ફોજદાર: 'કેટલા જોઇએ ?'

મિત્ર: 'જોઇએ તો ગમે તેટલા, પણ એ ઓછું બને તેવું છે ? હાલ એક ગુણ સુધી ગોકલી આપો તો ય બસ છે.'

ફોજદાર: 'જરૂર.'

મિત્ર: 'અહીં ઘેર બેઠાં પહોંચાડવાના.'

ફોજદાર: 'અહીં તમારે ઘેર આવશે. અને તે ય પોલીસ જાતે મૂકી જશે. તમારે એની કંઈ ચિંતા ન કરવી.'

ફોજદારે થાણે જઈને પોલીસને વાત કરી. ગામમાંથી ચોખા મેળવવા સહેલા હતા, પરંતુ એ પહોંચાડવા મુશ્કેલ હતા. આજે તો પોલીસ વસ્તુ લેઇને જતો હોય છતાં એની તપાસ કરનાર ઘણા મળે છે. વળી મોટરનો ધોરી રસ્તો એટલે એમાં કોઇ ને કોઇ અમલદારની તપાસ પણ થાય એ મુશ્કેલીનો પોલીસે ઉલ્લેખ કર્યો.'





ફોજદાર: 'એક વખત ચોખા ગામમાંથી ખરીદી લાવો. લેઇ જવાનો રસ્તો સહેલો છે.'

પોલીસ: 'શી રીતે?'

ફોજદાર: 'એ કોથળા ઉપર લખી દેવાનું કે ચોરીનો મુદ્દામાલ છે.'

મતલબ કે, રસ્તામાં કોઈ પૂછનાર મળે તો પણ એ ભુલાવામાં પડે કે ચોરીનો મુદ્દામાલ છે અને એક જગાએથી બીજી જગાએ પોલીસ લઇ જાય છે !

અને એ રીતે ચોરીનો મુદ્દામાલ ધણીને પહોંચાડી પણ દીધો !

### [૪] વધુ અનાજ કેમ ઊગતું નથી ?

હું બહારથી આવ્યો ત્યારે આશ્રમની બાજુનું ખેતર કોઇ અજાણ્યો ખેડતો હતો. તાપમાં આવ્યો હતો, એટલે આકળ વિકળ થઇ ગયો હતો, તરસ પણ લાગી હતી છતાં થેલી મૂકીને હું ખેતરમાં ગયો. એ ખેતરમાં ઘઉં કર્યાં હતા તે લેઈ લીધા હતા અને રાઈના છોડવા રહ્યા હતા. રાઈ પણ સારી હતી. હજુ ગઈ કાલે જ મારે અને એ ખેતરના ધણી...... સાથે વાત થઇ હતી. હજુ દશેક દિવસ પછી રાઇ પાકી જશે એમ એ કહેતા હતા. અને આજે જોઉં છું તો એ ખેતરને કોઇ અજાણ્યો માણસ ખેડી રહ્યો હતો. રાઇના છોડ ઉખડીને જમીનદોસ્ત થઇ ગયા હતા. એક વીઘાના ખેતર-માંથી હવે થોડો ભાગ ખેડવાનો બાકી રહ્યો હતો.

મેં હળવાળા પાસે જતાં પૂછ્યું: 'કયું ગામ?'

હળવાળો: '......ગામ.'

હું: 'આ ખેતર ખેડવા કેમ આવ્યા છો!'

હળવાળો: '......ભાઇએ અમારા ગામમાં દીકરો પરણાવ્યો છે ને? હું એમના વેવાઇમાં હાળી તરીકે રહું છું. હમણાં ત્યાં નવરાશ હતી એટલે મને કહે, જાને હળ લઇને વેવાઇને ત્યાં. એમને બળદ નથી એટલે નવરા દહાડે ખેડવાનું પતાવી આવ. એમને ચોમાસામાં એટલું ઓછું ખર્ચ.'

હું સમજ્યો કે કાચું કપાયું છે. જે વેવાઇની એ વાત કરતો હતો એ ખેતર આ નહિ પણ એની બાજુનું હતું. આ ખેતરવાળાનો છોકરો ત્યાં પરણ્યો ન હતો. એટલે મેં ચોકસાઇ કરતાં કહ્યું: 'આ ખેતર તમને કોઇ બતાવવા આવ્યું હતું કે તમને નિશાની બતાવી તે પ્રમાણે તમે જાતે ચાલીને ખેડવા મંડયા?'

હળવાળો: 'વેવાઇએ એમના દીકરાને (જે જમાઈ થતો હતો તે) ખેતર બતાવવા મોકલ્યા હતા. પરંતુ રસ્તામાં કોઇ આ બાજુ આવતા હતા તે મળી ગયા એટલે એમને કહ્યું કે મારું ખેતર બતાવજો અને તે ભાઈ ઘેર પાછા ગયા.'

હું સમજી ગયો કે આ તો 'જા બિલ્લી કુત્તાકો માર' તેના જેવો ઘાટ થયો છે. મેં ખાતરી કરી લેતા પૂછ્યું: 'પછી એ ભાઈ તમને અહીં આવીને ખેતર બતાવી ગયા હતા?'

હળવાળાને વહેમ પડયો હતો. એણે મને સામું પૂછ્યું: 'તે આ ખેતર એમનું નથી?' અને બીજી જે શંકા ગયેલી તે પણ સાથે પૂછી લીધી: 'તમારું ખેતર છે?'

મેં કહ્યું: 'બધું હું કહું છું. પણ મારી વાત પહેલી કહોને.'

હળવાળો: 'પેલા ભાઇને આગળ જવાનું હતું એટલે નાળમાંથી (બે ખેતર દૂર જતો રસ્તો)મને લાંબો હાથ કરીને આ ખેતર બતાવ્યું હતું.' અને તેથી હળવાળો બાજુના ખેતરને બદલે આ ખેતર સમજ્યો હતો.

મેં કહ્યું· 'આ ખેતર એમનું નથી. મારું ય નથી. ફલાણા ભાઇનું છે. અને તે જાણશે તો શું થશે એ તો કોને ખબર ? આવી મઝાની રાઈ હતી છતાં તમે ખેડૂત થયા છો છતાં વિચાર ન આવ્યો કે આ ખેતર ખેડવાનું હોતું હશે !'

હળવાળો બિચારો સિયાંવિયાં થઇ ગયો. ધણીના સગાનું કામ કર્યાના સંતોષ તો કયાં ગયો પણ ગુનેગારની લાચારી એના મોં ઉપર આવીને વસી. મને જે વિચાર આવતો હતો તે એ કે. આપણી પ્રજા કેવી એદી થઇ ગઇ છે–વિચારમૂઢ બની ગઈ

[અનુસંધાન પાન ૨૯]

# સને ૧૯૪૨નાં સંસ્મરણો

લે. પં. શ્રીરામ શર્મા અનુ૦ જયંત ગિ. ત્રિવેદી

## રામકલી

પુરાણોમાં જ્યાં નરકોનું વર્ણન આવે છે, ત્યાં કુંભીપાક અને રૌરવ નરકને બહુ ખરાબ ગણાવવામાં આવ્યા છે, અને રૌરવ તો કુંભીપાક કરતાં યે ઘોરતર છે. પોતાના વિચારો, વ્યવહાર અને દૂષિત પરિસ્થિતિ માંથી મનુષ્ય, પોતાની ચારે બાજુ સ્વર્ગ અને નરક બનાવી લે છે. વિચારોના તાણાવાણાથી એ એક એવી જાળ તૈયાર કરે છે કે એવા મનુષ્યના સાનિધ્યથી અપરિચિત અને તટસ્થ માણસોને તકલીફ પડે છે. એમનો શ્વાસ જાણે ઘુંટાવી માંડે છે અને એમનું જીવન દુ:ખી તથા કલેશભર્યું થઇ જાય છે.

યુ.પી.ની ફત્તેહગઢ સેંટ્રલ જેલ સને ૧૯૪૨ ની નારકીય જેલોમાંની એક હતી. પંજાબની જેલોની સખતાઇની વાતો સાંભળી છે; પરંતુ ત્યાં ખાવા પીવાની ખાસ તકલીફ નહોતી. બરેલી સેંટ્રલ જેલના સિતમ પણ ઓછાં નહોતાં. જેલવાળાઓએ ત્યાં દેશની સૌથી પ્રતિષ્ઠિત વ્યક્તિનું અપમાન કર્યું; પરંતુ ત્યાં રાજનૈતિક બંદીઓમાં મિત્રતાભર્યો સ્નેહ હતો. વિરોધીઓની સામે એમનામાં સંપ હતો. ભોજન સામગ્રી અને બીજી ખાવાની વ્યવસ્થા ત્યાં ધાર્યા કરતાં સારી હતી. પરંતુ ફતેહગઢ સેંટ્રલ જેલના રાજકેદીઓની દશાનું ચિત્રણ જો કરવામાં આવે અને ત્યાંની વાતો સીધી સાદી રીતે પણ લખવામાં આવે તો યે એના પર કોઇ વિશ્વાસ નહિ કરે. જે ૧૯૪૨ ના આંદોલનને અંગે ફતેહગઢ સેંટ્રલ જેલમાં નથી રહ્યો તે ત્યાંની સ્થિતિ અને ત્યાંના વાતાવરણનું અનુમાન નહિ કરી શકે. એનું એક મૂળ કારણ એ હતું કે ભારતવર્ષમાં જેટલા પણ સાચા ખોટા પક્ષ કે દળ છે તે બધાનું ત્યાં પ્રતિનિધિત્વ હતું. દાખલા તરીકે એક દળ–ફોર્થ ઇંટરનેશનાલિસ્ટ–ના ત્યાં એક જ મહાશય હતા અને જ્યારે જ્યારે કોઈ સમસ્યાનો ઉકેલ આણવા સભા ભરાતી ત્યારે તે પોતાના દળનું પ્રતિનિધિત્વ કરતા.

જેલવાળાઓએ એ પારસ્પરિક કુસંપ અને પક્ષાપક્ષીનો પૂરો લાભ ઉઠાવ્યો. ક્રાન્તિકારીઓના કેમ્પમાં અને તબેલામાં કાંઇ ફેર નહોતો રહ્યો. એનું એક મનોવૈજ્ઞાનિક કારણ એ હતું કે એમાંના ઘણાંએ દશ દશ અને પંદર પંદર વર્ષ જેલમાં કાઢયા હતા અને તેઓ પોતાની માનસિક સમતુલા ખોઇ બેઠા હતા. એક બીજી વાત એ હતી કે પોતાના દળની સંખ્યાં વધારવા માટે ઘણાખરા દળના દલાલ ત્યાં હતાં. ખાવાપીવાની સગવડતા, શબ્દાડમ્બર અને નીચતમ ખરાબ વાતો કરીને નવા અને સીધા સાદા આદમીને ફોસલાવીને કોઇ ખાસ દળનો સભ્ય બનાવવામાં આવતો. જેની સંખ્યા વધુ થતી તે જ દળ કેમ્પમાં શક્તિશાળી મનાતું. કેટલાકે તો એમ જ માની લીધું કે જેલમાં ઉત્પાત મચાવવાથી જ તેઓ દેશના સત્તાના સુત્રો હાથમાં લઇ લેશે. અખાડા પ્રવૃત્તિ પણ બંધ હતી. માંસ ખાવાનો પ્રચાર, સિગરેટ પીવાનો પ્રચાર અને અશિષ્ટતા દેવીની તો જાણે આરાધના જ થતી હતી. એક દળ તો ગાંધીજી અને પં.નહેરુ જેવાને પણ તુંકારે સંબોધીને જેવી તેવી ગાળો દેવામાં યે શરમાતું નહિ. એક વાર ત્યાં ઇંટ, ઘૂસ્તા અને ગાળો દ્વારા સમાજવાદી પક્ષ અને ક્રાંતિકારી સામજવાદી પક્ષ(R.S.P.)વચ્ચે જે યુદ્ધ થયું હતું તેણે મૂળભૂત સમસ્યાઓને સારી રીતે સમજવા માટે ઠીક સાધન પૂરું પાડયું હતું. ધંધાદારી ડાકુઓને પોતાના દળમાં દાખલ કરવા માટેનો ઉત્સાહ, કેટલાક ક્રાન્તિકારીઓ દ્વારા છૂપી રીતે ચીજ વસ્તુ મંગાવીને નિયમ વિરુદ્ધ દુકાનદારી ચલાવવાનો વ્યવસાય, કોંગ્રેસ વિરુદ્ધ પ્રચાર અને એવી બીજી લજ્જાસ્પદ વાતોમાં જવાની આવશ્યક્તા નથી, કારણ

> मेरा अपना जुदा मामला है;
> औरके लेन-देन मे क्या काम ।

હા, ફત્તેહગઢ સેંટ્રલ જેલનું એકાકીપણું, ઉદાસીનતા અને માનસિક થાક દૂર કરવા માટેનાં સાધનો અને મારા એક સફળ પ્રયોગ પર કંઇક લખવાની ઇચ્છા થાય છે અને જો એ સાધનો તથા પ્રયોગ ન હોત તો પછી મારે પણ 'ગાલિબ'ની સાથે સહમત થઇને કહેવું પડત કે:—





दस्तीका ऐतबार भी गमने मिटा दिया;
किससे कहूँ कि दागे जिगर का निशान है।

પરંતુ પોપટ પાળવામાં. બિલ્લીઓ અને એના બચ્ચાંઓની સંભાળ લેવામાં ફૂલોને ખીલતા જોવામાં અને પુષ્પમંડિત વાટિકાઓના ભ્રમણમાં મોટા ભાગના રાજકેદીઓએ શાંતિ અને સ્ફૂર્તિ મેળવ્યા અને એમને સમજાયું કે જીવન-સંઘર્ષમાં સારા અને ખરાબ બન્નેનો સાથ મળે જ છે. છળ કપટને શ્વાનની જેમ છોડી દેવાં પડે છે અને વળી:-

गुलिस्ताने जहाँ में, फूल भी हैं और काँटे भी,
मगर जो गुलके जोया है, उन्हें क्या खारका खटका।

આજે ફતેહગઢ જેલના એવા સાથીની વાત કરવી છે જેને લીધે વાત્સલ્ય અને સદ્ભાવનાઓની ધારાઓ વહેતી હતી અને જે જેલની દુનિયા અને બહારની દુનિયા વચ્ચેની સંયોજક કડી હતી. અનેક રાજકેદીઓએ પોપટ અને મેના પાળ્યા હતા પરંતુ હું કેદી હતો અને તેથી એક કેદી, મુક્તાકાશમાં વિહરનાર પક્ષીને કેદ કરે એ મને ગમતું નહોતું. જે વાતની આપણે જ ફરિયાદ કરતા હોઈએ, બીજા પર તે જ લાદીએ એ કંઈ ઠીક ન કહેવાય. પરંતુ હૃદયની શૂન્યતા મનુષ્યને માટે વિઘાતક છે. પોતાનો સ્નેહ ઠાલવવા માટે કંઈ પાત્ર તો જોઈએ જ. ભાવનાઓના પ્રદર્શન માટે કંઇક સાધન અને સાધ્ય હોવાં જરૂરી છે. એ માટે જ રાજકેદીઓ પક્ષીઓને પાળતા હતા. પંખીઓને ફસાવવાની મારી કદી ઇચ્છા નહોતી. હા, એમની સાથે ગાઢ સંબંધ-પોતાપણાં જેવો સંબંધ-બાંધવાનું મન મને હંમેશાં થયું છે જેલજીવનમાં પણ એ પ્રમાણે કર્યું. આગ્રા જેલમાં એક કબૂતરના જોડાને પાળ્યું હતું-પિંજરમાં કેદ નહોતું કર્યું. ફતેહગઢ સેંટ્રલ જેલમાં એક કાબર પાળી હતી અને એનું નામ રાખ્યું હતું રામકલી

નાની કાબર મેનાના વંશની છે અને મોટી મેના કરતા જલદી હળી મળી જાય છે. સ્ટેશનો અને ખેતરોમાં ઝુંડના ઝુંડ. કીડા અને ભોજનના એઠાં ટુકડા કે કણની તપાસમાં ઊડતી ફરે છે. ફતેહગઢ સેંટ્રલ જેલની રસોઇઘરવાળી બેરેકની આસપાસ તો સર્વભક્ષી કાગડાઓ અને નાની કાબરોનાં ઝુંડનાં ઝુંડ આવતાં હતાં. જે જગ્યાએ રેશન વહેંચાતું ત્યાં તો કાબરો આતુર બનીને ત્રાંસી નજરે ઘૂમ્યા જ કરતી. રોટલીનો ટુકડો કે રાંધેલા ભાતનો દાણો મળે કે તરત જ ગળી જતી. માખણ પર તો તે મુગ્ધ જ હતી, ક્યાંકથી જરાક પણ જો માખણ મળી જાય તો તેઓ ખૂબ સ્વાદપૂર્વક એ આરોગતી. જો કદાચ એકાદને માખણ જરા વધુ પ્રમાણમાં મળી જાય અને તે તેને એકદમ ગળી જઈ ન શકે તો એ ઝડપવા માટે બીજી કાબરો એના તરફ વધતી અને દુષ્ટ કાગડો તો લાગ મળતાં જ ઝપટ મારતો. કાગડાથી બચવા માટે કાબરો બેરેકમાં ઊડી જતી. પરંતુ બેરેકમાં ક્યારેક તેઓ બિલ્લીઓનો શિકાર બની જતી. રસોઇઘર ઉપરાંત તેઓ બેરેકોમાં અને બેરેકો પાસેના બેસવાનાં કે રમવાના મેદાનમાં ખાવાનું શોધવા આવતી. પાળેલા નોળીઆઓને જોતાં વેંત તેઓ કૈં કૈં કરીને ભયસૂચક નિશાની દેતી. અને બારી પર કે જાળી પર બેસીને પરિસ્થિતિનું અવલોકન કરતી. તથા આવશ્યકતાનુસાર બેરેકની બહાર ઊડી જતી. બેરેકોમાં અને રસોઇઘરમાં આવવાનો એમનો સમય નિશ્ચિત જ હતો. જુદીજુદી ઋતુઓમાં તેઓ જુદા જુદા સમયે આવતી

પાંચ નબરની બેરેકની પાછળના મેદાનમાં હું રેંટિયો કાંતતો કે બેસતો. બેરેકમાં તો રાત્રે પુરાવા માટે અને દિવસે થોડા સમય માટે જ જતો. ઉનાળાના બપોર છોડતા બાકીના દિવસોમાં તો હું ત્યાં કામળો બિછાવીને જામતો. ખાવાનું શોધવા ત્યાં પણ ક્યારેક કાબરો આવતી. વિચાર્યું કે શા માટે એને આકર્ષીને દોસ્ત ન બનાવાય! માખણ પર તો તેઓ પ્રાણ પાથરતી હતી માખણનો ડબો રેંટિયા પાસે રાખ્યો અને જેવી ત્રણ ચાર કાબરો કીડા-મકોડા કે અન્ય ખાવાની ચીજોની શોધમાં નીકળી કે મેં માખણની એક ગોળી એમના તરફ ફેંકી. પછી શું! ટોળું આખું ઊતરી પડ્યું અને ધમાચકડી મચી ગઈ. એક કાબરે એ માખણ પર અધિકાર મેળવ્યો અને પછી એની પાસેથી છીનવી લેવા બીજી કાબરો તેના

પર તૂટી પડી. માખણ લેવાવાળી કાબર –રામકલી– ઊડીને પાસેના આંબા પર જઇ બેઠી. તેણે માખણ ગળી જવાનો પ્રયાસ કરી જોયો; પરંતુ બીજી કાબરો એની પાછળ લાગી હતી. ડાળાંઓ અને પાંદડાંમાં છુપાઇને એણે બચવાનો પ્રયત્ન કર્યો પરંતુ એનો પીછો છોડવામાં ન આવ્યો. લાગ મળતાં જ રામકલી માખણ ગળી ગઇ અને પછી એકદમ નીચે ઊડી આવી. અને રેંટિયાથી લગભગ એ ગજના અંતરે બેઠી. તથા પોતાની ભાષામાં કચકચ અને ખિચખિચ કરવા લાગી, જાણે કહેતી ન હોય—" જોયા શું કરે છે ! તારા દ્વાર પર માગવા આવ્યા છીએ, ભિક્ષા દે." ભિક્ષુકની જેમ જ માથું નમાવી નમાવીને તે માગતી હતી. એની સાહેલીઓ પણ યાચનાની મુદ્રામાં ઊભી હતી. એમના મોં પરના ભાવ એવા હતા કે જાણે ફરિયાદ ન કરતી હોય કે–"અમને માખણ કેમ ન આપ્યું ? રામકલીમાં એવી શી વિશેષતા છે કે એને માખણ આપ્યું. અને અમને નહિ ?" એને કોણ સમજાવે કે મેં તો એમ ખાસ પક્ષપાત વગર જ માખણની ગોળી ફેંકી હતી. જે સૌથી પાસે હતી તેણે તે ઉઠાવી લીધું અને મેં એનું નામ પાડી લીધું.

બીજી કાબરોને પણ માખણ આપ્યું. એ લેવા માટે જે ઝડઝપટ થતી હતી તે જોવા જેવી હતી. પાસેના લીમડા પર બેઠેલા કાગડાઓએ આ માખણ વિતરણ–ક્રિયા જોઈ તેને તરત જ તેઓ એ બાજુ ઊતરી આવ્યા.

કાબરો જેટલી સરળ અને સાચી હોય છે એટલા કાગડા તો નથી હોતા. હંસ અને કાગડાની એ વાત તો સહુ જાણે છે કે સૂતેલા યાત્રી પર, ઉપર વૃક્ષ પર બેઠેલા હંસે પોતાની પાંખો ફેલાવીને છાંયો કર્યો અને એ રીતે યાત્રીને આરામ પહોંચાડયો અને કાગડાએ યાત્રીના મુખ પર વિષ્ટા કરી. યાત્રીએ જાગીને જોયું કે હંસ બરાબર એની ઉપર જ પાંખો ફેલાવીને બેઠો છે. યાત્રીએ ગુસ્સે થઈને તીર વડે હંસને મારી નાખ્યો. ફત્તેહગઢ જેલમાં એકવાર એક રાજકેદી બન્ને હાથોમાં ચાના પ્યાલા લઇને જતા હતા કે એક કાગડો ઊડતો ઊડતો આવ્યો અને ઊડતાં ઊડતાં જ પ્યાલાઓમાં ચરકયો. કાગડાઓના સ્વભાવ અને એની ચાલાકીથી હું પરિચિત છું. એટલે મેં તો કાગડાઓને ભગાડી મૂકવા કાંકરા એકઠા કરી રાખ્યા. જેવા તેઓ કાબરો તરફ આગળ વધતા કે તરત જ હું તાકીને કાંકરા મારતો, આથી પરિણામ એ આવ્યું કે કાબરો સમજી ગઇ કે એમની પોતાની માગણી પર માખણ મળે છે અને કાગડાઓની ધૃષ્ટતા અને ઇચ્છા માટે એમના પર પત્થર વરસાવવામાં આવે છે. ચાર પાંચ મિનિટોના સત્સંગથી જ અમે એક બીજાને સમજતા થઇ ગયા. વાચક કદાચ કહેશે કે ' ખગ સમજે ખગ હી કી ભાષા' પરંતુ તુલસીદાસના જ શબ્દોમાં કહું છું કે ' હિત અનિહિત પશુ પક્ષિહિયુ જાના. ' સૌજન્ય અને સ્નેહને સીમા જ નથી. પાગલ, સ્વભાવથી જ ક્રૂર અને પિશાચોની વાત તો જુદી જ છે.

એ દિવસ પછી રામકલી પોતાની સખીઓ અને કુટુંબ સાથે રોજ આવતી. મારા માખણમાં એ એકલી જ ભાગ પડાવતી એવું નહોતું. એના સાથીદારો પણ ભાગીદાર હતા. માખણ ખવરાવવામાં હું ખૂબ આત્મીય અનુભવતો. જેલમાં એક એવું પ્રાણી તો હતું કે જે સ્નેહ અને સહાનુભૂતિનો સંદેશો લઇને આકાશમાં વિહરતું, જેલની બહારની દુનિયામાં એની સંદેશ પહોંચાડતું હતું. કાબરની ભાષા તો હું નહોતો સમજતો, પરંતુ એની બોલી પરથી–એના ભિન્ન ભિન્ન સ્વરો પરથી–એના ઉલ્લાસ, ભય કે ચિંતા હું સમજતો હતો. દિલની ભાષા સ્વરોમાં નથી બંધાતી, વેદના અને કલેશની રેકર્ડો નથી ઉતરાવાતી. અમારો પારસ્પરિક સ્નેહ અને આત્મીયતા વધતા ગયા અને થોડા દિવસોમાં જ રામકલી સમજવા લાગી કે એનો મારા પર પૂરો અધિકાર છે. સવાર પડતાં જ તે મારી બેઠક પર આવી જતી. મારી ગેરહાજરીમાં તે ત્યાં જ બેસીને પોતાની પાંખો ફુલાવતી, અને માથું નીચું કરીને–ઝટકા મારતી હોય તેમ–કિચ કિચ કિચ કિચ્ચના સ્વર આલાપતી. પરમાત્માએ કાબરોને માથા પર ખાસ પ્રકારના વાળ દીધા છે એથી જાણે રામકલી





સેંથો પૂરીને અને શૃંગાર કરીને ન આવી હોય એવી લાગતી હતી! પરંતુ શૃંગાર જોવા માટે જુદી જુદી દષ્ટિ હોય છે. માતા, પુત્રી કે બહેનનો શૃંગાર જોનારી દષ્ટિ સાત્ત્વિક હોય છે. માદકતા કે કામુકતા એમાં હોય જ નહિ. રામકલીનું રૂપ મારા માટે એક દિવ્ય રૂપ હતું. જેવો હું રેંટિયો અને માખણનો ડબો લઇને મારા સ્થાન તરફ આગળ વધતો કે રામકલી પોતાની સખીઓ સાથે મારું સ્વાગત કરતી હોય એમ આગળ વધતી. બેસીને રેંટિયો ખોલવો એ પણ ભારે મુશ્કેલ કાર્ય થઇ જતું. ચારે બાજુ કાબરો શોરબકોર કરતી અને માખણ મેળવીને જ સંતોષ પામતી. કેટલાયે અઠવાડિયા સુધી આ પ્રયોગ ચાલ્યો અને પછી મેં ફરતાં ફરતાં માખણ ખવરાવવું શરૂ કર્યું. હું આગળ આગળ ચાલતો અને તેઓ બધી તેતરની જેમ મારી પાછળ પાછળ ચાલતી અને માખણ માટે પ્રાર્થના કર્યા કરતી. બેરેકમાં જઇને રામકલીએ એ પણ જાણી લીધું હતું કે ત્યાં મારી બેઠક કયાં રહે છે. બપોરે આરામ કરવા માટે તે મારી બેઠક ઉપર દીવાલને અઢીને પડેલ પૂણિયોના બંડલ પર બેસી જતી અને કલાકો સુધી ત્યાં બેઠી બેઠી ગાયા કરતી. ગીતની સ્વર-લહરી તો સમજાતી નહોતી, પરંતુ એનું ગીત ઉલ્લાસ અને આનંદનું દ્યોતક હતું. ત્યાં બેઠી બેઠી તે મોજ-પૂર્વક ગાયા કરતી અને હું પણ પડયો મારા બાળ-બચ્ચાંઓ સાથે મનને જોડતો બસ. હેરાનગતિ તો એકજ હતી કે તે ત્યાં એટલી ચરક પડતી કે સાફ ચાદરો પર ચરકના ડાઘ પડી જતાં. દિવસમાં કેટલીયે વાર ચરક સાફ કરવી પડતી.

રહેતાં રહેતાં રામકલી સાથે એટલું પોતા-પણું થઇ ગયું કે તે મારી સીટીને ઓળખવા લાગી. તે ઊડતી હોય અને મારી સીટીનો અવાજ સાંભળતાં જ તરત જ પાછી ફરતી અને નીચે આવીને બેસતી. એની સાથેના મારા પ્રેમ-પ્રયોગમાં હું આગળ વધ્યો. માખણનો ડબો એને દેખાડતો અને માખણ નીચે ન નાખતો. આંગળી પર જ માખણને ચોંટેલું રહેવા દેતો. રામકલી ઊડીને હાથ પર બેસી જતી અને ચાંચ મારતી. માખણ કાઢીને હું આંગ-ળી પર લગાવી દેતો અને તે લહેરથી એ ખાતી, ધીરે ધીરે તે એટલી અભય અને તોફાની થઇ ગઇ કે જો હું એને માખણ ન આપતો તો તે રેંટિયામાં ચાંચ માર્યા કરતી. રેંટિયા ઉપર બેસીને તે પોતા-નો આલાપ શરૂ કરતી તો વળી કયારેક બીજા કાંતવા વાળાઓના રેંટિયા તરફ પણ આંટો મારી આવતી. મારા ઉપર તો તેનો પૂરો અધિકાર છે એમ માનતી હતી. મારા માથા પર બેસવું, ખભા પર બેસવું, રેંટિયા પર કે રેંટિયા સામે બેસવું અને પોતાની રાગ રાગણીઓ સંભળાવવી—વગેરે તેનું કામ હતું. પરંતુ મારું અનુમાન એવું હતું કે કોઇ તેને સ્પર્શ કરે તે તેને માટે અસહ્ય હતું. એક દિવસ એક સાથીએ પોતાના મૂર્ખાઇથી તેને પકડી લીધી. ઉફ! કેવા વેદનાભર્યા સ્વરે તે ચીસ પાડી ઊઠી, જાણે કોઇ દુષ્ટાત્માએ કુલવધૂનું અપમાન કરવાનો પ્રયાસ ન કર્યો હોય! તેણે ચીસો પાડવી ચાલુ રાખી, તરત જ તેને છોડાવી. છૂટતાં જ તે જ ગતિએ તે ઊડી ગઈ અને બે દિવસ સુધી ત્યાં આવી જ નહિ. ઘણા દિવસે તેને તો જ્ઞાન થયું કે મનુષ્ય પહેલાં ભોળવીને પછી પકડે છે. એને પકડવાની શી જરૂર હતી? અમારી અક્ષુણ્ણ કીર્તિમાં અમે જ બટ્ટો શું જોઈને લગાવ્યો? સૌંદર્ય અને સુષમાં માનસિક આનંદને માટે છે. નષ્ટ કરવા માટે ખરાબ કે ગંદુ વર્તન કરવા માટે નથી. ત્રીજે દિવસે આવી તો દૂરની દૂર રહી, સીટી વગાડી. તેને હેતભર્યા અવાજે સીસકારી. માખણ ફેંકયું, પરંતુ તે ઘણી જ ડરી ગઇ હતી. તેણે દૂર પડેલ માખણ ખાધું. તૂટેલો સંબંધ ફરી જોડવો પડયો અને મૂળ સ્થિતિમાં આવતાં એક આખું સપ્તાહ લાગ્યું.

એક નવો પ્રયોગ રામકલી સાથે કર્યો. બ વર્ગના રાજકેદીને રોજ બે આનાના ફળ જેલમાં મળતાં હતાં. હું કિસમિસ અને ધરાખ મંગાવતો. એક દિવસ માખણને બદલે રામકલીને કિસમિસ આપી. કિસમિસ તો એ તરત જ ઉડાવવા લાગી. માખણ તો કયારેક કયારેક એની ચાંચની આજુબાજુ ચોંટી જતું અને એ કાઢી નાખવા માટે તે પોતાની



ચાંચ બનતાં સુધી કોઇ લાકડા સાથે આમ તેમ ઘેંસતી કે રેંટિયા સાથે કે સુકાતા કપડાં સાથે લૂછતી. કિસમિસ તો તરત જ ગળી જઈ શકાય, કિસમિસનો સ્વાદ તો એને એવો લાગ્યો કે એની તૂલનામાં માખણની તો જરાયે કદર ન રહી. અને વળી કિસમિસ ખવરાવવાની મારી રીત પણ બદલાઇ ગઇ. દરરોજ સવારે મુઠ્ઠીમાં કિસમિસ ભરીને હું નીકળતો અને રામકલી પોતાના સાથીઓ જોડે જમીન પર સાથે સાથે કે પાછળ પાછળ ચાલતી. મુઠ્ઠી ખોલીને હું આગળ વધતો અને તે ઊડીને હાથ પર બેસી જતી અને કિસમિસ ગળવા માંડતી. કયારેક કયારેક એકાદ કિસમિસ ચપટીમાં પકડીને એને દેખાડતો અને તે ઊડીને પોતાના પંજા, મારી આંગળીઓ પર ટેકાવતી અને કિસમિસ લઇ લેતી. જો હું કિસમિસ જોરથી પકડતો તો કેટલીયે વાર ચાંચ મારીને અને કેંકેં કરીને તે પોતાનો રોષ પ્રગટ કરતી કે આખરે એવું તે શું છે કે હું એને કિસમિસ નથી દેતો ! કિસમિસ ખવરાવવાનો એક વધુ પ્રયોગ કર્યો. મારાં મોંમાં, હોઠ વચ્ચે દાબીને હું રામકલીને કિસમિસ દેખાડતો તે તરત જ ઊડીને મારી ચિબુક પર બેસતી અને કિસમિસ લઈ જતી. મને કેટલો હર્ષ થતો, રામકલીની સ્વતંત્રતા અને તેના પાળી શકાય એવા સ્વભાવ પર ! આખો દિવસ તે મારી પાસે રહેતી અને સાંજે તે જેલ બહાર ઊડી જતી. વળી પિંજરામાં કેદપક્ષી કરતાં રામકલી વધુ સુખી અને વધુ પાળેલી હતી. એની સાથે કૌટુમ્બિક સંબંધ સ્થપાઇ ગયો હતો. સુખની લેણદેણી હતી. સ્વાર્થની ભાવનાનો આધાર ઊંચો હતો.

ફતેહગઢ સેંટ્રલ જેલમાં માકડનો ત્રાસ હતો. વાઘ, સેતાન અને ગુંડાઓથી હું નથી ડરતો પરંતુ મચ્છરો અને માકડોથી ગભરાઉં છું. દીવાલ અને દરમાં, છિદ્રો અને તડમાં તેઓ છુપાઇને રહેતા, અને રાત્રે લોહી પીતાં ઊંઘ ઊડી જતી. હું છિદ્રો અને તડોમાં માટી અને કડવું તેલ ભેળવીને પૂરતો. એક દિવસ ઓશીકે આરામ ખાતર પુણિયોનું બંડલ રાખ્યું. બીજે દિવસે સવારે બંડલ ખોલ્યું તો કેટલાયે માકડ એમાં ભર્યા હતા. થયું કે રામકલીને સુંદર ભોજન આપ્યું હોય તો કેવું ? બંડલ લઇને બહાર ગયો. સીટીથી રામકલીને બોલાવી. તે આવી. પૂણિઓ ખોલીને જેવી એને દેખાડી કે જરા તીરછી નજરે એના તરફ જોઇને તે તો તૂટી જ પડી. કદાચ કિસમિસ કરતાંયે વધુ સ્વાદ એને માકડના નાસ્તામાં આવતો હશે.

બેરેકની પાછળ વોલી બોલના મેદાનને અડીને આવેલી દીવાલમાં મોટી કાબરોનું એક જોડું પોતાનો માળો બાંધીને રહેતું હતું. નાની કાબરનું જોઇને તેમને પણ મારી પાસે આવવાનું સૂઝયું. મોટી કાબરો ધરાખને વધુ પસંદ કરતી. ધરાખ જો નાની કાબરના ભાગમાં આવી જતી તો તે ખાવામાં તેમને ખૂબ તકલીફ પડતી. તેમનાથી તે ગળી ન શકાતી. જમીન પર પછાડી પછાડીને તેના ટૂકડા કરી કરીને તે ખાતી. ત્યાં તો મોટી કાબરો અને કાગડા આવીને તૂટી પડતા. રામકલી તો બેરેકમાં ઊડી જતી અને ત્યાં ધરાખ ખાતી. મોટી કાબરોને હેળવવાનો બહુ પ્રયાસ કર્યો પરંતુ તેમની સાથે રામકલી અને તેની સખીઓ જેવો સંબંધ ન સ્થપાણો.

જૂનની આખરમાં એક દિવસ રામકલી ન આવી. શંકા થઇ કે કયાંક એકાદ દુર્ઘટનાનો ભોગ તો નથી થઇ ગઇને ?. દિવસો વીતતા ગયા પણ તે ન આવી. રોજ રોજ એની યાદ આવતી. પોપટ, કાગડા અને બીજી કાબરો દેખાતી પરંતુ રામકલીનો કયાંય પતો ન હતો. એની પાસે મારો સંદેશો કોણ લઇ જાય ? મનમાં ને મનમાં એના સુખની કામના રાખતો. એમને એમ બે મહિના થવા આવ્યા પરંતુ તે ન આવી. સાથીઓ કહેતો કે તેને બાજ ખાઇ ગયો કે બિલ્લી અથવા નોળિયાના પેટમાં તે પહોંચી ગઈ. એમ થયું હશે ? શી ખબર ! મને તો મનમાં એક ક્ષીણ આશા હતી કે કદાચ રામકલી ગૃહસ્થાશ્રમની





જંજાળમાં તો નહિ ફસાઇ પડી હોયને ! એના બચ્ચાની સંભાળ લેવામાં કદાચ એનાથી પિયર બાજુ ન અવાતું હોય ! અત્યારની વિવાહિત કન્યાઓ પિયર જવા તડપે છે. ભાઇના આગમન માટે માનતા માને છે. માતા-પિતાને મળવા વ્યાકુળ થઇ જાય છે. પરંતુ વાહ રે ગૃહસ્થીની જંજાળ ! જ્યા થોડાં બાળકો થયાં કે પિતૃ ગૃહ સંબંધી સ્નેહ-સરોવર સુકાવા લાગે છે, પછી એ બાજુ જવા માટે અવકાશ જ નથી મળતો. કદાચ રામકલીની જવાબદારી કંઇ વધી ગઇ હોય. મેં એને મગેલી ન માની. એક દિવસ, સપ્ટેમ્બરની આખરમાં જેવો હું કાંતવા બેઠો કે રામકલી આવીને બેસી પડી– સાથે હતું એનું બચ્ચું–મુન્ના, એટલું સુંદર અને ભોળું હતું કે વ્રજેશ મને યાદ આવવા લાગ્યો. ઘરે વ્રજેશને મેં વ્રજભાષામાં ચિઠ્ઠિ લખી કે " બેટા વ્રજેશ, મેં એક કાબર પાળી છે. એને એક વ્રજેશ છે. એની માનું નામ મેં રામકલી પાડ્યું છે. તે હાથપર બેસીને ખાય છે. " વ્રજેશની ચિઠ્ઠિ આવી– " બાબુજી, કાબરનો વ્રજેશ કેટલો મોટો થયો છે ? બધી વાતો લખો. " રામકલી પોતે તો મારી પાસે આવતી પરંતુ એનો મુન્નો જયારે આવતો ત્યારે તે ભયસૂચક અવાજે એને મારી પાસે આવતાં રોકતી. કેં : કેં: કરવામાં એની ચાંચ ખુલ્લી જ રહેતી. એને સાવધાન કરતી કે, 'હે અનુભવહીન ભોળા બાળક જરા સંભાળીને રહે. મનુષ્યનું શું ઠેકાણું ? કયાંક તને પકડી લે અને મારે તારો વિયોગ સહન કરવો પડે !' પરંતુ મુન્નો તો બહુ જલદી હળી ગયો અને પોતાની મા રામકલીની મનાઇને પણ તે ન ગણકારતો. આ રીતે રામકલી અને મુન્નો સ્નેહગઢ જેલજીવનના ખરા સ્નેહી સાથી બની ગયા હતા.

૩૦ નવેમ્બર ૧૯૪૫ ના રોજ હું જેલમાંથી છૂટયો. જેલમાંથી શ્રી. દેવેન્દ્ર શર્માએ લખ્યું – " તમારી કાબર–રામકલી–તમારી બેઠક પર કાયમ આવે છે. ચારે બાજુ જોયા કરે છે. અને એને કિસમિસ ખવરાવવી પડે છે. "

રામકલીએ મારા હૃદય-પટ પર એક અમીર છાપ મૂકી છે. લોકોને કયાંથી ખ્યાલ આવે કે એના સત્સંગથી મને કેટલી શાંતિ મળી છે. તેની આકૃતિ અને મુખમુદ્રા આજ પણ તાજાં છે. તે મને કેટલો ઓળખતી હતી !

> वह निगाहें क्यों हुई जाती हैं यारब दिलके पार;
> जो मिरी कोताहिये किस्मत से मिज़गाँ हो गयीं ।



વિશ્વની સંસ્કૃતિ આજે નાશને આરે ઊભી છે. પ્રેમ તેમ જ ન્યાયનો મહાત્મા ગાંધીજીનો સંદેશ જ આ સર્વનાશમાંથી આપણને ઉગારી શકશે. આજે જ્યારે હિંદ પ્રયોગો અને આપત્તિઓની સંખ્યાબંધ જાળમાં ફસાઇ ગયું છે ત્યારે મહાત્માજીની હાજરી અનિવાર્ય હતી. પરન્તુ શું થાય ? દરેક માણસને તેની શક્તિના પ્રમાણમાં તેના વ્યક્તિત્વનો સંપૂર્ણ વિકાસ કરવાની પૂરી તક હોવી જોઈએ. વિવેકપૂર્ણ રાષ્ટ્રીયકરણ એ આપણી નીતિ હોવી જોઇએ અને એ નીતિનું પાલન ચુસ્તપણે અને સક્રિયતાથી થવું જોઈએ.

—શ્રી કૃષ્ણ સિંહા

# રસની સંખ્યા

પ્રો. જયાનન્દ દવે એમ. એ.

કાવ્ય. નાટક, રસ, અભિનય વગેરેનાં આલેખન માટે ભરત મુનિનું "નાટયશાસ્ત્ર" સૌ પ્રથમ તરીકે સ્વીકારાયું છે. એમાં ભરતમુનિ શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર વીર, ભયાનક, બીભત્સ, અદ્દ્ભુત—એમ આઠ રસ સ્વીકારે છે.[૧] પરંતુ રસની સંખ્યાના આ વિષયમાં બધા જ રસશાસ્ત્રીઓ એકમત નથી. ભરત પછીના આલંકારિકોએ જુદી જુદી દષ્ટિ અનુસાર અને ભિન્ન ભિન્ન કારણો દર્શાવીને રસની સંખ્યા નવ, દશ, તેર —વગેરે ગણાવી છે; પણ આ બધામાં નવમા રસ–શાન્ત-વિષેની ચર્ચા, એનાં અંતર્ગત લાક્ષણિક મહત્ત્વને લીધે, અત્યન્ત રસપ્રદ અને આકર્ષક નીવડી છે. ભરતે આ શાન્ત રસને પોતાની કારિકાઓમાં ગણાવ્યો નથી, અને જ્યાં જ્યાં ગણાવ્યો છે તે તે વિભાગો નાટયશાસ્ત્રમાં પાછળથી ઉમેરાયેલા ક્ષેપકો (Interpolations) છે, એમ ઘણા વિદ્વાનોનો મત છે; છતાં "નાટયશાસ્ત્ર" પરનાં પોતાનાં ભાષ્ય "અભિનવભારતી"માં અભિનવગુપ્ત કહે છે કે અલબત્ત, ભરતે સીધી કે ઉઘાડી રીતે શાન્તને રસ તરીકે સ્વીકાર્યો નથી, છતાં "નાટયશાસ્ત્ર"માં એવી કેટલીક પંક્તિઓ છે, જેમાં શાન્તની રસ તરીકે સ્વીકારાવાની સબળ સંભવિતતા જોઇ શકાય છે, એટલું જ નહિ પરંતુ ભરત પોતે પણ આ સંભવિતતા વિષે સંપૂર્ણ સભાન હોવાનું અભિનવગુપ્ત માને છે.[૨]

પરંતુ નાટયશાસ્ત્રના કયા વિભાગો મૂળ ભરતે લખેલા અને કયા પાછળથી ઉમેરાયેલા, એ પ્રશ્નનું હજુ કશું નિર્ણાયક નિરાકરણ નથી થયું, એટલે એ દલીલને જતી કરીને આપણે માત્ર આપણાં પ્રાચીન સાહિત્યગ્રન્થોમાં નિરૂપાયેલાં આપણાં આર્યજીવન તરફ દષ્ટિપાત કરીશું તો પણ જણાશે કે શાન્તને રસ તરીકે સ્વીકારવામાં કશો જ વાંધો નથી એટલું જ નહિ પરંતુ આરણ્યકો, ઉપનિષદો, ગીતા વગેરે ઉપરથી તો એમ સ્પષ્ટ જણાય છે કે આપણું પુરાણું આર્યજીવન શમપ્રધાન હતું. મહાભારતનો પ્રધાન રસ શાંત છે[૩] એ હકીકત પણ શાંત રસના પક્ષમાં પ્રબળ પુરાવો છે. કાલિદાસ પોતાનાં 'અભિજ્ઞાન શાકુન્તલ' નાટકના છેલ્લા અંકમાં મારિચ ઋષિના આશ્રમનાં શાંત, સંયમી છતાં અત્યન્ત પ્રસન્ન વાતાવરણનું નિરૂપણ કરે છે, જે સહૃદયોને અસરકારક નીવડે તેવું છે; અલબત્ત, ગમે તેટલી સફળતાપૂર્વક અને સરસ રીતે અહીં નિરૂપાયેલો આ શાન્ત રસ માત્ર ગૌણ જ છે, મુખ્ય તો શૃંગાર જ છે, છતાં એ વાંચ્યા પછી એમ તો લાગે જ છે કે મુખ્ય રસ તરીકે પણ શાંત જરૂર સફળ થઇ શકે.

એક રીતે એમ કહી શકાય કે શાન્તને નવમા રસ તરીકે સ્વીકારી શકાય એવી પરસ્થિતિ ઊભી

---

૧ शृङ्गार हास्य करुण रौद्र वीर भयानकाः ।
बीभत्साद्भुत संज्ञौ चेत्यष्टौ नाटये रसाः स्मृताः ।
एते ह्यष्टौ रसाः प्रोक्ता द्रुहिणेन महात्मना ॥
ना. शा. ६, १५–१६

२ क्वचिद्धर्मः क्वचित्क्रीडा क्वचिदर्थः क्वचिच्छमः ।
ना. शा. १, १०६

दु:खार्थानां श्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ।
विश्रान्तिजननं काले नाटयमेतद्भविष्यति ॥
ना. शा. १, ११५

वस्नीणां च विज्ञेय नाटय वृत्तान्तदर्शनम् ।
ना. शा. १, १२१

આ પંક્તિઓ ઉપર વિવરણ કરતાં અભિનવગુપ્ત કહે છે કેઃ—

प्रतीयत एवेति मुनिनाप्यंगीक्रियत एव 'क्वचिच्छमः' इत्यादि वदता।– लोचन, पृ. १७७

ભરતની નીચેની કારિકા પણ અભિનવગુપ્તના અભિપ્રાયનું સુંદર સમર્થન કરે છેઃ—

जुष्यन्ति तरुणाः कामे विदग्धाः समयाश्रिते ।
अर्थेष्वर्थपराश्चैव मोक्षेष्वथ विरागिणः ॥
ना शा. १८, ५६

૩. આ વિષેની સરસ અને સમર્થ ચર્ચા આનંદવર્ધને પોતાના "ધ્વન્યાલોક" ના છેલ્લા ખંડમાં કરી છે.

કરવામાં બૌદ્ધ અને જૈન લેખકોનો ઘણો હાથ છે: અશ્વઘોષનાં 'બુદ્ધચરિત', 'સૌન્દરનન્દ', 'શારીપુત્ર પ્રકરણ' અને તેનાં એક દૃષ્ટાન્ત રૂપક (Allegorical Drama) નો કેટલોક વિભાગ[૪] શ્રીહર્ષનું 'નાગાનન્દ' નાટક, બૌદ્ધ લેખક રાહુલનાં નાટય ઉપરના લખાણો, જૈન અનુયોગદ્વારસૂત્ર—વગેરે ગ્રન્થો શાન્તની પ્રધાન રસ તરીકેની સફળતાના સબળ સાક્ષીઓ છે. ડો રાઘવન તો શાન્તરસને નિરૂપતાં કાવ્યો અને નાટકોની એક લાંબી હારમાળા વિસ્તારપૂર્વક આલેખે છે.[૫] ડો. રાઘવનને મતે આલંકારિકોમાંથી શાંત રસ વિષે સૌથી પ્રથમ વાસુકિએ લખ્યાનું શારદાતનય નોંધે છે,[૬] જ્યારે શંકરનને મતે શાન્ત રસને સૌપ્રથમ સ્વીકારનાર ઉદ્ભટ છે.[૭] ભામહ અને દંડી ભરતે સ્વીકારેલા આઠ રસથી પરિચિત છે, પણ પ્રેયસ્, રસવત્ અને ઊર્જસ્વિન્ એ ત્રણ અલંકારોમાં બધા રસોનો સમાવેશ કરે છે. दीप्तरसत्व कान्तिः કહીને વામન રસોને કાવ્યશૈલી અને ગુણ 'કાન્તિ' માટે મહત્ત્વના માને છે. રુદ્રભટ્ટ આઠ ઉપરાંત નવમો શાન્ત રસ સ્વીકારે છે, જ્યારે રુદ્રટ એક પગલું આગળ જઈને દસમો રસ પ્રેયસ્ પણ ઉમેરે છે. ભરતાદિએ નાટકોનાં ક્ષેત્રમાં રસનું સ્થાન સમજાવ્યું છે, જ્યારે રુદ્રભટ્ટ કાવ્યોમાં પણ રસનું સ્થાન સ્પષ્ટ કરે છે.[૮] અગ્નિપુરાણ શાન્ત સહિત નવ રસ સ્વીકારે છે, પણ શૃંગાર રસનું આલેખન પ્રધાનપણે કરે છે. ધ્વનિકાર આનંદવર્ધન[૯] અને ભાષ્યકાર અભિનવગુપ્ત[૧૦] બન્ને શાન્ત રસ સ્વીકારે છે. આનંદવર્ધન તો શાંત રસના પક્ષમાં એટલે સુધી કહે છે કે "જગતમાં જે કામસુખ છે ને સ્વર્ગનું જે મહાન સુખ છે, તે બન્ને તૃષ્ણાના નાશમાંથી જન્મતાં સુખના સોળમાં ભાગને પણ લાયક નથી.[૧૧] શાન્ત રસની સફળ નિષ્પત્તિ માટે, જનક જેવાં પાત્રોનાં નિરૂપણને પણ આનન્દવર્ધન આવશ્યક માને છે. અભિનવગુપ્ત કહે છે કે જો મૂળ આઠ રસોને એક યા બીજી રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ સાથે સંબંધ છે, તો પછી જેને જીવનનાં પરમ લક્ષ્ય-મોક્ષ, અંતિમ પુરુષાર્થ—સાથે સીધો સંબંધ છે એવા શાન્ત રસને શા માટે ન સ્વીકારવો? ત્યાર પછીના સૌ મુખ્ય આલંકારિકો મમ્મટ, વિશ્વનાથ, જગન્નાથ વગેરે—આનંદવર્ધન અને અભિનવ ગુપ્તના ઉપર્યુક્ત વિધાનને પોતપોતાની રીતે અનુસરે છે.

ટૂંકમાં, આ પ્રમાણે ઐતિહાસિક, શાસ્ત્રીય અને આર્યાવર્તની જીવન પ્રણાલિકાની દૃષ્ટિએ તપાસતાં એમ જણાય છે કે શાંતને નવમા રસ તરીકે સ્વીકારવામાં કશો તાત્ત્વિક વાંધો હોવો ન જોઈએ.[૧૨]

અનુ૦ પાન ૬૨

૪. આનું સંશોધન ડો. લ્યુડર્સે (Dr.Luders) કર્યું છે

૫. The Number of Rasas, P. 30–42

૬. The Number of Rasas, P. 11–12

૭. The Theories of Rasa and Dhavni, P. 31

૮. यामिनीवेन्दुना मुक्ता नारीव रमणं विना ।
लक्ष्मीरिव ऋते त्यागान्नो वाणी भाति नीरसा ।।
शृंगार तिलक, १, ६

૯. વ્યાકરણશાસ્ત્રમાં જે સ્થાન પાણિનિનાં સૂત્રોનું છે, વેદાંતમાં બાદરાયણનાં સૂત્રોનું છે, ને મીમાંસામાં જૈમિનીસૂત્રોનું છે, તેવું જ સ્થાન કાવ્યશાસ્ત્રમાં આનન્દવર્ધનના "ધ્વન્યાલોક" નું છે.

૧૦. ભાષ્યકાર તરીકે વ્યાકરણમાં જે સ્થાન પતંજલિનું છે. વેદાંતમાં શંકરાચાર્યનું છે, ને મીમાંસામાં કુમારિલ ભટ્ટનું છે, તેવું જ સ્થાન કાવ્યવિવેચનમાં અભિનવગુપ્તનું છે.

૧૧. यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णा क्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ।।

૧૨. સરખાવો પ્રો. હિરિયન (Prof. M. Hiriyanna) નો અભિપ્રાયઃ—

"Indeed, it would have been a strange irony of circumstance if Indians, of all, had excluded it (i. e. शान्त रस) from the sphere of art."

मंगपु ते रवीन्द्रनाथ [मैत्रेयीदेव]માંથી

[ ગતાંકથી ચાલુ ]

અનુવાદક : રમણિક મેઘાણી

"તમને એમની ખોટ બહુ સાલી હશે?" મેં પૂછ્યું.

"મેં હમણાં જ ન કહ્યું કે એક વાતમાં હું સદાયે ઉદાસીન ને નિરાસક્ત હતો. એ જ મારો સ્વભાવ રહ્યો છે. અંદર અંદરથી સર્વ વાતો વિષે અળગા રહેવાની ટેવ હતી. વળી જ્યારે એનું અવસાન થયું—એ ચાલી ગઈ ત્યારે મને પળવારનો પણ અવકાશ નહોતો. શાન્તિનિકેતનની શરૂઆત હતી, હાથમાં પૈસા નહોતા. કરજ ચડયે જ જતું હતું. કામનો કંઈ પાર નહોતો. એ સ્થિતિમાં અંગત સુખ–દુઃખ પાછળ મનને ભટકવા દેવાનો સમય જ ક્યાં હતો? વચેટ પુત્રી આલમોડામાં મરણ–પથારીએ પડી હતી, એને ત્યાં મૂકી શાન્તિનિકેતનનાં કામ સર અવારનવાર શાન્તિનિકેતન દોડવું પડતું. જવા–આવવાની દોડધામ ચાલુ જ રહેતી. ત્યારે સૌથી વધુ દુઃખ શાનું થતું ખબર છે? જેને હું મારી બધી યે વાત કહી શકું એવું મારું કોઈ ન હતું; એ વાતનું. દુનિયામાં વાતોનાં ઢગલા તો નિરંતર થયા જ કરે છે—સલાહ લેવા માટેની વાતો નહિ. પરંતુ માત્ર કહેવા અને કહેવાને માટે જ. મન એવા કોઇકને મેળવવા ઝંખતું હતું જેને બધી જ વાતો—બધું જ કંઇ કહી શકાય,—એ તો જેને–તેને કહી ન શકાય ને! જીવનમાં જ્યારે આ યુદ્ધ ચાલતું હતું, કામનો ભાર વધી રહ્યો હતો ને પુત્રી મૃત્યુપંથે આગળ વધી રહી હતી ત્યારે સૌથી વધુ દુઃખ આ વાતનું જ થતું હતું કે મારું એવું કોઇ નથી જેની પાસે હું મારું બધું......અરે એઈ પોટેટો* તારો ઇરાદો શું છે! રેડિયો ભાંગી નાખવો છે કે શું?"

આ બધી વાતો એમને મોંએ વધુવાર સાંભળી નથી. અત્યંત ટૂંકાળમાં માત્ર એક–બે વાર સાંભળી હતી. કુટુંબ જીવન વિષે, પોતાના દુઃખ–વેદના વિષે, એટલે સુધી કે પોતાની શારીરિક પીડા સંબંધી પણ તેઓ અજબ એવા મૌનધારી હતા. ને દિવસે એ કંઇક વધુ બોલત. હું સ્તબ્ધ થઇને સાંભળતી હતી. પરંતુ ઓચિંતાનો કોંક આવી ચડતાં પળવારમાં તેઓ જાગ્રત થઇ ગયા.— "એ જો તારો આ રેડિયો જાય છે....જો બચાવવો હોય તો હમણાં જ *આલુનાં હાથમાંથી એનો ઉદ્ધાર કર."

"આ શું કરો છો! મારી સાથે છેતરપીંડી? ધીરેક રહીને મારી થાળીમાં માછલી નાંખી દીધી? હું એ નહીં ખાઉં" એમણે કહ્યું.

"તમારી આ તે કેવી રીત છે કહો તો? તમે એ નક્કી ખાવાનાં હતાં, મેં આગ્રહમાં પીરસી એટલે જ નહીં ખાવ!" મેં દલીલ કરી.

"બેશક, એમ જ છે, મને મારી પોતાની ઇચ્છા ન હોય? તમે જે કહેશો એનો હું વિરોધ જ કરીશ. સદાયે આ રીતે પ્રબળ વિરોધ કર્યા વિના મારી સ્વાધીન ઇચ્છા–આનચ્છા એકદમ નાશ જ પામે ને? આમ ને આમ જ તો આ બધું થયું છે ને કે—" હમણાં આ ખાજો ને આ ન ખાજો. હવે ચશ્મા પહેરો,—અને અત્યારે પેલો ઝભ્ભો ન પહેરશો—શા માટે આટલી આધિનતા હું સહુ? શા માટે?"

"વારુ, ત્યારે હવે તમારી ઇચ્છા હોય તે લો."

"ના કદીયે નહિ, જ્યારે ઇચ્છા મુજબ લેવાનું જ કહે છે ત્યારે કહીશ—ઠીક લાગે એ મૂકી દે"—મહાદેવ મોં બીડીને જરા હસવા લાગ્યો: એટલે ગુરુદેવ બોલી ઊઠ્યા—"આ બધું મારો વનમાળી બરાબર સમજે છે."

× * *

रजनी शाउन घन
घन देया वारिषण
रिमि रिमि शवदे वरिषे
रजनी शाउन घन......

×પોટેટો;—શ્રી સચ્ચિદાનંદ રાયનું ગુરુદેવે પાડેલું નામ
×આલુ " "

# ગુરુદેવ અમારે આંગણે



मंगपु ते रवीन्द्रनाथ [मैत्रेयीदेवी]मांथी

અનુવાદક : રમણિક મેઘાણી

[ ગતાંકથી ચાલુ ]

"તમને એમની ખોટ બહુ સાલી હશે?" મેં પૂછ્યું.

"મેં હમણાં જ ન કહ્યું કે એક વાતમાં હું સદાયે ઉદાસીન ને નિરાસક્ત હતો. એ જ મારો સ્વભાવ રહ્યો છે. અંદર અંદરથી સર્વ વાતો વિષે અળગા રહેવાની ટેવ હતી. વળી જ્યારે એનું અવસાન થયું–એ ચાલી ગઈ ત્યારે મને પળવારનો પણ અવકાશ નહોતો. શાન્તિનિકેતનની શરૂઆત હતી, હાથમાં પૈસા નહોતા. કરજ ચડયે જ જતું હતું. કામનો કંઈ પાર નહોતો. એ સ્થિતિમાં અંગત સુખ–દુઃખ પાછળ મનને ભટકવા દેવાનો સમય જ ક્યાં હતો? વચેટ પુત્રી આલ્મોડામાં મરણ–પથારીએ પડી હતી, એને ત્યાં મૂકી શાન્તિનિકેતનનાં કામ સર અવારનવાર શાન્તિનિકેતન દોડવું પડતું, જવા–આવવાની દોડધામ ચાલુ જ રહેતી. ત્યારે સૌથી વધુ દુઃખ શાનું થતું ખબર છે? જેને હું મારી બધી યે વાત કહી શકું એવું મારું કોઈ નહોતું; એ વાતનું. દુનિયામાં વાતોનાં ઢગલા તો નિરંતર થયા જ કરે છે–સલાહ લેવા માટેની વાતો નહિ. પરંતુ માત્ર કહેવા અને કહેવાને માટે જ. મન એવા કોઈકને મેળવવા ઝંખતું હતું જેને બધી જ વાતો–બધું જ કંઈ કહી શકાય,–એ તો જેને–તેને કહી ન શકાય ને! જીવનમાં જ્યારે આ યુદ્ધ ચાલતું હતું, કામનો ભાર વધી રહ્યો હતો ને પુત્રી મૃત્યુપંથે આગળ વધી રહી હતી ત્યારે સૌથી વધુ દુઃખ આ વાતનું જ થતું હતું કે મારું એવું કોઈ નથી જેની પાસે હું મારું બધું......અરે એઈ પોટટો* તારો ઇરાદો શું છે! રેડિયો ભાંગી નાખવો છે કે શું?"

આ બધી વાતો એમને મોંએ વધુવાર સાંભળી નથી. અત્યંત ટૂંકાણમાં માત્ર એક–બે વાર સાંભળી હતી. કુટુંબ જીવન વિષે, પોતાના દુઃખ–વેદના વિષે, એટલે સુધી કે પોતાની શારીરિક પીડા સંબંધી પણ તેઓ અજાણ એવા મૌનધારી હતા. તે દિવસે એ કંઈક વધુ બોલત. હું સ્તબ્ધ થઈને સાંભળતી હતી. પરંતુ ઓચિંતાનો કોઈક આવી ચડતાં પળવારમાં તેઓ જાગ્રત થઈ ગયા–"અરે જો તારો આ રેડિયો જાય છે....જો બચાવવો હોય તો હમણાં જ *આલુનાં હાથમાંથી એનો ઉદ્ધાર કર."

"આ શું કરો છો! મારી સાથે છેતરપીંડી? ધીરેક રહીને મારી થાળીમાં માછલી નાંખી દીધી? હું એ નહીં ખાઉં" એમણે કહ્યું.

"તમારી આ તે કેવી રીત છે કહો તે? તમે એ નક્કી ખવાનાં હતાં, એ ખાણામાં પીરસી એટલે જ નહીં ખાવ!" મેં દલીલ કરી.

"બેશક, એમ જ છે, મને મારી પોતાની ઇચ્છા ન હોય? તમે જે કહેશો એનો હું વિરોધ જ કરીશ. સદાયે આ રીતે પ્રબળ વિરોધ કર્યા વિના મારી સ્વાધીન ઇચ્છા–અનિચ્છા એકદમ નાશ જ પામે ને? આમ ને આમ જ તો આ બધું થયું છે ને કે–" હમણા આ ખાજો ને આ ન ખાજો. હવે ચશ્મા પહેરો,–અને અત્યારે પેલો ઝભ્ભો ન પહેરશો–શા માટે આટલી આધિનતા હું સહું? શા માટે?"

"વારુ, ત્યારે હવે તમારી ઇચ્છા હોય તે લો."

"ના કદીયે નહિ, જ્યારે ઇચ્છા મુજબ લેવાનું જ કહે છે ત્યારે કહીશ–ઠીક લાગે એ મૂકી દે"—મહાદેવ મોં ભીડીને જરા હસવા લાગ્યો: એટલે ગુરુદેવ બોલી ઊઠયા-"આ બધું મારો વનમાળી બરાબર સમજે છે."

× * *

रजनी शाउन घन

घन देया बारिपण

झिमि झिमि शबदे वरिषे

रजनी शाउन घन......

---

×પોટટો;–શ્રી સચ્ચિદાનંદ રાયનું ગુરુદેવે પાડેલું નામ

*આલુ " "





"તમે ચાલ્યા ગયા પછી કાચ–ઘરમાં ચાલ્યો આવ્યો. ધાર્યું હતું કે બેઠો બેઠો વર્ષાનું ગીત સાંભળીશ. કેવી ઘોર વર્ષા શરુ થઈ છે. પરંતુ વિધાતાએ તો પથ બંધ કર્યો જ છે. અને તમે પણ એવો તો વાસીને દરવાજો બંધ કર્યો છે કે જેથી હું બેઠો બેઠો આળસ મરડું છું, ને વિચારું છું—"રજની શાઉન ઘન, ઘન દેયા બરિશણ." અરે આ શું, પણ એ નકકામા કાગળિયા શા માટે ભેગા કરો છો ?'

" આ રદ્દી–નકકામા કાગળિયા નથી. તમારી લખેલી કવિતાના કટકા છે."

"ઓહ, ત્યારે તો તમારા પ્રદર્શનમાં મૂકશો એમ લાગે છે ? તમને નહીં પહોંચી શકાય. કયાંકનાં નકકામા કાગળો, કયાંક પડેલાં ફાટેલાં જોડા, એકાદું કપડું બધું ભેગું કરો છો. આખરે તમારું મકાન બેલુર મઠ બની જશે. ઉપરાંતમાં એક ડાયરી રાખવામાં આવી છે જેમાં મારી રોજે રોજની વેર વિખેર વાતો ભેગી થાય છે. તમારા મકાનને સંગ્રહસ્થાન બનાવી દો એનો વાંધો નથી પરંતુ જીવનને સંગ્રહસ્થાન ન બનાવી દેશો. એટલો મારો આગ્રહ છે. પેલું क्षणिकामां લખ્યું છે ને કે—

फुराय जा दाओ फुराते
(જે જતું એને જવા દો)

"તો ભલે ને મારું જીવન સંગ્રહસ્થાન બનતું એમાં વાંધો શું છે ?"

"વાંધો ? જબ્બર વાંધો છે. એ સંગ્રહસ્થાનનાં 'મમ્મી' બનવાની મારી જરાયે ઈચ્છા નથી. જે કેટલાક દિવસ અહીં રહી ગયો. તમને સૌને આનંદ આપી ગયો, એ જ સારું છે. સ્મૃતિભારે દાબી શાને તમારું જીવન ભારાક્રાન્ત કરું ! આ કેટલાક દિવસોની આનંદ સ્મૃતિ જો તમારા મનમાં જળવાઈ રહે તો બસ છે, એ સ્મૃતિએ આનંદિત બનો તો વધુ સારું; પરંતુ એનો ભાર કે બોજો ન હોવો જોઈએ. તમારા જીવનમાં સમાધિ–મંદિર થવા હું નથી ઇચ્છતો. એમ કરશો તો આપણે ઝઘડી બેસીશું એ સાફ જણાવી દઉં છું."

'પેલા લખાણના જ ટુકડા છે. હવે ધ્યાન દઈને એ વાંચ ને પછી જો બહુ તકલીફ પડે તેમ ન હોય તેની નકલ કરી આપ. નહિ, નહિ. રહેવા દે. તને બહુ મહેનત કરાવું છું. તમે તો છો સુકુમારી, તમારી પાસે આવી દોઢ ગજ લાંબી કવિતાની નકલ કરાવવી સારું કહેવાય ? વારુ મને આપ એકવાર વાંચી સંભળાવું જો. અહીં આવ્યા પછી ઘણે દિવસે હું આ રીતે ફરી તને વાંચી સંભળાવું છું. અગાઉ એક ટુકડો પણ લખાયો હોય કે બોલાવીને તને સંભળાવતો. હમણાં એવું નથી થતું.' સાંજવેળા પાંચ છ સજ્જનો આવે છે, વાતચીત, રાજકીય ચર્ચા, ને સાહિત્ય સમાલોચના પણ ચાલે છે. અને બીજી યે વિવિધ વાતો ચાલે છે- પણ એ બધી જુદી જાતની.

હમણાં જ્યારે જ્યારે કંઇ લખું છું ત્યારે બાંગાલને બોલાવી નકલ કરવા આપું છું. પણ લખીને તુરત કોઈને બોલાવી સંભળાવવાનું હમણાં નથી બનતું. ખેર, લખાણ તો લખ્યું છે યે ઘણું, ને મળ્યું છે યે ઘણું, પણ એ બધું કાગળનાં રંગીન ફાનસ જેવું છે." આટલું કહી ગુરુદેવ અટકયા.

"આજ સાંજે શું વાંચશો !"

"તમે કહેશો તે."

"વાહ; તમારી સ્વાધીન ઇચ્છા જે ફરમાવશે તે નહિ ?"

"ના. આ વિષયમાં મારી સ્વાધીન ઇચ્છા આડી નહિ આવે. એ ફક્ત શું ખાવું, કેટલું ખાવું. ઘરમાં બેસવું કે વરંડામાં એ અંગે છે. અહીં તો તમે શ્રોતા છો. તમારી ઈચ્છા એ જ મારી ઇચ્છા."

'તો પછી આજે કવિતા વાંચવી પડશે.'

"ભલે વાંચીશ અને હું શેમાંથી એ વાંચું છું તે પૂછીને તેમાં તમને હરાવીશ પણ ખરો." એમણે કહ્યું:

"એમાં તમે કદીયે નહિ ફાવો. ઊલટાની હું તમને હરાવીશ. વારુ કહો તો—

'चाहे नारी तव–रथ संगिनी हवे तोमार
धनुर तूण चिन्हिया लबे–'

"આ શેમાં આવે છે?"

"આ વળી ક્યાંથી શોધ્યું, આ તો સ્વપ્નમાં પણ યાદ નથી આવતું કે મેં લખ્યું છે, નક્કી તમારા કોઈ અતિ પ્રિય આધુનિક કવિનું લખેલ લાગે છે!"

'ઓહ! એમ હોત તો તો વાત જ શું હતી. તો તો એ આધુનિક કવિને માથે ચડાવીને નાચત." મેં જવાબ આપ્યો.

—"જો, એટલું બધું કરવાની જરૂર નથી. એ મારાથી નહિ સહેવાય."

—"વિચિત્રિતા" યાદ નથી? એમાં જ તો આ છે.—"કુમાર તોમાર પ્રતીક્ષા કરે નારી, અભિષેક તરે એને છે તીર્થવારિ."

—એ ચોપડી જરા પાછળ રહી ગઈ છે, તે જાણું છું. લોકોને એનો ખાસ પરિચય નથી—અને મને પણ એ બરાબર યાદ નથી. તને અને અમારા અનિલને હરાવવા મુશ્કેલ છે.

—"દાદાજી, કંઇ ગીત ગાવને."

"જોયુંને, આવતાં જ કહે છે કે ગીત ગાવ. તારી દીકરીનો ભાપાભંડોળ અત્યંત સંક્ષિપ્ત છે, કાં ચોકલેટ આપો, કાં ગીત ગાવ. કયું ગીત ગાઉં કે જે તને ગમે? "केन नयन आपनि भेसे जाय जले नयन—ના, આ ગીત માટે હજુ તારી ઉમ્મર થઈ નથી. થોડી વાર છે. આ હજુ તારી બાને લાયક છે—" ને એ ગાવા લાગ્યા

"जेन सहसा कि कथा मने पडे,
मने पडे ना गो तबु मने पडे...
चारि दिक सब, मधुर नीरव
कन आमार पराण केन्दे मरे ।
केन मन केन एमन करे
केन नयन आपनि भेसे जाय...

—"કેમ આવું સોગીયું મોં કરીને બેઠી છો?"

આશ્ચર્ય પામું છું—તમે અમારા આ ઘરે આવશો, આ ખુરશી પર બેસીને ગીતો ગાશો, આ બધું કદી સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. કલ્પના કરતાં, પણ એ કલ્પના સાર્થક થશે કે નહિ થાય તે કોણ જાણતું હતું? આ બધાથી આશ્ચર્ય પામું છું."

'હવે પસ્તાવો કરીને શું કરીશ? જીવનમાં એવી ઘણી યે શોચનીય વાતો બની જાય છે, જે પહેલાં કદી સ્વપ્નમાં પણ કલ્પી નથી હોતી.' ગુરુદેવે ગંભીર થઇ કહ્યું.

"હું શું એ કારણે આમ બોલી હતી?"—મેં કહ્યું.

—"કઈ રીતે તારા મનની વાત જાણું? એ બધું તો—देवा न जानन्ति—કેટલો ખરચ કરાવું છું.—આજે એક ચિત્ર દોરી દઇ તારું આજનું કરજ ફેડીશ. આ મારી પ્રતિજ્ઞા છે."

—"ચિત્ર મળે એ તો સરસ, પણ કરજ ફેડવાની આવી ઈચ્છા કેમ થઈ આવી? થોડાક કરજદાર રહો એમાં શું વાંધો!"

"એ નહિ બને. જાણતી નથી સૌ કહે છે તે કે કવિઓ બહુ અહંકારી હોય છે."—

—"જેઓ એમ કહે છે તેઓએ કદી કવિને જોયા છે?"

—"કેમ? તું જે કવિને જુએ છે એને અહંકાર નથી એમ માને છે? તને ખબર નથી. એક વખત એવો હતો કે મારા દેશવાસીઓ જ મને અત્યંત અહંકારી ગણતા, અને એ વાત થોડીક સાચી પણ છે. હું કદી યે કોઇની યે સાથે પૂરેપૂરો એકદિલ થઈ શકતો નહિ. સદ્‌ગૃહસ્થો આવતાં વાત—ચીત, ટોળ—ટપ્પાં—ચર્ચાઓ બધુંય ગમતું, પણ મારા સ્વભાવમાં સદા એક જાતનું અળગાપણું રહ્યું છે.—અમારા બંગાળીઓનાં સ્વભાવ મુજબ "એ મોટાભાઇ, આવો આવો, જરા હોકોપાણી લેશોને!"—આવું મેં કદી કર્યું નથી— "મોટાભાઇ મોટાભાઈ," કરીને એકદમ આત્મિય બની જવું મને બહુ ખરાબ લાગતું. ખાસ કરીને એ જમાનામાં આ રીતે ગદ્‌ગદ્ થઇને વાતો કરવાની પ્રથા હતી. હું સદાયે દૂર જ રહ્યો. મન—પ્રાણથી પૂરેપૂરો સ્વદેશી થઈ ન શકયો, ઈચ્છા હોવા છતાં.'





થોડીવાર મૂંગા રહી અન્યમનસ્ક રહી પછી તેઓ બોલ્યા—" યાદ છે એ સ્વદેશી યુગની શરૂઆતમાં હું કાર્ય કરવા બહાર આવેલો, પણ ટકી ન શક્યો, ગદ્ ગદ્ ભાવુકતાથી ભરેલી એ આબોહવા ધીમે ધીમે ડોળાઈ ગઇ. મનમાં ધિક્કાર ઊપજ્યો. બધાં ભાષણો આપવા ઊભા થઈ જતાં એ નિરર્થક તો નહોતું, પણ જાણે એ બધાં રોતા હતા. મને એ અસહ્ય થઇ પડતું. કેમે કર્યો હું એ લોકો સાથે ભળી શક્યો નહિ. એકાદ સત્ય આદર્શ દ્વારા ચાલતી, સ્વસ્થ બુદ્ધિપૂર્વકની વિવેચનાથી પ્રતિષ્ઠિત સબળ ચરિત્ર વ્યક્તિ આપણાં દેશમાં વિરલ છે. જ્યારે જોયું કે એ ભાષણો કેવાં વ્યર્થ બણગાં હતાં. ત્યારે મને શિક્ષણ મળી ચૂક્યું હતું.

જાણે છે, જલિયાવાલા બાગનો પ્રસંગ: અહીં હજુ એ વાત બરાબર પહોંચી ન હોતી. બરાબર યાદ તો નથી પણ ઘણું કરીને મને એ ખબર ચૌધરીને ત્યાંથી મળેલા. એ સાંભળીને કેવું પ્રબળ અને અસહ્ય દુ:ખ થયેલું તે આજે પણ બરાબર યાદ છે. મનમાં થવા લાગ્યું કે શું આનો કંઈ ઉપાય જ નથી? કોઈ પ્રતિકાર જ નથી? કંઈ જ પ્રત્યુત્તર જ નથી શું? શું કંઇ જ કરી નહિ શકાય? આ પણ જો મૂગે મૂગા જ સહન કરવાનું થશે તો તો જીવન અસંભવ થઈ પડશે. એ જ રાત્રે એ કાગળ લખ્યો. રાત્રે ચાર વાગે કાગળ પૂરો કર્યો ત્યારે જ સૂવા જઈ શક્યો. કોઇને કહ્યું નહોતું આ વિષે, રથીને પણ નહિ. કારણ જાણતો હતો કે આ બધી વાતોમાં બહુ સલાહ લેવાની જરૂર નથી. એમ કરવા જતાં પછી કોઇક આડું આવે એ ભય હતો. ત્યારે મનની સ્થિતિ જ એવી થઇ હતી કે જે થઇ શકે તે કંઇક પણ તુરત જ કરવું જોઈએ.

એ જ વખતે મેં......ને કહ્યું કે તમે આ વિષે એક દેશ-વ્યાપી આંદોલન શરૂ કરો, પરંતુ તે વખતે તેઓ રાજી ન થયા ત્યારે તેમને...ની સાથે કંઇક સગવડ વિષે વાતો ચાલતી હતી. એ વણસાડવાની એમની ઇચ્છા નહોતી. પાછળથી બેશક આ વિષયને જ મધ્યબિન્દુ બનાવી એમણે અનેક ભાષણો આપ્યા હતાં. એ વેળા મને જે આશ્ચર્ય થયેલું તે વ્યક્ત કરી શકતો નથી.

એ પછી......ને મેં કહ્યું કે એક વિરોધ-સભા બોલાવવાની તજવીજ કરો, હું યે બોલીશ, તમે સૌ પણ બોલજો. એમણે જવાબ આપ્યો.—"તમે જ સભા ભરો. અમે એમાં હાજરી આપીશું. આને તમે શું કહેશો? આ બધું પોલિટીશિયનોનું પોલિટિક્સ છે. સમય જોઇને સગવડ મુજબ ચાલવું. એ સૌ સાથે મારો મેળ કદી મળી ન શક્યો. એ ખરું છે કે આ બધી વિરોધ સભાઓ બહુ લાભદાયી નિવડે છે એમ નથી. છતાં અન્યાયનો વિરોધ જો સમયસર ન કરીએ તો તે આપણી જાત પ્રત્યે જ અન્યાય છે. વિરોધ જ્યારે મનમાં ઊકળી રહ્યો હોય ત્યારે ચુપ રહેવું, કારણ એ જ સગવડપ્રદ છે. અને તે પછી જરૂર મુજબ સગવડ પ્રમાણે વિરોધ પ્રદર્શિત કરવો એ મારા સ્વભાવમાં નથી. એથી એ જ રાત્રે પત્ર લખ્યા વિના મારો છૂટકો ન હોતો. નિષ્ફળ વેદનાએ મારા મનને દાબી રાખ્યું હતું, એમાંથી છૂટવાનો બીજો કોઇ ઉપાય જ નહોતો. મારા એ પત્રથી સરકારને ભારે અપમાન લાગ્યું હતું. વિલાયતમાં પણ મેં જોયેલું કે એ વાતને લોકો ભૂલ્યા નહોતા—ભૂલી શકતા ન હોતા. રાજાનું અપમાન થયું હતું ને! અંગ્રેજ રાજભક્ત નીતિ છે. રાજાનો અનાદર એથી જ એમને માટે આટલો આઘાતકારી નિવડ્યો હતો. હું એ પહેલેથી જ જાણતો હતો. અને તેથી જ મેં એ પત્ર લખ્યો હતો. આવી બાબતમાં કંઇ જ થઈ તો શકતું નથી. કેવા નકામા અને સામાન્ય હોય છે આપણાં આ બધા વિરોધો, એથી જ વિચાર્યું હતું કે મારી પાસે જે કંઇ શક્તિ છે એનો વધારેમાં વધારે હું જે રીતે ઉપયોગ કરી શકું તેમ છું તે રીતે જ કરી છૂટીશ, અને મેં જોયું કે આપણે ત્યાં પણ લોકો એ વાતને લાંબા કાળ સુધી ભૂલી શકયા નહોતા—હજુ પણ ભૂલ્યા નથી.

"આ શેમાં આવે છે ?"

"આ વળી ક્યાંથી શોધ્યું, એ તો સ્વપ્નમાં પણ યાદ નથી આવતું કે મેં લખ્યું છે, નક્કી તમારા કોઈ અતિ પ્રિય આધુનિક કવિનું લખેલ લાગે છે !"

'ઓહ ! એમ હોત તો તો વાત જ શું હતી. તો તો એ આધુનિક કવિને માથે ચડાવીને નાચત." મેં જવાબ આપ્યો.

—"જો, એટલું બધું કરવાની જરૂર નથી. એ મારાથી નહિ સહેવાય."

—"વિચિત્રિતા" યાદ નથી ? એમાં જ તો આ છે.—"કુમાર તોમાર પ્રતીક્ષા કરે નારી, અભિષેક તરે એને છે તીર્થવારિ."

—એ ચોપડી જરા પાછળ રહી ગઈ છે, તે જાણું છું. લોકોને એનો ખાસ પરિચય નથી—અને મને પણ એ બરાબર યાદ નથી. તને અને અમારા અનિલને હરાવવા મુશ્કેલ છે.

—"દાદાજી, કંઈ ગીત ગાવને."

"જોયુંને, આવતાં જ કહે છે કે ગીત ગાવ. તારી દીકરીનો ભાષાભંડોળ અત્યંત સંક્ષિપ્ત છે, કાં ચોકલેટ આપો, કાં ગીત ગાવ. કયું ગીત ગાઉં કે જે તને ગમે ? "केन नयन आपनि भेसे जाय जले नयन—ના, આ ગીત માટે હજુ તારી ઉમ્મર થઈ નથી. થોડી વાર છે. આ હજુ તારી બાને લાયક છે—" ને એ ગાવા લાગ્યા

"जेन सहसा कि कथा मने पड़े,
मने पड़े ना गो तबु मने पड़े...
चारि दिक सब, मधुर नीरव
केन आमार पराण केन्दे मरे ।
केन मन केन एमन करे
केन नयन आपनि भेसे जाय...

—"કેમ આવું સોગીયું મોં કરીને બેઠી છો ?'

આશ્ચર્ય પામું છું—તમે અમારા આ ઘરે આવશો, આ ખુરશી પર બેસીને ગીતો ગાશો, આ બધું કદી સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. કલ્પના કરતાં, પણ એ કલ્પના સાર્થક થશે કે નહિ થાય તે કોણ જાણતું હતું ? આ બધાથી આશ્ચર્ય પામું છું."

'હવે પસ્તાવો કરીને શું કરીશ ? જીવનમાં એવી ઘણી મેં શોચનીય વાતો બની જાય છે, જે પહેલાં કદી સ્વપ્નમાં પણ કલ્પી નથી હોતી.' ગુરુદેવે ગંભીર થઇ કહ્યું.

"હું શું એ કારણે આમ બોલી હતી ?"—મેં કહ્યું.

—"કઈ રીતે તારા મનની વાત જાણું ? એ બધું તો—देवा न जानन्ति—કેટલો ખરચ કરાવું છું.—આજે એક ચિત્ર દોરી દઇ તારું આજનું કરજ ફેડીશ. આ મારી પ્રતિજ્ઞા છે."

—"ચિત્ર મળે એ તો સરસ, પણ કરજ ફેડવાની આવી ઈચ્છા કેમ થઈ આવી ? થોડાક કરજદાર રહો એમાં શું વાંધો!"

"એ નહિ બને. જાણતી નથી સૌ કહે છે તે કે કવિઓ બહુ અહંકારી હોય છે."—

—"જેઓ એમ કહે છે તેઓએ કદી કવિને જોયા છે ?"

—"કેમ ? તું જે કવિને જુએ છે એને અહંકાર નથી એમ માને છે? તને ખબર નથી. એક વખત એવો હતો કે મારા દેશવાસીઓ જ મને અત્યંત અહંકારી ગણતા, અને એ વાત થોડીક સાચી પણ છે. હું કદી યે કોઇની યે સાથે પૂરેપૂરો એકદિલ થઈ શકતો નહિ. સદ્‌ગૃહસ્થો આવતાં વાત—ચીત, ટોળ—ટપ્પાં—ચર્ચાઓ બધું યે ગમતું, પણ મારા સ્વભાવમાં સદા એક જાતનું અળગાપણું રહ્યું છે.—અમારા બંગાળીઓનાં સ્વભાવ મુજબ "એ મોટાભાઇ, આવો આવો, જરા હોકોપાણી લેશોને!"—આવું મેં કદી કર્યું નથી— "મોટાભાઇ મોટાભાઈ," કરીને એકદમ આત્મિય બની જવું મને બહુ ખરાબ લાગતું. ખાસ કરીને એ જમાનામાં આ રીતે ગદ્‌ગદ્ થઇને વાતો કરવાની પ્રથા હતી. હું સદાયે દૂર જ રહ્યો. મન—પ્રાણથી પૂરેપૂરો સ્વદેશી થઈ ન શક્યો, ઈચ્છા હોવા છતાં."





થોડીવાર મૂંગા રહી અન્યમનસ્ક રહી પછી તેઓ બોલ્યા—" યાદ છે એ સ્વદેશી યુગની શરૂઆતમાં હું કાર્ય કરવા બહાર આવેલો, પણ ટકી ન શક્યો, ગદ્ ગદ્ ભાવુકતાથી ભરેલી એ આબોહવા ધીમે ધીમે ડોળાઈ ગઈ. મનમાં ધિક્કાર ઊપજ્યો. બધાં ભાષણો આપવા ઊભા થઈ જતાં એ નિરર્થક તો નહોતું, પણ જાણે એ બધાં રોતા હતા. મને એ અસહ્ય થઈ પડતું. કેમે કર્યો હું એ લોકો સાથે ભળી શક્યો નહિ. એકાદ સત્ય આદર્શ દ્વારા ચાલતી, સ્વસ્થ બુદ્ધિપૂર્વકની વિવેચનાથી પ્રતિષ્ઠિત સબળ ચરિત્ર વ્યક્તિ આપણાં દેશમાં વિરલ છે. જ્યારે જોયું કે એ ભાષણો કેવાં વ્યર્થ બણગાં હતાં, ત્યારે મને શિક્ષણ મળી ચૂક્યું હતું.

જાણે છે, જલિયાવાલા બાગનો પ્રસંગ: અહીં હજુ એ વાત બરાબર પહોંચી ન હોતી. બરાબર યાદ તો નથી પણ ઘણું કરીને મને એ ખબર ચૌધરીને ત્યાંથી મળેલા. એ સાંભળીને કેવું પ્રબળ અને અસહ્ય દુ:ખ થયેલું તે આજે પણ બરાબર યાદ છે. મનમાં થવા લાગ્યું કે શું આનો કઈ ઉપાય જ નથી? કોઈ પ્રતિકાર જ નથી? કંઈ જ પ્રત્યુત્તર જ નથી શું? શું કંઇ જ કરી નહિ શકાય? આ પણ જો મૂંગે મૂંગા જ સહન કરવાનું થશે તો તો જીવન અસંભવ થઈ પડશે. એ જ રાત્રે એ કાગળ લખ્યો. રાત્રે ચાર વાગે કાગળ પૂરો કર્યો ત્યારે જ સૂવા જઈ શક્યો. કોઇને કહ્યું નહોતું આ વિષે, રથીને પણ નહિ. કારણ જાણતો હતો કે આ બધી વાતોમાં બહુ સલાહ લેવાની જરૂર નથી. એમ કરવા જતાં પછી કોઇક આડું આવે એ ભય હતો. ત્યારે મનની સ્થિતિ જ એવી થઇ હતી કે જે થઇ શકે તે કંઇક પણ તુરત જ કરવું જોઈએ.

એ જ વખતે મેં......ને કહ્યું કે તમે આ વિષે એક દેશ-વ્યાપી આંદોલન શરૂ કરો, પરંતુ તે વખતે તેઓ રાજી ન થયા ત્યારે તેમને...ની સાથે કંઇક સગવડ વિષે વાતો ચાલતી હતી. એ વણસાડવાની એમની ઇચ્છા નહોતી. પછીથી બેશક આ વિષયને જ મધ્યબિન્દુ બનાવી એમણે અનેક ભાષણો આપ્યા હતાં. એ વેળા મને જે આશ્ચર્ય થયેલું તે વ્યક્ત કરી શકતો નથી.

એ પછી......ને મેં કહ્યું કે એક વિરોધ-સભા બોલાવવાની તજવીજ કરો, હું બોલીશ, તમે સૌ પણ બોલજો. એમણે જવાબ આપ્યો—"તમે જ સભા ભરો. અમે એમાં હાજરી આપીશું. આને તમે શું કહેશો? આ બધું પોલિટીશિયનોનું પોલિટિક્સ છે. સમય જોઇને સગવડ મુજબ ચાલવું. એ સૌ સાથે મારો મેળ કદી મળી ન શક્યો. એ ખરું છે કે આ બધી વિરોધ સભાઓ બહુ લાભદાયી નિવડે છે એમ નથી. છતાં અન્યાયનો વિરોધ જો સમયસર ન કરીએ તો તે આપણી જાત પ્રત્યે જ અન્યાય છે. વિરોધ જ્યારે મનમાં ઊકળી રહ્યો હોય ત્યારે ચુપ રહેવું, કારણ એ જ સગવડપ્રદ છે. અને તે પછી જરૂર મુજબ સગવડ પ્રમાણે વિરોધ પ્રદર્શિત કરવો એ મારા સ્વભાવમાં નથી. એથી એ જ રાત્રે પત્ર લખ્યા વિના મારો છૂટકો ન હોતો. નિષ્ફળ વેદનાએ મારા મનને દાબી રાખ્યું હતું, એમાંથી છૂટવાનો બીજો કોઇ ઉપાય જ નહોતો. મારા એ પત્રથી સરકારને ભારે અપમાન લાગ્યું હતું. વિલાયતમાં પણ મેં જોયેલું કે એ વાતને લોકો ભૂલ્યા નહોતા—ભૂલી શકતા ન હોતા. રાજાનું અપમાન થયું હતું ને! અંગ્રેજ રાજભક્ત નીતિ છે. રાજાનો અનાદર એથી જ એમને માટે આટલો આઘાતકારી નિવડ્યો હતો. હું એ પહેલેથી જ જાણતો હતો. અને તેથી જ મેં એ પત્ર લખ્યો હતો. આવી બાબતમાં કંઇ જ થઈ તો શકતું નથી. કેવા નકામા અને સામાન્ય હોય છે આપણાં આ બધા વિરોધો, એથી જ વિચાર્યું હતું કે મારી પાસે જે કંઇ શક્તિ છે એનો વધારેમાં વધારે હું જે રીતે ઉપયોગ કરી શકું તેમ છું તે રીતે જ કરી છૂટીશ, અને મેં જોયું કે આપણે ત્યાં પણ લોકો એ વાતને લાંબા કાળ સુધી ભૂલી શકયા નહોતા—હજુ પણ ભૂલ્યા નથી.

માર્ચ : ૪૯ અંકથી ચાલુ

નવલભાઇ

ચાર વર્ષ વીતી ગયાં. રમેશનો એક પણ પત્ર નિર્મળાને મળ્યો ન હતો. અનેક વાર તે કલમ લઈને લખવા બેઠી. અનેક પત્રો લખ્યા પણ ખરા, પણ તરત જ તેનો અંતરાત્મા બોલી ઊઠતો: 'જો રમેશને મારે માટે સહેજ પણ લાગણી ન હોય, જો મારે માટે એક શબ્દ લખવાનો પણ સમય ન હોય તો હુંય શા માટે લખું ? અને એ દિવસ આવી પહોંચ્યો કે જ્યારે રમેશ પાછો સ્વદેશ આવવાનો હતો.

તા. ૨૩ મીએ બપોરની સ્ટીમરમાં રમેશ આવવાનો હતો. દેશમાંથી રમેશનાં બા–બાપુજી આજે તેને સત્કારવાને આવ્યાં હતાં. આજે તેમના આનંદનો પાર ન હતો. જ્ઞાતિજનો પણ મોટી સંખ્યામાં સ્ટીમર પર સત્કાર માટે ગયા હતા. નિર્મળાએ પણ તૈયારી કરી. નવી સારી પહેરી. સુંદર વાળ ઓળ્યા. પાઉડર છાંટ્યો અને હાથમાં પર્સ લઈ તે પણ સ્ટીમર પર પહોંચી. બરાબર ત્રણ વાગે સ્ટીમર આવી. રમેશને જોતાં જ બધાંની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. ફક્ત નિર્મળા જ જડ પથ્થરની જેમ ઊભી હતી. તેને થાતું હતું કે તે ક્યારે મારી સામે નજર કરે !

એક બીજાને ભેટતો હસ્તધૂનન કરતો રમેશ નિર્મળા પાસે આવ્યો. નિર્મળાને આશા હતી કે બે પ્રેમભરી આંખો તેના પર પણ ઠરશે. પણ રમેશે માત્ર એક જ વાક્ય કહ્યું, 'કેમ છે ?' અને તે આગળ ચાલ્યો ગયો.

નિર્મળાના સ્વમાન ઉપર જાણે ઘા પડ્યો હોય તેમ તેણે અનુભવ્યું. અને તેના દિલમાં થયું 'જો તેને મારી સાથે ન બોલવું હોય તો મારે ય શી ગરજ છે ? હું જોઉં છું કે તે કેમ બોલતા નથી ?'

ટેક્સી કરી સૌ ઉતારે ગયાં. નિર્મળા પણ રમેશની સાથે ગઈ. લલિતાગૌરી નિર્મળાની આ હિંમત જોઈ આભા જ બની ગયાં. અને મનમાં ને મનમાં ધૂંઆફૂંઆ થઈ ગયાં. પણ જાહેરમાં કહી પણ શું શકે ?

એક બે દિવસ રમેશ મુંબઈમાં રોકાયો. બંને એકજ બંગલામાં રહેતાં હતાં પણ નિર્મળાને વાત કરવાની તક જ ન મળતી. રમેશને તો લેવી ય ક્યાં હતી અને લલિતાગૌરી તો ચાહતાં કે આ કાળ-મુખી જાય તો જ સારું. એમને થતું આણે રમેશનું જીવન ધૂળ કર્યું. આણે જ અમારા કુટુંબને વગોવી નાખ્યું.

પાંચ વર્ષના પરદેશ–નિવાસને કારણે ત્યાંના શિષ્ટાચારથી તો તે સંપૂર્ણ ટેવાઈ ગયો હતો. દુશ્મન સાથે ય ભલે દિલમાં પ્રેમ ન હોય છતાં 'આપને મળીને ખૂબ ખુશી થઈ છે' એવું કહેવું એ તેને મન સામાન્ય હતું. એટલે સભ્યતાની રીતે તો નિર્મળા સાથે બધી રીતે બોલતો પણ જાણે એક ત્રાહિત હોય તે રીતે. જાણે પતિપત્નીનો સંબંધ જ ન હોય એવી અલિપ્તતાથી. પણ લલિતાગૌરીથી તો આટલુંય સહ્યું ન જતું. તે તો ઇચ્છતા કે ક્યારે આ કાળમુખી અહીંથી ખસે. પણ હવે નિર્મળા ખસે એમ ક્યાં હતી. પહેલાંની ગરીબ બિચારી નહોતી રહી.

ત્રીજે દિવસે સૌ પોતાના વતન રામેશ્વર જવા નીકળ્યાં. કોઈએ નિર્મળાને સાથે આવવાનું સુદ્ધાં ન કહ્યું. પણ નિર્મળા તો હવે ઘડાઈ ગઈ હતી. એને એવા આવકારની ક્યાં જરૂર હતી? તે ગાડી પર પહોંચી. અને રમેશના જ ડબ્બામાં પેસી ગઈ. આ વર્તન જોઈ લલિતાગૌરી તો બળી જતાં અને થતું કે ક્યારે આ અહીંથી ટળે.

સૌ ઘેર પહોંચ્યાં. નોકરે બધી વસ્તુઓ ગોઠવી. રમેશ તકિયે આડો પડ્યો. બે બહેનો તેની બે બાજુએ બેસી પંખો નાખવા લાગી. નિર્મળા સામે જ બેઠી. મહેમાનો હતાં તેમને માટે ચા તૈયાર કરવાની હતી. સાસુની પણ આજે નિર્મળાને હુકમ કરવાની હિંમત ન ચાલી અને કર્યો હોત તોપણ કેવો જવાબ મળ્યો હોત તે કોણ કહી શકે. સાસુ અકળાતાં અકળાતાં અંદર ગયાં. નોકરે ચા બનાવી. સાસુ ચાની ટ્રે લઈને બહાર આવ્યા. બધાંની સાથે નિર્મળાએ પણ ચા લીધી.





આજ સુધી રસોડામાં પુરાયેલી નિર્મળા હવે બહાર નીકળી હતી. સાસુ નણંદ રસોઈ કરતાં હતાં. નિર્મળા અંદર જતી તો માત્ર શિષ્ટાચાર ખાતર રોટલી વણવા લાગતી અને તે પણ તરત જ બહાર નીકળી જતી. તેને થતું જો મને પત્ની તરીકે સ્થાન ન હોય, ઘરની વહુ તરીકે મારું અહીં સ્થાન ન હોય તો મારે દાસી શા માટે બનવું?

ત્રણ દિવસથી નિર્મળા રમેશને એકાંતમાં મળવાનો લાગ ખોળતી હતી. પણ તે મળતો ન હતો. આજે અચાનક સૌ નીચે કામમાં હતાં. નિર્મળા ઉપર હતી. રમેશ પોતાની પેટીમાંથી કાંઈ કાઢવાને આવી પહોંચ્યો. નિર્મળા પાસે ગઇ. તેણે બોલવાનું તો ખૂબ ખૂબ વિચાર્યું હતું. તેણે સંકલ્પ કર્યો હતો કે આજે તો છેવટની વાતો કરી લઉં. પણ જ્યાં તે રમેશની પાસે ગઈ ત્યાં જ તેની આંખમાં આંસુ આવી ગયાં. તેનું માથું તેના ચરણમાં ઢળી જવાને નીચું થઈ ગયું. પણ તરત જ નિર્મળા જાગૃત થઈ ગઈ.

રમેશે કહ્યું 'આ શું?'

નિર્મળા કાંઈ જ બોલી શકી નહિ. રમેશ પોતાને જોઇતી વસ્તુઓ લઈ નીચે ચાલ્યો ગયો.

નિર્મળાને પોતાની નિર્બળતા ઉપર ક્રોધ છૂટયો. એને થયું આથી તો ભગવાને મને આંખો અને જીભ ન આપી હોત તો સારું. પણ વળી પાછું મન વાળ્યું. હજુ કયાં નાસી ગયું છે. કાલે....

સાત દિવસ રમેશ અને નિર્મળા એક જ નાના સરખા મકાનમાં રહ્યાં. છતાં ભાગ્યે જ એકાદ-વાર બંનેએ વાત કરી હશે. કદી રમેશ તું શું ભણે છે? અંગ્રેજી કયાં સુધી આવડે છે એમ પૂછી પરીક્ષા કરતો અને ત્યારે નિર્મળા નિરુત્તર જ રહેતી. અને નણંદો હસી પડતી. અને લલિતાગૌરી બોલી ઊઠતાં 'ભણી? ભણવાનું દિલ હોય તોને? આટઆટલા રૂપિયા બગાડયા પણ બધુંય ધૂળ. ત્યાં તો ભણે કે સહેલ સપાટા કરે! કોઈ બીજી હોય તો ચાર વરસમાં કેવી ય થઈ જાય?'

પણ નિર્મળા બિચારી આનો શો જવાબ આપે. આટલી ઉંમરે અને આવી પરિસ્થિતિમાં ભણાય પણ શું? એટલે તે તો મૂંગી જ રહેતી.

સાત દિવસોમાં તો સાસુયે રમેશને અને નિર્મળા વચ્ચે સાત સાગર જેટલું અંતર પાડી દીધું. રમેશના દિલમાં નિર્મળા માટે જે થોડી પણ લાગણીની ઝરણી હતી તેને સહરાના રણ સમી કરી દીધી.

રમેશ મુંબઈ ગયો. નિર્મળાએ પણ મુંબઈની ટિકિટ કઢાવી. રમેશને સારી નોકરી મળી ગઈ હતી. એટલે મલબારહીલ પર સુંદર બંગલો લઈ રહેવા લાગ્યો. નિર્મળા એમ તો સ્વમાની હતી. અને શહેરે એના સ્વમાનને વધુ જાગૃત કર્યું હતું. તે પોતાના છાત્રાલયમાં ગઈ. હવે શું? શું આમ જ જીવવું. એક દિવસ નિર્મળાએ નક્કી કર્યું કે બસ આજથી મારે તેમની પાસે જ જઈને રહેવું છે. સાંજે સુંદર વસ્ત્રો પહેર્યાં. બની ઠની. અને સંધ્યાકાળે તે મલબાર હીલ જવા નીકળી.

'વિનોદવીલા'એ પહોંચી ત્યારે ત્યાં કોઈ જ ન હતું. એક સોફા ઉપર તે બેઠી. થોડી વારમાં રમેશ અંદરથી બહાર આવ્યો. સાંજના વખતે નિર્મળાને પોતાના મકાનમાં જોઈ આભો જ બની ગયો. છતાં ખૂબ શિષ્ટતાથી વાત કરવા લાગ્યો. અને કહ્યું, 'મહેરબાની કરી તમે અત્યારે મારે ત્યાં રહો એ ઠીક ન ગણાય'.

"શા માટે ?"

"લોકો બીજું ધારશે ?"

"શું ધારવાના છે ! હું અને તમે પરણેલાં છીએ, એમાં બીજું ધારવાનું શું છે ?"

"હું એ નથી માનતો.'

'તો શું આપણે પરણ્યાં નથી ?'

'ના! આપણાં માત-પિતાએ આપણને પરણાવ્યાં છે. એમના મોહને ખાતર હું પરણ્યો છું. હવે હું પેલો આજ્ઞાંકિત રમેશ રહ્યો નથી. મારે પણ જીવન છે. મને પણ ભગવાને વિચારવાની શકિત આપી છે.'



'તેની હું કયાં ના કહું છું, અને તે વખતેય કયાં નહોતી. આજ પાંચ વરસથી તમારા ઘરમાં રહી છું. બધાંની સેવા ચાકરી કરી છે. હવે કયાં જઉં ? જો તમારા આ જ વિચારો હતા તો મને પહેલેથી જણાવવું જોઇતું હતું.'

'લગ્ન પણ કયાં મારી મરજીથી થયું હતું ?'

'તો પરણ્યા'તા શું કામ? કીકા તો નહોતા ને?' નિર્મળા જુસ્સામાં ને જુસ્સામાં બોલ્યે જતી હતી. કોણ જાણે દિવસોનું મનમાં ભરી રાખેલું આજે રમેશ આગળ ઠાલવતી ન હોય. રમેશને પણ આ જાતનો પહેલો અનુભવ હતો અને તે પણ હિંદની એક સ્ત્રી અને તેમાં ય ચાર ચોપડીય માંડ ભણેલી નિર્મળાના આવા બોલ.

આઠના ટકોરા પડયા. રમેશે વાત બદલી અને પ્રેમથી કહ્યું: 'મહેરબાની કરી હવે તું જઇશ. આપણે કાલે મળીશું.'

'હું જવાની નથી, તમારી પત્ની છું. મારો આ ઘરમાં તમારી સાથે રહેવાનો હક છે.' નિર્મળાએ મક્કમતાથી કહ્યું અને તકિયે અડકીને બેઠી. થોડી વાર તો રમેશ મૂંગો જ રહ્યો. અને વળી પાછો કાંઈ વિચાર આવ્યો હોય એમ ઊભો થઈ નજીક આવ્યો.

'મહેરબાની કરી જાવ નહિ તો...'

'નહિ તો તમે શું કરવાનો છો ?'

'શું ? મારે જબરજસ્તીથી તમોને બહાર ધકેલી દેવા પડશે'.

'જોઉં છું હું.' નિર્મળાએ કહ્યું.

ત્યાં તો રમેશે બાવડું પકડયું બહાર કાઢી. નિર્મળાએ બૂમો પાડવા માંડી. અને તમાશાને તેડું શું ! મલબાર હીલના સુધરેલા લત્તામાં આ નવું જ દૃશ્ય હતું. અને તેમાં આ ભાઈ પણ અમેરિકા જઇ આવેલા હતા. શું છે ? શું છે ? કરતાં કરતાં પાંચ પચાસ માણસ ટોળે થઇ ગયાં. ઝાંપાની બહાર નિર્મળાને મૂકી તે એકદમ મકાનમાં પેસી ગયો. શરમ અને ક્રોધથી તેનો ચહેરો લાલ બની ગયો હતો. ઘરમાં પેસી એકદમ તેણે બારણું બંધ કરી દીધું અને હાથ ચોળતો ચોળતો ઓરડામાં આંટા મારવા લાગ્યો. 'આ મને અહીં પણ સુખે જીવવા નહિ દે. આના કરતાં અમેરિકાથી પાછો ન જ આવ્યો હોત તો શું ખોટું ? પણ મારા માબાપને ખાતર ત્યાં બધું જ હતું. પૈસા હતા, પ્રતિષ્ઠા હતી. અને સુખી જીવનની અનેક શકયતાઓ હતી. છતાં અહીં આવ્યો. એને જોઇએ તે આપું. તો ચાહે તો બીજા સાથે પરણાવવાની વ્યવસ્થા કરી આપું પણ એની સાથે તો રહી જ કેમ શકાય. એની સાથે રહેવાનો વિચાર માત્ર મને કંપાવી મૂકે છે. એથી વિધુર રહેવું સારું.

આ જીવન ! આ બંધન ! આ સમાજ ! આ લગ્ન ! રમેશનો અંતરાત્મા અકળાઈ ઊઠયો. એટલામાં નોકરે આવી તેને ચા આપી. બે કપ ચા પીધી ત્યારે માંડ તેનું મન સ્થિર થયું.

આ બાજુ નિર્મળા ચોટ ખાધેલી નાગણની જેમ ધૂંઆંફૂંઆં થતી બહાર નીકળી. લોકો એના તરફ જોઇ રહ્યા હતા. આ કોણ અને આવી સભ્ય સોસાઇટીમાં આ શું ? લોકોએ ગમે તેવી અટકળો કરવા માંડી. પોતાની આ દશા જોઇ તે એકદમ ત્યાંથી ચાલી નીકળી. તે મૂઢવત ચાલતી હતી. કયાં જાતી હતી તેનું તેને ભાન ન હતું. કયાં જવું તે પણ તેની કલ્પનામાં ન હતું. આ તેનો આખરી પ્રવાસ હતો.

બાજુ પર સાગર ગર્જતો હતો. દૂર દૂરથી આવતાં મોજાંઓ શિલાઓ ઉપર પછડાતાં હતાં. આજે નિર્મળાના અંતરમાં પણ વિચાર મોજાંઓ એવા જ પછાડા મારી રહ્યાં હતાં. તે સાગરનાં કાળામેશ પાણી પર નજર નાખંતી નાખતી નીચે ઊતરી. ચોપાટીના એક ખૂણામાં જાણે એને કોઇ ન બોલાવી રહ્યું હોય તેમ ગઈ. અને જેમ જેમ પાણીની વધુને વધુ નજીક ગઈ તેમ તેમ જાણે કોઈ આજે એને બોલાવી ન રહ્યું હોય તેમ તેના પગલાં ઉતાવળાં બન્યાં, ભરતી વધતી જ જતી હતી. પાણીની પાસેની એક શિલા ઉપર તે બેઠી. હવે





જીવીને શું? મારે શા માટે જીવવું ? આજ સુધી તો આશા હતી કે તે આવીને અપનાવશેઃ પણ હાય તે કેટલો નિષ્ઠુર નીકળ્યો. ભગવાન એનું ભલું કરે. અરે ના...ભલું શા માટે. ભગવાનને જે કરવું હોય તે કરે. એને અને મારે શો સંબંધ?

અચાનક દિલમાં કાંઈ તરંગ ઊઠ્યો હોય તેમ તે ઊભી થઈ. અને સાગરની પાસે પહોંચી. અંજલિમાં પાણી લીધું અને પ્રાર્થના કરવા લાગીઃ 'બસ હવે મારું કોઈ જ નથી. હે સાગર ! અસંખ્ય જીવો, પાષાણો અને પહાડોને જો તું તારા અંતરમાં સંઘરે છે તો મનેય... અને તે આગળ વધી. પાણી ઢીંચણ સુધી આવ્યું. અને તે ઊભી રહી.

પણ મૃત્યુથી શું ? એક નવો જ વિચાર તેના મનમાં ધસી આવ્યો. હું શા માટે મરું ? જોઉં છું હવે એ ય કેવો સુખી થાય છે. હવે હું જીવીશ રમેશને દુઃખી કરવાને. એણે મને દુઃખી કરી તો હુંય એને ઝંપવા નહિ દઉં. મારા અંતરમાંથી ઊઠતી આહ એને બાળીને ભસ્મ કરી નાખશે. મારી આંખોનો અગ્નિ એના દિલની એકેએક આશાઓને સૂકવી દેશે. હું કાયર હતી. મારે મરવાની શી જરૂર. મરવું હોય તો તે મરે. હું જીવીશ. એની સામે, એની આંખ સામે જીવીશ અને એના જીવનને ધૂળ કરીને ઝંપીશ.

તે પાણીમાંથી બહાર નીકળી અને ભીને કપડે જ પોતાની ઓરડીએ પહોંચી. બાર વાગી ગયા હતા. નોકરે દૂધ રાખ્યું હતું. ત્રણ કપ ચા બનાવી પીધી અને પથારીમાં પડી...વળી પાછું પેલું દૃશ્ય આંખ સામે આવી ખડું થયું. એક પુરુષે તેનું બાવડું પકડી બહાર ઢસડી. આ મારું નહિ સ્ત્રીજાતિનું અપમાન છે. હું એને ય બતાવીશ એક દિવસ એ જ ભીખ માગતો મારે બારણે આવશે. અને હું...અરે ભલે ન આવે. આજ સુધી હું એમને સુખી કરવાને હોમાઈ જવા ચાહતી હતી. હવે, હવે..એના અણુએ અણુ બાળીને ભસ્મ કરીશ.

આખી રાત એના દિલમાં આ ને આજ વિચારો ઘોળાયા કર્યા. ઊંઘ તો આવે જ ક્યાંથી ? સવારે ૮ વાગે જ્યારે તે બહાર નીકળી ત્યારે તેની આંખો લાલ હતી. વાળ વિખરાએલા હતા. ચહેરો વિચિત્ર થઇ ગયો હતો. બે કપ ચા પીધી. અને વળી પાછી પથારીમાં પડી. અગિયાર વાગવા આવ્યા. તેણે કપડાં બદલ્યાં. તદ્દન નવી સાડી પહેરી. મોઢે પાઉડર વગેરે છાંટયું. હાથમાં પર્સ લીધી અને જાણે કોઇને મળવા જતી હોય તેમ તે બહાર નીકળી. બધું જ બરાબર હતું માત્ર આંખો અને ચહેરા પર કડકાઇની રેખાઓ અંકાઇ હતી.

બરાબર સાડા અગિયાર વાગે તે ફોર્ટની એક ઓફિસ પાસે આવી પહોંચી. અમેરિકન ઓફિસ હતી. જાણે પરિચિત હોય તેમ અંદર ઘૂસી અને ચપરાસીને પૂછ્યું. "મી. રમેશ કહાં હૈ?" ચપરાસી એકદમ ઊભો થયો અને નિર્મળાને અંદર લઈ ગયો.

રમેશ અહીંની ઓફિસનો મુખ્ય મેનેજર હતો. સારો પગાર અને પ્રતિષ્ઠા પણ હતી. રમેશ પોતાના કામમાં ગૂંથાયો હતો. ચપરાસીએ સલામ કરી. નિર્મળા રજા લીધા વગર જ સામી ખુરસી પર બેસી પડી. રમેશે આંખ ઉઠાવી. અને નિર્મળાને જોતાં જ એના હોશ કોશ ઊડી ગયા.

'તું અહીં ક્યાંથી ?'

'મુંબઈમાંથી'

'અહીં શા માટે ?'

'મારી મરજી.'

રમેશને ગઈ કાલનો પ્રસંગ યાદ આવ્યો. એને થયું જો વળી પાછું ગઇ કાલના જેવું અહીં પણ થયું તો આવી જ બન્યું. એટલે તે એકદમ ઊભો થયો અને નિર્મળાને કહ્યું. 'ચાલો આપણે બીજે જઇને વાતો કરીએ.'

નિર્મળા અક્કડાઈથી રમેશની પાછળ ચાલવા લાગી. પાસે જ એક રેસ્ટોરાં હતો. તેમાંથી ખાનગી ઓરડી ખોલી બંને અંદર દાખલ થયાં રમેશે ચા મંગાવી અને ટેબલ પર માથું ઢાળી નમી પડયો. નિર્મળા અક્કડાઈથી બેઠી હતી. થોડી વારે પોતાની



જાતને સ્વસ્થ કરી, રમેશે કહ્યું,' નિર્મળા! તેં આ શું કરવા માંડયું છે?'

'મેં?'

'હા તેં. ગઇ કાલે બધા વચ્ચે મારી ફજેતી કરી.'

'ફજેતી કોની? મારી કે તમારી. આ તમારી સભ્યતા! એક સ્ત્રીને રાતના નવ વાગે ઘરમાંથી બાવડું ઝાલી બહાર હાંકી કાઢતાં શરમ ન આવી? તમે તો દરવાજો બંધ કરી અંદર પેસી ગયાં. બહાર જોયું મારી શી દશા થઈ હતી? લોકોએ મારા તરફ આંગળી કરી હશે કોઇ દગારી–હશે કોઈ ...તમારે શું? બોલો, બોલો કોની ફજેતી થઇ? હું નહોતી જાણતી કે પુરુષો આટલા ક્રૂર પણ બની શકે છે. મેં તમારે માટે જીવન હોમ્યું હતું. તેટલા માટે જ આવી હતી પણ...."

'પણ હું શું કરું, આપણે સાથે રહી સુખી નહિ થઈ શકીએ.' રમેશે કહ્યું.

'હું સુખી થવા ય કયાં ચાહું છું. અમારે સ્ત્રી જાતિને સુખ શું? તમોને સુખી કરવાને અમે તિલ તિલ કરીને જીવીએ, અને તમે પુરુષો. અમે ભુલ્યાં. સુખ...અદ...હ?..એય એક કલ્પના છે.'

'પણ તું આ ગાંડા જેવું શું બોલે છે.'

'આ ગાંડપણ નથી. હું આજ સુધી ગાંડી હતી. આઠ વરસ સુધી ગાંડી હતી કે તમારે માટે હોમાઈ જવાને તૈયાર થઈ. આઠ વરસ સુધી તમે સુખી થાવ એ જ ભાવના અંતરમાં ભરી જીવી. આજે હું ડાહી થઈ છું. ના. તમે ઠોકર મારી મને ડાહી કરી છે.'

એટલામાં ચા આવી. નિર્મળાએ પોતાનો કપ ભર્યો અને ખુરસીને અઢેલીને આરામથી ચા પીવા લાગી. બે ઘૂંટડા પી 'આજ સુધી હું ભાવનાથી જીવતી હતી. હું તમારી જાતમાં મારી જાતને હોમી દઈ તમોને સુખી કરવા ઝંખતી, પણ રમેશ! એ પુરુષના ભાગ્યમાં કયાંથી?'

'પણ તું મને શું કામ દુઃખી કરે છે?'

નિર્મળા હસી પડી. 'દુઃખી? તને દુઃખી કરવાને જ જીવું છું. નહિ તો હવે મારે જીવીને ય શું? કોને માટે રમેશ! હવે મારા જીવનનો એક જ હેતુ છે અને તે તને રડતો કકળતો જોવાનો.'

'તેથી તને શો ફાયદો?'

"સંતોષ." મારે હવે હૃદય નથી. ભાવના નથી. લાગણી નથી. જે કોઇ હતું તે દિવસે બધું ઢોળાઈ ગયું.' નિર્મળાએ કહ્યું.

'ચાલો મારે ઓફિસમાં મોડું થશે.'

નિર્મળાએ કહ્યું. 'સો રૂપિયા આપ.'

'હું તેની કયાં ના પાડું છું. તારે પૈસા જોઇએ તેટલા લે પણ આમ શું કામ કરે છે. તું કહે તો હું તારી બીજે પરણાવવાની વ્યવસ્થા કરી આપું.'

'પરણવું, બીજે, હવે પરણવાને જ હું પાપ માનું છું. પરણવું એ નારીજાતિનું અપમાન છે. હવે પુરુષને પરણું. છટ. હવે કદી નહિ બને.'

રમેશે સોની નોટ નિર્મળાના હાથમાં મૂકી અને બંને બહાર નીકળ્યાં. રમેશ નીચું ઘાલી પોતાની ઓફિસમાં ગયો અને ગર્વથી નિર્મળા ચર્ચગેટ તરફ ચાલી નીકળી. [ ચાલુ—



# મંજુલા

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

તે દિવસે બાને રોકડું જ સંભળાવી દીધું. કૉલેજની વક્તૃત્વ સભાએ નક્કી કરી નાખ્યું હતું કે વ્યક્તિ પોતાના લગ્ન માટે સ્વતંત્ર છે. માતા-પિતા, જ્ઞાતજાત, સમાજ કે કશાની પણ પરવા કર્યા વિના યુવક યુવતીએ પોતપોતાના સાથી શોધી લઈ તેની સાથે સંસાર માંડી દેવો. દરેક વ્યક્તિને માટે લગ્ન ફરજિયાત ન હોવું જોઈએ એમ પણ નક્કી થયું હતું. મારે માટે તો આ કૉલેજની પહેલી જ વકતૃત્વ સભા હતી ને એનો નિર્ણય પાલનને માટે નહિ તો શું માત્ર ચર્ચાને માટે જ થોડાં થતાં હતાં? મેં બાને કહ્યું:

"બા, હવે હું મોટી થઈ છું, એટલે એક વાતે મારે તને ચેતવી દેવી જોઈએ."

"કેમ શું છે?"

"એ જ કહું છું. આપણા સમાજમાં બધે ચાલે છે તેમ તમે બધાં મારા લગ્ન માટે આતુર છો એ હું જાણું છું. મારે માટે તમે વર પણ શોધતા હશો. પણ આજની છોકરી હવે એ વાત નહિ ચલાવી લે. હજુ તો મેં પરણવું કે નહિ તે જ નક્કી વિચાર્યું નથી. જ્યારે મને લગ્ન કરવાનું જરૂરી લાગશે ત્યારે હું જ મારો સાથી શોધી લઈશ. માત્ર તમારા આશીર્વાદ માગીશ."

આ સાંભળીને બા સ્વાભાવિક રીતે જ ગભરાઈ ગઈ. કન્યા પોતાના વર વિષે વડીલોની સમક્ષ કાંઈ જ કહી ન શકે એ વાતાવરણમાં ઊછરેલી મારી બા મારા આ સ્પષ્ટ ઉદ્ગારોથી ગભરાઈ જાય એ સ્વાભાવિક હતું. બાનો પ્રેમાળ સ્વભાવ મારી મરજી વિરુદ્ધ કાંઈ પણ કરી શકવાને સમર્થ ન હતો એમ જાણતી હોવા છતાં મેં આમ કહ્યું. બા કાંઈ બોલી નહિ એટલે મેં જ કહ્યું.

"બા, તને દીકરી પરણાવવાની હોંશ હશે પણ મને સુખી જીવન જીવવાની હોંશ છે, એટલે હું તમારી પાસે માગી લઉં છું કે તમે આ વિષયમાં મને સંપૂર્ણ સ્વતંત્રતા આપજો."

"મંજુ, તું કેમ આજે આવી વાત કરે છે? તારા બાપુજી કહે તેમ આપણે કરવાનું." આ સિવાય બાને બીજો કોઈ જવાબ આપવાનો હતો નહિ.

"આ વાત હું બાપુજીને નહિ કહું. એ પણ તારે જ કહેવાનું." પણ બાપુજી પાસેના ઓરડામાં જ હતા. તેમણે આ વાતની ગંભીરતાને ધ્યાનમાં રાખી. પુરુષસહજ ધીરજ અને વ્યવહારિકતાથી કહ્યું.

"બહેન, હમણાં તું તારો અભ્યાસ સંભાળ, અમે કાંઈ તારા દુશ્મન છીએ કે તને દુ:ખ થાય એવું કાંઈ કરીએ? તું અમારા પર વિશ્વાસ રાખજે."

બાપુજી સાથે આનંદગમ્મતની વાત કરવા જેટલી છૂટ તો હતી પરંતુ લગ્ન જેવા અંગત પ્રશ્ન વિષે વાત ઉપાડતાં રહેતો સ્વાભાવિક સંકોચ બાપુજીએ જ વાત ઉપાડી હોવાથી દબાઈ ગયો. મારા વિચારોથી એમને પરિચિત કરી દેવાનો આ અનુકૂળ મોકો હતો એટલે મેં કહ્યું:

"બાપુજી, એ વાત તદ્દન સાચી છે. પરંતુ સમાજમાં બનતું આવે છે તેમ તમે મને ગમતું જ હશે એવા ખ્યાલમાં રહી કાંઈ નક્કી કરી લેશો ને પછી કાંઈ વિષમ પરિસ્થિતિ ઊભી થાય, તે પહેલાં આટલો ખુલાસો કરી લેવો મને ઠીક લાગે છે. મારો માર્ગ મારી જાતે જ શોધી લેવાની સ્વતંત્રતા હું તમારી પાસે માંગી લઉં છું."

'પણ બહેન અમે આજે કાંઈ એ વિષયમાં ઉતાવળા થયા નથી. ને અમે તને ક્યારે કહ્યું કે તું સ્વતંત્ર નથી? તું અત્યારે કશી ચિન્તા કર્યા વિના તારે મોજ કરને!"

બાપુજીના આ માયાળુ જવાબે વકતૃત્વ સભાની ચર્ચા સાંભળ્યા પછી ઊકળી ઊઠેલા લોહીને શાન્ત પાડ્યું. મન એક છાના વિજયથી પુલકિત બન્યું. હિંદુ સમાજની અસંખ્ય કન્યાઓથી મારી સ્થિતિ નિરાળી છે એ વિચારે ગૌરવ અનુભવ્યું.

બીજે દિવસે અનિલને આ વિજયની વાત કરી ત્યારે એનો હર્ષ માતો ન હતો. ચર્ચા સભામાં દલીલ કરનારાઓમાં એ મુખ્ય હતો, એના જુસ્સાનો પાર ન હતો. વડીલોની સામે મોરચો ઊભો કરવાની




એની વીરવાણી સાંભળતાં સાંભળતાં અમારા હાથ દુઃખવા આવ્યા હતા; કારણ કે એને વાક્યે વાક્યે અમારે બેન્ચ ઉપર હાથ ઠોકવા પડતા હતા. ઉદાહરણોથી ભરપૂર એના વક્તવ્યે મને પહેલી જ વાર વડીલોની ક્રૂરતાનો ખ્યાલ કરાવ્યો. પોતાની કહેવાતી પ્રતિષ્ઠાને માટે પોતાના સંતાનોનું લગ્નની વેદી ઉપર બલિદાન આપતા માતાપિતાને છેક છેલ્લે પાટલે બેસીને એણે પ્રશ્ન કર્યો કે 'તમારી વાસનાના પરિણામ રૂપ સંતાનો ઉપર આવો જુલમ કરવાનો તમને કોણે હક્ક આપ્યો છે.' ત્યારે તો સભાગૃહ સ્તબ્ધ બની ગયું. એના જુસ્સાના પ્રવાહમાં તણાઇને પહેલી જ વાર અમે માતાપિતા વિષે હીણી લાગણી અનુભવી રહ્યા. એવા અનિલને માતાપિતા સાથે થયેલી મારી વાતચીતમાં પોતાનો વિજય દેખાય એ સ્વાભાવિક હતું. પણ સાથે સાથે એણે મારા ઉપર પણ વિજય મેળવ્યો છે એમ માન્યું. કોલેજમાં ભણવાથી જ બધું જ્ઞાન મળતું નથી પણ આવા બુદ્ધિમાન યુવક યુવતીના પરિચય અને મિત્રતામાંથી પણ ઘણું મળે છે એમ હું માનતી. પરિણામે અમારી મુલાકાતો વધી, મિલનો વધ્યાં ને જીવનના અનેક અંગત પ્રશ્નો વિષે પણ વાતચીત થતી એટલે સંબંધ ગાઢ બનતો ગયો. 'તમે પરથી બહુ સહેલાઇથી અમે 'તું' સુધીની પ્રગતિ સાધી શક્યા. દુનિયાને મોઢે તાળાં નથી મારી શકાતાં એટલે અમારા સંબંધ વિષેની વિવિધ પ્રકારની વાતો પણ સંભળાવા લાગી. મેં મૂંઝવણ અનુભવી એક દિવસે અનિલને કહ્યું:

"અનિલ! આ લોકો વાતો કરે છે તેથી હું તો મુંઝાઈ ગઈ છું, આપણે કાંઈ રસ્તો શોધવો જોઇએ." ત્યારે એણે કહ્યું:

'તું લોકોની વાતોથી આટલી ડરતી હોઇશ એમ મેં ન હોતું માન્યું.''

મેં કહ્યું: "ડરવાનો કાંઇ સવાલ નથી, પણ લોકોએ ખોટી વાત શા માટે કરવી જોઇએ?"

ને જાણે આવા પ્રકારના પ્રશ્નની રાહ જ જોતો હોય એમ તેમ અનિલ કાંઈ આનંદિત બની બોલી ઊઠયોઃ

"ખોટી? કેમ? આપણે લગ્નથી જોડાઇને આ વાતને બંધ કરી દઇએ તો?"

અચાનક વજ્રપાત થયો હોય એમ મેં અનુભવ્યું, છતાં ગંભીરતા રાખી કહ્યું: "એ કાંઇ અત્યારે ને અત્યારે નક્કી કરી દેવાય એટલી સહેલી વાત થોડી છે? વિચાર કરી જોઇએ."

"ઓહ! હજુ તારે વિચાર કરવાનો બાકી છે? તો તો આપણે પરણી રહ્યાં! પ્રેમીઓ તો એકબીજાને પહેલીવાર મળે છે ત્યારે જ એમનો વિચાર નક્કી થઇ જાય છે. તું શું સાચું કહે છે કે મારી સાથે લગ્ન કરવા સંબંધે હજુ તારે વિચાર કરવો બાકી છે?"

સાચું હતું તે મેં કહ્યું:

"હા. કદી મેં એ રીતે વિચાર કર્યો નથી. હું તમારા કે કોઇના પણ પ્રેમમાં હજુ સુધી પડી પણ નથી."

"તો તો મંજુલા તેં મને દગો દીધો છે. આટઆટલા સંબંધ પછી મારી સાથે લગ્ન કરવા કે નહિ તે સંબંધે તારે વિચાર કરવો પડે એવી પરિસ્થિતિ હોય તો હું કદી પણ તારી સાથે લગ્ન કરી શકું નહિ."

"શું કહો છો! એક બુદ્ધિમાન તેજસ્વી યુવાન તરીકે હું તમારા પરિચયમાં આવી છું ને તમે તો પ્રથમ દર્શને પ્રગટતા પ્રેમને જ મહત્ત્વનો ગણી લગ્નનો નિર્ણય નક્કી કરવામાં માનતા લાગો છો, તો તો પછી લગ્ન વિષેની આટઆટલી ચર્ચા ને સેંકડો પુસ્તકો—એ બધું શું નિરર્થક છે?"

"તને પ્રેમની શકિતનો પરિચય સરખો નથી ને મેં તો નિશ્ચય જ કરેલો છે કે જેને મારે માટે સ્વયં પ્રેમ પ્રગટયો હોય તેનું જ પાણિગ્રહણ કરીશ. બસ ત્યારે, સાહેબજી!" અનિલે ઊઠીને જવા માંડયું એટલે મેં કહ્યું:





"કેમ? જરા બેસો તો ખરા, આપણે ગંભીરતાથી ચર્ચા કરી લઇએ."

"ના ના ચર્ચાબર્ચાની કાંઇ જરૂર નથી. વિચાર ચર્ચા કે દલીલને અંતે તને હું મનાવું તો તારી સાથેનું મારું જીવન કદી પણ સુખી નહિ થાય. હજુ તો તું વિચાર કરવાની વાત કરે છે.... વિચાર કરવાનો હોય જ નહિ..... તું વિચાર કર્યા કર. સાહેબજી."

ને ખરેખર અનિલ સાહેબજી કરીને ચાલ્યો ગયો, કારણકે સ્ત્રીને લગ્ન કરવાની બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા છે એમ માનનાર એક યુવતી એની સાથે કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના લગ્ન કરવા સંમત થઇ શકી નહિ માટે અનિલ એને છોડીને ચાલ્યો ગયો. કદાચ બીજીની શોધમાં ગયો હશે જે માતાપિતાએ વળગાડી આપેલા વર કરતાં પ્રેમના પહેલાં જ દર્શને વળગાડી આપેલા પ્રિયતમ સાથે જીવન ગાળવા તૈયાર હોય. મને સમજ પડી નહિ કે પછી એવો પ્રેમનો નશો જ મારા સ્વભાવમાં નહિ હોય કે લગ્ન, જે એક પ્રેમની વસ્તુ છે ને માટે જ જેમાં બુદ્ધિથી વિચાર કરવાની જરૂર નથી તેમાં મારે વિચાર કરવો પડતો હતો. કોલેજના વાંચન દરમિયાન પુસ્તકોનાં પહેલી દૃષ્ટિએ પ્રેમમાં પડેલા, પ્રેમને માટે ઝૂરતા, કસોટીમાં સુકાતા ને અંતે વિયોગના દુઃખે મરતા કે છેવટે જાણે વિધિ ઉપર પણ જીત મેળવીને સહચાર સાધતા કાંઇ કેટલાએ પ્રણયથી ધબકતા પાત્રોની કથા વાંચી હતી, વખાણી હતી. પ્રેમને ખાતર ફના થઇ જતા શહીદોની વાત વાંચી ગૌરવથી તેમને મારું મસ્તક નમ્યું હતું. પ્રેમના વિષયમાં સાવ જ બોથડ જેવી ન હતી તો પણ, પુસ્તકમાં ભણેલું જીવનમાં ઉતારી શકાયું નહિ એ તો અનિલને ના કહી ને એ ચાલ્યો ગયો પછી જ સમજાયું. માતાપિતા પસંદ કરી આપે ને કોઈ પણ જાતના વિચાર વિના તેને પરણી જવું. ને પછી પ્રેમ કરવો ને પહેલી જ દૃષ્ટિએ કોઇને પ્રિયતમ ભાવે જોઈ તેની સાથે પ્રેમ કરવો ને પછી પરણી જવું એમાં કોલેજની પ્રેમની અંગ્રેજી સંસ્કૃત ગૂજરાતી કાંઇ કેટકેટલીય કવિતા ભણેલીને કાંઈ ફેર માલમ પડતો ન હતો એ એનું પોતાનું કમનશીબ હતું!

બીજે દિવસે અનિલ તરફથી જે વાતો વહેતી મૂકવામાં આવી એથી ચિત્ત ફફડી ઊઠયું પણ વિચાર કર્યા વિના નક્કી થઈ ચૂક્યું કે મારે પોતાને માટે વર શોધવાનો જે સ્વયંવર મંડપ રચાવવાનો છે એમાંથી એકને વિષે હવે કશો જ વિચાર કરવાનો નથી

હું પણ સાવધ બની. ઘરમાં માતાપિતા પણ હું કાંઇક નક્કી કરી નાખું એ વિષે ઇંતેજાર હતા ને મારે સુખે સુખી બનવાની મહેચ્છા સેવતા હતા. પરિચિત્ત યુવાનોમાંથી કોઇને સાથીદાર તરીકે પસંદ કરી લેવાનું ક્યારે આવી પડે તે કહેવાય નહિ. એટલે દરેકને વિષે એ રીતે વિચાર કરવાનું મેં શરૂ કરી દીધું, પેલા અનિલ જેવું સીધું જ કોઇ પૂછી લેશે તો ચોક્કસ જવાબ આપવા તો થાય!

અનિલ સાથેના વિચ્છેદની વાત જાહેર થતાં જ સુધાકરે મારી સાથેનો પરિચય વધારી દીધો. ઈન્ટરની પરીક્ષા નજીક આવતી હતી ને મારે પણ કોઇ હોશિયાર વિદ્યાર્થીની મદદની જરૂર હતી એટલે પોતાની શુદ્ધ ને ફાંકડા અક્ષરોમાં ઉતારેલી જાતજાતની નોટ્સ લઇને હાજર થયેલો સુધાકર મારો ચિરપરિચિત બની ગયો. મારી અનેક મુશ્કેલીઓ એ આખી રાત વાંચી કાઢી, જાતે સમજી મને સમજાવી જતો. ઠેકઠેકાણેથી આવવા જેવા પ્રશ્નો ભેગા કરી તેના ખૂબ જ સુન્દર જવાબો ઉતારીને એ મારે ચરણે ધરી જતો. પોતાની નોટ્સને કોઇને અડવા પણ નહિ દેતા એ સુધાકરે એક દિવસ મને વાતવાતમાં કહ્યું: "આ સામગ્રીનો ઉપયોગ કરનારનો નંબર કોલેજમાં પહેલો જ આવશે."

"તો તો પછી આ સામગ્રી તૈયાર કરનાર તો યુનિવર્સિટીમાં પહેલો આવશેને!" મેં સાચું જ કહ્યું ને સુધાકરે એક ભવ્ય વાત કહી.



"સામગ્રી તૈયાર કરનાર પોતે એ સામગ્રીનો ઉપયોગ નહિ કરે, ઉપયોગ કરનારને એ કોલેજમાં પહેલો નંબર આવવા દેશે. સમજ પડી ને?"

છેલ્લા ત્રણ શબ્દો એ એવા હાવભાવ ને ચેષ્ટાપૂર્વક બોલ્યો કે મને ખરેખર સમજ પડી ગઈ કે મને શાની સમજ પડવી જોઈતી હતી.

મને સમજ પડી કે અહીંયાં એક ભિષણ પ્રતિજ્ઞા થઈ રહી છે. અહીં એક મહાન ત્યાગનો પાઠ ભજવાઇ રહ્યો છે. પ્રેમને નામે અર્વાચીન યુગનો પ્રિયતમ જે કાંઇ કરી શકે તે કરવા માટે પોતાની જાતનું એ સમર્પણ કરી રહ્યો છે! પણ હાગરે! સુધાકર હોશિયાર છે, મહાન ત્યાગી છે, એવું નામ પણ મજાનું છે, પણ ના. પતિ તરીકે પસંદ પડે એવો તો એ નથી નથી ને નથી જ. મારો સ્વામી આવો ન હોય એક છોકરીને ખાતર આટઆટલી મહેનત કરી પોતાની સઘળી શકિત તેનામાં જ તિરોહિત કરી દઇ, તેની તેજસ્વિતા આગળ પોતાનો તેજોવધ સ્વીકારી લેનારો મારો પતિ ન જ હોય! આવું કરનાર તો બાળકમાં ખપે. બાળક મારે નહિ જોઇએ. એની નોટ્સ પણ નહિ જોઇએ. એની અપાવેલી કીર્તિને ઠોકરે મારવાનું મારામાં બળ છે. માણસો આવું આવું બધું શા માટે કરતા હશે? જરા ખંધા બની જઈ અત્યારે એની નોટ્સનો ઉપયોગ કરી લેવાનું પણ મને નહિ જ આવડે. મારી મૂંઝવણનો પાર નથી. પરીક્ષા નજીક આવી રહી છે. સુધાકરની નોટ્સને આધારે બાંધેલી યોજના તૂટી પડી છે. હવે એમાંથી એક અક્ષર સરખો વાચવો પણ હરામ બરાબર લાગે છે. એની આ બધી તૈયારી પાછળ હું મારી પોતાની ભયંકર ઠેકડી જોઇ રહી છું. એટલે હવે એમાંથી શીખેલું હું પરીક્ષામાં પણ નહિ લખી શકું. અંતે ઇન્ટરની પરીક્ષા આપ્યા વિના જ એ વર્ષને પસાર થઈ જવા દેવાનું નકકી કર્યું. હવે આજે સૂઝેલો ઉપાય તે દિવસે સૂઝયો હોત તો કોઈ પણ જાતના અજંપા વિના ઇન્ટર થઇ જવું અઘરું ન હતું.

અનિલ આવ્યો અને ગયો. સુધાકર આવ્યો ને એ પણ ગયો. હું કેમ પરીક્ષા નથી આપવાની એના કારણો જાણવાના અનેકના પ્રયત્નો નિષ્ફળ ગયા. "મહેનત કરી નાખો, પાસ થઇ જવાશે" એટલું સુધાકર એક બે વખત કહી ગયો. "હું મદદ કરીશ." એમ કહેવાની એની હિંમત ન ચાલી, એ વાત એની માણસાઈ વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરે એવી જરૂર કહી શકાય. મેં એને કે કોઇને કાંઈ જવાબ આપ્યો નહિ ને લહેરથી બહેનપણીઓ જોડે ફરવા માંડયું.

પણ મારું ચિત્ત મારા પુરુષની શોધમાં પડયું હતું, અમુક ઉમ્મર થતાં કે અમુક વાતાવરણમાં આવતાં સ્ત્રી એના પુરુષને શોધે છે ને પુરુષ એની સ્ત્રી શોધે છે. કોઈ પોતાના પરિચયમાં આવેલામાંથી કોઈને પસંદ કરી જોડું ગોઠવી લે છે અથવા તો સમાજની વ્યવસ્થાને અનુરૂપ જે કોઇ મળી જાય છે તેને જિગરથી સ્વીકારી લઈ તેની સાથે પ્રેમ કે એવું જે કાંઇ કરવું હોય છે તે કરવા મંડી પડે છે. જે એમ નથી કરતા ને પ્રેમ, આદર્શ કે ગમા અણગમાની વરણાગીમાં પડે છે, તેમનો માર્ગ ગુલાબનો નથી હોતો. મારા પુરુષની મારી શોધ નિરંતર ચાલુ રહેવા માંડી. મન મુંઝાવા માંડયું. માતાપિતા કોઇ પણ ઘડીએ પોતાનો જમાઇ હવે આવી પહોંચશે એવી ઇચ્છા સેવતા બેઠાં હતાં. પોતાનો ભાર પુત્રીને સોંપી દીધો હોવા છતાં એમના જીવને નિરાંત ન હતી એ હું વારંવાર અનુભવતી હતી.

રજાઓમાં......ગામ ગઈ ત્યાં પ્રભાકરનો પરિચય થયો. તેજસ્વી બુદ્ધિનો, રમુજી સ્વભાવનો છતાં ગંભીર ને જવાબદારીના ભાનવાળો પ્રભાકર સુદૃઢ બાંધાનો સૌને ગમી જાય એવો યુવાન હતો. એની આંખોમાં કોઇ અજબ જાતનું તેજ ચમકતું. વેવલાવેડાથી એ પર હતો.





કોઇની ઉપર પોતાની છાપ પાડવા હોશિયારી બતાવવા કદી વાતચીતમાં ઊતરતો નહિ. એની નમ્રતા માનપ્રેરક હતી. મુંબઇની કોઇ કોલેજમાં એ અભ્યાસ કરતો ને ક્વચિત વાર્તાઓ અને કવિતાઓ પણ લખતો. પુરુષ પ્રાપ્ત કરી લેવાની મારી ઝંખના તીવ્રતર બનતી જતી હતી એ કાળે આવા પ્રભાકરના ગુણો સહસ્રમુખ બનીને વારંવાર મારી સમક્ષ ઉપસ્થિત થતા હતા. પ્રભાકરમાં મને મારો પુરુષ દેખાયો.

રજાઓ પૂરી થવાને થોડા જ દિવસો બાકી હતા. પ્રભાકર સાથેની વાતચીત સામાન્ય પ્રકારની જ રહેતી. અંગત લાગણીની સપાટી ઉપર ઊભાં ઊભાં અમે કદી વાતચીત કરી ન હતી. એને માટેનું મારું માન વધતું જતું હતું. એને અનેક રીતે અવલોકીને એ મારા પતિપદને યોગ્ય છે એમ મેં માન્યું હતું. અનિલની ફિલસૂફી પ્રમાણે જોતાની વારમાં એને પરણી નાખવાનો વિચાર જન્મ્યો ન હતો. મેં મારો વિચાર પ્રભાકરને જણાવ્યો. પ્રભાકરે સ્વસ્થતાપૂર્વક કહ્યું:

"મંજુબહેન, એકાદ મહિનાના પરિચયમાં જ તમે આવી માગણી કરી બેઠા એ મને યોગ્ય નથી લાગતું." પેલા જોતાની સાથે જ લગ્ન કરવા કે નહિ તે વિચારી લેતા હતા; આને એક મહિનાનો સમય પણ ઓછો લાગતો હતો. મેં એને કહ્યું:

"તમારી વાત સાચી હશે, પણ તમારા પ્રેમમાં પડી ચૂકી છું, ને આવી માગણી કરી બેઠી છું એમ નથી, પણ મને લાંબા વિચારને અંતે તમે મારે માટે લાયક જણાયા છો, એટલે તમે પણ એ રીતે વિચાર કરી શકો કે કેમ એ સૂચવવા જ મેં આ વાત કાઢી છે."

"એમ હોય તો મારો માર્ગ સરળ છે. લગ્ન વિષે મેં વિચાર્યું હોય તો એટલું જ કે હું મારા વહાલસોયા કુટુંબનો છું ને એ કુટુંબથી હું દૂર જાઉં એ કદી પણ બનવાનું નથી. મારા માતાપિતાને આઘાત આપીને હું કોઈ પણ કાર્ય કરવા ઇચ્છતો નથી, એટલે મારી પત્ની મારા પિતા જ મારી સંમતિથી પસંદ કરશે એ મર્યાદા મેં મારા માટે સ્વીકારેલી છે. આ વિચાર મારા માનસમાં એવો દૃઢ રૂપે પથરાએલો છે કે આજના યુવાનોના સ્વાભાવિક એવા પ્રેમમય જીવનથી હું અપરિચિત છું. આ ઉપરથી તમે મારો જવાબ સમજી લેજો." પોતાનો નિર્ણય કેટલાય વખતથી નક્કી જ હોય એવી સ્વસ્થતાથી પ્રભાકરે કહ્યું. મેં એને કહ્યું:

"પ્રભાકરભાઇ ! તમારો આ વિચાર તમને કદાચ જૂનવાણી પણ ઠરાવે, છતાં મને તમારી વિચારસરણિ ખૂબ જ સ્પષ્ટ લાગી છે. મને આઘાત નહિ લાગે એવી કાળજીથી તમે જવાબ આપ્યો છે પણ તમે ચોકખી 'ના' કહી હોત તોપણ મને આઘાત નહિ થાત. મારી બાબતમાં હું તમને એક વાત કહું કે મને મારા વડીલોએ વર શોધી લેવાની સંપૂર્ણ છૂટ આપી છે."

"એમ ! તમારી પરિસ્થિતિમાં કદાચ એ શક્ય હશે. તમને એ ભાગ્ય મળ્યું છે, તો તમારે પૂરતા સાવધ રહેવું જોઈએ એટલું હું જરૂર કહીશ."

આમ પ્રભાકર સાથેની વાતચીત ઉપર પડદો પડી ગયો. એણે જે કહ્યું તેથી એને વિષેનું મારું માન વધ્યું. એણે ના કહી છતાં અમારો સંબંધ ચાલુ રહી શકયો એટલું જ નહિ પણ ગાઢ બનતો ગયો.

રજાઓ પૂરી થતાં પાછી કોલેજમાં દાખલ થઇ ગઇ છું. બાપુજીએ આગ્રહપૂર્વક કહ્યું કે તું કશી ચિન્તા વિના અભ્યાસ કરે જા પણ મને ચેન જ પડતું ન હતું. માતાપિતા પાસેથી જાતે માગી લીધેલી પતિ શોધવાની જવાબદારીના ભાનથી જાણે કે હું લદાઈ ગઇ હતી. શું થશે ? કેમ થશે ? કોને શોધીશ ? એવા તરેહવાર વિચારોથી મન રોકાયેલું રહેતું. એટલું જ નહિ પણ પરણવા લાયક પુરુષોની પરીક્ષામાં જ મન ગૂંચવાયા કરતું. તેમને વિષેની અનેક પ્રકારની માહિતી ભેગી કરી, તેમનું નિરીક્ષણ કરવામાંથી જ નવરા પડાતું નહિ. કોઇ પણ વ્યકિત વિષે આટલો બધો વિચાર કરતાં—ને તે પણ

તેને પ્રેમપૂર્વક સ્વીકારી લીધાં પહેલાં—તેના દોષો, ત્રુટીઓ તેની પાર્થિવતા વગેરે પણ ધ્યાનમાં આવ્યા વિના રહેતાં નથી. બધાં જ વામનજીઓ લાગતા. પ્રેમ હોય ત્યાં કસોટી હોય નહિ, પ્રેમ હોય તો ત્યાં દોષ દેખાય નહિ, પ્રેમ હોય ત્યાં તો સમર્પણ જ હોય, એવું એવું કાંઇ કેટલું ય વાંચેલું તે પરથી અંતે સમજાયું કે કસોટી કરનારું, દોષ શોધનારું ને સ્વતંત્ર રહેનારું મન હજુ પ્રેમમાં પડયું નથી ને પ્રેમમાં પડયા વિના ઇચ્છાવર મળવો અશક્ય જ છે.

તો પછી ઉદાર સ્વભાવની પ્રેમાળ માતાપિતાએ આપેલી સ્વતંત્રતાનો ઉપયોગ શું ? પ્રગતિવાદની આટઆટલી વિચારસરણીનો હેતુ શો ? કોઈ કટાક્ષ કરશે કે કેમ જાતે વર શોધવાની હતી ને હજુ સુધી કેમ શોધી કાઢતી નથી. બીજી બાજુ મારું મન કાંઈક નવા જ પરિવર્તનની રાતદિવસ ઝંખના કરતું હતું. કોલેજમાં જવું, ત્યાંથી ઘેર આવવું, ખાવું, પીવું ને ફરવું—એવો એવો બાળક હતા ત્યારથી ચાલ્યાં આવતા કાર્યક્રમ પ્રમાણે રેઢિયાળ રીતે જીવન જીવે જવું....

આ...બધા ભારથી હું ગંભીર બની ગઈ હતી એટલું જ નહિ પણ ખૂબ અસ્વસ્થતા લાગતી હતી. જીવનમાં કયાંય આનંદ ઉલ્લાસ હશે જ નહિ કે શું ? એમ લાગ્યા કરતું હતું ને બીજી બાજુ દુઃખી થવા જેવું કોઈ કારણ જણાતું ન હતું. એથી વળી વધારે મૂંઝવણ અનુભવાતી હતી. અંતે આ બધા ચિંતનમંથનને પરિણામે બાપુજીના ઉપર એક પત્ર લખી તેમના મેજ ઉપર મૂકી દીધો ને જાણે બધો ભાર ઊતરી ગયો હોય એમ મારું ચિત્ત પૂર્ણ શાન્તિ પ્રાપ્ત કરી હળવું ફૂલ જેવું બની ગયું ને આનંદના સૌરભથી મહેક મહેક થવા માંડયું. મેં લખ્યું:

"બાપુજી,

એક દિવસ તમારી પાસેથી માગી લીધેલું કે મારો પતિ હું જ શોધી લઇશ. તમે એનો સ્વીકાર કર્યો હતો. આજે એથી ઊલટી વસ્તુ માગી લઉં છું. હું એ કાર્ય કદી નહિ કરી શકું, એટલે હવે એ ભાર વળી પાછો હું તમને જ સોંપું છું. તમારામાં અને બામાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. તમારી પાસેથી ક્ષમા તો માગવાની હોય જ નહિ ને ?"

# અનાજના પ્રશ્ન

રઘુનાથદાસ પરીખ M.SC. (Agri.)

સમસ્ત ભારતવર્ષમાં વિસ્તારપૂર્વક ફેલાયેલી વિકટ ખાદ્ય-પરિસ્થિતિને કોણ નથી જાણતું? ક્યાં એક વખતનું સમ્રાટ અશોકના સમયનું વૈભવશાળી સમૃદ્ધ ભારત, ચંદ્રગુપ્તના વખતનું અકાલરહિત ભારત અને ક્યાં આજનું કંગાળ હિંદુસ્તાન. વળી છેલ્લા દશકામાં તો લગભગ દર બે વર્ષે હિંદના કોઈ ને કોઈ ભાગમાં તો દુષ્કાળ પડે જ છે. વળી છેલ્લાં પચાસ-સાઠ વર્ષ પહેલાં પણ હિંદુસ્તાનમાં દુષ્કાળનું સ્વરૂપ કાંઈ ઓછું ભયંકર ન હતું. હિંદમાં દુષ્કાળની ભયંકરતા દર્શાવતો હિંદી ગ્રંથમાળાનો એક ઐતિહાસિક ઉલ્લેખ એમ બતાવે છે કે સને ૧૭૯૩ થી ૧૯૦૦ ના **સો વર્ષના લાંબા** ગાળામાં આખી દુનિયામાં આંતરરાષ્ટ્રિય વિગ્રહને પરિણામે ફક્ત **પચાસ લાખ** માણસ માર્યા ગયા હતા, પરંતુ એકલા હિંદુસ્તાનમાં જ સને ૧૮૯૧ થી ૧૯૦૧ ના **દસવર્ષના ટૂંકા** ગાળામાં ફક્ત દુષ્કાળથી જ **એક કરોડ નેવું લાખ** જેટલા માણસ ભૂખમરાથી પીડાઈને મર્યા. એ ઉપરથી એમ લાગે છે કે ભારતમાં તો દુષ્કાળ લડાઈ કરતાં પણ વધુ ભયંકર અને નાશકારક થઈ પડયા છે, અને આજે પણ આખા યે હિંદુસ્તાનની સૌથી મોટી સમસ્યા તો ખાદ્ય પરિસ્થિતિની જ છે.

જોકે હાલમાં હિંદના ઘણાખરા વિસ્તારોમાં ખોરાક-નિયમન પદ્ધતિ ફેલાવવામાં આવી છે, પરંતુ અનાજના ચાલુ ભાવ એટલા બધા ઊંચા છે, કે મધ્યમ વર્ગ તથા ગરીબ વર્ગની પ્રજાને તો જીવવું મુશ્કેલ પડે છે. અધૂરામાં પૂરું ગયું ચોમાસુ ઓછા વરસાદવાળું થયું. એટલે યોગ્ય પ્રમાણમાં પાક ઊતરી શક્યો નહિ. પરિણામે અનાજ તથા ઘાસ-ચારાના ભાવ બે-હદ વધ્યા અને જેમ જેમ ઉનાળો પાસે આવતો જશે, તેમ તેમ અનાજ તથા ઘાસચારાના ભાવ વધતા જ જશે એમ લાગે છે. આખા યે દેશમાં પ્રવર્તી રહેલી અનાજની આવી તંગ પરિસ્થિતિ એમ સૂચવે છે કે આપણા દેશમાં આપણી જરૂર કરતાં ઘણું ઓછું અનાજ ઉત્પન્ન થાય છે, અને એથી જ આપણી જરૂર પૂરી પાડવા આપણે પરદેશથી મોં-માગ્યો ભાવ આપી મોટા પ્રમાણમાં અનાજ આયાત કરવું પડે છે.

સન્ ૧૯૪૭-૪૮ ના વર્ષ દરમિયાન હિંદુસ્તાનમાં એકંદર ૪,૨૬,૬૩,૦૦૦ ટન અનાજ ઉત્પન્ન થયું હતું. પરંતુ એટલા અનાજથી આપણી પ્રજાનું પૂરું થઈ શકે તેમ ન હતું, માટે લગભગ ૩૮ લાખ ટન જેટલું અનાજ પરદેશથી આયાત કરી મેળવી શકાશે, એમ આશા રાખવામાં આવી હતી, જેમાંથી ફક્ત ૨૫ લાખ ટન જેટલું જ અનાજ આપણને મળ્યું છે. વળી હાલમાં જ આપણે લગભગ ૧૩૦ કરોડ રૂપિયાને ખર્ચે ૨,૮૪,૦૦૦ ટન જેટલું અનાજ પરદેશથી આયાત કર્યું છે અને એ અનાજની આયાત ઉપર લગભગ ૧૭ કરોડ રૂપિયા રાહત (Subsidee) તરીકે ખર્ચવામાં આવ્યા હતા, અને એ રીતે અત્યાર સુધીની અનાજની ખરીદ પાછળ અઢળક ધન પરદેશ મોકલવામાં આવ્યું છે. હવે જો આપણે બાકીના ૧૩ લાખ ટન અનાજ પણ પરદેશથી ખરીદ કરીએ, તો તે આપણને કેટલું મોંઘુ પડી જાય તેનો વિચાર કરવો જરૂરી છે. માટે આવી રીતે ભવિષ્યમાં પરદેશથી અનાજ આયાત કરવા માટે આપણી સરકારે કોઈ ચોકકસ વ્યાપારી નીતિ ઘડી કાઢવી પડશે. કે જેથી અત્યાર સુધી આપણે અનુભવેલી મુશ્કેલીઓ ભવિષ્યમાં આવી ન પડે. અનાજ આયાત કરવાની બાબતમાં કોઈ નીતિના અભાવે જ હિંદ જેવા ખેતી-પ્રધાન દેશમાં પણ ખોરાકની તંગી તથા ખોરાક અંગેની આર્થિક મૂંઝવણો ઘર કરી રહી છે.

ખોરાક આયાત કરવાની સબળ પદ્ધતિને લીધે જ ઈંગ્લેંડ જેવા ઉદ્યોગ-પ્રધાન દેશમાં પણ ખાદ્ય-પરિસ્થિતિ સારી રીતે કાબૂમાં રાખવામાં આવી હતી. તેઓએ એક તો મધ્યસ્થ ધાન્યના કોઠાર (Central storage of food-grains) રાખવાની પદ્ધતિ અખત્યાર કરી છે, અને એ મુજબ આખા દેશને માટે થોડા મહિના ચાલે એટલો અનાજનો જથ્થો હંમેશાં સંઘરી રાખવામાં



આવે છે. સાથે સાથે તે ખોરાક પૂરો થાય, તેનાથી થોડા વખત પહેલાં જ ભવિષ્યમાં ખોરાકની તંગી ન પડે એ હેતુથી દુનિયાના વધારે અનાજ ઉત્પન્ન કરનાર દેશો સાથે અનાજ-ખરીદનો સોદો નક્કી કરી લેવામાં આવે છે. લગભગ ૧૯૪૭માં જ બ્રિટને કેનેડાની સરકાર સાથે આવતા ચાર વર્ષ સુધીનો ઘઉં ખરીદવાનો સોદો નક્કી કરી લીધો હતો. એ મુજબ સન્ ૧૯૪૮-૪૯ થી દરવર્ષે કેનેડાની સરકાર બ્રિટનને ૨૫૦ લાખ બુશેલ ઘઉં પહોંચાડશે. **એ ઘઉંનો ભાવ** પણ પહેલેથી જ નક્કી કરી દેવામાં આવ્યો છે, અને ખૂબીની વાત તો એ છે કે તે ઘઉંનો ભાવ અમેરિકાના ઘઉંના બજાર-ભાવ કરતાં પણ ૩૦ ટકા ઓછો છે. વળી આ પ્રમાણેનો સોદો ૧૯૫૧-૫૨ સુધી ચાલશે. આવી જાતના કોન્ટ્રાકટથી બ્રિટનને એવે વખતે ઘઉં નો મોટો જથ્થો મળ્યો, કે જ્યારે આખી દુનિયામાં ઘઉંની તંગી હતી. આથી પણ વધારાના ઘઉં લેવા માટે બ્રિટને ઓસ્ટ્રેલીઆ સાથે પણ તેવી જ રીતનો ઘઉંનો સોદો કરી લીધો છે. બ્રિટને આ પ્રમાણે પોતાની ઘઉંની જરૂરિયાત આબાદ રીતે પૂરી પાડી છે.

બ્રિટનને ઘઉં ઉપરાંત બીજા અનેક ખાદ્ય-પદાર્થોની પણ જરૂર છે, જે તે પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરી શકતું નથી. તે પદાર્થો માટે પણ તેણે અન્ય રાષ્ટ્રો સાથે જુદા જુદા કોન્ટ્રાકટ નક્કી કરી લીધા છે. દાખલા તરીકે ડેન્માર્ક સાથેના કોન્ટ્રાકટ મુજબ સન્ ૧૯૪૬ થી ૧૯૪૯ સુધી ડેન્માર્ક તરફથી બ્રિટનને માંસ, માખણ, પનીર, ઇંડાં વગેરે અનેક વસ્તુઓ ઠીક ઠીક ભાવે પહોંચાડવામાં આવશે. બ્રિટનના પ્રધાનોની આ સુંદર ખોરાક-વ્યવસ્થા-નીતિ હિંદની સરકારને માટે એક આદર્શ ઉદાહરણ આપી રહી છે. જોકે આવી જ રીતે હિંદે પણ બીજા દેશો પાસેથી અનાજ મેળવવાના પ્રયત્નો કર્યા છે. અને હાલમાં જ તેણે વોશિંગ્ટન તરફથી ૮$\frac{૩}{૪}$ કરોડ બુશેલ ઘઉં મેળવવાનું નક્કી કર્યું છે, જે ૧૦ શિલીંગે બુશેલના ભાવથી હિંદને મળશે. વળી રશીઆ પાસેથી પણ ઘઉં મળવાની આશા છે અને ઓસ્ટ્રેલીઆએ તો હિંદને બને તેટલા વધારે ઘઉં આપવાનું પણ કબૂલ કર્યું છે, પરંતુ આવી રીતના ઘઉંના સોદામાં બ્રિટનની માફક ઘઉંની કિંમત પહેલેથી જ ઓછા ભાવે નક્કી કરવામાં આવે તો જ ઘઉંનો સોદો ફાયદાકારક થઈ પડે. એ પ્રમાણે હિંદુસ્તાનને જોઈએ તેટલું અનાજ તો મળી રહેશે, પરંતુ હવે સવાલ રહે છે ફક્ત તેના ભાવનો. જેવી રીતે હિંદ સરકાર બીજા દેશો સાથે અનાજના જથ્થા ખરીદવાનું નક્કી કરે છે, તેવી જ રીતે જો બ્રિટનની માફક હિંદ પણ અનાજના ભાવો પહેલેથી જ ઓછા બાંધીને નક્કી કરે તો આશા છે કે આપણી ખાદ્ય-પરિસ્થિતિમાં આર્થિક દૃષ્ટિએ સારો સુધારો થઈ શકે.

હાલમાં જ મધ્યસ્થ સરકારના ખોરાક ખાતાના એક મોટા હોદ્દેદાર આપણી ખાદ્ય-પરિસ્થિતિ સુધરવાની આશા પ્રગટ કરી છે. તેઓશ્રી જણાવે છે કે હિંદમાં લગભગ ચાળીસ લાખ ટન જેટલું અનાજ એકઠું કરવામાં આવ્યું છે. અને તે જનતાને સારી સ્થિતિમાં તથા વખતસર પહોંચાડવામાં આવશે. આ ઉપરથી એમ લાગે છે કે મહાકવિ ભારતીના નીચે પ્રમાણેના ઉદ્‌ગારો સાચા પડશે.

"હે નવજન્મ પામેલા ભારત! સ્વાગત તું તો તેત્રીસ કરોડની જનતાની સહિયારી સંપત્તિ છો."

"હવે કોઈ અન્યનું અન્ન આંચકી લેશે નહિ. કોઈ પણ દેશવાસી પોતાના દુઃખોને ચુપચાપ સાંખી લેશે નહિ. ના, જીવન જેમ અકડું હતું તેમ અધઃપતિત રહી શકશે નહિ."

"આપણે અહીં કાયદો ઘડીશું, અને કદાચ રક્ષીશું કે, અહીં કોઈ કદાપિ ભૂખ્યું નહિ રહી શકે, આપણે એ ભૂખની દુનિયાનો નાશ કરીશું."

"હે પ્રભુ! મહાકવિ ભારતીનું જીવનસ્વપ્ન સફળ કરો, અને સ્વતંત્ર ભારતમાંથી દુષ્કાળનું નામનિશાન પણ ન રહે એવી આશિષ આપો."

# અમેરિકાનો પત્ર

ડી. જી. કેલકર

ભાઇશ્રી

એથેન્સ ૨૫–૨–૪૯

હાલ હું અમેરિકા ખંડના ૪૮ પ્રાંતો પૈકી દક્ષિણ ભાગના એક પ્રાંતમાં છું. આ દેશની પ્રગતિ વખાણવા લાયક છે. કપાસ દર એકરે ૪૦૦ થી ૫૦૦ રતલ.માંડવી એકરે ૧૦૦૦ થી ૧૨૦૦ રતલ, ઘઉં આપણા જેટલા જ પરંતુ કેટલાક ઠેકાણે એકરે ૨૦૦૦ રતલ પકાવે છે. અને આ પ્રાંતમાં તે વગર પાણીએ ફક્ત વરસાદ ઉપર પકાવે છે. વિલાયતી ખાતરનો ઉપયોગ બહુ જ થાય છે. દરેક ખેડૂતને ઘેર ૧–૨ ગાયો તો હોય જ. અહીંની સાધારણ ગાયો વરસમાં ૩૦૦૦ થી ૩૫૦૦ રતલ દૂધ આપે છે. જ્યારે સારામાં સારી ગાયો વરસમાં (૩૦૦ દિવસમાં): ૫૦૦૦ થી ૨૭૦૦૦ રતલ દૂધ આપે છે. આ પ્રાંતમાં રબારી કે ભરવાડ નથી જ. જે ખેડૂતો ગાયો પાળે છે તે ૧૦૦–૨૦૦ ગાયો પાળે છે, પરંતુ પોતાની જમીન સિવાય બીજા કોઈની જમીન ઉપર કે ગોચર ઉપર ચારવા જતા નથી. પોતાની જમીનમાં જ બધું ચારો, ઘાસ પકાવે છે અને ઢોર ચારે છે. ઘણી ખરી ખેતી ટ્રેકટરથી જ થાય છે. પરંતુ ઘોડા કે ખચ્ચર પણ વપરાય છે. કપાસ વીણવાના મશીન છે અને ઘઉં કે મકાઇ કાપવાના કે લણવાના મશીનો એવા છે કે કાપવાનું શરૂ થયા પછી પૂળા બાંધી, મસળી નાખી દાણા તૈયાર કરે છે અને પરાળ કે કડબના પૂળા કે ગાંસડી બાંધી કાઢે છે. બધું કામ એક જ વખતે થાય છે.

અહીં વરસાદનું પ્રમાણ સારું છે. વર્ષમાં ૫૦ ઈંચ વરસાદ પડે છે. અને દર મહિનામાં વરસાદ ૨–૪ ઇંચ પડે છે. જમીનનો કસ જાળવી રાખવા દરેક ખેડૂત બહુ જ કાળજી રાખે છે. દરેક ખેતરને પાળા તો હોય છે તે ઉપરાંત વધારે પડતા ઢાળવાળા ખેતરો ખેડતા નથી પરંતુ તેમાં ખડ, ઝાડ ઉછેરે છે. ઉપરાંત ઢાળની આડી દિશાએ દરેક ખેડૂત વાવેતર કરે છે. ઢાળની દિશામાં કોઈ ભાગ્યે જ વાવેતર કરે છે. પાળા એવી રીતના બાંધેલા છે કે તે એક જ લેવલ ઉપર જમીનના ઢાળ પ્રમાણે અને વધારે પડતા વરસાદનું પાણી જવા કાળજીપૂર્વક માર્ગો રાખેલા હોય છે. આટલો વરસાદ છતાં પણ વરસાદનું પાણી દરેક વીઘા જમીન ઉપર પકડવા માટે અને તેને વહી જવા દેતા નથી. તેથી જમીનનું ધોવાણ અટકી જાય છે. જમીન સુધરતી જાય છે અને વરસાદનું પાણી જમીનમાં ભરી જઇ પાકને ઉપયોગી થાય છે. આ પદ્ધતિ પહેલાં એટલે આજથી ૧૦–૧૨ વરસ પહેલાં એકરે ૨૫૦ થી ૩૦૦ રતલ રૂ (કપાસ) પાકતો હતો જ્યારે આજે ૪૦૦ થી ૫૦૦ રતલ રૂ દર એકરે પકાવે છે. તેમજ દર એકરે લગભગ ૪૦૦૦ થી ૫૦૦૦ રતલ મકાઇ (દાણા) પકાવે છે. આપણી જમીન ધોવાઈ જાય છે, વરસાદનું પાણી વહી જાય છે તેથી તેને સુધારવાની ખાસ આવશ્યકતા છે. નહિ તો ૧–૨ પેઢી પછી હિન્દુસ્તાનની ખેતીની સ્થિતિ બહુ જ કફોડી થશે અને ખેડૂતો પાયમાલ થશે.

## પળે પળ

**જાગે અખંડિત ઉરે મન કામનાઓ,**<br>
**હંમેશ એક ઉરની અભિલાષ એવી.**<br>
**એકાદ યે પળ જતી નહિ કાં અભૂલી!**<br>
**સર્વે પળે પળ દોરતી ચંદ્ર–લેખા !**

પ્રવાત

# અદ્ધર પૃથ્વી

છોટુભાઈ સુથાર

વિકસતા વિજ્ઞાનના આજના જમાનામાં કોઈને પૃથ્વી સંબંધે પૂછીશું તો જવાબ મળશે કે પૃથ્વી ગોળ છે અને તે પોતાની ધરી પર ચોવીસ કલાકમાં એક આંટો મારે છે. એટલું જ નહીં પણ બીજા ગ્રહોની પેઠે તે પણ એક ગ્રહ છે અને સૂર્યની આસપાસ ફરે છે વગેરે વિષે પણ એ કહેશે. પણ એ બધી વાતો સાંભળેલી યા વાંચેલી હશે, અનુભવેલી નહીં. પેઢી દર પેઢી ઊતરતો આવતો જ્ઞાનનો વારસો આપણું સંચિત ધન થઈ જાય છે અને એ કારણે કેટલીક જ્ઞાન માહિતીનો આપણે વગર સમજ્યે પણ સ્વીકાર કરી લઈએ છીએ. અમુક વાત આપણે માની જ લીધેલી છે એ ખ્યાલ તો આપણે જ્યારે, જરાક થોભી, એ વિષે ગંભીરતાપૂર્વક વિચાર કરીએ છીએ ત્યારે આવે છે. પૃથ્વીના ગોળ હોવા વિષે આજે ભણેલા લોકોમાં બે મત નથી. આમ છતાં ય એ ગોળ જ શાથી અને વર્તુળાકાર યા ઈંડાકાર કેમ નહીં એ વિષે કોઈને પૂછીશું તો જવાબ મળશે કે 'પૃથ્વી પર એકની એક જ દિશામાં મુસાફરી કરીએ તો જે સ્થળેથી નીકળ્યા હઈશું ત્યાં જ પાછા અવાય છે: અથવા સમુદ્ર કિનારે ઊભા રહી આવતા વહાણને જોઈશું તો પ્રથમ એની ટોચ, પછી એનો મધ્યભાગ અને છેવટે એનો નીચેનો ભાગ દેખાશે. આ કારણે પૃથ્વી ગોળ છે.'

પણ આ થયો તોતાં રટંતી જવાબ. શાળાનો કોઈપણ વિદ્યાર્થી આ જવાબ આપશે. પણ એ જવાબ આપતા પહેલાં એની પાછળના રહસ્યને ચકાસી યા સમજી જોવાની એણે મહેનત કરી છે ખરી? ઉપરની જ વાતવાળું ઉદાહરણ લઈએ પૃથ્વી ગોળાકારને બદલે ઈંડાકાર હોય તોપણ ઉપર કહેલી બાબતો બને એમ છે. તો પછી પૃથ્વી ઈંડાકાર જ કેમ નહીં! અને ઈંડાકાર જ શા માટે? પૃથ્વીનો આકાર કાકડી, સૂકું અંજીર, નાનખટાઈ કે એવી ગોળાઈવાળી બીજી ચીજો જેમ કેમ નહીં? એ રૂપમાં પણ, કિનારે આવતા વહાણનું દર્શન ઉપર કહ્યા મુજબ જ થશે.

ત્યારે સવાલ થશે કે માણસોએ બીજા બધા આકારોને છોડી પૃથ્વીને ગોળાકાર જ કેમ માની? એ માટે એમને કયી ખાસ સાબિતી મળેલી? એવી એ કયી ઘટના છે કે જેને માની લેવા કરતાં પ્રયોગસિદ્ધ કરી સમજી શકાય?

એ ઘટના છે મુસાફરી દરમિયાન બદલાતા જતા આકાશના નિરીક્ષણની. ફરવાથી વિચારો સ્ફૂરે છે. પૃથ્વી ખરેખર એક આકાશી પદાર્થ છે એનો સાચો ખ્યાલ માણસને સફરમાંથી જ મળ્યો છે.

હકીકત આમ બની હતી. સમુદ્રમાં મુસાફરી કરતા વહાણવટીઓ જેમ જેમ દક્ષિણ તરફ (ઉત્તરથી વિષુવવૃત્ત તરફ) જતા હતા તેમ તારા અને સૂર્ય મધ્યાકાશમાં ઊંચે ને ઊંચે-વધુ ને વધુ ઉત્તર તરફ થતા જતા હતા. દક્ષિણ તરફથી પાછા ઉત્તરે આવતાં એ બધા પાછા નમતા જણાતા હતા. પૃથ્વીના કોઈ પણ સ્થળે (ઉત્તર ગોળાર્ધમાંથી) આમ બનતું દેખાતું હતું. એટલું જ નહીં પણ તારાઓના આકાશી સ્થાન ફરકનો પૃથ્વી પરના નાવિકોના સ્થાન ફરક સાથે અમુક ચોક્કસ પ્રકારનો સંબંધ જણાયો હતો. આવું પૃથ્વી ગોળ હોય તો જ સંભવી શકે, બીજી રીતે નહીં. અને આમ પૃથ્વી ગોળ હોવાની વાત દૃઢ થઈ ગઈ. જૂના જમાનામાં ગ્રીસ દેશના ઇરેટોસ્થીનીસ નામના તત્ત્વવેત્તાને આ જ્ઞાન માહિત હતું અને એના આધારે એણે પૃથ્વીનો વ્યાસ અને કંદોરાનો ઘેરાવો-વિષુવવૃત્ત રેખાની લંબાઈ શોધી આપ્યાં હતાં.

આ વસ્તુને આપણે આજે પણ ચકાસી શકીએ એમ છીએ. ૨૧ મી જૂને આપણે ત્યાં લાંબામાં લાંબો દિવસ અને ટૂંકામાં ટૂંકી રાત હોય છે. આ સમયે ગુજરાતનાં ઘણાં સ્થળોએ સૂર્ય માથા ઉપર આવી જાય છે. પણ એ જ સૂર્ય ગુજરાતના છેક ઉત્તર ભાગે આબુ પર માથે આવતો નથી. એ જરા દક્ષિણ





તરફનો રહે છે. એથી ઊલટું મુંબઇમાં એ દિવસે સૂર્ય માથાપરના બિંદુથી આગળ ઉત્તર તરફનો દેખાય છે. આમ એક જ દિવસની, બપોરની સૂર્યની જૂદી જૂદી આકાશી સ્થિતિઓ પરથી પણ પૃથ્વીના ગોળ હોવાની સાબિતી મેળવી શકાય એમ છે.

પૃથ્વીના ગોળ હોવાની બીજી સાબિતી એના ચંદ્ર પર પડતા પડછાયાની છે, ચંદ્રગ્રહણ વખતે ચંદ્ર પર પૃથ્વીની છાયા પડે છે. એ છાયાનો આકાર વર્તુળાકાર હોય છે. એક રીતે જોઇએ તો વર્તુળ, નળાકાર, ઈંડાકાર યા એવી વસ્તુઓના પડછાયા વર્તુળાકાર બની શકે છે પણ એમ દરેક પ્રસંગે બનતું નથી. મતલબ કે પદાર્થોની છાયા બધી વખત વર્તુળાકાર પડછાયા આપતી નથી સિવાય કે તે સંપૂર્ણ ગોળ પદાર્થ હોય. ચંદ્રનાં ગ્રહણ ગમે તે સમયે અને ચંદ્રની વિવિધ આકાશી ઊંચાઇએ થતાં હોય છે. પૃથ્વી ગોળાકારને બદલે બીજા આકારથી હોત તો એનો કોઇ ને કોઇ પડછાયો જરૂર વર્તુળાકારથી ભિન્ન રૂપનો દેખાત. આજ સુધીમાં આવું બનેલું જોવા યા સાંભળવા પણ મળ્યું નથી જે દર્શાવે છે કે પૃથ્વી ગોળ જ છે.

પૃથ્વીના ગોળ હોવાની બીજી સાબિતી આપવી જેટલી સહેલી છે તેટલી એની ધરીભ્રમણની વાત પૂરવાર કરવી સહેલી નથી. કદાચ આ જ કારણે પૃથ્વી એની ધરી પર ફરે છે એ સત્યને આમ-સત્ય તરીકે સ્વીકારતાં જનતાને ઘણો સમય લાગ્યો હતો.

જૂના કાળમાં પૃથ્વીને વિશ્વનું મધ્યબિંદુ માનવામાં આવતી હતી. તે સમયે સૂરજ, ચંદ્ર અને તારા પૃથ્વીની ચારે બાજુ ફર્યા કરે છે એમ માનવામાં આવતું હતુ. સૂરજ, ચંદ્ર અને તારા સ્થિર હોય અને એમની વચ્ચેના ગોળમાં પૃથ્વી પોતાની ધરી પર ફરતી હોય તો પણ આવું જ દૃશ્ય દેખાય એમ કોઇકે પણ તે વખતે અવસ્ય દલીલ કરી હશે. પણ તે સમયના વિદ્વાનોએ એવી દલીલ કરનારને નીચેની દલીલથી હસી કાઢેલા. એમનું કહેવું હતું કે જો આપણે પૃથ્વીને એની ધરી પર ફરતી માનીએ તો, ફરતા ભમરડા યા ઘંટીના પડ પર પડતાં પાણીનાં ટીપાં જેમ દૂર જઈ પડે છે તેમ પૃથ્વી પરની બધી વસ્તુઓ અવકાશમાં ફેંકાઇ જવી જોઇએ. એટલું જ નહીં પણ પૃથ્વીના એ રીતે ફરવાથી અવકાશમાં જે પ્રબળ પવનો ઉત્પન્ન થાય એનો પ્રવાહ સતત રીતે પૂર્વથી પશ્ચિમ તરફનો રહેવો જોઇએ. આવું કશું બનતું નથી માટે પૃથ્વી જ સ્થિર છે અને તારા વગેરે એની આસપાસ ફર્યાં કરે છે એમ એમણે સિદ્ધ કરેલું. આ સામે વિરોધી કોઈ દલીલો ટકતી નહીં

સાચી વાત એ છે કે એ જૂના જમાનામાં, લોકોને, પૃથ્વીના ગુરુત્વાકર્ષણ બળનો તેમ જ પૃથ્વી શૂન્યાવકાશમાં પોતાના વાતાવરણને સાથે લઈ ફરે છે એનો કશો જ ખ્યાલ ન હતો. પૃથ્વી પોતાની ધરી પર ફરે છે છતાંય એની પરનાં ઘર માણસ, ગાડી વગેરે કેમ ઊડી પડતાં નથી એનો જવાબ, આજે, થોડું ભણેલા માણસો પણ આપી શકશે. એ કહેશે કે પૃથ્વીના ગુરુત્વાકર્ષણને લીધે બધી વસ્તુઓ પૃથ્વી તરફ ખેંચાએલી રહે છે. પૃથ્વીના ધરીભ્રમણને કારણે એમને ઊડી જવાનો વેગ જરૂર મળે છે. પણ પદાર્થના દૂર નીકળી જવાના એ પ્રયત્નમાં આડખીલી થાય છે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ. ગુરુત્વાકર્ષણ બળ પદાર્થને પૃથ્વીના મધ્યબિંદુ તરફ ખેંચી રાખી એની ભાગેડુ વૃત્તિનો નાશ કરે છે. જે વાત પૃથ્વીની સપાટી પરના પદાર્થોને લાગુ પડે છે તે જ વાત વાતાવરણને પણ લાગુ પડે છે. વાતાવરણ પૃથ્વીનો એક ભાગ જ છે. એ પૃથ્વીની બહાર પૃથ્વીને વળગી રહેલું છે. અને એ વળગેલી સ્થિતિમાં એ પણ પૃથ્વીની સાથે સાથે એના ધરીભ્રમણમાં સાથ પૂરાવે છે. આ વાતાવરણ ગુરુત્વાકર્ષણ બળને કારણે જ પૃથ્વીને ચોંટી રહ્યું છે. એ દૂર છટકી જવાનો પ્રયત્ન જરૂર કરી શકે છે પણ એની સોગટી ચાલતી નથી. હિસાબથી માલૂમ પડયું છે કે પૃથ્વીની સપાટી પરથી છટકી કોઈ પદાર્થને અવકાશમાં ચાલ્યા જવું હોય તો એનો છટકવેગ સેકંડે ૭$\frac{1}{2}$ માઇલ યા કલાકે ૨૭૦૦૦ માઇલનો હોવો જોઇએ. એથી ઓછો વેગ હોય તો પદાર્થો પૃથ્વીથી અલગ પડી



અવકાશમાં કંઈક જતો લાગશે ખરો પણ આખરે તે પાછો પૃથ્વીના આકર્ષણ બળે પાછો જ ખેંચાઈ આવશે. પૃથ્વીની પોતાની ધરી પર ફરવાની ઝડપ કલાકે માત્ર ૧૦૫૦ માઇલની છે. મતલબ કે પૃથ્વીની સપાટી પરનું વાતાવરણ ૧૦૫૦ માઇલની મંદ ઝડપે દોડે છે ત્યાં એનું પૃથ્વીથી છટકી જવા પણું બને જ કેવી રીતે?

અદૃશ્ય છતાં કેવું ભારે ગુરુત્વાકર્ષણ બળ!

પણ આ આજની પ્રગતિની વાત થઈ. પેલા જૂના જમાનામાં લોકોને આવું નહીં દેખાયું હોય એમ તો નહોતું પણ એ વખતે એના કારણની સ્પષ્ટ છાપ ઊઠેલી નહીં. તે સમયે થોડા એવા પણ માણસો હતા કે જે પોતાની વિચારસરણી પ્રમાણે પૃથ્વી અને સૂરજ તારાનો સંબંધ શોધવાની માથાકૂટ કરી રહ્યા હતા. પૃથ્વી સ્થિર છે અને તારા તેની ચારે બાજુ ફરે છે એ દલીલને પાયાના સિદ્ધાન્ત તરીકે લઈ એમણે સૂર્ય, ચંદ્ર અને તારાઓની જુદી જુદી આકાશી સ્થિતિઓનું નિરીક્ષણ શરૂ કર્યું. નિરીક્ષણને અંતે માલૂમ પડ્યું કે સૂર્ય અને ચંદ્ર તારાઓના આકાશમાં સ્થિર નથી. એ બંને તારાઓની પૃષ્ટભૂમિ પર સરકે છે. તેમાંય ચંદ્ર વધુ ઝડપથી સરકે છે. આના કારણમાં એમને વિદ્વાનો તરફથી જણાવવામાં આવ્યું કે પૃથ્વીની આજુબાજુ ફરતા આકાશી પદાર્થોમાં તારા છેટા છે અને સૂર્ય નજીક છે. ચંદ્ર તો સૂર્ય કરતાં પણ પૃથ્વીની વધુ નજીક છે. અને આ જ કારણ છે કે ચંદ્રને પૃથ્વી ફરતો એક આંટો મારતાં જેટલો સમય લાગે છે એના કરતાં સૂર્યને લગભગ ૧૨ ગણો લાગે છે.

શોધકોએ આ વાતને માની લઈ વળી નિરીક્ષણનું કામ આગળ ચલાવ્યું, માલૂમ પડ્યું કે આકાશમાં સૂર્ય ચંદ્ર જે માર્ગે થઈને ફરે છે ત્યાં થઈ કેટલાક તારા જેવા જ્યોતિઓ પણ સરકતા જણાયા છે. તારાની દુનિયાને સ્થિર માનવામાં આવી હતી એટલે આ ફરતા જ્યોતિઓને ગ્રહ નામ આપવામાં આવ્યું. આ ગ્રહોના આકાશી માર્ગોએ એક વખત ગરબડ મચાવી દીધી. કેટલાક ગ્રહ માર્ગે જતાં જતાં અમુક સમયે થોભી જઈ પાછા ઊંધે રસ્તે ચાલતા જણાયા હતા. અને એમ થોડુંક વક્રી (ઊલટું) ચાલ્યા બાદ એ પાછા ડાબા બની મૂળની રીતે ચાલતા થઈ ગયા હતા. વિદ્વાનો પાસે આનો જવાબ ન હતો. એટલે એમણે એક નવો સિદ્ધાન્ત સ્થાપી આ શંકાનું સમાધાન કર્યું. એમનું કહેવું હતું કે પૃથ્વી વિશ્વના કેન્દ્રમાં જ છે; ગ્રહો પૃથ્વીની ચારે બાજુ એવી રીતે ફરે છે કે એમની કક્ષાનું મધ્યબિંદુ પૃથ્વીની આજુબાજુ વર્તુળ દોરે છે. મતલબ કે ગ્રહોની પોતાની એક ખાસ અલગ કક્ષા છે. એ કક્ષાનું મધ્યબિંદુ પોતે પણ સરકતું રહે છે અને તે એવી રીતે કે તેનાથી થતી કક્ષાના મધ્યબિંદુ પૃથ્વી રહે. આ અટપટા સિદ્ધાન્તથી તે વખતે થોડું ઘણું સમાધાન થયું પણ એથી મૂળ કોયડો ઉકેલવામાં મદદ ન મળી શકી. બન્યું એવું કે ગ્રહોની આકાશી સ્થિતિનો મેળ દર્શાવવા તે વખતે અનેક વર્તુળ કેન્દ્ર અને કેન્દ્ર વર્તુળોની કલ્પના કરવી પડી હતી.

એ સમયે કોયડો ન ઉકેલવાનું એક ખાસ કારણ આકાશી પદાર્થોનાં અંતર અને એમની ગતિ વિષેનું હતું. આગળ કહ્યું તેમ ચંદ્ર કરતાં સૂરજ છેટો અને તેથી પણ વધુ છેટા તારાઓને માનવામાં આવ્યા હતા. પણ ૨૪ કલાકમાં એક આંટો મારતા તારા અવકાશમાં કેટલી ઝડપથી સરકતા હશે એનો હિસાબ કોઈએ ગણ્યો ન હતો. વળી તારા, સૂરજના હિસાબે લાખો ગણા દૂર છે એની તો તે સમયે કોઈને કલ્પના પણ ન હતી. એટલું જ નહિ પણ તારા પણ અંદરોઅંદર એકબીજાથી ઘણા ઘણા દૂર છે તેનું તેમજ પ્રકાશની ઝડપનું જ્ઞાન તે સમયે કોઈને હતું જ નહીં. તે કાળમાં પ્રકાશ અને મનના વેગને **સૌથી** વધુ—અનંત માનવામાં આવતા હતા.

અંતે એક દિવસ એવો ઊગ્યો કે જ્યારે જૂની માન્યતાઓ અને પ્રણાલિકાઓ પત્તાંના મહેલની





પેઠે તૂટી પડી, ફ્રોકલ્ટ નામના એક વિજ્ઞાનીએ, ઘણા વિચારને પ્રયોગને અંતે ઇ. સ. ૧૮૫૧ માં એક પ્રયોગ કરી, પૃથ્વીની વિશ્વકેન્દ્રીય દલીલને હંમેશ માટે દફનાવી દીધી. આ પ્રયોગ માટે એણે પેરિસમાં આવેલા પેન્થીઓન દેવળના ઘુમ્મટના મધ્યભાગે ૨૦૦ ફૂટ લાંબો તાર બાંધી એને છેડે એક ગોળો લટકાવ્યો. આ ગોળાની બરાબર નીચે એક ટાંકણી લગાવેલી હતી. દેવળની ફર્સભૂમિ પર ૧૨ ફૂટ વ્યાસની એક રેલિંગ બનાવી એની અંદર રેતી પાથરી હતી. આ રેતી એવી રીતે પાથરવામાં આવી હતી કે લોલકનો ગોળો એની પર થઇને જાય ત્યારે એની માત્ર ટાંકણી જ રેતીને અડે અને એ રીતે એની પર એની ચાલનું ચિહ્ન બનાવે. પ્રયોગ શરૂ કરતાં પહેલાં થોડા કલાક સુધી લોલકને એક બાજુ ખેંચી રેલિંગ સાથે સૂતરના દોરાથી બાંધી સ્થિર કરી રાખવામાં આવ્યું હતું. પ્રયોગ વખતે સૂતરના દોરાને બાળી નાખવામાં આવ્યો હતો. દોરો બળતાં જ લોલક રેતી પર રેખાઓ દોરવા લાગ્યું. કલાકો સુધી લોલક ચાલતું રહ્યું અને ત્યારે લોકોએ જોયું કે લોલકનો રસ્તો એનો એ જ રહેતો નથી. એ થોડો ને થોડો બદલાતો જાય છે. રસ્તો એનો એ જ રહેતો નથી. બદલતું અને નવી રેખાઓ દોરતું લોલક બરાબર ૩૨ કલાક પછી પાછું એની મૂળની સ્થિતિમાં આવી પહેલાંના રસ્તે ચાલવા લાગ્યું.

આ પ્રયોગે સાબિત કરી દીધું કે બહારના કોઇપણ બળ વિના લોલકના આ રીતે ફરવાનું કારણ બીજું કંઈ જ નહીં પણ પૃથ્વીનું ધરીભ્રમણ છે. અવકાશમાં અદ્ધર લોલકની નીચે પૃથ્વી ફરતી રહી હતી.

આ પ્રયોગ આજે ઘણી જગાએ ફરી બતાવવામાં આવે છે. ધ્રુવબિંદુ પર આ પ્રયોગ કરવામાં આવે તો લોલકને એક વખત રસ્તે પડયા પછી એના એ જ રસ્તે ફરી આવતાં બરાબર ૨૪ કલાક લાગે છે.

આ થઇ મુખ્ય પ્રયોગની વાત. આજે હવે એ સિવાય બીજી અનેક પ્રાયોગિક રીતે પૃથ્વીનું ધરીભ્રમણ સાબિત કરી બતાવાય છે. આ રીતોમાં મુખ્ય ગાયરો કંપાસ અને કોમ્પ્ટન રચિત વર્તુલાકાર નવી છે. એક તદ્દન સાદી પ્રત્યક્ષ રીત પૃથ્વીની ઊંચેથી પડતા પદાર્થના નિરીક્ષણની છે. પૃથ્વી પર ઊંચેથી પડતો પદાર્થ હંમેશાં સહેજ પૂર્વ તરફ પડતો જણાય છે. પૃથ્વી ફરતી નહોત તો પદાર્થ પૃથ્વી પર બરાબર લંબરૂપે જ પડત.

સંક્ષેપમાં આજે હવે પૃથ્વીના ધરીભ્રમણ અને સૂર્યની આજુબાજુના પરિક્રમણ માટે શોધકોમાં કશો વિવાદ રહ્યો નથીઃ એટલું જ નહીં પણ એ સિવાયનાં બીજાં કેટલાંયે નવીન તથ્યોનો આવિષ્કાર થતાં પૃથ્વીનું આજનું વિશ્વમાંનું સ્થાન એવું તો શૂન્યવત્ બની ગયું છે કે એ કથા કહેવા માટે પણ 'ઊર્મિ'નાં કેટલાંક પાન રોકવાં પડે.

[અનુસંધાન પાન ૪૦ થી ચાલુ]

શાન્ત ઉપરાંત કેટલાક આલંકારિકો પ્રેયાન, વાત્સલ્ય અને ભકિતને પણ ઉમેરે છે; કેટલાક વળી સ્નેહ શ્રદ્ધા, લૌલ્ય વગેરેને પણ સ્વીકારે છે; તો રુદ્રટ અને નમિસાધુ જેવા વળી બધા વ્યભિચારી ભાવો અને સાત્ત્વિક ભાવોનું રસત્વ સ્વીકારે છે; લોલ્લટ અસંખ્ય રસ હોવાનું માને છે; પણ આ અભિપ્રાયો જોઇએ તેવા પ્રતીતિકર ન હોવાથી તેનું અનુસરણ થયું નથી, અને તે તે અભિપ્રાયના પ્રણેતા સાથે જ તે સૌ અભિપ્રાયો પણ અસ્ત પામ્યા છે.

એટલે, ઉપર્યુકત ચર્ચાના પ્રકાશમાં આપણે શાન્તને રસ તરીકે સ્વીકારીએ તો રસની સામાન્ય રીતે સ્વીકારાયેલી સંખ્યા નવ કહી શકાય.

# હિંદનો પટાયત સાવજ અથવા વાઘ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

**ગાઢ જંગલ, વહેતા પાણીના ઝરા, અને પહાડની ગોદ જેને પ્રિય છે અને હિંદનો પટાયત સાવજ જેવું જેને ગૌરવભર્યું બિરુદ મળેલું છે તે પ્રાણી–વાઘનો રસભર્યો પરિચય**

હિન્દુસ્તાનમાં ઘણાં માણસો પરદેશથી આવી વસ્યાં અને પોતાનો દેશ માનીને રહ્યાં. એ પ્રમાણે પ્રાણીસૃષ્ટિમાં પણ બન્યું છે. તેનો ખાસ નમુનો તે આપણો વાઘ. અત્યારે તો એમ મનાય જ નહિ કે વાઘ આપણે ત્યાં પરદેશથી આવી વસ્યો છે કારણ કે તે આખા હિન્દમાં ઓતપ્રોત થઇ ગયો છે. એમાં તેને અનુકૂળ હવા, પાણી, શિકાર કરી ખાવા માટે વન્યપશુ મળે તેવી ઘાટી વનરાજી અને તરશ છીપાવવા પાણીની પૂરતી સગવડતા તેણે જોઈ. પોતાનો નિવાસ કરી નાખ્યો તેમાં સુકકો વૃક્ષ વિહીન અને રણ પ્રદેશ કે જે કચ્છ, સિંધ, બલુચિસ્તાનમાં થઈ ઈરાન, મેસેપોટેમીયા અને અરબસ્તાન દેશને તેણે પસંદ કર્યો નહિ. છતાં કાઠિયાવાડ કેમ નહિ એ સંદેહ સહેજે થાય. તેના કારણમાં એટલું જ કહેવાય કે એક મ્યાનમાં બે તલવાર ન રહે એવી રીતે એક જંગલમાં બે વનરાજોથી કેવી રીતે રહી શકાય. આ કારણને લઈ તે ગુજરાતમાં નજીકમાં નજીક પાલનપૂર, આબુ અને દાંતાની ગિરિમાળમાં રહેવા આવી ગયો. તે સિવાય તે આખા હિન્દુસ્તાનમાં વસે છે.

હવે આ પરદેશી પ્રાણીની ઉત્પત્તિ જોઇએ. તેની ઉત્પત્તિ મધ્ય અને ઉત્તર એશિયા મનાય છે કારણ કે ત્યાંથી આપણા વાઘને મળતાં અસ્થિઓ મળી આવ્યાં છે. એવી રીતે પૃથ્વી ઉપર વસતાં ઘણાં પ્રાણીઓ પોતાનું ઉત્પત્તિ સ્થાન છોડી બીજા દેશોમાં વસવાટ કરવા ચાલ્યાં ગયાં છે. આ અસ્થિઓ સૌથી પહેલાં ઉત્તર ગોલાર્ધના હિમ પ્રદેશ સાઇબીરિયાના ટાપુઓમાંથી મળી આવ્યા છે. એ સમય એવો હતો કે ઉત્તર અને મધ્ય એશિયા ઘાટાં વનો અને સભર વનરાજીથી ભરેલો હતો. આવાં વનોને લઈ તેમાં વન્ય પશુઓ પણ બહોળે હાથે વસતાં હતાં. આમાં જે પશુઓના અસ્થિ મળી આવ્યાં છે તેમાં હિમ પ્રદેશમાં થતા રેઇનડીયર, લાલ સામ્બર, ગોરી ગાય અને કેટલીક જાતના હરણો કે જેનો શિકાર કરી વાઘ, સાવજ અને બીજા માંસાહારી પ્રાણીઓ નભતાં હતાં.

ઉત્તર એશિયામાંથી નીકળી પટાયતે અનુકૂળ હવા પાણી બરાબર લાગવાથી હિન્દમાં પોતાનું રહેઠાણ જમાવ્યું. પણ તિબેટની ઊંચી ભૂમિને તેઓએ પસંદ કરી નહિ. કારણ ત્યાં રણ–પ્રદેશ છે અને સખ્ત ઠંડી પણ પડે છે, સૌથી પશ્ચિમ સામા લઇએ તો તેઓ પૂર્વ કોકેશિયસથી કાસ્પીયન સમુદ્ર અને ઉત્તર અફઘાનીસ્તાનની સરહદ સુધી પહોંચ્યા. એ સ્થલાન્તર સૌથી પહેલું મનાય છે. આ ભાગોમાં હજુ પણ તેઓ દેખાય છે ખરા. ઇરાનની સરહદ ઉપરથી તેઓનો પ્રદેશ આગળ વધ્યો હતો. અથવા તો તુર્કસ્તાનમાં થઇ ઉત્તર એશિયા તરફ હજુ આગળ વધે છે. વાઘ અત્યારે મન્ચુરિયા, મોન્ગોલિયા અને પૂર્વ સાઇબીરિયામાં આમુરલેન્ડ અને કોરિયામાં વસે છે. જ્યારે પાછો દક્ષિણ ચીનમાં થઇ બર્મા, સીયામ, અને મલાયાના પ્રદેશથી આગળ વધીને જાવા, સુમાત્રા, અને બાલીના ટાપુઓ સર કર્યા છે.

આપણાથી કોઈ રીતે નક્કી કહી શકાતું નથી કે વાઘે હિન્દમાં ક્યારે પગપસારો કર્યો. પણ એટલું તો ચોકકસ દેખાય છે કે હિન્દ અને સિલોનના ટાપુને જોડનાર સેતુ અથવા પુલ જ્યારે તેઓ આવ્યા હશે ત્યારે તૂટી ગયો હશે. કારણ કે જો તે પુલની હયાતી હત તો વાઘ સિલોનમાં જવા ચૂકત નહિ. પણ આજથી ૫૦૦૦ વર્ષ પહેલાંનું સિંધનું મોહન્જોડેરોના ખંડિયેરો ખોદાયા ત્યારે તેની ઘણી કિંમતી ચીજોમાં વાઘના ચિત્રવાળી ઘણી મહોર છાપ મળી આવી હતી.

વાઘ હિન્દમાં આસામની ગિરિમાળાને રસ્તે આવ્યો હશે એવું જણાય છે કે જ્યાંથી દક્ષિણ હિમાલયનાં ઘાટી વનરાજીવાળા વનોમાં પોતાનો વસવાટ પાકો





ફરી પછી આખા દેશમાં પથરાઈ ગયો. અને આપણે ઉપર જોઇ ગયા તે રણ અને સુકકો પ્રદેશ તેણે બાતલ કર્યો.

ગિરનો સાવજ એશિયા અને આફ્રિકા બન્ને ખંડમાં થાય છે, જ્યારે વાઘ તો એશિયા ખંડમાં જ થતું પ્રાણી છે અને તે પણ એક જ જાતમાં, પ્રાણીશાસ્ત્ર વિશારદ મી, પોકોક તેના રંગરૂપ ઉપરથી એશિયાના જુદા જુદા દેશોમાં તેની જુદી જુદી આઠ જાતો હોવાનું માને છે. તેણે આપણા હિન્દના પટાયતને સામે રાખી તેની સાથે બીજા દેશોના વાઘને સરખાવ્યા. એ આપણા વાઘને ટૂંકી રુવાંટી અને સુશોભિત રંગ અને ચોકખા પટ્ટાનું પ્રાણી ગણે છે. અને કોકેશિયસ બાજુના વાઘને પીળારંગમાં તપખીરિયા રંગના મિશ્રણવાળા અને તેવા જ રંગના પટ્ટાવાળા પ્રાણી ગણે છે. થોડે ઘણે અંશે જુદી જાત મોન્ગોલિયા, મન્ચુરિયા અને આમુરલેન્ડ, ઉત્તર અને મધ્ય ચીન, સુમાત્રા, જાવા અને બાલીમાં વસે છે. આ બધું નકકી કરવા માટે જુદા જુદા દેશના વાઘની ખોપરી અને ખાલ જોવાં જોઇએ. જેમાં હજુ હિન્દમાં વસતા વાઘ વિશે પણ ઘણી થોડી માહિતી આપણને મળે છે. હિન્દના જુદા જુદા પ્રદેશના વાઘ,ઋતુ અને ઉમ્મરને લઈ રંગમાં ફેર કરે છે કે કેમ તે નકકી કરવું હજુ બાકી છે. વ્યક્તિગત રંગફેર ઘણો માલૂમ પડયો છે.

એ તો માનેલી વાત છે કે ગીચ વનમાં વસતા પટાયતનો રંગ અને પટ્ટા ઘેરા રંગના હોય છે. જેની સાથે હલકા રંગના પ્રાણીઓ પણ જરૂર મળી આવે છે. તેની સાથે તેના શરીર ઉપરના પટ્ટાની સંખ્યાને જે જગ્યામાં તેઓ વસતા હોય છે તેની સાથે ઓછો સંબંધ છે કારણ કે આ પટ્ટાની સંખ્યા પણ તે જ જગ્યામાં વસતા વાઘમાં જુદી પડે છે.

કેટલીક નિશાનીઓ કે જેથી આપણે તેને જુદી જાતમાં લઇ જઇએ તે તો તેના વસવાટ સાથે સંબંધ ધરાવતી હોય છે.અને આવી સાધારણ જુદાઇથી કાંઇ તે અલગ જાત છે તેમ ન કહી શકાય. એ તો જ્યાં જેવું રહેવાનું એવો એનો રંગ અને જીવન વ્યહવારની રીત.

ઉત્તર એશિયામાં વસતા પટાયતની રુવાંટી શિયાળામાં બહુ ભરાવદાર થાય છે. જે ગરમી આવતાં ખેરવી નાંખે છે એવી જ રીત આપણા પટાયત કરે છે પણ આ શિરસ્તો બહુ જલદી આંખ સામે દેખાતો નથી. રુવાંટીની બદલી તેઓ ગરમીમાં કરે છે જે ક્રિયા માર્ચ મહિનામાં ખાસ દેખાય છે.

આપણા વાઘની લંબાઇ ૯ ફીટ થી ૯ ફી. ૬ ઇન્ચ સુધી આવે છે. ઊંચાઇ સરેરાશ ૩ ફીટ થી ૩-૬ ઇન્ચ સુધી મપાઇ છે. વજનમાં તે ૪૦૦ થી ૫૦૦ શેર જેટલો હોય છે. વાઘણનો બાંધો નર કરતાં નાનો હોય છે. જેની સરેરાશ લંબાઇ ૮ ફીટ ૬ ઇન્ચની હોય છે અને વજનમાં એકસો શેર ઓછી થાય છે. વાઘનું આટલું ભારે શરીર સ્નાયુબદ્ધ અને હલનચલનમાં પૂરેપૂરું અચંબો પમાડે એવું હોય છે. એનું ભરાવદાર માથું, માંસલ શરીર કે જે આરામમાં પડયો હોય છતાં બળનું સામાને બરાબર ભાન કરાવે છે. જેમાં સુંદર ઉઠાવદાર રંગ વાઘને તેના જેવી બીજી મોટી બિલાડીઓમાંથી આબાદ રીતે તારવી કાઢે છે.

સાવજની સાથે વાઘને ઘણું મળતાપણું આવે છે, બાહ્ય દેખાવમાં ઘણું જુદાપણું પણ તેના હાડ માળખામાં એવું બહાર દેખાઈ આવતું જુદાપણું જોવામાં નથી આવતું, ફકત વાઘની ખોપરી સાવજની ખોપરી કરતાં વધારે પહોળી જોવામાં આવે છે. સાવજનાં ઘણાં બચ્ચાંને વાઘ જેવી ભાત તેઓનું સામ્યપણું બતાવી આપે છે. સાવજને અલબત્ત બહુ ભરાવદાર કેશવાળી હોય છે એમ વાઘને પણ ગરદન અને ચહેરાની આસપાસ લાંબા બાલ બરાબર કેશવાળી હોય એવા લાગે છે.

હિન્દુસ્તાનમાં વાઘ જુદી જુદી આબોહવા અને વાતાવરણમાં વસે છે. સમુદ્રની સપાટીથી હિમાલયમાં ૧૦,૦૦૦ ફીટની ઉંચાઇ એ તેનાં પગલાં બરફમાં



દેખાયેલાં છે. તેઓ ભેજવાળાં હંમેશાં લીલાં રહેતાં, તેમજ સુકકાં અને ખુલ્લાં વનો, મોટા ઘાસના ગીલા, અથવા તો પાણી, ગારો અને વૃક્ષોવાળી જમીન ઉપર વસવાનું પસંદ કરે છે.

હિન્દમાં જે પ્રદેશમાં વાઘ થાય છે તે પ્રદેશની કોઈ સંખ્યા ગણતરી હજુ બહાર આવી નથી. એક વખત આ પ્રાણીઓ જ્યાં વિચરતાં ત્યાંથી વસવાટ માટે વનરાજી ઓછી કરવાને લઈને તેઓને મારી ખાવાના પશુઓની અછત એવાં કારણોને લઇ તે જગ્યાઓ વાઘે છોડી દીધી અને જ્યાં હાલ છે તેમાં પણ તેની સંખ્યામાં વધઘટ થયા કરે છે. આ જંગલનો રાજા એ પ્રાણી સૃષ્ટિનું એક અંગ છે. એટલે જે જગ્યામાંથી તેનો શિકાર ઓછો થાય તે જગ્યા છોડી જ્યાં પ્રાણીસૃષ્ટિ સારા પ્રમાણમાં હોય ત્યાં વસવા ચાલ્યા જાય છે. આસપાસની જગ્યાઓનો ફેરફાર પ્રાણીઓનો એક બીજી જાત સાથેનો સંબંધ એવાં કેટલાંક કારણોને લીધે તેની સંખ્યા વધે ઘટે છે. ઉનાળાને લઈ ચરાણ ઓછા થાય, પાણી પણ પૂરતું ન મળે એ કારણે માલધારીઓ પોતાના માલને સારા ચરાણ અને પાણી મળે તેવી જગ્યાએ એકઠા કરે છે. એ જ પ્રમાણે વન્ય પશુઓ પણ આવી સગવડ જોઈ આસપાસ એકઠાં થાય છે. જ્યાં આવા પડાવ હોય ત્યાં આવા માલ ઢોર અને વન્યપશુઓ ઉપર જીવનારાં માંસહારી પ્રાણીઓ પણ આવી રહે છે. જ્યારે ચોમાસામાં વનરાજીમાં ફેરફાર થઇ જાય, પ્રાણી પણ પુષ્કળ વહેતું થઇ જાય, ડાંસ વગેરે જંતુઓનો ઉપદ્રવ વધી જાય એવાં કારણોને અંગે ભેળાં થએલાં વન્યપશુઓ છૂટાં પડી જાય. તેની સાથે વાઘ પણ ચાલે. આવી જાતના ફેરફારને લઇ પટાયતોની સંખ્યામાં પણ વધારો કે ઘટાડો થાય છે. જે જંગલમાં ઉપલા ફેરફાર થોડા થતા હોય અને એ અમુક ભાગમાં વાઘ પોતાની જગ્યા પસંદ કરી વસતો હોય તો તે ઠેકાણે પોતાની હુકમત પ્રવર્તાવતો હોય છે, જ્યારે તે મૃત્યુનો ભોગ થઇ જાય છે ત્યારે તેની જગ્યાનો બીજો કોઇ વાઘ વહેલો મોડો જરૂર કબજો લઈ લેવાનો જ.

પટાયતને રહેવા માટે ખાસ ત્રણ વસ્તુની જરૂર છે એવું અવલોકનમાં જણાયું છે. પોતે શિકાર કરી મારી શકે એવા પશુઓનો પાડોશ, તડકાથી પૂરતું રક્ષણ મળે તેવાં જાળાં, ગુફા, કે એવી કોઇ જગ્યામાં આરામ મળે તેવી જગ્યા અને છેલ્લે તરશ છીપાવવા નજીકમાં પૂરતું પાણી. આટલી બાબતો જ્યાં હોય ત્યાં વાઘ પોતાનું રહેવાનું સ્થાન બનાવી દે.

આપણા ધારવા પ્રમાણે વાઘ તો ઉત્તર તરફના ઠંડા મુલકમાંથી આવી અહીં વસ્યો છે. અને સૈકાઓ થયાં પોતે અહીંની આબોહવાને અનુકૂળ થઇ ગયો છે. છતાં ઉનાળાનો તડકો સહન કરવામાં તે હજુ પણ નબળો છે. વાઘને સખત તાપમાં પડવા માટે છાંયો અથવા ગુફા જરૂરી વસ્તુ છે. એવા તાપમાં તેને હાંકો કરી ચલાવ્યો હોત તો ગરમ પત્થર ઉપર ચાલતાં તેનાં તળિયાને ફોલ્લાં ઊપડી આવે છે તેનાથી બચવા તે અવાર નવાર તેના તળિયાં ચાટીને ઠંડા રાખે છે. અને કેટલાક તો આવી ઋતુમાં પાણીમાં જ પડયા રહે છે અને સાંજ થતાં બહાર આવે છે.

રાતનાં રખડવાવાળાં ઘણાં પશુએ ચોમાસામાં વાદળાંને લઇ ફરતા દેખાય છે. તેમ વાઘ પણ રાતને બદલે દિવસે શિકારની શોધમાં નીકળી પડે છે. એ ઉપરથી એક નિદાન ઉપર ચોકકસ આપી શકાય કે જે વખતે શિકારનું હરવું ફરવું એવે વખતે તેનો શિકારી પણ જરૂર પોતાનું પેટ ભરવા શિકાર કરવા નીકળી પડે છે. પણ ઓછો શિકાર હોય અને રાતના ઢોર ઢાંખર સહેલાઈથી મળી રહે એવું હોય છતાં ભૂખ આ બધી બાબતથી તેને અળગો કરી ધોળે દિવસે શિકાર મારવા પ્રેરે છે.

—અપૂર્ણ

[ અનુસંધાન પાન ૧૬ થી ]

એપ્રિલથી નવો કાયદો અમલમાં આવ્યો છે. નવા કાયદામાં વેપારી પેઢીની વ્યાખ્યા ઘણી જ બહોળી કરી દીધી છે લગભગ બધા જ ધંધાનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એટલે એ રીતે દરેક પેઢી સાડા આઠ વાગે બંધ થઇ જવી જોઇએ અને તે પછી જરૂરી કામ હોય તો પણ તે કરી શકાય નહિ. વળી જૂના કાયદામાં નોકરોને અઠવાડિયે એક રજા આપવાની જોગવાઈ હતી તેને બદલે નવા કાયદામાં પેઢી અઠવાડિયે એક દિવસ બંધ કરવાની જોગવાઈ છે. પરિણામે વીશી બંધ રહેતાં દર અઠવાડિયે ફરજિયાત જમનારને અપવાસ કરવો પડે. ડૉક્ટર દરદીને વખત થઈ ગયા પછી દવા ન કરી શકે, રજાને દિવસે પણ તેમજ. કેમીસ્ટ એ રીતે [illegible]ી મરવા પડ્યો હોય છતાં દવા ન વેચી શકે. [illegible]થી થોડી મુશ્કેલી ઊભી થઈ હતી [illegible]રના ખ્યાલમાં ન આવ્યું તે વિચિત્ર [illegible] કે તે પછી ઊહાપોહ થતાં વીશીઓને [illegible]મુક્ત કરવામાં આવી છે. દાક્તરોને પણ [illegible] મળશે. અને એમાં નડતી મુશ્કેલીઓ ઉપર [illegible]ચાર કરવા મજૂરપ્રધાને સૂચનો પણ આવકાર્યાં છે.

પરંતુ આ કાયદા અંગે જે ઊહાપોહ થયો તેમાં દૂધ કરતાં પાણીનું પ્રમાણ વિશેષ હતું. જ્યારે જ્યારે સામાજિક બીલ સરકાર તરફથી હાથ ધરવામાં આવે છે ત્યારે ત્યારે સનાતની વર્ગ જેમ ઊહાપોહ મચાવી દે છે તેમ આવા કાયદા વખતે ચાલુ ઘરેડમાં જીવવા ટેવાઈ ગયેલો વર્ગ ઊહાપોહ મચાવી દે છે અને એનો અમલ કર્યા પહેલાં કલ્પનાએ ઊભી કરેલી મુશ્કેલીઓથી ગુંગળાઈ જાય છે. ૧૯૩૯ નો કાયદો સારો હતો, લોકો ટેવાઇ ગયા હતા અને આની જરૂર ન હતી એમ કહેવામાં આવ્યું છે. પરંતુ ૩૯નો એ કાયદો આવ્યો ત્યારે વિરોધ નહોતો થયો એવું તો ઓછું છે? અને એનાથી લોકો ટેવાઇ ગયા હતા તો આનાથી નહિ ટેવાય એમ શાથી માની લેવામાં આવે છે? વળી વેપારી પેઢીની [illegible] [illegible]માં બધા ધંધા સમાવી લેવામાં આવ્યા છે તેમાં ખાસ જરૂર હોય તેવાના અપવાદ રાખીને, વાંધો શો છે? કેમીસ્ટ નવ વાગે બંધ કરે છે ત્યારે દવાની જરૂર પડનાર શું કરે છે? એની જરૂર ગમે ત્યારે પડશે માટે ૨૪ કલાક દુકાન ઉઘાડી રાખવાની જરૂર છે? એવા કારણે તે જરૂર પડે તો દુકાન ઉઘાડીને દવા વેચી શકે એટલો અપવાદ રખાય એટલે બસ છે. નર્સોનું પણ તેમ કરી શકાય. દાક્તર પણ એ રીતે દવા દવાખાનું ઉઘાડીને કરી શકે. સાડા આઠ વાગે દુકાનો બંધ થાય તો મુસાફરો તે પછી રેલવેમાંથી આવે તેમને ખરીદીની મુશ્કેલી પડે માટે વખત સાડા નવનો કરવો એમ સૂચન કરવામાં આવ્યું છે. તો સાડા નવ પછીના મુસાફરો શું કરશે? મુસાફર ટેવાઇ જશે કે સાડા આઠવાગે દુકાનો બંધ થાય છે એટલે સાડા નવ વાગ્યા પછી આવનાર જેમ અગાઉથી ગોઠવણ કરી લે છે તેમ એ પણ કરી લેશે. આની મુશ્કેલીમાં ગણતરી ન થવી જોઇએ.

વળી વકીલોને પણ આ કાયદામાં રાહત મળવી જોઇએ તે કહ્યું છે. એના અસીલને કયે વખતે સેવાની જરૂર પડશે તે કહેવાય નહિ. માટે એ સેવાભાવીને ૨૪ કલાકે ય છૂટ હોવી જોઇએ! કારણ કે ફોજદારી અને દિવાની કોર્ટના વકીલોને કોર્ટના સમય બહાર સવાર સાંજ દોઢ દોઢ કલાક વખત મળે તેટલા વખતમાં અસીલોના મુકદ્દમાની સમજૂતી લેવાની અને કાયદામાંથી તેના મુદ્દા તૈયાર કરવાનું અશક્ય બની જાય. આજે જે રીતે વકીલો ગજા ઉપરવટના કેસો સ્વીકારે છે તે રીતે એ ન થાય તે બરાબર છે. પરંતુ એટલા વખતમાં થાય તે પ્રમાણે કેસો લે તો ન પહોંચી વળાય તેમ શાથી? એથી

તેવું છે. પરંતુ એવા અપવાદનો શો ઉપયોગ થાય છે તે પ્રજાથી અજાણ્યું નથી.

હવે ત્રીજો વર્ગ છે, ધોબી-હજામ વગેરે મહેનતુ વર્ગ. તેને આવું બંધન ન નાખતાં ગમે ત્યારે કામ કરવા દેવો જોઈએ. એ જાતમહેનત કરે છે અને નોકર નથી માટે એની છૂટ હોવી જોઈએ. પરંતુ મુદ્દો એ થાય છે કે નોકર હોય કે શેઠ, શારીરિક મહેનત હોય કે બૌદ્ધિક કામ હોય, અભણ હોય કે ભણેલા, પરંતુ જીવનમાં નિયમિતતા આવે તે શું જરૂરી નથી ? અને આમ ગમે તેટલો વખત કામ કરવાથી કામ વધુ થાય છે એમ માનવાનું કારણ છે ? અભણ માણસોને આ કાયદો-સમય સાચવવાનો ના ફાવે એમ કહેતી વખતે એમ કેમ ભૂલી જવાય છે કે અભણ મજૂરો મિલ અને કારખાનાઓનો સમય બરાબર સાચવી શકે છે !

મતલબ કે, આવા કાયદાઓમાં જરૂર જ્યાં મુશ્કેલી હોય તેનો વિરોધ કરવો, સરકારના ધ્યાન ઉપર લાવી તેમાં સુધારો કરાવવો. પરંતુ કેવળ પહેલાં જે નહોતા કરતા તેથી, જૂની ટેવને લીધે વિરોધ કરવો વ્યાજબી નથી. ઊલટ આવા કાયદાથી નોકર કે માલિકમાં નિયમિતતા આવશે, કામને એટલા વખતમાં પહોંચી વળવાની કાર્યદક્ષતા આવશે અને જીવન નિયમિત બનશે. આમ આ બીજી બાજુ તરફ કોઈએ પ્રજાનું ધ્યાન દોર્યું નથી તે નવાઈ જેવું લાગે છે.

## મિલમાલિકોની દૃષ્ટિ

અમદાવાદ મિલમાલિક મંડળની વાર્ષિક સભા આગળ નિવૃત્ત થતા પ્રમુખ શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈએ જણાવ્યું કે, 'એક યા બીજા કારણે સરકારે કાપડ અંકુશ ઉઠાવી લેવાનો નિર્ણય કર્યો ત્યારે આપણા પ્રતિનિધિઓએ સ્પષ્ટ જણાવ્યુ હતું કે શરૂઆતના થોડા સમય માટે ભાવો વધશે કારણ કે અંકુશ ઊઠી જતાં પ્રજા તરફથી ખરીદી કરવાનો ધસારો થશે. પરંતુ ત્યાર પછી ત્રણ ચાર મહિને ભાવો સામાન્ય સપાટીએ આવી જશે. સરકારે કાં તો અમલદારોના દબાણથી કે આર્થિક અને ધંધાકીય બાબતોના અનુભવને અભાવે કે પ્રજાના વિરોધના ભયે ફરીથી અંકુશ દાખલ કર્યો. હું આમ કહી રહ્યો છું તેનું કારણ એ છે કે કાપડ અંકુશની અસર એકલી વહેંચણી પર જ નહિ પરંતુ ઉત્પાદન પર પણ થાય છે. આનું પરિણામ એ આવ્યું કે અંકુશ નહોતો ત્યારે ઉત્પાદનમાં સારો વધારો થયો હતો તે અંકુશ પછી ઓછો થયો છે. સરકારી એજન્સી દ્વારા કાપડની વહેંચણી નિષ્ફળ નીવડી છે એ તો ટેક્ષટાઇલ કમિશ્નરે કાપડ વેચવાની જે પરમીટો આપી છે એ બતાવી આપે છે. આજ કારણસર અમે વિનંતિ કરી છે કે આર્થિક સ્થિતિ સ્થાપવી હોય તો મુકત બજારો અને જૂની વેપાર પદ્ધતિ દાખલ કરવી જોઇએ.'

આમ મિલમાલિકોએ કાપડ કંટ્રોલનો દોષનો ટોપલો સરકારને માથે નાખ્યો અને પોતે એમાં નિર્દોષ હોય તેવો ડોળ કર્યો. શેઠશ્રી કહે છે કે અંકુશ ઊઠી જતાં લોકોની માગણીને લીધે ત્રણ ચાર માસ ભાવો વધશે એમ અમે જણાવ્યું હતું. પરંતુ એ ભાવવધારામાં મિલો નિર્દોષ છે ? ભાવ શું કાપડના વેપારીઓએ જ વધાર્યા હતા કે મિલોએ પોતે પણ ૧૦૦ ટકા સુધી ઓન લઇને હાથ કાળા કર્યા હતા ? એટલે સરકારે એ અંકુશ દાખલ કર્યો એમાં અમલદારોનો, આર્થિક અને ધંધાકીય બીનઅનુભવ અને પ્રજાના વિરોધના જેટલા ટકા હશે તેના કરતાં કાપડના થયેલ કાળા બજારના ટકા બિલકુલ ઓછા નથી.

શેઠશ્રી રમણલાલે આમ જ્યારે એકપક્ષી વાત કરી છે ત્યારે મુંબઇ મિલમાલિકોના મંડળના પ્રમુખ સર વિઠ્ઠલ ચંદાવરકરે એ વિષય ઉપર વાર્ષિક સભામાં અર્ધખુલ્લા મનથી વાત કરી છે. એ વર્ષમાં ઉદ્યોગે પાછલાં વરસ કરતાં વિશેષ નફો કર્યો છે તેનો ઉલ્લેખ કરતાં સર ચંદાવરકરે જણાવ્યું કે, એ નફો વધારે થવાનું કારણ એ છે કે સરકારે કોન્ટ્રોલ બોર્ડની ઉદ્યોગ કમિટીની સલાહને અવગણીને ત્રણ ચાર માસ વહેલો કંટ્રોલ ઊઠાવી લીધો તેનું એ પરિણામ છે. આમ ભાવો વધ્યા, દેશમાં





કાળાંબજાર થયાં, તેનો દોષ મુંબઇના એ માલિકો-એ બીજી રીતે સરકાર ઉપર ઢોળ્યો.

આજે બજારમાં, કંટ્રોલની દુકાનોએ વેચાયા વગરનો માલ પડી રહ્યો છે તેનો ઉલ્લેખ કરતાં સર ચંદાવરકરે કહ્યું કે, એ દોષ પણ વહેંચણીની પદ્ધતિમાં રહેલો છે. જો એ માલ બજારમાં ચાલે એવો ન હોય તો કોઈ પણ મિલમાલિક એવો તો ન હોય કે પોતાનાં નાણાં ન વેચાય તેવો માલ ઉત્પન્ન કરવામાં રોકે ! જો એ માલ કંટ્રોલ પહેલાં બનતો અને વેચાતો, તો એનો અર્થ એ થયો કે આજે વહેંચણીની જે પદ્ધતિ છે તે ખામી ભરેલી છે અને તેથી એ માલ બજારમાં ખડકાયો છે. અને આ ખામીભરેલી પદ્ધતિને વ્યવહારુ બનાવવાનો માર્ગ સૂચવતાં પ્રમુખે કહ્યું કે, જીવનની મુખ્ય જરૂરિયાત જેવી ચીજો, કાપડ અને અનાજની માપબંધી જો સફળ રીતે યોજવી હોય તો હિંદવ્યાપી એક મધ્યસ્થ સંસ્થા એવી હોવી જોઈએ કે ઉત્પાદન અને વહેંચણી અંગેની યોજના–વ્યવસ્થા એના હાથમાં હોય. જો સાચે જ સરકાર કંટ્રોલને સફળ બનાવવા માગતી હોય તો દેશની અંદરની મીલ કાપડની વહેંચણી અંગે એણે એક સંસ્થા ઊભી કરવી જોઇએ. જેમાં મધ્યસ્થ સરકારના, પ્રાંતિક સરકારના, રાજ્યોના, મિલમાલિકોના, વેપારીઓના, અને વાપરનારના પ્રતિનિધિઓ હોય. આમ મુંબઇનું મંડળ આજની વહેંચણીની વ્યવસ્થામાં ફેરફાર કરી કાપડનો પ્રશ્ન ઉકેલવાની વાત કરે છે ત્યારે અમદાવાદ તો જૂના જમાનો પાછો લાવવાના સ્વપ્ન સેવતો લાગે છે.

આમ વાસ્તવમાં અમદાવાદના માલિકો કરતા મુંબઇના મિલમાલિકો દરિયાના સહવાસમાં રહેતાં હોઈ વિશાળ દૃષ્ટિવાળા છે. છતાં બંનેમાં સ્વાર્થ છે એટલે પગ નીચેનું જોઇ શકતા નથી. એમને પેટમાં શું દુઃખે છે તે સત્ય અને એક માત્ર વાત સર ચંદાવરકરના નીચેના કથનમાંથી સ્પષ્ટ થાય છે—'ખરી રીતે, મને તો એમ લાગ્યું છે કે ઇન્કમટેક્ષ ખાતાના લાભ ખાતર, મજૂરના લાભ ખાતર અને વકીલના લાભ ખાતર મિલો ચાલે છે !' એટલે કાપડનો આજનો અંકુશ, ફેક્ટરી એક્ટના કાયદા, ઔદ્યોગિક કોર્ટના બંધન, એ બધાથી એમને પોતાને ભૂતકાળની જેમ નફો લૂંટવાનો મળતો નથી એ એમને પેટમાં દુઃખે છે.

આવી મનોદશામાં જ્યારે મિલમાલિકોનો મૂડીદાર વર્ગ પડયો છે ત્યારે સેન્ટ્રલ બેંકની વાર્ષિક સભા સમક્ષ સર હોમી મોદીએ ઉચ્ચારેલા શબ્દો એમને યાદ દેવડાવવાની જરૂર છે—'હિંદ જેવા અણવિકસિત દેશમાં સાહસ માટે પૂરતી તકો છે. પરંતુ એ સાહસના બદલામાં મોટા મોટા નફાની આશાઓ અને લાખો–કરોડો રળવાની આશા રાખવાની નથી. ફક્ત મૂડીને યોગ્ય બદલો મળે એથી જ મૂડીદારોએ સંતોષ માનવો રહ્યો.' એટલે જ્યારે સર ચંદાવરકર કહે છે કે મિલો, સરકાર (ઇન્કમટેક્ષ), મજૂર અને વકીલો માટે જ ચાલે છે ત્યારે એમને એમ પૂછવાનું કે શું તમને મૂડીનો યોગ્ય બદલો નથી મળતો એમ ? અને ન મળતો હોય તો લાખોપતિઓ કરોડપતિઓ કયાંથી થઇ ગયા ? આશા રાખીએ કે આવતી સભા વખતે અમદાવાદ અને મુંબઇના મિલમાલિકમંડળો સર હોમી મોદીની દૃષ્ટિ પ્રમાણે પોતાના વર્ષની સમીક્ષા કરશે.

### સંયુક્ત કુટુંબ અને ઇન્કમટેક્ષ

નવા બજેટ પ્રમાણે હિંદુ સંયુક્ત કુટુંબની રૂ. ૫૦૦૦ આવક સુધી ઇન્કમટેક્ષ માફ કરવાનો નવો સુધારો મંજૂર થયો છે. એટલે આજે જે કુટુંબની રૂ. ૩૦૦૦ની આવક સુધી તે માફ છે, તેને બદલે જે કુટુંબમાં બે પુખ્ત ઉમરના પુરુષો હશે તેને તે નિયમ રૂ. ૫૦૦૦ સુધી લાગુ નહિ પડે. આ રાહત મધ્યમ વર્ગ માટે જરૂર આવકારદાયક છે. પરંતુ તે અપૂર્ણ છે. સંયુક્ત કુટુંબની વ્યાખ્યા બે પુખ્ત ઉંમરના પુરુષો ઉપર કરી તે કરતાં કુટુંબમાં માણસોની સંખ્યા ઉપર કરવી જોઇતી હતી. બે પુરુષ કમાનાર હોય અને કુટુંબમાં છ માણસ પણ હોય, અને એક કમાનાર માણસ હોય અને કુટુંબમાં આઠ માણસ પણ હોય. એટલે પહેલાને રૂ. ૫૦૦૦



સુધી માફી અને બીજાને રૂ. ૩૦૦૦ સુધી. એ કરતાં આજે જે આવકની એક મર્યાદા છે તેને કુટુંબની સંખ્યા સાથે સંબંધ જોડી કુટુંબમાં કેટલા સભ્યો અને કેટલી આવક એમ નવો કોઠો રચાવો જોઇએ. ખર્ચ સંયુક્ત કુટુંબ કે વિભક્ત કુટુંબ પ્રમાણે નથી થતું પણ કુટુંબની સભ્ય સંખ્યા ઉપર થાય છે. એક કુટુંબમાં ત્રણથી ચાર માણસનો સમાવેશ કરવો જોઇએ અને તેથી વિશેષ જેમાં હોય તેને વધારના સભ્યોની સંખ્યા પ્રમાણે આવક વેરામાંથી માફી આપવી જોઇએ. આમ થાય તો જ મધ્યમ-વર્ગને જોઇતી રાહત મળી રહે.

**એપ્રિલ ફૂલ !**

મુંબઇમાં એક એવી લોકવાયકા શરૂ થઇ કે જે જુવાનો ગોટા વાળ રાખતા હશે અને જાડાં તળિયા-વાળાં ચંપલ પહેરતા હશે તેને પોલીસ પકડશે. કારણ કે એવા યુવકો કોમ્યુનીસ્ટો હોવાનો સરકારને વહેમ છે. ચંપલનાં જાડાં તળિયાંમાં બ્લેડો અને બીજાં હથિયાર છુપાવી રાખે છે ! આ લોકવાયકા શહેરમાં ફરી વળતાં ઘણા જુવાનોએ વાળ કપાવી નાખ્યા અને ચંપલનાં તળિયાં ઓછાં કરી નાખ્યાં ! આમ કોઈ યુવકોને એપ્રિલ ફૂલ બનાવવામાં સફળ થયો. અને હિંદ સ્વતંત્ર થયું છે છતાં પોલીસ પ્રત્યેની પ્રજાની બીક એની એ છે અને પહેરવેશ માટે પણ પોલીસ પકડી શકે તેવી માન્યતા દૂર નથી થઇ તેની સાબિતી મળી ! મુંબઇ શહેરમાં રહેના યુવકો જો આમ પોલીસથી હજુ ભડકતા હોય તો બીજા પ્રદેશનું તો કહેવું શું ?

**ત્રણ પૈસાનું પોસ્ટ કાર્ડ**

એપ્રિલની પહેલીથી પોસ્ટ કાર્ડનો દર બે પૈસાને બદલે ત્રણ પૈસા થયો છે. સરકાર પાસે બે પૈસાવાળાં કાર્ડ હતા એટલે એ કાયદો અમલમાં આવતાં પૈસાવાળી ટિકિટો એમાં વપરાઇ ગઇ અને આજે આ નોંધ લખાય છે તે તારીખે, તા. ૨૦ એપ્રિલના દિવસ સુધી પૈસાવાળી ટિકિટ પોસ્ટ ઓફિસમાં મળતી નથી. પરિણામે પોસ્ટ કાર્ડ ઉપર એક પૈસાની વધારાની ટિકિટને બદલે બે પૈસાની ટિકિટ વાપરનારને ચોડવી પડે છે. સરકારની આ અવ્યવસ્થા સાચે જ અક્ષમ્ય છે. કાં તો એણે આગળથી પૈસાવાળી ટિકિટનો સ્ટોક તૈયાર રાખવો જોઇતો હતો કે કાં તો એક મહિનો એનો અમલ આગળ ધકેલી તા.૧લી મેથી તેનો અમલ કરવો જોઇતો હતો. આ તો સાવ સરકારની બેદર-કારી જ ગણાય !

## તું ભૂલ

જલૌઘ જો સિન્ધુ તણો વહ્યો વળે,
વાર્ધક્યમાં યૌવન આવી ઉછળે;
વિકંપનો ને સૂરઝંકૃતિ તો
આવે ફરી મારી તૂટેલ બીને.

માટે ન હે પ્રિતમ રાખ આશા
વિછિન્ન આ ફૂલ વિષે સુગંધની.
વેડાઇ છે વાડી નિરાશ્રિતોની
છે સંપતિ શેષ વ્યથા–નિરાશા.

વન્ધ્યા વસુધા સુફલા બની અને,
જેનાં જલે પોષણ દીધું દેહને;
તે માત સિન્ધુ ઘડી જો વિછુટા
પડયા અમે હોય હવે શી આશા ?
માટે હવે પ્રિતમ ભૂલ પ્રીતને
ને ભૂલ મારાં તું ગરીબ ગીતને.

ચમનલાલ ગાંધી





કાળાંબજાર થયાં, તેનો દોષ મુંબઈના એ માલિકો-એ બીજી રીતે સરકાર ઉપર ઢોળ્યો.

આજે બજારમાં, કંટ્રોલની દુકાનોએ વેચાયા વગરનો માલ પડી રહ્યો છે તેનો ઉલ્લેખ કરતાં સર ચંદાવરકરે કહ્યું કે, એ દોષ પણ વહેંચણીની પદ્ધતિમાં રહેલો છે. જો એ માલ બજારમાં ચાલે એવો ન હોય તો કોઈ પણ મિલમાલિક એવો તો ન હોય કે પોતાનાં નાણાં ન વેચાય તેવો માલ ઉત્પન્ન કરવામાં રોકે ! જો એ માલ કંટ્રોલ પહેલાં બનતો અને વેચાતો, તો એનો અર્થ એ થયો કે આજે વહેંચણીની જે પદ્ધતિ છે તે ખામી ભરેલી છે અને તેથી એ માલ બજારમાં ખડકાયો છે. અને આ ખામીભરેલી પદ્ધતિને વ્યવહારુ બનાવવાનો માર્ગ સૂચવતાં પ્રમુખે કહ્યું કે, જીવનની મુખ્ય જરૂરિયાત જેવી ચીજો, કાપડ અને અનાજની માપબંધી જો સફળ રીતે યોજવી હોય તો હિંદવ્યાપી એક મધ્યસ્થ સંસ્થા એવી હોવી જોઈએ કે ઉત્પાદન અને વહેંચણી અંગેની યોજના–વ્યવસ્થા એના હાથમાં હોય. જો સાચે જ સરકાર કંટ્રોલને સફળ બનાવવા માગતી હોય તો દેશની અંદરની મીલ કાપડની વહેંચણી અંગે એણે એક સંસ્થા ઊભી કરવી જોઈએ. જેમાં મધ્યસ્થ સરકારના, પ્રાંતિક સરકારના, રાજ્યોના, મિલમાલિકોના, વેપારીઓના, અને વાપરનારના પ્રતિનિધિઓ હોય. આમ મુંબઈનું મંડળ આજની વહેંચણીની વ્યવસ્થામાં ફેરફાર કરી કાપડનો પ્રશ્ન ઉકેલવાની વાત કરે છે ત્યારે અમદાવાદ તો જૂના જમાનો પાછો લાવવાના સ્વપ્ન સેવતો લાગે છે.

આમ વાસ્તવમાં અમદાવાદના માલિકો કરતા મુંબઈના મિલમાલિકો દરિયાના સહવાસમાં રહેતાં હોઈ વિશાળ દૃષ્ટિવાળા છે. છતાં બંનેમાં સ્વાર્થ છે એટલે પગ નીચેનું જોઈ શકતા નથી. એમને પેટમાં શું દુઃખે છે તે સત્ય અને એક માત્ર વાત સર ચંદાવરકરના નીચેના કથનમાંથી સ્પષ્ટ થાય છે— 'ખરી રીતે, મને તો એમ લાગ્યું છે કે ઈન્કમટેક્ષ ખાતાના લાભ ખાતર, મજૂરના લાભ ખાતર અને વકીલના લાભ ખાતર મિલો ચાલે છે !' એટલે કાપડનો આજનો અંકુશ, ફેક્ટરી એક્ટના કાયદા, ઔદ્યોગિક કોર્ટના બંધન, એ બધાથી એમને પોતાને ભૂતકાળની જેમ નફો લૂંટવાનો મળતો નથી એ એમને પેટમાં દુઃખે છે.

આવી મનોદશામાં જ્યારે મિલમાલિકોનો મૂડીદાર વર્ગ પડયો છે ત્યારે સેન્ટ્રલ બેંકની વાર્ષિક સભા સમક્ષ સર હોમી મોદીએ ઉચ્ચારેલા શબ્દો એમને યાદ દેવડાવવાની જરૂર છે--'હિંદ જેવા અણવિકસિત દેશમાં સાહસ માટે પૂરતી તકો છે. પરંતુ એ સાહસના બદલામાં મોટા મોટા નફાની આશાઓ અને લાખો–કરોડો રળવાની આશા રાખવાની નથી. ફક્ત મૂડીને યોગ્ય બદલો મળે એથી જ મૂડીદારોએ સંતોષ માનવો રહ્યો.' એટલે જ્યારે સર ચંદાવરકર કહે છે કે મિલો, સરકાર (ઇન્કમટેક્ષ), મજૂર અને વકીલો માટે જ ચાલે છે ત્યારે એમને એમ પૂછવાનું કે શું તમને મૂડીનો યોગ્ય બદલો નથી મળતો એમ ? અને ન મળતો હોય તો લાખોપતિઓ કરોડપતિઓ કયાંથી થઈ ગયા ? આશા રાખીએ કે આવતી સભા વખતે અમદાવાદ અને મુંબઇના મિલમાલિકમંડળો સર હોમી મોદીની દૃષ્ટિ પ્રમાણે પોતાના વર્ગની સમીક્ષા કરશે.

### સંયુક્ત કુટુંબ અને ઈન્કમટેક્ષ

નવા બજેટ પ્રમાણે હિંદુ સયુક્ત કુટુંબની રૂ. ૫૦૦૦ આવક સુધી ઇન્કમટેક્ષ માફ કરવાનો નવો સુધારો મંજૂર થયો છે. એટલે આજે જે કુટુંબની રૂ. ૩૦૦૦ની આવક સુધી તે માફ છે, તેને બદલે જે કુટુંબમાં બે પુખ્ત ઉમરના પુરુષો હશે તેને તે નિયમ રૂ. ૫૦૦૦ સુધી લાગુ નહિ પડે. આ રાહત મધ્યમ વર્ગ માટે જરૂર આવકારદાયક છે. પરંતુ તે અપૂર્ણ છે. સંયુક્ત કુટુંબની વ્યાખ્યા બે પુખ્ત ઉંમરના પુરુષો ઉપર કરી તે કરતાં કુટુંબમાં માણસોની સંખ્યા ઉપર કરવી જોઇતી હતી. બે પુરુષ કમાનાર હોય અને કુટુંબમાં છ માણસ પણ હોય, અને એક કમાનાર માણસ હોય અને કુટુંબમાં આઠ માણસ પણ હોય. એટલે પહેલાને રૂ. ૫૦૦૦



સુધી માફી અને બીજાને રૂ. ૭૦૦૦ સુધી. એ કરતાં આજે જે આવકની એક મર્યાદા છે તેને કુટુંબની સંખ્યા સાથે સંબંધ જોડી કુટુંબમાં કેટલા સભ્યો અને કેટલી આવક એમ નવો કોઠો રચાવો જોઇએ. ખર્ચ સંયુક્ત કુટુંબ કે વિભકત કુટુંબ પ્રમાણે નથી થતું પણ કુટુંબની સભ્ય સંખ્યા ઉપર થાય છે. એક કુટુંબમાં ત્રણથી ચાર માણસનો સમાવેશ કરવો જોઇએ અને તેથી વિશેષ જેમાં હોય તેને વધારના સભ્યોની સંખ્યા પ્રમાણે આવક વેરામાંથી માફી આપવી જોઇએ. આમ થાય તો જ મધ્યમ-વર્ગને જોઇતી રાહત મળી રહે.

### એપ્રિલ ફૂલ !

મુંબઇમાં એક એવી લોકવાયકા શરૂ થઇ કે જે જુવાનો મોટા વાળ રાખતા હશે અને જાડાં તળિયા-વાળાં ચંપલ પહેરતા હશે તેને પોલીસ પકડશે. કારણ કે એવા યુવકો કોમ્યુનીસ્ટો હોવાનો સરકારને વહેમ છે. ચંપલનાં જાડાં તળિયાંમાં બ્લેડો અને બીજાં હથિયાર છુપાવી રાખે છે ! આ લોકવાયકા શહેરમાં ફરી વળતાં ઘણા જુવાનોએ વાળ કપાવી નાખ્યા અને ચંપલનાં તળિયાં ઓછાં કરી નાખ્યાં ! આમ કોઈ યુવકોને એપ્રિલ ફૂલ બનાવવામાં સફળ થયો. અને હિંદ સ્વતંત્ર થયું છે છતાં પોલીસ પ્રત્યેની પ્રજાની બીક એની એ છે અને પહેરવેશ માટે પણ પોલીસ પકડી શકે તેવી માન્યતા દૂર નથી થઇ તેની સાબિતી મળી ! મુંબઇ શહેરમાં રહેતા યુવકો જો આમ પોલીસથી હજુ ભડકતા હોય તો બીજા પ્રદેશનું તો કહેવું શું ?

### ત્રણ પૈસાનું પોસ્ટ કાર્ડ

એપ્રિલની પહેલીથી પોસ્ટ કાર્ડનો દર બે પૈસાને બદલે ત્રણ પૈસા થયો છે. સરકાર પાસે બે પૈસાવાળાં કાર્ડ હતા એટલે એ કાયદો અમલમાં આવતાં પૈસાવાળી ટિકિટો એમાં વપરાઇ ગઇ અને આજે આ નોંધ લખાય છે તે તારીખે, તા. ૨૦ એપ્રિલના દિવસ સુધી પૈસાવાળી ટિકિટ પોસ્ટ ઑફિસમાં મળતી નથી. પરિણામે પોસ્ટ કાર્ડ ઉપર એક પૈસાની વધારાની ટિકિટને બદલે બે પૈસાની ટિકિટ વાપરનારને ચોડવી પડે છે. સરકારની આ અવ્યવસ્થા સાચે જ અક્ષમ્ય છે. કાં તો એણે આગળથી પૈસાવાળી ટિકિટનો સ્ટોક તૈયાર રાખવો જોઇતો હતો કે કાં તો એક મહિનો એનો અમલ આગળ ધકેલી તા.૧લી મેથી તેનો અમલ કરવો જોઇતો હતો. આ તો સાવ સરકારની બેદરકારી જ ગણાય !

### તું ભૂલ

જલૌઘ જો સિન્ધુ તણો વહ્યો વળે,
વાર્ધક્યમાં યૌવન આવી ઉછળે;
વિકંપનો ને સૂરઝંકૃતિ તો
આવે ફરી મારી તૂટેલ બીને.

માટે ન હે પ્રિ'તમ રાખ આશા
વિછિન્ન આ ફૂલ વિષે સુગંધની.
વેડાઇ છે વાડી નિરાશ્રિતોની
છે સંપતિ શેષ વ્યથા—નિરાશા.

વન્ધ્યા વસુધા સુફલા બની અને,
જેનાં જલે પોષણ દીધું દેહને;
તે માત સિન્ધુ ઘડી જો વિખુટા
પડયા અમે હોય હવે શી આશા ?
માટે હવે પ્રિ'તમ ભૂલ પ્રીતને
ને ભૂલ મારાં તું ગરીબ ગીતને.

ચમનલાલ ગાંધી

ગણીએ તો તેઓએ અનેક સહસ્ર પ્રદક્ષિણાઓ અમર પ્રદેશ પ્રદક્ષિણાઓ કરી છે એમ કહી શકાય. કારણ કંચનભાઈ માટે અમે તેટલું લખાય, વંચાય, બોલાય કે કહેવાય કે સંભળાય તો તે સર્વ અલ્પોક્તિ જ છે, તેમ જણાયા વગર રહે નહિ! તેવા સાહસો તેમણે ખેડયાં છે, સહ્યાં છે, અને વેઠીને પાર પાડયાં છે. અને ત્યારે જ સાધકને સહનશીલતાનો સાગર કહેવામાં આવ્યો છે! સાધકને રાત્રિ દિવસના ભેદ ન હોય. **અષ્ટ પ્રહર અડગ** છતાં અન્યની દૃષ્ટિએ "પક્ષીઘેલા" જણાય ને ગણાય તેની પણ પરવા ન કરનાર કંચનભાઈએ–અજાણ્યો "અંજન" કે ખંતિલો "ખંજન" પણ—આછીપાતળી અવાજ નિશાનીથી સતેજ કરી–પોતાની પાછળ દૂર સુદૂર સુધી દોડાવતો ખેંચી જાય, પણ અન્તે તો સાધકની શોધક દૃષ્ટિથી ઝડપાઈ જાય ત્યારે જ કાકા–તે અંજનખંજનમાં મનરંજન માણતા પાછા ફરે—નહિતર તો–પક્ષી પાછળ પડેલા કાકા પક્ષી વગર પાછા ફરે? તો તો–અશ્વ પાસેથી મેળવેલી હઠીલાઈ વ્યર્થ જ જાય ને? આવા, તો, એ હઠયોગી હતા—અને ત્યારે જ પોતાનો કક્કો રચી શકયા ને ખરો ઠરાવી શકયા છે, એટલું જ નહિ પણ વગર ભણેલા એ સાધકે વધુ ભણેલાઓને પણ કાંઇક નવીન અને અનોખું ભણતર પોતાના જ અનુભવોમાંથી પીરસ્યું છે.

સાધક ગર્ભશ્રીમંત હતા–છતાં પક્ષી પાલનમાં સર્વસ્વ હોમી દેનાર એ સાધકે પોતાના રહેણાકના મકાનને (બંગલાને), પક્ષીનિવાસમાં પલટાવ્યું. તેમ જ પોતાની સાધના માટે ત્યાં જ પોતાનું આસન માંડયું.

અંજન ખંજન પછી "ગાય બગલા," ને "ઘોઘડ"ને ગોતવા એમણે ઘૂમ્યા જ કર્યું. ત્યાં તો "આડ" અને "ઇસનાપ"ના સ્વરની પ્રાપ્તિ કીધી. સાધારણ 'ચકલી' પણ તેમને મન તો મહાન્ હતી; કારણ "ચંડૂલ" "ચિલોત્રા"ની લગની લગાડનાર નાની ચકલીમાંથી અનેક ચકલીઓના ચિતકાર જમાવવા માટે "જલતરંગ" અને "ઝુમ્મસ"ની જોડ જોડીને તેના તાલમાં "ટુકટુક"ની ઠેકાબોલીમા "ટિટોડાની ટુકડીઓ ટાંગી દીધી.

પછી તો પ્રકૃતિએ પરોવાયેલા એમણે અન્ય પક્ષી પરોવવા માંડયા. ખેચરને ખોયા વગર, જલચર જેવા, ડૂબકી દાવમાં, ડૂબકી દેતી "ડુબકીઓ" અને "ડવાકોનાં દર્શન દીઠાં, ને "ઢોંક" ને "ઢેલના" ખેલમાં તાલ મેળવવા "તુતી" સાથે "તૂર્મ"ને પણ તારવી લીધાં. તેમ જ "તેતર"ના વેતરમાં પણ રંગ-પલટો પલટાવી, શુદ્ધિનાં સ્વરૂપ જેવાં શ્વેત તેતરોને તગતગતાં કીધાં—તેમ જ પ્રવેશદ્વારમાંજ "દૈયડ" અને "દિવાળી ઘોડો", "દુધરાજ" દર્શન સાથે જ દર્શાય તેમ દાખવ્યાં. સર્વાંગે ધૂળ ભરેલા એ અવધૂતે "ઘોળ" અને "ધૂળચકલી" માટે ઘુમી ઘુમીને દરિઆઈ "ધુપા" સાથેજ સ દ્રમાં ધૂળ ધોઇ નાંખીને પાછા નૂતન ચેતન ભર્યાં, "નડી" "નૂકતાના," "નવરંગો" નિજ નિવાસમાં નિહાળતાં કાંઈક નિવૃત્ત જેવા એક આસને પક્ષીઓ વચ્ચે મંત્ર જાપમાં બેઠા.

**"ભણાવવા પંખીગણને ભણે છે પંડ"** એ દૃશ્ય કલ્પી શકાય છે પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય કે રહે તેવા "પ" પ્રદેશમાં પ્રવેશ કરવા લાગ્યા એટલે કે **ઓષ્ઠના શબ્દો** સંભળાવીને પક્ષીની ચાંચમાં તે શબ્દો ભરી દેવાનો પ્રયોગ શરૂ કર્યો.

પોપટનો 'પ' એ કાંઇ પઢવાનો "પ" નથી પરંતુ પોપટને પઢાવવાનો **પાઠ પ્રયોગનો** 'પ' છે.

એ અખંડ જપ જપવાનો પ્રયોગ છે. ૐનમો ભગવતે વાસુદેવાય'નો દ્વાદશ અક્ષર મંત્ર, એક પક્ષી (પોપટ પાસે) પઢાવતાં પોતે પણ કોણ જાણે કેટલાય જાપ જપ્યા હશે! અને અત્યારે એ પોપટ પણ–એ જ મંત્રના જાપને અવારનવાર લહેરમાં આવી લલકારે છે–પણ એકલા મંત્ર જાપ જ કયાં હતા?

કારણ કબુતર અને કુકડીનાં બચ્ચાં તો પાળનારને સહેલાઇથી મળે છે, પરંતુ જંગબારી પોપટનાં બચ્ચાં કેવી રીતે લઇ શકાય? આ પ્રશ્ન જ મહા મુશ્કેલીમાં મૂકે તેવો છે. છતાં એ પ્રયોગ પણ પિંજરે જ પૂર્ણ કરી, પોપટની પેઢીઓ ઉતારી માત્ર એક જ જંગબારી જોડલીમાંથી વંશ વૃદ્ધિ વિસ્તારી.

સાધકનો મહાન પ્રયોગ તો થયો પરંતુ પોપ





પણ પોતાના પાલણહાર કરતાં-બચ્ચાં ઉપર પ્રેમ વધારે હતો-ને હોય જ. છતાં સાધકની સહનશીલતા માટે તેમ જ પ્રયોગની સફળતા પ્રાપ્ત કરવા સાધકની એકનિષ્ઠા જોવા-સમજવા નીચેનો પ્રસંગ ઉતારવાની લાલચને હું રોકી શકતો નથી.

સાધારણ પાણી ભરવાની માટીની માટલીમાં પોતાનાં બચ્ચાંઓ સાથે જંગબારી 'માતતાત' પોતાનો સંસાર (બચ્ચાંઓની બાળ લીલા) નિહાળતાં આનંદથી ત્યાં જ માટલીની કિનારીએ બેઠાં હતાં-હર્ષઘેલો સાધક! દરવાજાની સાંધમાંથી એ દૃશ્ય નિહાળી રહેલો પરંતુ માટલીનાં બચ્ચાં તો અદીઠ રહ્યાં એટલે ધીમેથી દ્વાર ઉઘાડી, ખંડમાં પ્રવેશી-ધીમી ગતિએ આગળ વધ્યા, ઠેઠ માટલી પાસે પહોંચવા તેમના પગો એક પછી એક ધીમેધીમે ઉપડી રહ્યા, જંગબારી જનેતાને આ નહિ રૂચ્યું જેથી તે તો માટલીને કાંઠેથી, માટલીમાં ઉતરી-જંગબારી પિતાએ પણ તેણીનું અનુકરણ થોડી ક્ષણો પછી કર્યું!

ઈંડાં દીઠાં ત્યારથી જ ગાંડા બનેલા એ સાધકે અત્યારની પળ સુધી સંયમ રાખ્યો. માટલી પાસે પહોંચ્યા છતાં બંન્ને હાથોના આંકડા પોતાની પાછળ જ ભીડેલા હતા. માત્ર તેઓશ્રીએ પોતાની આંખથી-માટલીમાં સંસાર, પોતાના સફળપ્રયોગની સાક્ષીરૂપે સ્થપાએલો સંચાર નિહાળ્યો-અને દર્શ પછી સ્પર્શની પ્રબળ ઇચ્છાએ, સંયમને સરતો કર્યો-પ્રયત્ન નિહાળવાથી ઘણો આનંદ તો થયો પણ સંતોષ ક્યાં હતો?

"જંગબારની જોડલી વચ્ચે, ઝીણીવાંખે રમત રમતાં, ઉઘાડોચાંચે, માતાના મુખમાં ચાંચ પરોવતાં, એ ઝીણી રૂંવાટીવાળાં બચ્ચાંનો સ્પર્શ કેટલો આનંદદાયી બને સંતોષપૂર્ણ બનશે એ તપાસવા માટલીમાં હાથ નાખ્યો."

જંગબારી "માતપિતા"એ પોતાના પાલણહારનું અદ્ભુત માન અને સન્માન સાચવ્યું જ હતું; નહિંતર તો માટલી પાસે તો શું પરંતુ ખંડપ્રવેશ પણ ક્યાંથી શક્ય બને? છતાં જંગબારીની જોડલીએ જોયું કે, સાધકતો આપણા ઉપરનો અધિકાર બચ્ચાં સાથે જ સ્થાપી રહ્યા છે—તે શું વ્યાજબી ગણાય? બચ્ચાં ઉપર બીજાનો અધિકાર! ? ન જ હોય! સાધક પોતાની જ વિશ્વાસનીય ભૂમિકા ઉપર રહીને પોતાની પાછળ રહેલા હાથને, માટલી તરફ સ્પર્શ માટે લંબાવીને ધીમે રહીને એ હાથને માટલીમાં કોણી સુધી ઉતારી દે છે. (હાથ ઉતરી ગયો)ને બચ્ચું લઇને તે હાથ પાછો ફરે તે પહેલાં જંગબારી જનનીના ઝતુને બહાવરી બનેલી એ જંગબારી જનેતાએ. સાધકનું બહાર નીકળી જતું હાંકું કોણીથી કાંડા સુધીના ભાગનું લોહી તત્કાળ મરી ગયું. અને તેટલો ભાગ કાળો પડી ગયો—છતાં કશું જ થયું નહોય તેમ, હાથનું બચ્ચું આંગળીઓ વચ્ચેજ તોળી રાખી. ધ્રુજતા પગે હાથને સ્થિર રાખી ઉભા જ રહ્યા અને જ્યારે જનેતાનું જોર નરમ પડયું—(ચાંચની પક્કડ છોડી! ત્યારે, કાળા પડી ગયેલા હાથથી જ બચ્ચું બહાર કાઢ્યું—અને બીજા હાથની હથેળીમાં મૂકી મૂક્તહાસ્યે હસ્યા.—રૂધિર વહેતો એ હાથ અને અદ્દભૂત હાસ્યે હસતા સાધકને નિહાળી જનેતા પણ ઝંખવાણી પડી; જોકે ત્રણ માસ સુધી એ હાથ કાળો રહ્યા બાદ ધીમેધીમે પાછો અસલ રૂપમાં આવી ગયો.—પછી તો જંગબારીની જોડલીએ ક્રમેક્રમે જાણ્યું કે, આપણો પાલણહાર તે જ આપણાં બચ્ચાંના બચ્ચાંનો પણ પાલણહાર થશે-માટે તેનો અધિકાર રહેવો જ જોઇએ—આવી સાધકની અડગ સાધના હતી. તેમજ સાધકે પણ એ કાળા હાથ ઉપર જ બચ્ચાં બેસાડવા માંડયાં.

પોતાના પ્રથમ પ્રયોગમાં પ્રાપ્ત થયેલા કબુતરોની અનેક જાતો-તેમણે વધુમૂલ્યે વધાર્યા કરી. કારણ અશ્વશાળામાંજ પેદા થએલાં કબુતરનાં બચ્ચાં જોયેલાં ત્યારથી જ તેમની જંગબારી પોપટનાં બચ્ચાં લેવાની ઇચ્છા જન્મેલી તેની પાછળ સતત પ્રયત્નો તો ત્યારથી જ હતા, અને પરિણામે, જંગબારીની સાથે અને સામે રહીને તેમણે જીગરનો જંગ માંડયો અને જીત્યા પણ આવી સાધના કોણ સાધી શકે?

પક્ષી પાલનમાં પ્રયોગમાં જોડાએલા "કંચનકાકા"

ને જ એ અગ્રસ્થાન અને માન મળે એમાં શંકાને સ્થાન જ ક્યાં છે? પોપટના સંસાર સ્થાપ્યાનું પ્રયોગ વર્ણન તેઓશ્રીના મુખથી સાંભળવાનું જ શક્ય હતું. કારણ પ્રયોગશાળામાં તો તેઓ પોતે જ કેવા સપડાયા હતા ને ઝડપાયા હતા તે તો તેમનો અસહ્ય પીડાથી પીડાતો કાળો હાથ જ કહી દેતો. પ્રયોગ પાછળ પડેલા એ સાધકના કેટલાક પ્રકૃતિ દૃષ્ટાંતોમાં પિલકોને પકડવનું કાર્ય સાચા અને સારા શોધકને પણ સહેલું નથી—છતાં 'કાકા'ની કલાયુક્ત રીતીથી 'પિલકો' પણ ત્વરાથી પકડાઈ જતા. કદાચ પિલકો કરતાં તેને પકડનારની ચપલતા વધુ સતેજ હશે. તેઓશ્રી 'પિલકો'ને પકડવામાં પંકાયા હતા, જરા પણ અવાજ વગર ગમે તેવા અંધકારમાં પણ ઝાડની ટોચ સુધી પહોંચી, પિલકોનો **આખો માળો** અગર ગમે તે પક્ષીનો માળો "પક્ષી અને ઈંડાં કે બચ્ચાં સહિત" સહિસલામત પોતાના સાળામાં લાવીને મૂકે ત્યારે જ તેમને જંપ વળે

પોતે પોતાની અભ્યાસ દૃષ્ટિમાં અખંડ રહેવા ફરીથી **'ફ્રીગ જાળ'** ને પણ ફસાવ્યા—ત્યારપછીથી 'બબ્બઇ' બૈયાને 'બુલબુલ'ની બોલીમાં 'ભેરી' ને 'ભેરવી' અને 'સોર' 'મોરંગી' સાથે 'મૈતુલની' મૈત્રી માંડી...અને એકાકી પુત્રને પણ મૈત્રિયાં પરોવવા માટે પોતાના પક્ષી નિવાસમાં જ "પક્ષીકુમાર જેવા પ્રદ્યુમ્નને" પણ—પોતાની પક્ષી પીંછામાંથી લાધેલી વિદ્યા પીરસવા માંડી, અને પુત્રે પણ તે ઝીલીને પચાવવા માંડી છે તેનો તેઓના જ લેખો અને પક્ષીના કક્કાનુક્રમે નોંધાવેલી નામાવલિથી પણ સમજી શકાય તેવું છે.

**'અગન'** (અગ્ન)! જેવા અસ્થિર પક્ષીને પણ અંધકાર ભર્યું અજ્ઞાન ઉતારી ખુલ્લે પિંજરે સ્થિરતાના જ્ઞાન પ્રકાશ પૂર્યા—પિંજરાના મંડપમાં જ વસનારે સભામંડપો ગજાવ્યા નથી, પણ પક્ષીહૃદયના મંડપ શોધી તેમાં પોતાના પ્રાણના સૂર પૂર્યા છે.

**વળી** રમતઘેલાં રમત રમતાં **'રણ ઘેઘલાં'** સાથે 'રાજાલાલ'ને રમાડતા રાજી થયેલા એ સાધકે લટકતે પિંજરે, 'લટકન' સામે 'લટેરાંને' અને 'લેલાં' સાથે લેવાંની—લંગરહાર લહેરાવી એટલું જ નહિ પણ 'વસંત વૈતાલિકા' વચ્ચે 'વરસાદી' અને 'વૈયાની' વેલો વધારી, તેની સામે 'શામો' ને 'શીકરો' 'શીંગ પરથી શણગાર્યાં'—અને સરસતાના રસમાં 'સગજક' ને સુરખ સાથે સુરખાબને સોહાવ્યા અને હારીકાર—'હારેવા ને હરિઆળ' હિંચકા હિંચોળ્યા. ત્યારે જ પક્ષીપાલનના મહાપ્રાણ રૂપે રહેલો—('હ') પક્ષીપાલનની હડમાંથી નહિ પણ શોધમાંથી હળવો બન્યો, એમ કહીએ તે પહેલાં સુર્શીદ નામના ઘોડાની હઠ, જુલકર નામની હય હઠ પહેલાં મેદાન મૂકવી જોઈએ.

જુલકર નામનો કરડવાની જ આદત ધરાવતો 'ઘોડો'—સુધારવા કાકાને સોંપાયો.—જે પાસે જાય તેને એ ઘોડા પોતાના દાંતની નિશાની છાપીને જ મોકલે. આવી આદતથી અકારો જુલકર, કાકાની નજર નીચે જુલવા લાગ્યો.

ઘોડાને શબ્દોથી સમજાવી, તેની સાથે વાત કર્યાથી, ઘોડો પણ સુધરે છે. એ પ્રથા કાકાએ જ અપનાવેલી—માત્ર શબ્દો સંભળાવીને જ શરમાવી દેવો અને તેના પરિણામે—ઘોડો સુધરે નહિ તો સમજવું કે:—કાંતો ઘોડો બહેરો હોય—અગર તો કાકાની ભાષા ભણી શકતો ન હોય—ત્યારે જ બને.

જુલકરના મૂખ સામે ઉભા રહી—માત્ર થોડા જ દિવસમાં તેને તેઓ પંપાળીને ચાબઠી શકે તેમાં જુલકરે વાંધો ન લેવો, તેટલું શીખવું. પછી વળી—થોડા સમયે પોતે તેના ઉપર ફરવા જાય—ફેરવવા જાય તેમાં પણ અડચણ ન કરવી.—પોતાના પુત્ર પ્રદ્યુમ્નનાં લગ્નમાં પણ તે જ જુલકરની દોરી—લગામ ઝાલીને—સાધક જ તેને સવારી તો નિત્ય કરે તેમાં—વાંધો ન જ લેવાય તેમ પણ પઢાવી દીધું.

પણ જુલકરનો જુદી જાતનો—એટલે શીખવ્યું ન શીખવ્યું કરી નાખે એટલે વળી અસલની આદતમાં, ઘણી વાર જઇ શકે, એટલે પછી જો કાકાનો હાથ અને આંગળાં ઉપર અવારનવાર તેણે દાંતની છાપે શરૂ કરી.—ઘોડાના દાંત વચ્ચે દબાતા, કચરા





ચવાતા–લોહી નીતરતા હાથ કે આંગળાં જેમનાં તેમ રહેવા દઈને, ધ્રુજતા, પરસેવે નીતરતા કાકા ઘોડાને ઉપદેશે:—" ભાઇ ! ઝુલકર ! આમ ન કરાય, આ તો બાલક મત કહેવાય", હવે તું કરડવું ભૂલી જા,– એલા હવે–રેવા દે જો તો ખરો, આમ તો બહુ જ દુઃખે–છતાં–તારે સુધરવું તો જોશે જ" આવાં ટુંકાં વાક્યો ને અન્તે ઘોડો પોતાની પક્કડ છોડે એ શું શક્ય છે? છતાં–કંચનભાઇએ તો એ શક્ય કર્યું છે–કરી બતાવ્યું છે."–અને ઘોડો જ્યારે પક્કડ છોડે ત્યારે હસીને, કરડાયેલો ભાગ–ઘોડાને બતાવતા કહેવા લાગે:—" ભાઇ ! તને કરડવાની ટેવ છે–તેવી મને પણ કરડાવવાની ટેવ પડી જાશે. માટે તારે ફાવે એવું કરડી લે પણ–પછી ટેવ તો નહિ જ રખાય." અમુક અઠવાડીઆં તો ઝુલકર શરમાયો છે અને સુધરી જ ગયો છે તેવું વર્તન રાખી શક્યો–પરંતુ ગાડીમાં જોડવાના પ્રયત્ને તે પાછો અસલ સ્વરૂપે ઉભો રહ્યો–ત્યારે છેલ્લું બટકું ઝુલકરે લીધું–તેનું વર્ણન તો કાકાની પ્રકૃતિ પુછવા ગયેલા ત્યારે સાંભળેલું–તે લગભગ તેઓના જ શબ્દોમાં મૂકવાનો પ્રયત્ન છે:—

" ઝુલકરે તો ભાઇ, ભારે છેતરી દીધા–સાવ ડાયો થયો ને હવે તો કરડે જ નહિ એમ લાગ્યું–પણ ગાડી જોઇને પાછો ગાંડો જ થઈ ગયો. પછી તો ખીલે બાંધ્યો જ. તેને ફરીથી સમજાવવા માંડયો, પણ–ઝુલકર તો ખીલ્યા, ખૂબ ખીલ્યા...કાને તો સાંભળવું પડેને! એટલે આખી ગરદન ઊંચી કરી પાછલા પગે ઊભો રહેવા લાગ્યો.–તો ય સમજાવવા જરાક મહેનત કરી, " જો ભાઇ! ગાડીમાં જોડવા માટે તો તને અહીં રાખ્યો છે.–અને ગાડી જોઇને ગાંડા કઢાય? હવે તો કરડવાનું ભૂલી ગયો છે–ત્યારે ગાડીમાં હાલીને ડાયો થઈ જાને!" પણ–આજે ઝુલકરે સાધકના શબ્દો ઝીલવાનું બંધ જ કર્યું–અને એકો એક બાર વર્ષે બાવો બોલે–તેમ કાકાની જાંગમાં દાંત પરોવ્યા–હવે તો એક પગે જ ઉભાઉભા, ઘોડાના પડખાને જ ટેકે હાથ ટેકવીને–ઝુલકરને કહેવા લાગ્યા:– " એલા!...તેં તો જુનવાણો જુલમ આદર્યો!"

આટલું ટુંકું શાંતિભર્યું વાક્ય ઝુલકર ઉશ્કેરાયો હોય તેમ–ગરદન ઉંચી કરી–સાથે કાકા પણ ઉંચકાયા ને રીતસર લટકયા–એક પગનો ટેકો પણ ગયો–જેથી ઉંધે માથે લટકતા. હાથને ટેકે ટેકીને–સંપૂર્ણ શાંન્તિથી કહેવા લાગ્યો કે:–ભાઇ! ઝુલકર હવે તો હદ થઈ!...એલા! આમ છેતરીને બટકું ભરાય?... આમ હોય નહિ! જરાક વિચાર તો કર..." જાંગનું નીતરતું લોહી, છાતી ઉપરથી, પાછું વળીને ઘોડાના ડાબલા સુધી પહોંચ્યું–સાધકે એ પણ જોયું છતાં પોતાની અચલ સાધના અને ધીરજથી–ઝુલકર ઝંખવાયો હોય તેમ કાકાને છોડીને, મૂખ ફેરવીને ઊભો રહ્યો; એટલે સાધક પરાણે ઢસડાઈને ઝુલકરના મૂખ પાસે ગયા–અને લોહીનીતરતી જાંગ બતાવી કહેવા લાગ્યા કે:—" હવે હાલી શકાય એમ તો તેં નો રાખ્યું. પણ હવે કોઇને કરડાશે નહિ." પછી ત્યાં જ ખાટલો ઢળાવ્યો, ને પાટાપીંડી પણ ઘોડાની સામે જ થયાં. હવે ઝુલકર ખરેખર શરમાયો છે તેમ સાધકે તેની આંખ અને ઉભા રહેવાની અદાથી કે છટાથી જાણી લીધું...એટલે ખાટલે રહીને કહેવા લાગ્યો કે:—" ઈ તો હોય–ભૂલ તો ભલે કરી–હવે આપણે એવું ન કરવું.–સમજ્યો ને, ભાઇ ઝુલકર!" વગેરે શબ્દોથી ખાટલે પડીને પણ ઝુલકરને સુધાર્યો તે પણ નીચેનાં નિત્ય વાક્યોદ્વારા:—'તેં તો પરાણે ખાટલે નાંખ્યો...પણ હવે સુધરી જાવું પડશે,... કરડવાનું તો કયારે ય નહિ ચાલે." આવા સતત શબ્દપ્રયોગથી પોતે સાજા થયા બાદ એ જ ઝુલકર ગાડીમાં જોડાયો, ઝુલકરને હવે ગમે તે સારો હાંકનાર જોડે છે હાંકી શકે છે. તેની કરડવાની આદત નિર્મૂળ થઇ છે.

આવા સાધકના શબ્દ સ્વાદે કે રૂધિર સ્વાદે સુધરેલો–ઝુલકર ઝાઝું જીવ્યો નહિ–કારણ–તેનું મૃત્યુ નજીકના–અકસ્માતમાં જ ઊભું હતું. જેણે ઝુલકરને સદાનો વિયોગી બનાવ્યો.—

આવા પ્રયોગોમાંથી પાર પામીને–પોતાની કક્કાવારિમાં કોરાએલા 'કાકા'એ અનેક કાબરો પાળેલી– જેમાંથી એક જ કાબરને કાબેલ કરવા પાછળ પડયા



ને કાબેલ કરી પણ ખરી. તેણે રાત દિન કશું જ જોયા વગર-કાબર જેવી કાબરને વાચા પ્રાપ્ત કરાવી-કાબરને બોલતી કરવી એ સાધારણ સાધના નથી. છતાં. "ૐ તતસત્ પરમાત્મા...જય ગુરુદત્ત" એ બે જ વાક્યોનો સ્પષ્ટ ઉચ્ચાર કરાવ્યો-તે કાબર અત્યારે પણ એ બે જ વાક્યો બોલીને, સાધકની સાધનાને જીવંત રાખી રહી છે......અને ત્યારે તો આદ્ય શંકરાચાર્યજીએ, પનિહારીઓને મંડનમિશ્રજીના નિવાસની નિશાની પુછી-ત્યારે તો એમ કહેવાયું કેઃ- "જ્યાં મેના પોપટની અખંડ વેદચર્ચા સાંભળો તે જ સદન મંડનમિશ્રજીનું જાણવું."...પણ—કાબર જેવી કાબર બોલે—એ સદન કીયું અને કોનું? આ બે પ્રશ્નો સાથે જ જન્મે છે.

સામાન્ય દૃષ્ટિએ તો એ સદન કંચનભાઈનું. પણ જો કંચનભાઈની દૃષ્ટિએ નિહાળાય તો તો સાધકનું તો કશું જ ન હતું-કારણ તેઓ તો, જન્મ્યા જીવ્યા અને સિધાવ્યા. પણ પક્ષી નિવાસમાંથી એ સદનનો પક્ષીઓમાં જેમ "કાકાકૌવા" તેમજ પક્ષીઓના પાલનમાં રહેલા "કંચનકાકા"ના પક્ષીઓનું જ ગણાયું. છતાં આગળ પાછળનો રહેલા બન્ને શબ્દોનાં 'કાકા'થી જ મઢાવી વચ્ચે જ કંચન નામ મુકાય તો જ પક્ષી વચ્ચે રહેનાર રાચનાર તે તો માત્ર "કાકા કંચનકાકા"જ હતા. અને પક્ષીઓના જ સદનમાં રહ્યા ને ગયા.

આપણે માનવીઓને તો પરસ્પરના દિલાસા, અને દુઃખ દૃષ્ટાંતોમાં "દહાડા" નામનું ઓસડ પણ છે. પરંતુ પક્ષીઓએ તો તેમના "કાકા"ને વગર દિલાસે અને વગર ઓસડે ગુમાવ્યા છે તેવું પ્રથમ દૃષ્ટિએ જણાય છે-છતાં સદ્‌ગતની પ્રસાદી પામેલા પ્રદ્યુમ્નનો પણ પંખીપ્રેમ સાથે સ્વર્ગસ્થની ભાવના પણ પક્ષીગણને દિલાસો અને સેવા અર્પવા સમર્થ છે.

સાધક પરલોકવાસી થયા તે પહેલાં, થોડા માસથી બિલકુલ બહાર ન જતા, તેમાં મુખ્ય કરીને તેમના પ્રયોગો (જટિલ દેહ પ્રયોગો) પણ છે, જે તેમના પુત્ર પાસેથી સાંભળ્યાથી ઉમેરાય છે.

સાધકને હાથે ખરજવું ચયેલું, ખરજવું ખણવું અને જે કોઈ ચિંધે તે પ્રયોગો કરવા-પણ ખરજવું મટે નહિ—કોઈકે કહ્યું વિજળીના કિરણોથી ખરજવું બાળી શકાશે. "ખરજવું બાળી શકાય" એ વાક્યથી જ પોતે પ્રયોગ શરૂ કર્યો. તેઓશ્રીના ખંડમાં જ સળગતા અંગારા, ખરજવા ઉપર બીજા હાથે ગોઠવાયા, ખરજવું અને ચામડી બંને સાથે જ બળે છે. અને પ્રયોગ ચાલુ રહે છે—ચામડું બળવાની દુર્ગંધે કુટુમ્બીજને શોધ કરી, ને સૌ પહોંચ્યા એમની પ્રયોગશાળામાં-ને પુછ્યું "આ શું કરો છો? ચામડું બળે તેની વાસ પણ નથી આવતી? તમે દાઝતા પણ નથી?" જવાબમાં એકલું હાસ્ય વેરતા સાધકને કલ્પી શકાય તો કલ્પી જોવું-એટલે પુત્રે ફરીથી પુછ્યું: આ શું કરો છો? અંગાર ઉપર આંખ રાખી કાકા કહે છે કેઃ—આ તો ખરજવું બળે છે ને બળી જાવું જ જુવે ને—પુત્રે વળી કહ્યું કેઃ—ખરજવું તો ઠીક પણ ચામડી બળે છે. આનો અવળો પ્રયોગ કરો છો. સાધકનો જવાબઃ ભલેને બળે, રેડીઅમ્ ચાલે છે રેડીઅમ્ આનું નામજ રેડીઅમ્ કહેવાય. મતલબ ખરજવું બળવું એટલે ચામડી બળી, અને બળી જાય એટલે મટી જ જાય ને! એ તો મટયું જ ગણાય ને!

બીજો પ્રયોગઃ—કોઈકે-"કાકા! તમારમાં કેલ્શીઅમનું પ્રમાણ કમી છે, માટે સવાર સાંજ દુધમાં થોડું કેલ્શીઅમ્ શરૂ કરો તો! કાકાએ કેલ્શીઅમનું ગુજરાતી જાણી લીધું-અને તરજુમો તારવી પોતે પ્રયોગ શરૂ કરવા માટે, (ચક્કીનો) મકાન બાંધવામાં વપરાતો ચુનો પાથરી તેમાં જ સુવા બેસવા લાગ્યા. દવા ચિંધનારે જાણ્યું કેઃ—અવધૂત મહાશય! ચુનામાં જ રહેવા લાગ્યા છે, ત્યારે તુર્ત તેઓ આવ્યા અને કાકાને કહેવા લાગ્યા કેઃ—"કાકા! મેં દવા ચિંધી હતી તે તો દુધ સાથે પેટમાં ખાવાની દવા છે. આતો તમો નવું જ નહિ પણ ન કરવાનું કરી રહ્યા છો, એ ઠીક નહિ" જવાબ હાસ્ય સાથે કહ્યું કેઃ-"આ ચામડીમાં તો કાણાં જ છે ને, તેમાંથી ચુનો પેટમાં જ ઉતરી જશે."





આ પ્રયોગ તો ઘણા માસો સુધી ચાલુ જ હતો. ચુનામાં પડયા પડયા, એક પક્ષી આકાશ માર્ગેથી, બે ત્રણ માઇલ દૂર ઉતરતું સાધકે જોયું–અને પક્ષી જોવાયું કે તરત જ ખાલી પિંજરૂ હાથમાં લેવાયું અને ચુનાભર્યા શરીરે અવધૂત સાંજના ચારના સુમારે ભાગ્યા તે પક્ષી પાછળ, અને રાત્રિના દશના સુમારે તે પક્ષીને લઇને પાછા પોતાને નિવાસે (પક્ષીનિવાસે) આવતા હતા. તેવામાં રસ્તા વચ્ચે એક અજાણ્યા આદમીએ–"દાદા"ના સંબોધને રોકયા. અને કહ્યું કે: "તમે તો ઓલીઆ છો. ઘેર દીકરો માંદો છે ને તમારો હાથ ફરે તો આરામ થાય માટે હાલો ઘેર." આગ્રહ વિનંતી શ્રદ્ધા–બધું જ મિશ્રણ ભર્યું સાંભળ્યું તો ખરૂં પણ કાકાના હાથમાં નવીન પક્ષીનું પિંજરૂં ઉઘાડું શરીર ચુના અને ધૂળથી ભરેલું, પક્ષી પાછળનો પંથ પણ આડોઅવળો ને લાંબો થયેલો છતાં પક્ષી પ્રાપ્તિનો આનંદ એમના શારીરિકશ્રમને દબાવી દેતો હતો હતો અને આવા આનંદ સામે આવી નવી અણધારી ઉપાધિ ! મનમાં તેણે વિચાર્યું કે પોતે ઓલીઆ છે એવું તેણે શું કામ માન્યું અને પાછું મને જ કહ્યું ! વગેરે અનેક વિચાર પ્રશ્નો પડતા મુકી કાકાએ કહ્યું કે—"ભાઇ ! હું દાદોયે નથી ને ઓલીઓ પણ નથી મને જાવા દે." છતાં આદમીનો આગ્રહ ચાલુ જ રહ્યો—અને કાકાએ વારંવાર નકાર્યો કર્યું–ત્યારે અજાણ્યો આદમી બોલ્યો કે:–"બાપા દીકરો ટળવળે છે, તમ તમારે માથે હાથ મુકી વયા જાજોને !" તો પણ સાધકે કહ્યું કે:—હું, બાપો પણ નથી, હું તો એક અદનો માણસ છું." ત્યારે છેલ્લીવાર પેલા અજાણ્યાએ કહ્યું :–"કાકા" ! આટલીવારે ન આવો તો દીકરો બચે એમ નથી. "તમે તો સાધુમાણહ છો" ત્યારે કાકાએ સાધુ હોવાની તો ઝટ ના પાડી દીધી પરંતુ "કાકા" તો કહેવાઈ ચુકેલા, સ્થપાઇ ચુકેલા એટલે મુંઝાણા–લેવાણા ને ખેંચાણા ત્યારે એટલું જ બોલ્યા કે:—જો ભાઈ! હું આવું પણ તારા દીકરાને કાંઇ થાય તો હું કાંઇ ન જાણું "—પેલા આદમીએ જવાબમાં કહ્યુ:–"તમ-તમારે હાથ મેકી વયા જાવ,"–થયું. "ઠીક ! ચાલો, હાથ મેલનો છે તો મેલી દઇએ." આ વાકયે સાધક ગયા, દરદી માથે હાથ મૂકયો (મૂકાવ્યો) ત્યારબાદ લગભગ એક પખવાડીએ પેલો વૃદ્ધ પોતાના દીકરાને સાજોપો આપનાર સાધક પાસે પગે લગાડવા અને આશીર્વાદ લેવા હાજર થયો. અને કહ્યું કે—તમારો હાથ લાગ્યો ને પછી જ મારો દીકરો સાજો નરવો થઇ ગયો." "ત્યારે પણ સાધકનો એક જ જવાબ "સાજો થયો હતો સારુ થયું, બાકી હું કાંઇ ન જાણું" આવી નિષ્કામ વૃત્તિ ભરેલા સાધકની કક્ષાએ પહોંચી ગયેલા, કંચનકાકાએ માનસિકવ્રત તુર્તજ લીધું:— "હવે આપણે બહાર જાવું બંધ"—માટે જ બહાર ન નીકળતા આવી શ્રદ્ધા અને સાધકના પ્રસંગો તો ભલે ક્ષણિકના હોય, પણ તેનાં સ્મરણતો સાધકની પાછળ પણ સ્થપાઈ રહે છે.

તેઓશ્રીનો જન્મ ૧૯૪૨ ના કાર્તિક વદી સાતમે થયેલો અને પ્રયાણ ૨૦૦૫ના માર્ગશીર્ષ વદી છઠના રોજ થયું. તેમણે ૬૨ વર્ષ પુરાં કરી ૬૩મા વર્ષમાં માત્ર એક માસ ઉમરી છગડા અને તગડાને સવળામુખે મૈત્રિ સંધાવી ને વિદાય લીધી.– આ મૈત્રિના સંધાન પછીથી માત્ર એક જ અઠવાડીએ તેમને ભયંકર શરદીમાંથી ન્યુમોનીઆએ નિચોવી નાખવા શરૂઆત કરી, છતાં કંચનભાઈએ જગત-દ્રષ્ટિએ અવળો જ જણાય ને ગણાય તેવો પ્રયોગ શરૂ કર્યો—એટલે કે બરફ ખાવાનો પ્રયોગ શરૂ કર્યો. સાધારણ રીતે ઠંડીમાં બરફને અડવાની પણ ઇચ્છા ન થાય ત્યારે તેમણે તો, સવારસાંજ, રાત, મધરાત કે પ્રભાત ગમે ત્યારે જેટલો ખવાય તેટલો બરફ ખાવો શરૂ જ રાખ્યો; ડૉકટરોની મનાઇ ને તેઓનો જવાબ હતો કે:—"ગરમી ગરમીને તેમજ શરદી શરદીને કાપે, તેમ જ દરદી દરદ કાપે છે."

પરંતુ આ પ્રયોગ જ અંતિમ પ્રયોગ હતો, એકલો બરફ એકી વખતે અને રાત્રિ દિવસ ગમે ત્યારે ખાવા લાગે ત્યારે બશેરથી પાંચશેર બરફ ચાવીને ગળે ઉતારી જ દેવા લાગ્યા—ઋતુ ઠંડી જ હતી તેમાં ન્યુમોનીઆ લાગુ થયેલ છતાં 'સાધક કરે



એ તો બાધક ન જ હોય" માટે જ સૌએ જોયું, જોયા કર્યું. કારણ જીવનભર કોઈનું કહેલું ન માને તે એક જ ક્ષણ કોઈનું પણ માની લે તો તો, જિંદગીથી જાળવી રાખેલી હઠ હારી જ જવાય ને! અસ્તુ— એ તો અત્યારે ગયા.

આ લેખ પુરો કરવા પહેલાં સદ્‌ગતની એક ઇચ્છાની નોંધ લેવી જરૂરી છે:—

"અર્થં સાધીશ યા દેહ હોમીશ" એ ન્યાયે નિહાળતાં તેઓશ્રીની સાત જંગબારી પોપટની સંખ્યા હોવી જુવે અગર તો થવી જુવે—એવી ઇચ્છા ઘણા સમયથી બલ્કે શરૂઆતના શોખની સાથે જ જન્મેલી—એ એમની ઇચ્છા તેઓશ્રીની સાધના દ્વારા પૂર્ણ સંખ્યા સાત જંગબારી પોપટની થઇ ચુકી અને એમનો જીવન સંતાપ તેમણે મૃત્યુને સોંપી દીધો.

મતલબ એક જ સપ્તાહની માંદગીને સાત જંગબારીની પૂર્ણ સંખ્યામાં એક જ સપ્તાહનો સંગાથ સેવી, સાત પોપટની વચ્ચેથી વિદાય લીધી.

અન્તમાં એટલું જ કે:—

પક્ષીપાલનની કલ્પનાવારિમાં ડૂબેલા કંચનકાકા એટલે જ પક્ષીઓના 'કાકા' અને પક્ષીઓના 'કાકા' એટલે જ મહાન્ સાધક અને અમર અવધૂત.



ગુજરાતી ભાષા અને સાહિત્ય સંબંધમાં લઘુગ્રંથિ સેવનારાઓનાં મન પર આ વાત ઠસવાની જરૂર છે. ગૂજરાતી ભાષાના મરોડો સુંદર છે. પારકી ભાષામાંથી અનુવાદો ઉતારવા બેસનારા આપણામાંના ઘણાઓએ મૂળ ગૂજરાતી મરોડોને પકડવાની તસ્દી ન લીધી હોઇ આપણી ભાષામાં નકલી પરકીય તત્ત્વ પેસી રહ્યું છે તે ટાણે આ નિર્દેશ જરૂરી હતો.

ટાગોર અને ગાંધીજી બેઉ, ઉપર એન્ડ્રુઝ સાહેબે ગણાવ્યા મુજબ અંગ્રેજી ભાષાના મૌલિક સ્વામીઓ હોવા છતાં તેમની બેઉની ઉત્તમ કૃતિઓ મૂળ તો માતૃભાષામાં જ રચાઇ છે. ટાગોરનાં તો પરચૂરણ વ્યાખ્યાનો-લખાણો પણ મૂળ બંગાળીમાં જ લખાય છે, તે છતાં તેના અનુવાદો જોતાં થાપ ખાઇ જવાય છે કે મૂળ કૃતિ અંગ્રેજીમાં જ લખાઈ હોવી જોઇએ.

અનુવાદમાં મૂળ તત્ત્વ આટલી વફાદારીથી ઊતરે છે તેનું રહસ્ય ક્યાં રહેલું છે? ફક્ત એકલા અનુવાદકોના અંગ્રેજી ભાષા પરના પ્રભુત્વમાં જ એ રહસ્ય નથી રહ્યું, એ મુખ્યત્વે તો રહ્યું છે મૂળ માતૃભાષામાં જન્મ પામેલી કૃતિની વાક્યરચનામાં. એવું ઐશ્વર્ય ફક્ત બંગાળી ભાષામાં જ છે ને ગૂજરાતીમાં હો નથી એવી માન્યતાના વહેમને આપણે ત્યજવો ઘટે છે. ગૂજરાતી ભાષાનું આત્મતત્ત્વ આપણે એના પર વગર વિચાર્યાં પરકીય સંસ્કારો લાદીને હાથે કરીને ગુમાવ્યું છે.

— સ્વ૦ ઝવેરચંદ મેઘાણી

('પરિભ્રમણ'-ભાગ-૩જા માંથી)

# ચૅકોસ્લોવાકીઆનો પત્ર

પ્રેગ, તા. ૧૧-૪-૪૯

ભાઇશ્રી,

ઘણે લાંબા સમય પછી તમને પત્ર લખુ છું. રાજકોટ છોડીને આ પૂર્વયુરોપમાં વસતા યે પાંચ મહિના થઇ જવા આવ્યા.

× × ગયા નવેંબરમાં અમે અહીં આવ્યાં, કેટલીયે વાર તમને પત્ર લખવાનો વિચાર કર્યો હશે, પણ કાંઇક કારણસર એ રહી જ જતું !

અહીંની દુનિયાના અનુભવો અનેક રીતે વિવિધ છે. ગયા વર્ષના ફેબ્રુઆરી માસથી આ નાનકડા દેશમાં અજબ ક્રાંતિકારી ફેરફારો થયા છે. વિસ્તરતા લાલ પ્રદેશમાં તાજા જ પ્રવેશેલા દેશ તરીકે સામ્યવાદ વિષે આપણે જે જે વાતો સાંભળી હોય છે અથવા અટકળો કરી હોય છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ પૂરું પાડે છે. વર્ગવિહીન સમાજરચનાના પ્રથમ પગથિયાં કેવાં હોય છે તે રોજે રોજ જોવા મળે છે. દેશનાં ઉદ્યોગોનું, ખેતીનું બેન્કોનું, વાહન વ્યવહારનું. વ્યાપારરોજગારનું, આરોગ્ય અને શિક્ષણનું—લગભગ જીવનનાં એકેએક પાસાનું રાષ્ટ્રીયકરણ થઇ ગયું છે, થોડુ ઘણું જે બાકી છે તે થઇ રહ્યું છે.

Planning–આયોજન એ કેવું કડક રીતે અમલમાં મૂકી શકાય, Control ( અંકુશ ) કેટલી સફળતાથી પાર ઉતરી શકે એ બધું અહીં જોવા મળે છે. સીવવાનાં દોરાથી માંડીને પગના જોડા અને સાબુ —ટૂંકમાં જીવન જરૂરિયાતની એકે એક વસ્તુઓ રેશન થયેલી છે, જરાય ભેદભાવ આ વસ્તુઓમાં નથી ચાલતો, અત્યારે આ દેશમાં નવો પાંચ વર્ષનો પ્લાન અમલમાં છે. અને એને ચાર વર્ષમાં પૂરો કરવા ઉત્પાદનનાં એકેએક ચક્રો ગતિમાન છે. બ્રિટન, અમેરિકાની એક વસ્તુ અહીં પ્રવેશવા નથી પામતી, પરિણામે વસ્તુઓ વિના નિભાવવું પડે છે, પણ પરદેશથી આયાત કરવા તેઓ નથી માગતા એક પ્રજાનો ઇતિહાસ પણ પોતાના સ્વાતંત્ર્ય માટે સતત લડતી આવેલી પ્રજા તરીકે અભ્યાસ યોગ્ય છે. આજે જ્યારે પશ્ચિમની પ્રજાઓ અને રશિયા વચ્ચે સતત War of nerves ચાલી રહી છે, ત્યારે એ બન્નેની વચ્ચે વસી એ જુદા જુદા બળોનો અભ્યાસ કરવાની સુંદર તક છે...નો આંતરરાષ્ટ્રીય શેતરંજનો તલસ્પર્શી અભ્યાસ, સાથે આવી અનુકૂળતા એટલે અહીં ખૂબ ફાવી ગયું છે, કદાચ ત્રીજા વિશ્વ યુદ્ધનાં સાક્ષી ( Witness ) થવાનું પણ સદ્ભાગ્ય ( કે કમભાગ્ય ? ) સાંપડે !

ત્યાંનાં શું નવીન છે ? સમાચારો તો વાસી થઇ જાય ત્યારે અહીં મળે છે. ગૂજરાત અને સૌરાષ્ટ્રની દુષ્કાળની હાલતની કલ્પના કરી દિલ દ્રવે છે અને ત્યારે થાય છે ; અત્યારે અમારું ખરૂં સ્થાન ત્યાં છે. ઇચ્છીત દરેક સ્થિતિ થોડી લભ્ય હોય છે ? અમુક મેળવતાં અમુક ગુમાવવું જ પડે છે.

હમણાં કાંઈ લખ્યું છે કે નહીં એ પ્રશ્ન સ્વાભાવિક તમને સ્ફૂરશે. ઇચ્છા તો છે કે અહીંના વિવિધ અનુભવો અવારનવાર મોકલાવું. એનાં વિચાર–વિસ્તાર માટે દૈનિક રોજનીશી વિગતવાર રાખુ છું. સાથે સાથે મારો Ph. D, નો અભ્યાસ મેં અહીંની યુનિવર્સિટીમાં શરૂ કર્યો છે, આશા છે કે ચેકોસ્લોવાકીઆના રહેવાસ દરમ્યાન એ પૂરો કરી શકીશ.

× × × અવારનવાર પસાર થતા હિન્દીઓની અહીં મુલાકાત થાય છે, લગભગ ૧૫ જેટલા હિન્દી વિદ્યાર્થીઓ પણ અભ્યાસ કરી રહ્યા છે. આપણને આશ્ચર્ય થશે કે આવડા નાના દેશમાં પણ Oriental Institute કરીને સંસ્થા પ્રો. લેસની નામના મહાન સંસ્કૃત Scholar નીચે ચાલે છે, પૂર્વની જુદી જુદી ભાષાઓ પણ અહીં શીખવાય છે, હિન્દુસ્તાનીમાં રસ લેનારા ૧૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ છે !

જીવન થોડુંક મુશ્કેલ છે, ખાસ કરીને શાકાહારી માટે શાક–ભાજી વિનાના આ પ્રદેશમાં સમસ્યા ખડી થાય છે. જે વસ્તુઓથી ટેવાયેલા હોઇએ એ વસ્તુ લાંબા વખત સુધી ન મળે ત્યારે એને માટે તાલાવેલી લાગે છે. દા. ત. ભજિયાનું કોઇ નામ લે તો મોઢામાં પાણી આવે !

શિયાળો હવે પૂરો થવા આવ્યો છે. સૂકા ઠુંઠા જેવા લાગતા વૃક્ષો અને છોડવાઓ ઉપર કોઇ જાદુઇ લાકડી ફેરવી ગયું હોય તેમ નવી કુંપળો ફૂટવા માંડી છે. હવે ઋતુ છ મહિના ખુશનુમા રહેશે એમ કહે છે.

★

ધૂમકેતુ

[ ૭ ]

દયા અને પ્રેમ એ જુદી જ વસ્તુ છે. જે માણસ દયાથી પ્રેરાઇને કોઇ કામ કરે છે તે ખરા અર્થમાં ધાર્મિક ન કહેવાય. એ ખોટું કરે છે એમ નહિ પણ પ્રેમધર્મ જ એક એવો ધર્મ છે કે જેમાં માણસના હૃદયનું સાચું માપ નીકળી શકે. પ્રાણી ઉપર દયાની તો ઘણી વાતો આપણે સાંભળી. એક જણાએ પ્રાણી ઉપરના સારમાં પ્રેમની બનેલી વાત લખી છે. એમાંથી જાણી શકાય છે કે પ્રેમધર્મ હરકોઇ સમયે એના પાળનાર માટે સર્વોત્તમ જીવનરસાયન જેવો પદાર્થ છે.

એક માણસ હતો. તેની આંખને કાંઈ ખોડ આવી ગઈ. બન્ને આંખ ખોઈ બેઠો. અનેક દવાઓ કરી. કારી ન લાગી. આંધળો થઇ ગયો. એ માણસની સંભાળ લેવી પણ મુશ્કેલ થઇ પડી. ઘરના માણસને તો એ બોજા રૂપ પણ લાગવા માંડયો. પણ હવે થાય શું ?

એ માણસ પાસે એક કૂતરો હતો. આપણી શેરીમાં આખો દિવસ 'હડ ! હડ !' કરીએ છીએ તેવો નહિ. આ તો દિલોજાન દોસ્ત જેવો. કૂતરો એને સમજે, એ કૂતરાને સમજે. આ કૂતરાએ આ માણસની નોકરી ઉપાડી લીધી. બધે એને દોરીને લઇ જાય. હોટેલમાં લઇ જાય. સીનેમા જોવા લઈ જાય. બધે ફેરવે. પાછો ઘર ભેગો પણ કરે. ટૂંકામાં એ જ એનો પરમમિત્ર બની ગયો, પ્રેમ કોને કહે ? એમ ને એમ સાત વર્ષ ચાલ્યાં ગયાં ! એટલી-વારમાં તો બન્ને મિત્રો બની ગયા. એકને બીજા વિના ચાલે નહિ તેવા.

હવે આ આંધળાને એક વખત એક ડૉકટરનો ભેટો થઇ ગયો. ડૉકટરે એની આંખ તપાસી તેને કહ્યું. 'તું ધીરજ રાખે તો તારી આંખ હજી સારી થઇ જાય !' આંધળો તો રાજી રાજી થઈ ગયો.

પછી ડૉકટરે 'ઓપરેશન' કર્યું. અને ઈશ્વરકૃપા તે આંખ પણ સારી થઇ ગઇ. ત્યાર પછી તો એ બધે જતો આવતો થઈ ગયો. કોઇની મદદની જરૂર હવે ન રહી. પણ પેલો કૂતરો હજી એની ભેગો ફર્યા જ કરે ! એટલું નહિ પહેલાંની પેઠે એનું બધું જ કામ પણ કર્યા કરે—કરતો હતો તે બધું. એના મનથી તો જાણે કે એને હજી પોતે જ દોરતો હોય તેમ એ માને ! આંધળો હતો ત્યાં સુધી તો ઠીક, દેખતો થયા પછી આ વસ્તુ આકરી લાગે તેવી હતી.

એક વખત કોઈ મિત્રે આ જોયું. એણે ટકોર કરી. આ તે શું ?

'ભલા માણસ ! આ વેવલી દયા શું કરવા ? કૂતરો હવે તમને દોર્યા કરે છે એવો ઢોંગ જાવા દ્યો. બે ચાર દિ એને તગડો. એટલે એ સમજી જશે ! આ તો કોઈ મશ્કરી કરે તેવું હવે દેખાય છે !'

પેલા માણસે જવાબ વાળ્યો: 'તમારી વાત સાચી છે ભાઇ ! પણ આ પ્રાણી પાસે એક જ ભાષા છે. પ્રેમની. અને એ સમજે છે પણ એ એક જ ભાષા.

આવા વિશ્વાસ વડે જ એને જીવનમાં આનંદ આવે છે. એણે સાત વર્ષ સુધી મને દોર્યો હતો. એટલે હવે મારું કર્તવ્ય છે કે એના માટે—એની લાગણી માટે મારે થોડી અગવડતા વેઠી લેવી પડે તો વેઠી લેવી ! અને એને, ધીમે ધીમે નવા જીવન માટે તૈયાર કરતો જવો !'

પ્રેમ તો આનું નામ છે. માણસ માણ





વચ્ચે શું—માણસ અને અચેતન વચ્ચે પણ પ્રેમનું બંધન હોઈ શકે. સામાની પરિસ્થિતિની આવી સમજણ હોવી તે પ્રેમ છે. બાકીની બધી વાત ખોટી છે !

[ ૮ ]

એક માણસ એક વખત પુસ્તકાલયમાં વાંચવા ગયો. તેમાં વાંચતાં વાંચતાં લયલા મજનૂનું ચિત્ર એના જોવામાં આવ્યું. લયલા ઉપર એ એવો તો લટ્ટુ થઈ ગયો કે છાનુંમાનું એ ચિત્ર એણે ફાડી લીધું. ખીસામાં મૂક્યું ને ઘર ભેગો થઇ ગયો. એને લયલાની મૂર્તિ જ દેખાણા કરે એવો મોહ એ ચિત્ર ઉપર થયો.

પણ એને બિચારાને શું ખબર કે એણે જે ચોર્યું હતું તે કોઈ રીતે એનું ન હતું ! વળી લયલા—એ તો મજનૂ વિના બીજા કોની હતી ?

એક રાતે એને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં લયલા પોતે ત્યાં હાજર થઇ હતી. એની નજર સમક્ષ પણ એ તો દિઙ્મૂઢ બની ગયો અરે ! આ લયલા ?

આવી જ છે ? આમાં તે મજનૂને શું મોહ લાગ્યો ?'

પણ પેલી લયલાએ એને જવાબ વાળ્યો: 'રે ચોર માણસ ! હું તને એ જ કહેવા આવી હતી. કે કાં આ કથાનો તું તાગ લે–ને કાં એને તજી દે. નહિતર એ કથાએ તો ઘણાને ભૂખ ભેગા કર્યા છે. અમારી કથા જાણનારા બધા જ બેવકૂફ બને છે. સાંભળનારા મૂરખ બને છે. કેવળ એ કથાને જીવનમાં ઉતારનારા જ અમારા રૂપનો પાર પામે છે. એટલે તું આ ચિત્રને સાચવીને હેરાન થા માં ! એ જ ચિત્રમાંની લયલા તારી નથી. અને તારા હૃદયમાં કોઇ લયલા નથી. એટલે કાં તો એ ચિત્રનો તું સાર પકડી લે–અથવા ચિત્ર ફેંકી દે ! માણસો જેમ પૈસા સાચવે છે તેમ તું સંગ્રહ થાય માટે જ ચિત્રો સાચવવા મંડશે–સમજ્યા વિના ભેગાં જ કર્યે રાખશે–તો તો એ ચિત્રો તને તો નીચાં પાડશે પણ અમને ય નીચાં પાડશે ! તું ચિત્રની લયલા જોશે ત્યાં સુધી તને લયલા નહિ મળે–ને લયલા મજનૂ પણ નહિ જડે ! ભલા માણસ ! લયલા મજનૂ કાં તો જીવવા માટે છે–અથવા તો ભૂલી જવા માટે છે. એનો કોઇ ત્રીજો ઉપયોગ હોય જ નહિ !'

આપણી અનેક મૂર્તિઓ આમ જ નહિ કહેતી હોય ?

અમને તમે સાચવ્યા કાં કરો ? કાં તમે મુક્ત બનો–અથવા અમને મુક્ત કરો !

[ ૯ ]

એક વખત એક ભારે રમુજી પ્રસંગ બન્યો. છોકરો એક મુસાફરી કરવા નીકળ્યો. એની ગાંઠમાં દોકડો એક મળે નહિ. ને એણે મુસાફરી તો શરૂ કરી. ત્યાં રસ્તામાં કોઇએ એને બીવરાવ્યો: 'અલ્યા એ ! જોજે હો ! આ રસ્તે કાનકટા એવા ચોર છે કે આંખમાંથી કણું કાઢે તેમ માલ કાઢી લે છે ! તારી પાસે હોય કાંઈ તો સંતાડી દે !'

છોકરા પાસે હતું તો કાંઈ નહિ. પણ એનું મન એની પાસે હતું. એણે એને કહ્યું કે છોકરાને તો એવી બીક લાગવા મંડી કે એ તો તું પણ સાહુકાર !

માંડ્યો દોડવા. દોડતો જાય ને પાછું ફરીને જોતો જાય. વખત છે ને કોઇ પાછળ પડ્યો હોય તો!

કોઇક ડાહ્યા માણસે એને દોડતો રોક્યો: 'અલ્યા ભાઈ એ! આમ કેમ દોડે છે? કોઇ પાછળ પડ્યો છે?'

'પાછળ કોઇ પડ્યો નથી. પણ પડે તો? કહે છે આંહીં એવા લૂંટારા પડ્યા છે. તમારી પાસે હોય તે લૂંટી લ્યે!'

'પણ તારી પાસે એવા શું માલમલીદા છે? છે કાંઇ? જોખમ જેવું છે?' પેલાએ પૂછ્યું.

'મારી પાસે? મારી પાસે તો એક રાતી પાઇ પણ નથી!'

'ત્યારે તને શું લુંટશે ભલામાણસ?'

પણ પેલો છોકરો તો એ કાંઇ સમજ્યો હોય તેમ લાગ્યું નહિ. એ તો વળી પાછો મુઠીઓ વાળીને દોડવા માંડ્યો.

કોઈક લૂંટી લ્યે તો!

આ એક આપણી જીવનકથા છે. આપણા મને માન્યું છે કે આ આપણું છે. અને આ આપણું નથી ક્યાંક ખોવાઇ જાશે તો? એટલે એને સાચવવા માટે દોટ મૂકી છે. પણ જે ખરેખર, પળે પળે ખોવાઈ રહ્યું છે, જીવન પોતે, એના વિષે તો આપણને જાણે કે કાંઇ જ પડી નથી!

આપણે બધા દોડી રહ્યા છીએ. કોઇક લૂંટી જાશે તો? એ આપણને ખબર પણ નથી કે કોઇક તો કોણ લૂંટવા આવવાનું છે? આપણે જ આપણને લૂંટી રહ્યા છીએ!

[ ૯૦ ]

દધીચિ ઋષિની વાત તો ઘણી પ્રસિદ્ધ છે. એમણે દેવ અને અસુરના સંગ્રામમાં, વૃત્રાસુરને હણવા માટે પોતે દેવોને પોતાનાં હાડકાં આપ્યાં હતાં. એ હાડકાંનું વજ્ર હથિયાર બનાવી ઇંદ્રે વૃત્રાસુરને હણ્યો હતો. એ સિવાય બીજી કોઈ રીતે વૃત્રાસુર હણાય તેમ ન હતો.

આ પૌરાણિક વાર્તામાં એક રહસ્ય રહ્યું છે. જ્યારે કોઈક પણ વીરલો નીકળે છે, ત્યારે સમાજ આગળ ચાલે છે.

આપણે આપણા જમાનાનાં મેળ સાથે આ વાતને મેળવવી જોઇએ તો જ એ વાતનું ખોખું આપણને ઉપયોગી થાય નહિતર એ આપણને કેવળ મોંનાં ગપગોળા લગાવવામાં કામ આવે!

આજે આપણે જે 'પ્લેગ'ના નામથી ધ્રૂજીએ છીએ એને લગતી આવી એક વાત છે. 'પ્લેગ'—'મરકી' જ્યારે પહેલવહેલી આવી ત્યારે તો એણે સેંકડોના પ્રાણ ઉપાડવા માંડ્યા. એની કોઈ દવા કોઇને સૂઝે નહિ, ડૉકટરો હાથ ખંખેરી બેઠા. રાજ હારી ગયું. લોકો હતાશ થઈ ગયા. આ 'પ્લેગ'ની કોઇ દવા જ નહિ?

અંતે બધા વિચાર કરવા ભેગા થયા. તેમાં એક વાત નક્કી થઇ. પ્લેગથી મરણ પામેલા કોઈ માણસને આપણે પૂરેપૂરો તપાસીએ તો ખબર પડે કે એનું મરણ શી રીતે થાય છે. અને તો એની દવા પછી હાથ લાગે! પણ પ્લેગના મરણ પામેલા દર્દીને તપાસે કોણ? જે તપાસે એ શેનો જીવતો રહે? એવો દધીચિ કોણ હોય કે પોતાના પ્રાણ હાથે કરીને આપે? એ તો ઋષિમૂનિનાં કામ! પ્ર





કાઢવા કાંઇ સહેલા છે? એમ તો ગાંડપણ હોય તો માણુસ પ્રાણુ કાઢી નાખે છે. પણ જાણી જોઇને છતે ડહાપણે મરણ વહોરનારા તો વિરલ હોય છે!

ડોકટરોની સભા તો સ્તબ્ધ થઈ ગઈ. ઉપાય મળે તેમ હતો. પણ એ ઉપાય શોધે કોણ?

અંતે એક ડૉકટર ઉભો થયો.

ખાસ્સો સત્તાવીશ અઠાવીશ વર્ષનો. એનામાં રૂપ ભરેલી મોહક જુવાની હતી. શરીર એનું તંદુરસ્ત હતું. જીવનની આખી આકર્ષક કારકીર્દી એની સામે પડી હતી. એનું કામ વખણાઈ રહ્યું હતું. એણે શાંતધીરજથી કહ્યું: 'હું એ કામ લેવા તૈયાર છું!'

'કોણ? તમે?' કેટલા ય પ્રખ્યાત વૃદ્ધ ડૉકટરો આશ્ચર્યથી એની સામે જોઇ રહ્યા.

'પણ તમારુ ઘૈરું—એને પૂછયું?' બીજા કોઇકે સવાલ કર્યો.

'હું પરણ્યો જ નથી સાહેબ!'

'પણ તો તમારાં મા–બાપ...'

'મારે બીજી કશી જવાબદારી નથી. આપણે આ રોગનાં મૂળ શોધી શકીએ–તો હજારો માબાપોનાં આંસુ લુછી શકીએ. હું તૈયાર છું. આ મારું વસિયતનામું. મારી પાસે કાંઇ બહુ પૈસા નથી...પણ જે છે તે સાર્વજનિક દવાખાનાને હું આપી દઉં છું. બસ, આ સિવાય મારે બીજું કાંઇ કરવાનું નથી. હું હવે મારા કામ માટે તૈયાર છું!'

ડૉકટરોની આખી મંડળી આશ્ચર્યચકિત નજરે આ મૃત્યુના મોંમાં જનારા જુવાનને જોઇ જ રહી!

'પણ આ કોણ છે? એનું નામ શું? એણે કેમ આવું ગાંડપણ આદર્યું છે?' 'એ તો મરવાનો'

અંદર અંદર પ્રશ્નોત્તરી થવા માંડી.

'એ આ વિદ્યા પાછળ ગાંડો છે સાહેબ!' કોઈકે જવાબ આપ્યો,

'પણ છે એ કોણ?'

'એ? એનું નામ છે ડૉકટર હેન્નરીગાયન. આંહીનો જૂવાન ડૉકટર છે!' ત્યારે આપણે જે જે વસ્તુ દુનિયામાં અત્યારે ભોગવીએ છીએ તે તમામની પાછળ કોઇ ને કોઈનું જીવન અર્પણ થયેલું છે. આટલું ન ભૂલાય તો જ જીવનનો મહિમા આપણને સમજાય.

[ ૧૧ ]

એક માણુસ એક વખત મુસાફરી કરવા નીકળ્યો. રેતીનાં મેદાન ને ગરમી ઘણી એટલે એણે એક ગધેડું ભાડે કર્યું. પોતાનો સરસામાન તેના ઉપર નાખી, ગધેડાના માલિકને ભાડાને રકમ ઠરાવી. બન્ને જણા સાથે ચાલતા નીકળ્યા.

ચાલતાં ચાલતાં થાક લાગ્યો. તાપ પણ કહે કે મારૂં કામ. એક ઠેકાણે, રસ્તા ઉપર આરામ લેવા માટે રોકાયા.

બીજી છાયા તો કયાંથી કાઢે? ગધેડાની છાયામાં જ એણે તો તાપથી રક્ષણ શોધ્યું.

પણ એ જોઈને ગધેડાનો માલિક બોલ્યો: 'મેં તો તમને ગધેડું ભાડે આપ્યું છે. એની છાયા કાંઈ ભાડે આપી નથી. એના ઉપર તો મારો હક્ક છે!'

પેલો કહે: 'એમ તે કાંઈ હોય ભલા માણસ? ગધેડું ભાડે રાખ્યું, એટલે એની છાયા પણ એમાં આવી ગઈ!'

માલિક કહે: 'એમ ન હોય એના તો જુદા જ પૈસા પડે!'

પેલો કહે: 'પણ ગધેડાને મેં ભાડે રાખ્યો છે. ને એની છાયા તારી. એ શી રીતે બને?'

માલિક કહે: 'ગધેડાને તમે ભાડે રાખ્યો તે તો ભાર ઉપાડવા પણ એની છાયા કાંઈ થોડો ભાર ઉપાડે છે. એ તો ટાઢક આપે છે!'

પેલો કહે: 'પણ એમાં ગધેડાએ શું મહેનત કરી? એ તો ઊભો છે. ને છાયા પડે છે!'

માલિક કહે: 'આ ગધેડો લાદ કરે તો કોની?'

પેલો કહે: 'એ તો તારી.'

માલિક કહે: 'તો છાયા પણ મારી.'

આમાંથી બન્ને તોફાને ચડયા. વાત મારામારી પર આવી. એટલે ગધેડો આઘો પાછો થવા માંડયો.

એટલામાં કોઈ ડાહ્યો માણસ ત્યાંથી નીકળ્યો. એમણે બન્નેને શાંત પાડયા અને ધીરજથી કહ્યું: 'તમે ગધેડાને જેમ ઊભો હતો તેમ ઊભો રાખો. પછી આપણે વાત કરીએ. એનું મોં કઈ બાજુ હતું!'

માલિકે ઉતાવળથી કહ્યું: 'મોં આ બાજુ હતું લ્યો!'

પેલા ડાહ્યા માણસે કહ્યું: 'પણ પહેલાં ગધેડું તો લાવો!'

બન્ને જણાની આંખ હવે ઉઘડી ગઈ. તે હાંફળા ફાંફળાં થઈ ગયા! એ તકરાર કરતા રહ્યા ત્યાં ગધેડું જ ભાગી ગયું હતું! એકનો સામાન જતો હતો. બીજાનું તો ગધેડું જ ગુમ થતું હતું!

બન્ને જણા ડાહ્યા ડમરા થઈ ગધેડાની શોધમાં પડી ગયા!

[ ૧૨ ]

એક વખત સ્વર્ગની એક અપ્સરા સોનેરી કુંભમાં નદી કાંઠે પાણી ભરવા ગઇ.

એણે નદીના પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું અને એને પોતાના રૂપનો ગર્વ થયો! ઓ હો હો! આવું મારૂં રૂપ છે?

એ અભિમાનમાં ને અભિમાનમાં એ તો ઠસ્સાથી ચાલી પણ એને ઠેશ આવી. અને એ જઇ પડી નીચે!

એ જોઇને નદી ઉપર હંસોની પંક્તિ બેઠી હતી તેમાંથી કેટલાક જૂવાન હંસો હસી પડયા!

વૃદ્ધ હંસોને આ જોઇને નવાઈ લાગી. એમની જાત. તો વિવેક માટે પ્રખ્યાત હતી. અપ્સરાને ગર્વ થયો તો એને ઠેશ વાગી. એમાં મશ્કરી કરવાનું કામ તો—બીજા પંખીનું હંસોનું નહિ! પોતાને ત્યાંથી આવી મશ્કરી થઇ તેથી હંસો ઝાંખા પડી ગયા.

એટલામાં પેલી અપ્સરાએ દેવસભામાં વાત કરી. હંસોમાં પણ જો આવો અવિવેક હોય—તો તો પછી થઇ રહ્યું!

તરત દેવાધિદેવ ઇંદ્રરાજાની આજ્ઞા લઈને એક સંદેશવાહક આવ્યો. હંસોને કહ્યું: 'ઇંદ્રમહારાજ તમને બોલાવે છે. જે જે હંસ હસ્યા હતા તે તમામને ઈનામ આપવાનું છે!'

# અભિનવ
# રજકણ



તમારી અશક્તિનો પશ્ચાત્તાપ ન કરતા. ઈશ્વર દરેક માણસને એ જ આપી શકે—જે એ માણસ સાચી રીતે ઈચ્છી શકે. જેને મળ્યું નહિ—એણે આટલું જ સમજવું રહ્યું: અતળ ઊંડાણમાંથી એણે એ ઇચ્છ્યું નહિ.



કસોટીનો એક સ્પષ્ટ અર્થ છે. તમે સત્યને વળગ્યા છો કે સત્યાભાસને. સત્યાભાસને થાક ચડે; સત્યને ઉત્સાહ આવે.



સર્જન ત્યારે જ શક્ય બને, જ્યારે માણસ ક્યાંય વિરૂપતા ન દેખે! વિરૂપતા હોવી એક વસ્તુ છે. સમજવી બીજી વસ્તુ છે. દેખવી ત્રીજી જ વસ્તુ છે.



તમને મળેલી વિરોધાભાસી શક્તિઓનો તાર મેળવી જો જો, સંગીત ઉભું થશે.



એ પ્રજા મરેલી પડી છે, જે પોતાનાં પ્રતિક પોતે ભૂલે છે!



પશ્ચિમનું ભૂલવા જેવું હતું એનું કેળવણીએ અનુકરણ કર્યું; લેવા જેવું હતું, એને એણે વિસારી મૂક્યું: અપંગ માનવતા સરજી કેવળ ખૂનનાં આંસુથી હવે એ પ્રાયશ્ચિત કરે!



નકામું છે—અને સામાજિક અન્યાયના જડના વિચાધારાઓ વાળવો જોઈએ—અશક્તોને કૃત્રિમ શક્તિ આપીને આપણો કેળવણી વિષેનો ઊંચામાં ઊંચો ખ્યાલ—હજી આટલામાં જ રમી રહ્યો છે!



આપણે એક વસ્તુ ગુમાવીએ ત્યારે અનાત્મ બનીએ: જીવનનો તાલ: જીવનનો તાલ એ જીવન વિષેની જીવન્ત શ્રદ્ધાની વસ્તુ છે.



વસ્તુ સહેલી છે એમ કહીને શિક્ષણ આપનારો માણસ પોતાનાં શિક્ષણને અને શિષ્યને બન્નેને મૂર્ખ બનાવે છે. એણે કહેવાનું આ હતું: વસ્તુ સુંદર છે.



ગઈ કાલે જે બીજ હતું, આવતી કાલે એ ફૂલ થશે.



રાજદ્વારી પુરૂષો ક્યારે સમજશે કે બધું ખરાબ છે એમ કહેવું એ અસત્ય છે; બધું સારૂં છે એમ કહેવું એ વધુ મોટું અસત્ય છે. સારામાં સારું હોય તેમાં જો કાંઈક ખરાબ ન હોય તો એ નકામું છે. ખરાબમાં ખરાબ હોય તેમાં જો કાંઈકક સારૂં ન હોય તો એ પણ નકામું છે. સારાનરસાના વડે જે શોભા બને છે તેને જ સંસાર કહે છે.



તમે કોઈની કૃપા મેળવવા યત્ન કરો એમાં લઘુતા રહી છે. કૃપા મેળવવાનો અર્થ ભયને બોલાવવો એવો થાય છે. જેની કૃપા મળે છે—તેની કૃપા ખોવામાં પણ હરેક પળે શંકા રહે છે. કૃપા નહિ—કામ તમારું ધ્યેય બની રહો.



---

જૂવાનિયાઓ તો ખુશ ખુશ થતા ચાલ્યા.

વૃદ્ધોને અમંગળની શંકા થઇ. ઈંદ્રભવનમાં પહોંચ્યા ત્યાં સરપાવ મળ્યો: 'આજથી હવે પંખીઓમાં એક નવો વર્ગ કરવામાં આવે છે. તે વર્ગ એકાક્ષી—થશે. કાગડા—એ નામે એ ઓળખાશે એ એક આંખે દુનિયાને જોશે. રંગે કાળા થશે. અવાજ એનો કર્કશ બનશે. જે જે હંસ મશ્કરીમાં હસ્યા છે તે તમામ એ રૂપને પામો!

તરત કેટલાંય ધોળા સુંદર હંસ કાગડા બની ગયા! એ બોલ્યા એ સાંભળીને તો મૂળ હંસોએ લજ્જાથી માથાં નીચાં ઢાળી દીધાં!

ત્યારથી આ કાગડા અને હંસ—બન્ને એક બીજાના વિરોધમાં વપરાતા શબ્દો બન્યા છે!

કાગડો હંસની ચાલ ચાલે—એ તો પછી કૂતરાં ખડ ખાય એવું લાગે!

છુટક નકલના બાર આના પરદેશમાં એક રૂપિયો　　Regd. No B. 4061



મુદ્રક છાપનાર · દીપક પ્રિન્ટરી · રાયપુર દરવાજા પાસે · અમદાવાદ



ભરથરી

ચિત્રકાર • રણછોડભાઈ પુરાણી






સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક પાંચમો

ઓગસ્ટ : ૧૯૪૯

ક્રમ

| | | | |
|---|---|---|---|
| ૧ | પંદરમી ઓગસ્ટે! | ધૂમકેતુ | ૭ |
| ૨ | સમયના ક્ષીરતીર | રાજહંસ | ૯ |
| ૩ | ખોલાવશો નહીં! (કાવ્ય) | નિરંજન ભગત | ૧૬ |
| ૪ | યોજના અંધકાર | ધૂમકેતુ | ૧૭ |
| ૫ | સને ૧૯૪૨નાં સ્મરણો | પં. શ્રીરામ શર્મા | ૨૧ |
| ૬ | દુઃખનાં પોટલાં | ઈશ્વર પેટલીકર | ૨૫ |
| ૭ | અરણ્યાની કૂણુ અને ચીકણી | શિવશંકર શુકલ | ૩૨ |
| ૮ | ત્રીજું ઉનાળે (કાવ્ય) | ભગીરથ મહેતા | ૩૫ |
| ૯ | નંદિત ઉર (કાવ્ય) | પ્રવાત | ૩૫ |
| ૧૦ | લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૩૬ |
| ૧૧ | ઊમરા | ઇવાન ટર્ગેનેવ | ૪૦ |
| ૧૨ | ગુરુદેવ: અમારે આંગણે | શ્રીમતી મૈત્રેયીદેવી | ૪૧ |
| ૧૩ | ઢંઢી સંન્યાસી | વ્રજલાલ ત્રિવેદી | ૪૪ |
| ૧૪ | આકાશનું રહસ્ય | છોટુભાઈ સુથાર | ૪૭ |
| ૧૫ | આંસુનો અભિષેક | જયાનંદ દવે | ૫૧ |
| ૧૬ | સંસ્કાર ક્યાંઓ | ધૂમકેતુ | ૫૬ |
| ૧૭ | મેં પીછાણેલા આપણાં દીપડા | પ્રદ્યુમન કે. દેસાઈ | ૬૪ |
| ૧૮ | ગ્રંથ સમીક્ષા | સ. મ. રા. | ૭૧ |
| ૧૯ | અભિનવ રજકણ | ધૂમકેતુ | ૭૫ |
| ૨૦ | પાંખો ફફડાવીને ઊડવું (કાવ્ય) | કાંતિલાલ પાઠક | ૭૬ |

: વર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ : : પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી : અમદાવાદ.




## પંદરમી ઓગસ્ટનું પવિત્ર પ્રભાત

## આ ગૌરવ ગીતોથી ગજવી મૂકો:—

### શ્રી કિશોર કુમાર અને આર. પી. શર્મા

GE 8194 | પંદ્રહ અગસ્ત કી પુણ્ય તિથિ ભાગ ૧–૨

### રફી
### હિંદુસ્થાન ઇન્ફરમેશન ફિલ્મ્સ

GE 8277 | આ વીર સિપાહી બાપૂકે (સરદાર વલ્લભભાઇ) ભા. ૧–૨

GE 8278 | વીર સુતા જવાહરલાલ ભાગ ૧–૨

### શ્રીયુત્ રતિકુમાર વ્યાસ

GE 8237 | બારડોલીના બેલી. જનતાના જવાહર

### સંગીત કલાનિધિ મા. કૃષ્ણરાવ

GE 8213 | વંદેમાતરમ્ / ભારત ભૂમિકો વંદન હૈ

GE 8212 | અમર હૈ હિંદુસ્થાન / હોશિયાર રહેના (સૈનિકોંકા)

### રાજેન સરકાર

GE 7357 | ઓરકેસ્ટ્રા–'વંદેમાતરમ્' / ,, –'જન ગણ મન'

### કોલંબિયા કવાલ પાર્ટી

GE 5324 | દિલ્લી કે કિલ્લે પર નહેરૂને લગાયા ઝંડા

કોલંબિયા એકસ્ટ્રા લાઉડ ટોન પીના
ઊંચામાં ઊંચા ઇંગ્લીશ સ્ટીલમાંથી બનાવવામાં આવેલી આ પીના વાપરવાથી રેકર્ડઝ તદ્દન ઓછી ઘસાય છે અને પરિણામે વધુ ટકે છે. ૨૦૦ પીનની ડબ્બીના ફક્ત ૧॥ રૂ.





## [૧] પંદરમી ઓગસ્ટે !

કાયદા ઘડનારાઓ !

તમે કયારે સમજશો કે કાયદા ઘડવાથી, તમે કેવળ કાયદાનો ભંગ જ માત્ર ઘડો છો, વાદ સરજાવો છો. વાડાઓ ઊભા કરો છો. અને મોટા વિગ્રહને મદદરૂપ નાના વિગ્રહો સરજો છો! અને વધુમાં શબ્દોના નિરર્થક નવા અર્થ ઉપજાવો છો! શાસન કરવાની આવી સમજણ તમારી જ છે કે તમને કોઇ આપે છે? આપનારાઓ જૂના દુશ્મનો તો ન હોય? જરાક થોભો અને જુઓ. તમને માણસ જાતનું ખરૂં હિત હૈયે વસ્યું જ હોય તો તમે પરિસ્થિતિનો અભ્યાસ કરો. અને પછી જ શબ્દ બંધન સરજો.

એક કાયદો કેટલા માણસને કેવી કેવી અસર કરશે એનો ઝીણવટ-ભર્યો અભ્યાસ શું શું માગે એ કહેવું એ ધૃષ્ટતા છે. પણ એ ન સમજવું એ શું છે? ને છતાં એ જકરવું એ શુ છે? પણ આપણે સૌ અત્યારે એવી દુનિયામાં વસીએ છીએ કે જેમાં શબ્દોનું બંધન, સંસ્કારબંધન બનવાને બદલે, કેવળ સંતાકુકડીની રમ્મતનું મેદાન બન્યું છે!

કોઈપણ જગ્યાએ જઈ ને ઊભા રહો. માણસો, કાયદા શી રીતે તોડી શકાય, તેવી વાતો કરતા હોય છે! પળાય તેવી નહિ!

અને છતાં કાયદા ઘડનારાઓ કાયદાને ઘડીને કાયદેસર થયાનો સંતોષ લે છે! આ કેવી વિચિત્રતા છે!

ઇતિહાસજ્ઞો કહે છે કે ફ્રેંચ રેવોલ્યુશનની પૂર્વ ભૂમિકામાં આ હતું. ચીનની પરિસ્થિતિના જાણકરો કહે છે, ચીનને આ દશામાં લાવનાર આવા કાયદાઓ હતા.

અને છતાં કાયદા ઘડનારાઓ કહે છે કે આ કાયદાઓ જ આપણને જીવાડે છે! હે રાજનીતિજ્ઞો! અમારી બુદ્ધિ કુંઠિત થઈ ગઈ હશે. પણ તમારી સતેજ





બુદ્ધિથી થોડુંક તો સિંહાવલોકન કરો !

હે પંદરમી ઓગસ્ટ ! તેં તારા અંચળામાં આ સઘળું ક્યાં છૂપાવ્યું હતું ? કે પછી એ સઘળું જ અમારામાં હતું ? અને અમે વાઘના વેશે ગધેડાની બુદ્ધિ ધારણ કરનારા હતા, તેમાંથી આ ઊભું થતું હતું ? હે પંદરમી ઓગસ્ટ ! તને મેળવીને અમે આ મેળવીશું, એવી કોઈએ આગાહી માત્ર કરી હોત, તો લોકો એને ગાંડો ગણીને ઇસ્પિતાલમાં મોકલી દેત !

અને આજે જાણે એ આખી ઇસ્પિતાલ છૂટી હોય તેમ સૌ ભયાક્રાન્ત આંખે જોઈ રહ્યા છે કે હવે કાલે કયો કાયદો આવવાનો હશે કે કયો સુધરવાનો હશે !

રેતીમાં છોકરાઓ રમ્મત માટે બાંધે છે તેમ આ બંધનો બાંધવામાંથી કોઇ કોઈ દિવસ નવરૂં જ નહિ થાય કે શું ? આ પુરાણો દેશ શું માણસોની આટલી વિપુલ વસ્તી છતાં માણસોના અભાવે નાશને પંથે દોરાશે ?

આવા સમર્થ રાજનીતિજ્ઞો હોવા છતાં પ્રાંતીયવાદના ઝેરને અટકાવવાનો કોઈ સબળ કાયદો કેમ થતો નહિ હોય ? કોઇ સમર્થ રાજનીતિજ્ઞને તમે આવા ઝેરની ઉપેક્ષા કરતો ઈતિહાસમાં જોયો છે ખરો ? અને છતાં આંહીં તો આ ઝેરને ફેલાવવાનો જાણે પ્રચાર ચાલી રહ્યો છે ! એટલું જ નહિ, ભલભલા રાજપુરૂષો એક પક્ષ કે બીજો પક્ષ સ્થાપવા બહાર નીકળ્યા છે, અને કોઈને જાણે, આ હલાહલ ઝેર દેખાતું જ નથી ! એટલું જ નહિ, જે પક્ષથી પર હોવા જોઈએ, એવા પ્રધાનો આમાં પક્ષ લેવા બહાર પડયા છે ! આના કરતાં બીજો કયો મોટો વિનિપાત રાજનીતિજ્ઞ પુરૂષોનો હોઈ શકે એ કોઇ કહી શકશે ખરું ?

ધૂમકેતુ



# સમયનાં ક્ષીરનીર

## રાજહંસ

### પંદરમી ઑગસ્ટ આવે છે
### શી રીતે એને ઉજવીશું ?

પંદરમી ઑગસ્ટ એ આપણો સ્વાતંત્ર્ય દિન. પંદરમી ઑગસ્ટે આપણને સ્વતંત્ર થયાં બે વરસ થશે. એક રીતે જોઈએ તો આ બે વરસમાં આપણે સ્વતંત્ર થયા છતાં હતા ત્યાં ને ત્યાં છીએ એમ લાગે છે. તે વખતે જીવનની જરૂરિયાતોની હાડમારી હતી તે આજે પણ ચાલુ ને ચાલુ છે. મોંઘવારી પણ છે. કાળાંબજાર પણ છે. રાજ્યવહીવટમાં પણ અંધેર છે. ઘડીભર એમ થઇ જાય છે કે ગુલામીમાં અને સ્વરાજ્યમાં, બધે કાગડા કાળા ને કાળા ! છતાં આપણે એમ નિરાશ થવાનું કોઈ કારણ નથી. બે વર્ષમાં દેશે બીજી બાજુ સિદ્ધિ પણ મોટી મેળવી છે. દેશમાં હિન્દુ મુસલમાનનાં જે હુલ્લડ હતાં તે શમી ગયાં છે. સાતસો રાજાઓ હતા તેમનો પ્રશ્ન નહિ ધારેલો તેટલી ઝડપે પતી ગયો છે. જગતમાં ગુલામ હિંદની કિંમત ન હતી તેને બદલે તેનો મોભો વધ્યો છે.

પરંતુ વિકાસ સાધનારે શું મેળવ્યું તે સામે જોઇને બેસી રહેવાનું નથી. એણે તો જે નથી સધાયું તે સાધવા તરફ વૃત્તિ રાખી કાર્યશીલ રહેવાનું છે. હિંદને રાજકીય આઝાદી મળી છે પણ આર્થિક અને સામાજિક આઝાદી તેણે પ્રાપ્ત કરવાની બાકી છે. સ્વાતંત્ર્ય દિન એ જેમ આનંદનો દિવસ છે તેમ જવાબદારીનો દિવસ પણ છે. આનંદનો દિવસ કેમ ઉજવવો એ માટે કંઇ વિચાર કરવાનો હોતો નથી. એ માણતાં સૌને આવડે છે. પરંતુ જવાબદારીના દિવસ તરીકે પંદરમી ઑગસ્ટનો આપણે વિચાર કરીએ તો પ્રથમ સવાલ એ આવીને ઊભો રહે કે આજે દેશને પ્રથમ શાની જરૂર છે ? અને સાથે જવાબ મળે છે અનાજની. અનાજનો મોરચો એ આજે દેશને માટે લડાઈનો મોરચો છે. એની જરૂરિયાત પીછાણી ગવર્નર જનરલ જેવા હિંદના પ્રથમ નાગરિકે હળના છેડા ઉપર હાથ મૂકી પોતાના રહેઠાણના મેદાનમાં ખેતી કરવાનું નક્કી કર્યું છે. એ જ રીતે સંયુક્ત પ્રાંતના ગવર્નરનાં પત્ની લેડી મોદી પણ ગવર્નર હાઉસના કંપાઉન્ડમાં ખેડવા માટે ટ્રેક્ટર ઉપર બેઠાં છે !

આમ હિંદનાં પ્રથમ નાગરિકો અનાજ ઉત્પાદનના કાર્યમાં આ રીતે વર્તે તો આપણી સૌની ફરજ છે કે ૧૯૫૧ની સાલ પછી પરદેશથી અનાજ ન મંગાવવાની સરકારની યોજના સફળ કરવા બનતો ભાગ ભજવવો. આપણે ખેડુત હોઇએ તો જાતે વધારે અનાજ પેદા કરવાની પ્રતિજ્ઞા કરીને પંદરમી ઑગસ્ટ ઉજવી શકાય. અને ખેડુતને સહાય કરવાનું, એને મદદ કરવાનું બીજા કયા ધંધાવાળાને નથી બનતું ? આમ જે ખેડૂત નથી તે એન કેન પ્રકારેણ સગવડ–મદદ આપવાની પ્રતિજ્ઞા લઇ પંદરમી ઑગસ્ટ ઉજવી શકે. વૃક્ષારોપણ એ પણ ખેતીનો એક વિભાગ છે, જે બીજાઓ માટે પણ શક્ય છે.

જે પ્રજા પોતાની જીવનની જરૂરિયાતો પોતે પેદા કરતી નથી તેની સ્વતંત્રતા કાયમ ભયમાં હોય છે. એ ભય ટાળવો અને મળેલી સ્વતંત્રતાને સમૃદ્ધ કરવી એ આઝાદીની જયંતિ ટાણે આપણું સૌનું ધ્યેય હોવું જોઇએ.

### પ્રાન્તીયવાદનું ઝેર આપણામાં હતું
### કે અંગ્રેજોએ તે રેડ્યું !

આજે દેશમાં ઉત્પાદન પછી બીજા નંબરે કોઈ પ્રશ્ન મૂંઝવી રહ્યો હોય તો એ પ્રાંતીયવાદ છે. સ્વતંત્રતાની લડાઈ દરમિયાન આપણે રાષ્ટ્રની વાત કરતા હતા, પરંતુ એ મળતાં રાષ્ટ્રને બદલે પ્રાંત એ જ આપણો દેશ હોય તેવી દશા થઇ રહી છે. અને એ રીતે ખેંચાખેંચનું વર્તન ચાલી રહ્યું છે. પરંતુ એ સ્થિતિથી નિરાશ ન થવા ઓરિસ્સાના વડા પ્રધાન શ્રી. હરિકૃષ્ણ મહેતાબે કલકત્તામાં હિન્દના મહાબોધી સમાજના આશ્રયે બોલતાં કહ્યું: 'દશ વર્ષ બાદ હિંદુસ્તાનમાં પ્રાંતીયવાદ જેવાં કોઈ તત્ત્વનું અસ્તિત્વ રહેશે નહિ. હિન્દની જનતાને તેની આઝાદી ટકાવી રાખવી હોય તો તેમના મનમાં





પ્રાંતીયવાદની સંકુચિત દૃષ્ટિ ન હોવી જોઈએ. પ્રાંતીયવાદ તો અંગ્રેજોનો વારસો છે. રાજકીય એકતા સાથે ભાગોલિક એકતા સાધવી જોઈએ."

અત્યાર સુધી આપણા અનિષ્ટનો દોષ મોટે ભાગે આપણે અંગ્રેજો ઉપર નાખતા આવ્યા છીએ. પરંતુ એ દોષના મુખ્ય ભાગીદારો આપણે છીએ. ખરી રીતે અંગ્રેજોએ અનિષ્ટ ઉભાં કરવામાં બહુ ભાગ ભજવ્યો નથી, પરંતુ એ રાજનીતિજ્ઞ પ્રજાએ આપણા હાડમાં જે અનિષ્ટ હતાં તેને એણે પોષણ આપી એના હિતમાં ઉપયોગ કર્યો છે. હિંદુ મુસલમાન વચ્ચે એમણે જે જુદાઈની ભાવના જોઈ એને પોષીને અંગ્રેજ સત્તાએ પોતાનો સ્વાર્થ સાધ્યો પ્રાંતીયવાદનું પણ એવું છે. આપણામાં એ વૃત્તિ હતી, અંગ્રેજોએ એ ઊભી નથી કરી એ હોવાનું પણ કારણ છે. આપણે આપણી સંસ્કૃતિ માટે ગૌરવ લઈએ. આપણામાં ધર્મ ભાવના હતી. રાષ્ટ્રભાવના એ આપણે માટે નવીન ભાવના છે. રાષ્ટ્રને જે અર્થમાં આજે આપણે લઈએ છીએ તે અર્થમાં પ્રજાના સમુહે ક્યારેય લીધો નથી. દેશની આપણી ભાવના કાશ્મીરથી કન્યાકુમારીની નહિ પણ આપણા વતન–પ્રાંત પૂરતી છે.

આપણી સ્થિતિ કૂવામાંના દેડકા જેવી હતી–આજે પણ પ્રજાના મોટા સમૂહની તો એવી જ છે. એટલે આજે સમુદ્રની વિશાળતામા પડેલા જે પુરુષો છે તેમનામાંથી પણ લોહીનાં સંસ્કારની સંકુચિત ભાવના જતી નથી. પાણીપતના મેદાનમાં જ્યાં હારજીતનો સવાલ તોળાઈ રહ્યો હતો ત્યારે મરાઠાઓ સેનાપતિ કોણ થાય તેની તકરારમાં પડ્યા હતા. એ આપણી સંકુચિતના પ્રાંતીયવાદના રૂપમાં નજરે પડે છે. અને એને આપણે અમુક અંશે પોષવી પણ પડે છે. આજે પ્રધાનોનો વિચાર કરવાનો સવાલ આવે છે ત્યારે જે વિષયનાં દફતરો છે તેને કોણ લાયક છે તેવી રીતે નજર દોડાવતા નથી. પણ પ્રાંત–જિલ્લા વગેરેનાં વિચાર કરી તેમની પસંદગી કરીએ છીએ.

એ જ રીતે ધારાસભ્યોની પસંદગી કરતી વખતે જ્ઞાતિઓનો વિચાર કરીએ છીએ.

એટલે ધર્મભેદ, પ્રાંતભેદ, જ્ઞાતિભેદ, એ આપણા લોહીનો બગાડ છે, એ ચેપ અંગ્રેજોએ બહારથી લાવીને આપણા લોહીમાં દાખલ કરી દીધો નથી, એ આપણે હવે સ્વીકારવું જોઈએ. એટલે જ્યાં સુધી એ લોહી બગાડ આપણી અંદરથી નીકળી નહિ જાય ત્યાં સુધી આપણે એની પીડા ભોગવ્યા કરીશું.

## લોહી બગાડનો સુધારો શ્રી મનુ સુબેદારે સુચવ્યો છે

આ પ્રાંતીયવાદનો લોહી બગાડ નાબૂદ કરવા માટે પ્રાંતોનું આજનું બંધારણ રદ કરી હિંદનો વહીવટ એક મધ્યસ્થ સરકાર હસ્તક રહે એ શ્રી મનુ સુબેદારની યોજના વિચારવા યોગ્ય છે. આજે આપણી આગળ પ્રાંતીયવાદનો જેમ પ્રશ્ન છે તેમ ખર્ચાળ રાજ્યવહીવટનો પ્રશ્ન છે. ખર્ચનો બોજો એટલો વધી ગયો છે કે એથી નવા નવા કરવેરા પ્રજા ઉપર એની શક્તિ બહારના પડ્યા છે. અને છતાં એનો લાભ પ્રજાને દેખાતો નથી. આ સંજોગોમાં પ્રાંતીક સરકારો નીકળી જાય તો વહીવટનો મોટો બોજો નીકળી જાય. જે લોકો પ્રધાનો માટે, સેક્રેટરીઓ માટે, ધારાસભ્યો માટે, એમ સત્તા માટે પડાપડી કરે છે તે પણ સાવ ઓછું થઈ જાય. આપણે પ્રાંતીક સરકારોથી ટેવાયા છીએ એટલે નવી પરિસ્થિતિ તરત ગળે ઉતરતી નથી. બધો વહીવટ શી રીતે આવે એમ પ્રથમ સવાલ થાય છે. પરંતુ પ્રાંતે પ્રાંતે જુદા કાયદા ઘડવાની ખાસ જરૂર નથી. સમગ્ર દેશને માટે, એક પાર્લામેન્ટ કાયદા ઘડે તે પૂરતું છે એથી ઊલટ એક એ પણ લાભ થશે કે જુદા જુદા પ્રાંતોમાં હમણાં હમણાં જે જુદા જુદા કાયદા થવા માંડ્યા છે તે અટકી જશે. આપણે જુદા પ્રાંતના છીએ તે ભેદ પ્રાંતિક સરકારોના વહીવટથી આજે આપણામાં છે તે નાબૂદ થશે. અને ભાષાવાર પ્રાંત રચના માટે જે મમત છે તે પણ ઉકલી જશે આજે ભાષાવાર પ્રાંતરચના પાછળ જે દૃષ્ટિ છે તે

સગવડની નથી પણ ધાર્મિક છે. કોઇ પ્રાંતને પોતાનો આટલો આર્થિક પ્રશ્ન રહેવાનો જ હોય તો અમુક પ્રદેશ માટેની તકરાર છે તે ઓછી થઇ જશે.

દેશને વહીવટી કાર્યક્રમ બનાવવા માટે એક ભાષા બોલતા જુદા જુદા વિભાગો પાડીને તે ઉપર કમિશ્નરનો વહીવટ મૂકી દેવામાં આવે. આ કમિશ્નરને આજના ગવર્નરોની જેમ મધ્યસ્થ સરકાર પ્રજામાંથી ચુંટીને મૂકે અને તે કેવળ વહીવટ સંભાળે. આથી ભાષાવાર પ્રાંત રચના કરતાં નવા પ્રાંતોના ખર્ચનો બોજો વધવાના સંભવ ટળી જાય છે. કોઈ ભાષાવાળો વિભાગ મોટો હોય તો એને બે ભાગમાં કરી શકાય છે. આ ભાગો વહીવટની દૃષ્ટિએ કરવામાં આવે એટલે તકરારી મુદ્દા ઓછા થઇ જાય છે.

આમ શ્રી મનુ સુબેદારની પ્રાંતો નાબુદ કરવાની સૂચના લાભવાળી દેખાય છે. રાજદ્વારીઓમાં સત્તાની હરીફાઇ ઓછી થઈ જાય, પ્રાંતીયવાદનો લોહી બગાડ નીકળી જાય, ભાષાવાર પ્રાંત રચનાનો પ્રશ્ન ઉકલી જાય, વહીવટી ખર્ચ ઓછો થાય. વિભાગોને કેવળ વહીવટી બાજુ સંભાળવાની હોવાથી એમાં કાર્યક્ષમતા પણ આવે. બંધારણ સભાની આગામી બેઠક વખતે આ પ્રશ્ન રજૂ થવાનો છે એટલે આ સૂચના ઉપર સભા પુરતો વિચાર કરે એ જરૂરનું છે.

### આર. એસ. એસ. પરનો રદ થયેલો પ્રતિબંધ સારો કે ખોટો ?

રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ ઉપર મૂકાયેલો પ્રતિબંધ, તેના માણસોનો જેલનિવાસ, સત્તર માસ પછી સરકારે દૂર કર્યાં છે. સરકારના આ પગલાને મિશ્ર આવકાર મળ્યો છે. અમુક વર્ગે તે સારું કર્યું તેમ માન્યું તો અમુકે ખોટું કર્યું એમ માન્યું. જે સંજોગોમાં એ સંસ્થા ઉપર પ્રતિબંધ આવ્યો હતો એ પરિસ્થિતિ આજે નથી. હિંદના ભાગલા તાજા હતા. હિંદુ મુસલમાનનું તંગ વાતાવરણ હતું. મહાત્માજીની હત્યાનો કરુણ પ્રસંગ બન્યો હતો. એ સંજોગોમાં કોમવાદી પ્રવૃત્તિ ચલાવતી સંસ્થા ઉપર પ્રતિબંધ મૂકવાનું સરકારનું પગલું વ્યાજબી હતું,

પરંતુ કોઇ પણ પ્રજાકીય સરકાર આમ લાંબો વખત સુધી ચલાવી શકે નહિ. સંઘના માણસો ઉપર કોઇ ગુનાઓ સાબિત કરતા કેસ ચલાવવામાં આવ્યા ન હતા. ગાંધીજીની હત્યા પાછળ સંઘ છે એવું પણ એ કેસમાં કંઇ નીકળ્યું નહિ. વળી સંઘ કેવળ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું કામ કરશે એવી તેના આગેવાન પુરુષે સરકારને ખાત્રી આપી. આ સંજોગોમાં સંઘ ઉપરથી પ્રતિબંધ ઊઠાવી લઇને સરકારે પોતાનું પ્રજાકીય તત્ત્વ બતાવી આપ્યું છે.

સંઘ સાંસ્કૃતિક પ્રવૃત્તિને નામે રાજકીય પ્રવૃત્તિ ચલાવશે એવી આશંકા સેવી તેના ઉપરથી પ્રતિબંધ દૂર ન કરવો. એ વૃત્તિ પ્રજામાં ભલે હોય, એને તાબે સરકારે ન થવું જોઇએ. એવી પરિસ્થિતિ ઊભી થાય તો સરકાર પાસે ક્યાં સત્તા નથી કે ફરી પ્રતિબંધ લાવી ન શકાય ? સંઘના આગેવાન શ્રી ગોલવેલકરે જેલમાંથી છૂટયા પછી જે સમાધાનીનો સૂર વ્યકત કરવા માંડયો છે તે જોતાં લાગે છે કે સરદારશ્રી વલ્લભભાઈએ જે કુનેહથી રાજાઓને જીતી લેઈ રાજ્યોનો પ્રશ્ન સુખરૂપ પતાવી દીધો, તેવી કુનેહથી કોમીવાદનો પ્રશ્ન પતાવી દઈ એને ભૂતકાળનો બનાવી દેશે.

ખરી રીતે તો બંધારણપૂર્વક વિરોધપક્ષો કામ કરતા હોય તો એ પક્ષો સત્તાસ્થાને બેઠેલ સરકારને જાગ્રત રાખે છે અને એ રીતે પ્રજાની સેવા કરી શકે છે એટલે એ રીતે પણ વિરોધ પક્ષના હાથ અકારણ બાંધી ન રાખવા એ લોકશાસનનું ઉમદા તત્ત્વ છે. સંઘ ઉપરનો પ્રતિબંધ દૂર કરીને સરકારે એ તત્ત્વ બતાવ્યું છે તે સારું કર્યું છે.

### રેલ્વેના અંધેર વહીવટ અંગેનો અમેરિકન નિષ્ણાતે ફોડેલો પરપોટો

ગયે મહિને રેલ્વે પ્રધાન શ્રી. સંતનમ્ ગુજરાતના પ્રવાસે આવ્યા હતા. રેલ્વેની હાડમારી અંગે જવાબ





આપતાં તેમણે કહ્યું હતું કે લગભગ ત્રણ વર્ષ સુધી આ સ્થિતિ નાને મોટે અંશે રહેશે. આ મુશ્કેલીના કારણમાં રેલ્વે તરફથી એવા ઊંધા પાટી બંધાવ્યા કરાય છે કે એન્જીનની તંગી છે, એન્જીનોની તંગી એ એક જ કારણ નથી પણ રેલ્વેનો અંધેર વહીવટ પણ આજની મુશ્કેલી માટે જવાબદાર છે એમ આંખ ઉઘાડી નાખે તેવો અભિપ્રાય મિ. રાયને વ્યક્ત કર્યો છે. મિ. રાયન અમેરિકાના પ્રખ્યાત રેલ્વે નિષ્ણાત છે. આ વરસની શરૂઆતમાં તેઓ હિંદ આવ્યા હતા. હિંદની રેલ્વેની ચીવટભરી તપાસ કર્યા પછી એમણે જણાવ્યું છે કે, હિંદી રેલ્વેની કામગિરી સાવ દમ વિનાની છે. દુઃખની વાત તો એ છે કે રેલ્વે સત્તાવાળાઓ થાય તેટલું કરી છૂટતા નથી ને ચાલુ સ્થિતિમાં પરમ સંતોષ માનીને બેસો જાય છે, તે બહુ બહુ તો યુદ્ધ તથા ભાગલાથી ઊભી થયેલી અવ્યવસ્થાને ગાળો દેવા મંડી પડે છે! આમ વહીવટી તંત્રને વખોડી કાઢી એન્જીનો પાસે પૂરતું કામ લેવા માટે શું કરવું જોઈએ તે પણ મિ. રાયને જણાવ્યું હતું. રેલ્વેમાં બુકીંગ માટે પ્રાયોરીટીની પદ્ધતિએ પ્રજાને જે હેરાન કર્યા છે અને એ નામે જે લાંચરુશ્વત જામી છે તે પદ્ધતિ નકામી છે તેમ પણ એમણે સાફ શબ્દોમાં જણાવી દીધું છે.

આ વહીવટ તંત્ર સુધારવા માટે પરદેશી નિષ્ણાતો બોલાવવાની જરૂર નથી એમ જણાવતાં મિ. રાયને કહ્યું હતું કે, પરદેશી નિષ્ણાતોની કશી જરૂર નથી. હિંદમાં એવા ઘણા શક્તિશાળી માણસો છે કે જેમને સાધનો ને સત્તા આપવામાં આવે તો ધારેલું કામ કરી શકે, એટલે એક વાત તો સ્પષ્ટ છે કે આપણા રેલ્વે પ્રધાન શ્રી· સંતનમ્ ત્રણ વર્ષ સુધી આ પરિસ્થિતિ ચાલવાની છે એમ કહે છે તેનો અર્થ વહીવટીતંત્રમાં સત્તાવાળાઓ એમને ઊંધાપાટા બાંધે છે. એ પાટા મિ. રામને છોડી નાખ્યા છે એ સંજોગોમાં વહીવટ તંત્ર સુધારવા રેલ્વે પ્રધાન કંઈ કરશે? પરદેશથી નિષ્ણાતો બોલાવ્યા પછી એ ડોકટર જે વાદ પ્રિસ્કાઈબ કરે તે દર્દીએ લેવી રહી. એ જવાબદારી ડૉક્ટરની નથી. અને આ રોગ ઉપર જે દવા પ્રિસ્કાઈબ કરી છે તે દેશમાંથી મળી રહે તેવી છે, પરદેશમાં જવાની જરૂર નથી એમ મિ. રાયને કહ્યું છે. મિ. રાયને જ્યારે એમ કહ્યું છે કે હિંદમાં ઘણા શક્તિશાળી માણસો છે, ત્યારે એવા માણસોના ખ્યાલ વગર એમણે એ વિધાન ન કર્યું હોય તે સ્વાભાવિક છે. તો એમની પાસેથી એ નામો મેળવી એ લોકોને સત્તા અને સાધનો આપી રેલ્વે પાસેથી એ નામો મેળવી એ લોકોને સત્તા અને સાધનો આપી રેલ્વે ખાતાએ વહીવટ તંત્ર સુધારવા પ્રયત્ન કરવો જોઈએ. એ પગલાની પ્રજાને જાણ પણ કરવી જોઈએ. બાકી લાંબા લાંબા વાયદાથી પ્રજા હવે થાકી ગઈ છે.

## સ્વામી નારાયણ મંદિરમાં સત્સંગીઓ જ જાય છે કે બીનસત્સંગીઓ પણ જાય છે?

હરિજન મંદિર પ્રવેશના કાયદામાંની પોતાના મંદિરને બચાવી લેવા સ્વામીનારાયણ સંપ્રદાયે છટકબારી શોધવા માટે જે પગલું લીધું, અને અમદાવાદની કોર્ટમાં એની જે વિગતો છણાય છે તે દુઃખદ છે. ટેકનીકલ પોઇન્ટની કોઈ ખૂંચને લઈ માની લઈએ કે આ કેસમાં સ્વામીનારાયણ મંદિરવાળા જીતી જાય, પણ એ એમની જીત હાર કરતાં અધમ હશે. અને એમ એ ગમે તેટલાં ફાંફાં મારશે પણ એમનાં દ્વાર એ હરિજન માટે બંધ કરી શકશે નહિ. સરકાર–પ્રજા–એને બીજી રીતે ઉઘાડવાની ફરજ પાડશે.

સ્વામીનારાયણ સંપ્રદાય વિષે જેને કંઈ જ્ઞાન નથી, જે સત્સંગી નથી, એવા લાખો ભાવિક હિંદુઓ વારતહેવારે કે મેળાના ઉત્સવ પ્રસંગે એ મંદિરમાં દર્શન કરવા જાય છે. આ મંદિરમાં કેવળ સત્સંગીઓને જવાનો હક છે તેવી વાહિયાત વાત કોર્ટમાં એના પક્ષકારો રજૂ કરી રહ્યા છે તે ઉપરથી ય જો આપણી આંખ ઉઘડે તો એક સત્ય જોવાનો લહાવો મળ્યો ગણાય કે જે રાજાઓને આપણે સત્તા અંધ માનતા હતા તે જાગ્યા છતાં ધર્મ અંધ આ મંદિરોના સત્તાવાળાઓ જાગતા નથી! અને લાખો લોકો જે

સત્યનો અનુભવ કરી ચૂક્યા છે તેથી વિરુદ્ધની વાત ખુલ્લી રીતે કોર્ટમાં જાહેર થઇ રહી છે! સ્વામીનારાયણ સંપ્રદાય એ હિંદુ ધર્મનો એક સંપ્રદાય નથી તો શું છે? અને એ સાબિત કરવા દૂર જવાનું પણ કયાં છે? વસતિ ગણતરીમાં એ સંપ્રદાયના લોકોની ગણતરી હિંદુમાં થઇ છે કે નહિ તે જાણવાનું ચોખ્ખું સાધન છે, આસ એ ભયંકર અસત્યો આ કેસમાંથી પ્રજાને જાણવાના મળ્યાં. જો એ જૂદા જ ધર્મ છે તો મુસલમાન, પારસીઓ, જે સત્સંગીઓ ગણાય છે તે શી રીતે મુસલમાન અને પારસી રહી શકે છે? એકી સાથે એક માણસ બે ધર્મનો ગણાય તેવું જાણ્યું નથી. મતલબ કે મુસલમાન કે પારસી કુટુંબોને શિક્ષાપત્રીનાં બોધવાચનો ગમ્યાં હોય અને તેનું એ માન કરે એ બને! એમ તો કોઇ પણ માણસને બીજા ધર્મનાં પુસ્તકોનો પાઠ કરી શકે છે! એમાંથી રૂચતી ચીજોનો અમલ કરી શકે છે. બાકી કોઇ હિંદુને શિવાલયમાં જતાં એમ પૂછવામાં નથી આવતું કે તું શૈવ છે કે વૈષ્ણવ? એ વૈષ્ણવ હોય છતાં એની ઇચ્છા હોય તો શિવનાં દર્શન કરી શકે છે. શૈવ એવી રીતે વૈષ્ણવના મંદિરમાં જઇ શકે છે. સ્વામીનારાયણના મંદિરની સ્થિતિ પણ એવી જ છે.

છતાં ધર્મને નામે કોર્ટમાં જે અધર્મ કાયદાની છટકબારી શોધી આવરાઇ રહ્યો છે તે જોઇને એ સંપ્રદાયના સ્થાપકનો આત્મા જ્યાં હશે ત્યાં આંસુ સારતો હશે!

### ઉચ્ચ શિક્ષણમાં બોધભાષા માતૃભાષા કે રાષ્ટ્રભાષા?

જૂનાગઢ ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલને ઉચ્ચ શિક્ષણ રાષ્ટ્રભાષામાં આપવે જોઇએ તેવો બેહૂદો ઠરાવ કરી સાહિત્યની પરિષદને રાજકીય પરિષદની રાહબરી નીચે મૂકી દીધાનો છબરડો વાળ્યો હતો. ગુજરાત યુનિવર્સિટી માટે સરકાર તરફથી જે કમિટિ નીમાઇ હતી તેણે પોતાનો હેવાલ સરકારમાં સોંપી દીધો છે. એના પ્રમુખ શ્રી માવલંકરે 'ગુજરાતની ભાવિ વિદ્યાપીઠનું સ્વરૂપ' એ વિષય ઉપર ઓલ ઇન્ડિયા રેડિયો ઉપરથી જે વાર્તાલાપ કર્યો તેથી જાણવા મળે છે કે આ કમિશ્નને ઉચ્ચ શિક્ષણ રાષ્ટ્રભાષામાં આપવું કે માતૃભાષામાં આપવું તેનો નિર્ણય કરવાનો સવાલ ભાવિ વિદ્યાપીઠ ઉપર છોડયો છે. આમ વિકલ્પ રાખવાનું કારણ કમિટિ એક નિર્ણય કરી શકી નહિ. માતૃભાષા દ્વારા કેળવણી આપવાથી પ્રાંતીય ભાવ વધી જશે અને એ કેળવણી લીધેલા સ્નાતકોને આખા દેશમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવાને અવકાશ રહેશે નહિ. માતૃભાષા રાખવાનો જેઓ આગ્રહ કરે છે તેમનું મંતવ્ય એ છે કે ઊંચી કેળવણી માતૃભાષા દ્વારા આપીએ તો જ વિદ્યાર્થીઓ ખરેખર ઊંચી કોટિનું જ્ઞાન મેળવી શકે. જો રાષ્ટ્રભાષા દ્વારા ઊંચી કેળવણી અપાય તો ગુજરાતી ભાષા બળવાન ન થતાં આમ પ્રજા વિવિધ પ્રકારના જ્ઞાનથી વંચિત રહેશે.

આ બે મુદ્દા એટલા જાણીતા છે કે કમિટિએ નવું કંઇ જણાવ્યું નથી. પરંતુ એ મુદ્દા ઉપરથી કયો મુદ્દો સ્વીકારવો તેના એક નિર્ણય ઉપર કમિટિ ન આવી શકી અને વિકલ્પ સૂચવ્યો તે કરતાં બહુમતિથી કોઇ એક નિર્ણય ઉપર આવી હોત, અને વિરોધ પક્ષનું જુદું નિવેદન સામે રજુ કર્યું હોત તો વધુ ઉપયોગી થાત. જે લાભ રાષ્ટ્રભાષા રાખવાથી મળે એવા છે. છતાં જે ભાષા પોતાની નથી તેમાં જ્ઞાન લેવું વિદ્યાર્થીને બોજારૂપ છે તેમ માની અંગ્રેજીને જતી કરવા તૈયાર થયેલા આપણે રાષ્ટ્રભાષાનો મોહ છોડી શકતા નથી એ નવાઇ જેવી વાત છે. ભાષા પ્રાંતિયતા પોષે છે એમ કહેવું વ્યાજબી નથી. આજે જે આગેવાનો પ્રાંતિયતાના કાદવમાં ખૂંચેલા છે તેમણે ઊંચી કેળવણી અંગ્રેજી દ્વારા લીધેલી છે. પ્રાંતીયતા ભાષા નથી પોષતી પણ સ્વાર્થ પોષે છે—કેળવણી પોષે છે. ભાષામાં કાંઇ અનિષ્ટ નથી, જે છે તે કેળવતીમાં છે. પાણી ખારું હોય તો તે માટીના પ્યાલામાં પીઓ કે ચાંદીના, એનો સ્વાદ બદલાશે નહિ. ભાષા એ તો સાધન માત્ર છે. સાધ્ય કેળવણી સુધરશે તો પ્રાંતીયતાનો ડર

૪૦૦ વિદ્યાર્થીઓની કોઈ પણ શાળા ખોટમાં હોઈ શકે નહિ, બલકે નફો થવો જોઈએ.

છતાં આજે એટલી સંખ્યા ધરાવતી કેટલી હાઈસ્કૂલો નફો બતાવે છે ? શ્રી. ઠાકોરભાઈએ આપેલી શાળાઓ સાર્વજનિક છે એટલે તેમનો હિસાબ પ્રમાણિક હોય તે બરાબર છે. પરંતુ આજે જે ખાનગી શાખાઓ ચાલે છે તે ધંધા અર્થે ચાલે છે અને તેમનું મોટા ભાગનું ધ્યેય કમાણી કરવાનું હોય છે. એટલે ખોટા વધારાના પગારો બતાવી, બીજાં ખર્ચ બતાવી અને કોઈ બીજી રીતે ખોટ બતાવી તે ગ્રાન્ટની રકમ મંજૂર કરાવે છે. પ્રિન્સિપાલ, હેડ-માસ્તર, વગેરે જુદી જુદી જગાઓનો મોટા પગાર મૂકી ખોટ લાવી શકાય છે. એટલે સરકારે ૪૦૦ નહિ તો ૬૦૦ સુધીની સંખ્યાની હાઈસ્કૂલ પછી ગ્રાન્ટની મદદ ન આપી તે બધી રકમ પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચવી જોઈએ. અને ફીનું ધોરણ ઓછામાં ઓછું ઠરાવ્યું છે. આ વધારેમાં વધારે ઠરાવવું જોઈએ એટલે આજે સારી ગણાતી હાઈસ્કૂલો ગમે તેટલી મોટી ફી લઈને જે લૂંટ ચલાવી રહી છે તે અટકે. શ્રી ઠાકોરભાઈનું આ નિવેદન પ્રજા માટે એક આશીર્વાદ રૂપ છે. સરકારને માટે મદદરૂપ છે. અને એનો એ રીતે પ્રજાએ અને સરકારે ઉપયોગ કરી લાભ લેવો જોઈએ.



# બોલાવશો નહીં !

મને બોલાવશો નહીં !
નીરવની આ નીંદરતી નેન બોલાવશો નહીં !

છોને મનમ્હેરામણ મૂંગો સૂવે !
શીદ ત્યાં પૂનમચંદની ચૂવે ?

કિરણ કંપે ઝંપેલ નીર ડોલાવશો નહીં !

છો વડવાનલની જાગે જવાળા !
હૈયે લાખ છો લાગે લ્હાળા !

હેતની છાંયથી હૈયાની લ્હાય હોલાવશો નહીં !

મને બોલાવશો નહીં !

**નિરંજન ભગત**



# યોજના, અંધકાર કે અકસ્માત ?

ધૂમકેતુ

[૧]

કેટલીક વખત તારાંકિત રજનીને નિહાળતો હું, આ અમારા નાનકડા ગામની છેવાડાની 'ગુજરાતી કમ્પોઝીટ સ્કુલ'ના 'કમ્પાઉન્ડ'માં બેસીને, મારા વીતી ગયેલા દિવસોને સંભારૂં છું ત્યારે મારા મનમાં આશ્ચર્યોની પરંપરા ઊભી થાય છે! કયાં એક મોટા હોદ્દાનો અનિયંત્રિત સત્તા ભોગવતો અધિકારી હું અને કયાં આ ભુખડી બારશ ગામડાની ખાનગી નિશાળના બાર વ્યવસ્થાપકોનો વગર દોકડાનો ખરીદાયલો ગુલામ જેવો પંતુજી હું! આ બેમાં કયો હું સાચો હતો કે એકે હું ન હતો—એનો જ મને હજી પત્તો લાગ્યો નથી. મારે ત્યાં બે ઘોડાની ઘોડાગાડી ચોવીસે કલાક ઊભી રહેતી—એ સમય હતો. બબ્બે કલાક સુધી મને મળવા આવનારા બહાર બેઠા પવન ખાતા. 'કોઈ એવો દિવસ નહિ આવે જ્યારે કોઇ મળનારો ન હોય ને હું નિરાંતે બેસું.' હું ઘણી વખત મનમાં એવું ચિંતવતો. એ પણ દિવસ હતો ને આજ આ પણ દિવસ છે જ્યારે મને મળવા કોઈ કાળો કામડો'ય ફરકતો નથી. આખો દિવસ બેઠો માખી મારૂં છું ને રસ્તા ઉપર પડતી બારીમાંથી બહાર જોયા કરું છું કે કોઇના પગ આ બાજુ વળે છે!

પણ કોઇને—ભણનારા છોકરા સિવાય બીજા કોઇને માસ્તરમાં શું રસ હોય? ત્રણસો ને પાંસઠ દિવસમાં ત્રણ દિવસ પણ મારે ત્યાં કોઈ ફરકતું નથી. મને એક ઉર્દુ બેત યાદ આવે છે. એમાં કવિએ લખ્યું છે કે, એવો જમાનો હતો જ્યારે તું એકલો રહેવા માટે મથામણ કરતો. આજ એવો જમાનો છે કોઈ મને બે ઘડી વાતો કરનારો મળે!

મારૂં વૃતાંત કોઇને કાંઈ જ આપી શકે તેમ નથી, એ હું સારી પેઠે જાણું છુ. એ મને પોતાને પણ કાંઇ આપતું નથી, સિવાય કે અંધકાર! છતાં નદી કાંઠે મોટી ઉમ્મરનો માણસ બેસે તો પણ રેતીમાં લીટા કર્યા વિના રહી શકતો નથી તેમ હું પણ બે ચાર રેખાઓ આપ્યા વિના રહી શકતો નથી. બીજું કાંઇ નહિ તો છેવટે મને જે એક પ્રશ્ન ઊભો થયો છે કે આમાં કોઇ યોજના છે, અંધકાર છે, અકસ્માત છે કે કેવળ ભ્રમણા છે, એવો પ્રશ્ન કોઇને ઊભો થાય તો પણ ઘણું છે, દુનિયાને મળેલું બધું જ્ઞાન પ્રશ્નોમાંથી જ આવ્યું નથી?

જ્યારે વેવાઇ પક્ષના અમારા જેવા મધ્યમવર્ગી કારકુન સાહેબે પોતાની કન્યાને મેટ્રીકથી આગળ વધારવાની ના પાડી ત્યારે મારા પિતાનો ગુસ્સો હદ વટાવી ગયો. તેણે તુંને બારણે જઈને પોતાની રૂપાની મુઠ વાળી લાકડી ઠબકારતાં કહ્યું: 'અમરજીભાઈ! આ તમને છેલ્લું કહેવા આવ્યો છું હો. છોકરો મારો એલ. એલ. બી. માં છે. તમે જો સૂર્યાને આગળ નહિ વધારો તો આજથી તમારા ગોળાનું પાણી હરામ છે!'

'અરે! પણ સુરબ્બી!' અમરજીએ કહ્યું. તમે એમ કાં ધાગધાગાં થઇ જાઓ? મારી સ્થિતિ તો જુઓ! કોલેજ એટલે વાર્ષિક રૂપિયા પાંચસો એ તમને કયાં ખબર નથી? મારી પચાસ રૂપરડીમાં હું સૂર્યાને કોલેજમાં મોકલવાનો હતો?'

'તે અમે કાંઇ ન જાણીએ મહેતા! અમે તો અમારી વાતની ચોખવટ કરી નાખી. અમે છીએ સંસ્કારી. અમારે ત્યાં સંસ્કાર વિનાનું માણસ એક દિ' નહિ ચાલે. પછી તમે મને કહેતા નહિ કે તમારી દીકરી દુઃખી થઇ. છોકરાને હું વારવા નહિ જાઉં ને આજના છોકરાં!'

જમાનાએ જે સમજણ ફેલાવી હતી કે ભણતર ને સંસ્કાર પર્યાય જેવા છે એનો જ આ જવાબમાં પડઘો હતો! પણ માણસ પોતાના જમાનાનો ઢોલ નથી તો બીજું શું છે? એ જમાનો હતો જ્યારે અમારે ત્યાં એક કન્યાનો ખપ હતો ને દસ કન્યાની અરજીઓ હતી. એમાંથી આ સૂર્યાને મેં પસંદ કરી. એનો બાપ તો આ ઉપકારના બદલામાં ઓછો ઓછો થઈ ગયો હતો. એટલે એણે મૂંગે મોંએ, પૈસા કરજે લઇને પણ અમને રાજી રાખવા છોકરીને ભણાવ્યે





રાખી, અમે માન્યું કે અમારે ત્યાં હવે સંસ્કાર આવ્યો. સંસારે માન્યું કે આને ત્યાં બહુ ભણતર આવ્યું. સૂર્યાએ માન્યું કે એણે બાપને જીવતાં જીવત ચિંતાગ્નિ આપ્યો. પિતાએ માન્યું કે એનો હાથ ઉપર રહ્યો. મેં માન્યું કે અમારા ઘરનો વટ રહ્યો. ખરી રીતે અમે સૌએ જીવનસમાધાનનું બળ ગુમાવ્યું હતું!

પણ એલ. એલ. બી. થયા પછી થોડા વખતમાં હું સીતારો ચડતો કે કોણ જાણે કેમ એક નાનકડા જાગીરી ગામનો કામદાર થયો. ગામ તો ત્રણ હતાં. પણ અમારો રોફ ત્રણુસો ગામના દરબારનો રહેતો!

ત્યારથી પછી મારી ચડતી થતી જ ગઈ. સૂર્યાના દિલમાં મારા વિષે શું હતું એ જાણવાની મને કોઈ દિવસ જરૂર જણાઈ ન હતી. છેવટે તો એને અમે લાવ્યા એમાં પણ એક પ્રકારની મહેરબાની તો હતી જ.

પણ નારી માત્રને પ્રભુજીએ પ્રેમની જે બક્ષિસ આપી છે એ બક્ષિસ સૂર્યાને ઇશ્વરે છુટે હાથે આપી હતી. એણે મારા ઘરનો તમામ ભાર ઉપાડી લીધો. અનેકોનો ચાલે છે એમ અમારો સંસાર ચાલતો થયો. સવારે અમે ઊડવા માંડયા. નોકરો ફરવા માંડયા. કામની ગરજવાળા ધક્કા ખાવા માંડયા. મગફળી, શેરડી, ઓળા, ગોળ, ઘી, તેલ દૂધ તમામ ચીજો ઘર આંગણે ઠલવાવા માંડી. રિદ્ધિ ને સિદ્ધિ બન્ને ત્યાં રમવા માંડી. અને એમને રમાડવા માટે બાળકો પણ આવવા માંડયાં અને એ બાળકો મોટાં થવા માંડયાં. તમામ જીવન જેવું આ જીવન હતું.

પણ દુનિયા આખીની સામાન્યકથા જેવી જ આ કથા રહી ગઈ હોત!

પણ ના, આ કથા ફરવા માંડી.

મેં એકાએક ભાગ્યોદય નિહાળ્યો. અમારા દરબારની કુંવરીનાં લગ્ન આવ્યાં.

જે મોટા રજવાડાએ અમારી કુંવરીને પસંદ કર્યાં હતાં તેમાં રૂપનું આકર્ષણ જબરૂં હતું.

ત્યાં મારે કામદાર થઇને જવું પડયું. હોદ્દો, અધિકાર, સિફારસ, લાગવગ વધ્યાં. ધીમે ધીમે એ કુંવર ગાદી ઉપર આવ્યા. હું કામદાર મટી ગયો. દિવાન થયો.

ઊંચામાં ઊંચા પ્રકારનું શિક્ષણ મારા છોકરાને મળે માટે મેં કેટલા કેટલા પ્રયત્ન કર્યા! પણ તમામ કોણ જાણે કેમ ફળ્યા નહિ. એક પણ છોકરો મેટ્રીક પાસ થયો નહિ. પાસ થઈ શકયો નહિ. કોણ જાણે કેમ!

[ ૨ ]

ત્યારપછી આ ચિત્રપટ જેવી જીવનકથાએ નવો તબક્કો શરૂ કર્યો. સૂર્યા માંદી પડી. બે પુત્ર અને એક પુત્રી, અને હું અમે ચાર જણાં રાત દિવસ એને બચાવવા મથ્યા. ડૉક્ટરો માથાકૂટ કરીને થાકયા. સારૂં થયું નહિ.

મરવાની આગલી રાતે સૂર્યાએ મને બોલાવ્યો: મને ત્યારે જ ખબર પડી કે સૂર્યાના સ્વભાવમાં પરિમલ જેવી કોઇ અદ્‌ભુત વસ્તુ હતી. આજ દિવસ સુધી એણે પોતાના શાંત વાતાવરણથી જ અમને પિતા અને પુત્રને એક રાખ્યાં હતાં. બાકી મારો સ્વભાવ કેવો આકરો છે એ હું જાણતો હતો. ભણતર અને સારી સ્થિતિ અને આગળ પડતી પરિસ્થિતિ એ બધાંએ એ આકરાપણાને બીજા માટે અસહ્ય બનાવ્યું હતું. પણ સૂર્યાએ કોઈ દિવસ એ કળાવા દીધું ન હતું. આજે હવે છેલ્લી વિદાય ઘડી હતી ત્યારે એણે મને મારો જીવનપંથ સરળ બને માટે કાંઇક કહેવા માટે બોલાવ્યો હતો.

'જુઓ!' સૂર્યાએ કહ્યું: 'મારે તમને બે વેણ કહેવાં છે. તમારો સ્વભાવ ઘણો આકરો છે. અથવા ઉત્તરોત્તર મળતા વિજયે એને આકરો બનાવ્યો છે. એ ગમે તેમ હો–પણ છોકરા તમારા કાંઇ ભણ્યા નહીં એના અફસોસે તમે એમનો માણસાઇ સંબંધ તોડી નાખો છો એ ઠીક નથી. આપણે જે દુનિયામાં રહીએ છીએ તેમાં ભણતરનું ખોટું મૂલ્યાંકન સરકારથી માંડીને સાધારણ માણસ સુધી સૌ કરતા શીખ્યાં છે. આ ભણતર કે જે ગોખણપટીનું બીજું

નામ છે, એને મહત્ત્વ આપનાર આપણે, જીવનને એ રીતે જ ગુમાવીએ છીએ. એટલે તમે એ વા ભૂલી જઈ, કોઈ બીજે ખૂણેથી, આ છોકરાંનાં દિલ તપાસશો તો એમાંથી કાંઈ ને કાંઈ હજી ળળશે. બીજું, તમને ખબર છે? તમને પરણવા માટે મેં જે વિદ્યાભ્યાસ કર્યો એનો ભાર આજ દિવસ સુધી મારી સાથે હતો. આપણે 'વિદ્યાના આનંદને નહિ, વિદ્યાના ભારને વેંઢારીએ છીએ ને એને વિદ્યા માની રાખીએ છીએ. અને એમાં ને એમા જીવન ગુમાવતા જઈએ છીએ. એ વિદ્યાના ભારે મારા પિતાને જે ભાર આપ્યો તે હજી એમના માથા ઉપર છે, માનશો? હજી એમના ઉપર દેવું છે!'

'હેં! પણ ત્યારે તું એ વાળી દઈ શકતી હતી!' મેં કહ્યું: 'હવે હું વાળી દઈશ!'

'ના ના વાળતા નહિ. તમને ક્યાં ખબર નથી કે આપણા સંસારમાં કેવી કેવી ગાંઠ આપણે બાંધી રાખીએ છીએ! પણ તમે એક વસ્તુ માનજો. જો આ છોકરાઓના જીવનમાં તમને રસ હોય તો બીજી કોઈ બાઈ લાવતા નહિ—બસ.'

સૂર્યા ત્યાર પછી મરણ પામી. અમે પિતા પુત્ર પુત્રી એકલાં એકલાં થઈ રહ્યાં. મેં થોડા દિવસ મારા સ્વભાવને કૃત્રિમ રીતે શાંત કર્યો. પણ એનામાં જે પૂર્વગ્રહો હતા, સમાજે જે ધોરણ બાંધ્યાં હતાં, તે છેવટે આગળ આવ્યાં. મેં જેમ વધુ મહેનત કરી તેમ છોકરાઓએ નાપાસ થવામાં પણ વધુ ચીવટ રાખી.

પરિણામ—વર્ષોના પ્રયત્નને અંતે શૂન્યમાં આવ્યું. અને અમારી વચ્ચે અંતર વધ્યું એ નફામાં. હવે આંહીં જ મને એક પ્રશ્ન ઉભો થાય છે! આપણી આ મગજની અસમાનતા કોણ પેદા કરે છે? ભવભૂતિએ પણ એ ગાઈ હતી. અને આજ આપણે પણ ગાઈએ છીએ. એ જોતાં એ બહુ વખતની વસ્તુ છે એ ચોક્કસ. એટલાં બધાં વર્ષો થયા છતાં એમાં કોઈ સમાનતા કોઈ લાવી શકયો નથી. આટલું બધું છતાં એમાં ફેરફાર થઈ શકયો નથી. તો એમાં ફેરફારની શક્યતા જ નહિ હોય કે વિજ્ઞાન હજી ત્યાં બાલ્યાવસ્થામાં હશે?

એ જે હોય તે. અમારી અસમાનતાએ ભયંકર પરિણામ આપ્યું. એક દિવસની વાત છે. હું હવે ઠીક પૈસાદાર હતો એ બધા જાણતા હતા. છોકરા પણ જાણતા હતા. એમણે માગણી મૂકી. "પૈસા વહેંચી આપો તો અમે અમારો રસ્તો શોધીએ. આમ ને આમ અમારૂં જીવન કંટાળાજનક થઈ પડશે."

મને લાગ્યું કે આમના અનુભવમાં જ્યાં સુધી દુનિયાની મુશ્કેલીઓ નહિ આવે ત્યાં સુધી એ સુધરવાના નથી. મારૂં માનવાના નથી.

મેં પૈસા વહેંચી આપ્યા. છોકરી પરણી સાસરે ગઈ. છોકરા પરણ્યા. સંસાર ચાલ્યો.

મને ઘણી વખત થાય છે મારૂં જીવન ત્યાં પુરૂં થઈ ગયું હોત! અમસ્તું પણ માણસ જીવનમાંથી જીવવા સિવાય બીજું કાંઈ મેળવી શકયો છે ખરો? પણ મારા ભાગ્યમાં વધારે રંગ જોવાનું નિર્માણ હતું!

મારા બન્ને છોકરાએ ધીમે ધીમે એક પછી એક એવા પગલાં લીધાં કે જે કાંઈ એમને મળ્યું હતું તે ખલાસ થઈ ગયું. બીજી કોઈ શક્તિ તો એમના પાસે હતી નહિ. ખૂબી તો આ હતી કે જીવનભર જે માણસે એમને છાયા છત્ર કર્યાં હતાં એ માણસને લીધે પોતે અશક્ત રહ્યા છે ને આગળ વધી શકયા નથી એમ એ માનતા થયા.

એમની આ માન્યતાને આ નિષ્ફળતાએ દ્વિગુણીત બનાવી. એમને મારો જ દોષ મનમાં વસવા માંડ્યો. નબળી ઈચ્છાશક્તિએ એ માન્યતા વધુ બળવાન થઈ. અમે જુદા હતા. હું મારો રોટલો રળી ખાતો. એ વસ્તુ એમને આકરી લાગવા માંડી.

એટલે એમણે અનાડીવેડા આદર્યા. મારે નામે ખોટાં નામાં શરૂ કર્યાં. ખોટી વાતો વહેતી મૂકી. ખોટા રસ્તા શોધવા માંડ્યા.

મેં એ ઘર પણ એમને આપી દીધું. નોકરી વ્યવહાર બધું તજી દીધું. કોઈ દૂર દૂરના ગામડામાં





એક મારતરૂં શોધી કાઢયું. મનમાં એમ આશ્વાસન લીધું કે હવે શાંતિથી આંહી રહેતાં હું કાંઇક વિચાર કરતાં શીખીશ.

પણ મને મોટામાં મોટો વિચાર આ આવતો હતો. 'આ આખા મનમાં કોઈ યોજના છે? કેવળ એ પણ એક અકસ્માત છે? કે આ બધું કેવળ અંધકાર છે?'

તારાંકિત રજનીમાં હું બેઠો આ પ્રશ્ન વિચારી રહ્યો. મને એનો પ્રત્યુત્તર ન મળ્યો.

( ૪ )

પણ કુદરતને મારી આ મનની પ્રશ્નમાળાની પણ જાણે કે અદેખાઈ આવી.

એક રાત્રે હું શાંત બેઠો આ આખા જીવનક્રમમાં કાંઇ ક્રમ શોધવા યત્ન કરી રહ્યો હતો ત્યાં ધૂળના બારણાની સાંકળ ધીમેથી ખખડી.

'અત્યારે કોણ હશે? આંહીં જ્યાં કોઇ નથી આવતું ત્યાં કોણ આવી ચડયું હશે?' મને આશ્ચર્ય થયું. મેં ઊઠીને ધીમેથી સાંકળ ઉઘાડી ફાનસ તેજ કર્યું.

ફળીમાં ત્યાં બે નાનકડી બાળાઓ ઊભી હતી.

હું તેમની સામે જોઈ રહ્યો. હું આશ્ચર્યમાં ડૂબી ગયો: 'અરે! હરગોવિંદની છોકરીઓ કે શું?' મને મનમાં ધ્રાસકો પડયો.

ત્યાં તો એ બન્ને બોલી: 'બાપુ! અમે આંહીં આવી. મારા બાપુ તો ડૂબી ગયા!'

'હેં! ડૂબી ગયો? કોણ હરગોવિંદ? કેમ કરતાં?'

'એણે કૂવો પૂર્યો બાપુ! તમે પૈસા મોકલ્યા નહિ—ને એની પાસે કાંઇ હતા નહિ!'

હું તો દિઙ્મૂઢ બની ગયો. મેં સર્વસ્વ આપી દીધું, જે પોતે કુદરતી રીતે અશક્ત હતા એમને આગળ લાવવા આટલો પ્રયત્ન કર્યો, છતાં આ બીજી પેઢીમાં પણ, એવી જ મારા પ્રત્યેની ઘૃણા ઉતરી હતી, આ તે શું?

વૈરથી વૈર શમતું નથી એવા તથાગતના વાકયને આપણે અક્ષરશઃ લઈને વૈર શબ્દ પ્રત્યે જ એનો ઉપયોગ કરીએ છીએ, પણ જીવનની તમામ નાની મોટી ક્રિયાઓ—એક વાકય બોલવા જેટલી પણ—કેટલી કેટલી શુદ્ધિ માગી લે તેમ છે—એવું વ્યાપક અર્થદર્શન ક્યારે કરીશું?

પણ મારે મારી તમામ જીવન ફીલસુફીને એક તરફ મૂકીને આ બન્નેને એકડે એકથી જીવનપાઠ આપવા બેસવાનું હતું!

મારી મનચક્ષુની સમક્ષ પેલી સાહેબી, રિદ્ધિ સિદ્ધિ, ભપકો આવીને ઉભાં રહે છે—મને એમ થાય છે કે પેલું ખોટું, આ ખોટું, બન્ને ખોટાં કે કાંઈ જ ખોટું નહિ?

આ પ્રશ્નનો કોઈ ઉત્તર હશે? કયાંય હશે? અને આ જીવનક્રમનું કોઈ સંયોજન હશે કે બધું ગપોઅપ હશે?



# અને ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા

અનુ : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

## કાંતણ

અને ૧૯૪૨ના આંદોલન અને કાંતણને શું સંબંધ? પરંતુ વાચકો અને મિત્રોને એ કહેવામાં મને જરાયે સંકોચ નથી કે મારી ધરપકડ પછી જેલમાં જો કાંતણની સગવડ ન હોત તો મારી માનસિક સમતુલા ન રહેત અને આવેશમાં આવીને કોઈને ખરાબ રીતે મારી પણ બેસત. અથવા તો અમારી સાથે મુકદ્દમામાં ફસાયેલ એ વ્યક્તિને મારી પણ નાખત જેણે દેહરાદૂનનાં અમારા મિત્ર શ્રી ઓમ્‌પ્રકાશજીને એમ કહ્યું હતું કે પોતાના બચાવ ખાતર તે પણ તાજનો સાક્ષી બની જશે. દુઃખ થાય છે કે એ વાતનો જવાબ મેં શ્રી. મિશ્રજી દ્વારા એમ કહેવરાવ્યો કે એમ થશે તો એ વ્યકિતના પ્રાણ સલામત રહેશે કે કેમ એ શંકાસ્પદ વાત છે. કાંત્યું ન હોત તો પાગલ થઈ જવાનો ભય પણ હતો. મારો તો વિશ્વાસ છે કે કાંતણના કોમળ તાંતણા વડે પરમાત્માએ મારી રક્ષા કરી. જે આશંકાઓ વિષે ઉપર લખ્યું છે તે જેલના વાતાવરણમાં લગભગ રોજ સામે આવીને ઉભી રહેતી હતી, પરંતુ રેંટિયાને લીધે એમાંનું કંઈ ન થયું. ભગવાનની કૃપા તો એમાં હતી જ.

અસલમાં તો ષડયંત્ર–કેસના સાથીઓને એક સૂત્રમાં બાંધવા તે દેડકાઓને જોખવા બરાબર હતું. આફતો અને મુશીબતોથી ગભરાવાની વાત ન હતી. પરંતુ થોડા એવા બિરાદરોના સવાલ જરૂર સામે હતો જેઓ સ્વાર્થવશ અથવા મૂર્ખતાવશ પોતાનું મનધાર્યું કરવા માગતા હતા. એ વ્યકિતઓની ચર્ચા તો અત્યારે નથી કરવી પરંતુ એ લખવામાં તો મને જરાયે સંકોચ નથી કે અમને અને ઘણાખરાં મુકદ્દમાવાળાઓને શ્રી. ગોવિન્દ્ર સહાયે ખૂબ તકલીફ આપી. હું એ બધી વાતો લખવા નથી માગતો પણ જરૂર પડયે પૂરાવા સહિત એ વાતો લખીશ પણ ખરો.

આગ્રા સેંટ્રલ જેલના 'બારહતાલા'માં ૧૯ નંબરની બેરેકની પાછળ આંબલીનું જે ઝાડ છે ત્યાં જ મારી બેઠક હતી. રમત–ગમત, ભોજન અને રાત્રે સુવામાંથી જે સમય બચતો તેમાંનો ઘણોખરો કાંતવામાં જ પસાર થતો. એકલિયો હરણ, એકલિયો સુવર કે કોઈ એકલિયું જંગલી જાનવર જે રીતે પોતાના સ્થાન પર જ રહે છે તેમ હું એ આંબલીની આસપાસ જ રહેતો. એમ તો આગ્રા સેંટ્રલ જેલમાં નિયમિત કાંતણ–વર્ગ પણ ચાલતો હતો. એ કાંતણ વર્ગના પ્રાણ સમાન હતા દહેરાદૂનના દાસ બાબુ અને એમની શિષ્યમંડળી. બીજા કાંતવાવાળાઓમાં દરેક બેરેક અને દરેક જીલ્લાના આદમીઓ હતા. ૧૯ નંબરથી માંડીને ૨૬ નંબર સુધીની બેરેકો 'બારહતાલા'માં હતી. પરંતુ જેટલા કાંતવાવાળા ૧૯ નંબરની બેરેકમાં હતા તેટલા બીજી એકેય બેરેકમાં નહોતા. એક કલાક સુધી તો નિયમિત રૂપે કાંતણ-વર્ગ ચાલતો. રેંટિયાને સમા કરવાથી માંડીને લુણાઇ, પિંજણ વિગેરે બીજી જરૂરી ક્રિયા માટે દાસબાબુ પાસે પૂરતા સાધનો ઉપરાંત રચનાત્મક કાર્યકર્તાનો કેળવાયેલો સ્વભાવ પણ હતો જેથી દરેક નવો શીખવાવાળો પોતાની સગવડ પ્રમાણે તેમનો લાભ ઉઠાવતો. દાસબાબુ ૨૦ નંબરની બેરેકમાં રહેતા હતા. ૧૯ નંબરમાં તો કાંતણના ઘણા મહારથીઓ હતા. સર્વશ્રી મિશ્રીલાલ ગુપ્ત, પ્રકાશનારાયણ શિરોમણી, ગોપાલનારાયણ શિરોમણિ, બાલમુકુન્દ બલ્લા, ડૉ. દેવીપ્રસાદ અને દીનદયાળુ શાસ્ત્રી ૧૯ નંબરની બેરેકમાં જ હતા. પં. દીનદયાળુ શાસ્ત્રી જેલમાં જ નહીં પણ બહાર પણ નિયમિતરૂપે કાંતે છે. અમે લોકો જ્યારે જેલમાં પહોંચ્યા એટલે કે '૪૨ની ૯ મી ડીસેમ્બરે, ત્યારે શાસ્ત્રીજી પાસે તથા બીજા મિત્રો પાસે કુંજનબંધ આંટીઓ હતી. મારી પાસે તો રેંટિયો પણ નહોતો. ૧૯૪૩ના માર્ચની આખરમાં મહામુસીબતે રેંટિયો મળ્યો. રેંટિયો અને પુણીઓ મેળવી દેવામાં સેવાગ્રામના મેનેજર શ્રી. કૃષ્ણચંદ્ર અગ્રવાલે ખૂબ મદદ કરી. મુકદમામાંથી નિયમિત કાંતવાવાળા હતા સર્વશ્રી વિજયશરણ ચૌધરી, રામસરનસિંહ, નેમીચંદ જૈન, મારા મોટાભાઈ પં. બાલાપ્રસાદ શર્મા અને હું પોતે. એપ્રિલ '૪૩થી





કાંતવાનું શરૂ કર્યું તે એમાં ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી.

અમારામાંથી અમુકે એવો નિર્ણય કરેલો કે અદાલત સમક્ષ બધી વાત સાફ સાફ કહી દેવી અને એવું બયાન કરવું કે ગુલામ દેશને બળવો કરવાનો હક છે—દેશની આઝાદી માટે–સ્વાર્થ માટે નહીં. આઝાદીના દુશ્મનો સામે લડવું એ પાપ નથી પરંતુ ધર્મ છે. એ માટે થઈને ફાંસીને તખ્તે ઝૂલવું પડે તો પણ એમાં શી મોટી વાત છે! જેલમાં ફોજદારીના સારા સારા વકીલો હતા. પરંતુ અમારા ષડયંત્ર કેસને જેઓ ફક્ત કાયદાની દૃષ્ટિએ જ જોતા હતા તેમની સદ્‌ભાવનાથી અમને તકલીફ પડતી હતી. મુકદ્દમાને ફક્ત કાયદાની સંકુચિત માપ–પટ્ટીથી માપવાવાળાઓમાં મુખ્ય હતા, એટાના શ્રી. બાબુરામ વર્મા અને આગ્રાના શ્રી. જસવંતરાય કપૂર. એમની દલીલ પાછળ સદ્‌ભાવના જ હતી, સ્વાર્થ નહોતો. પરંતુ તેઓ તો મુકદ્દમાની વાતોને અદાલતી અને કાનુની દૃષ્ટિકોણથી જ તપાસતા હતા. એક વાત જે ખટકતી હતી તે એ હતી કે વર્માજી કાયદાની બાબતમાં પોતાને બહુ જ હોંશિયાર સમજતા હતા. એમને ક્યાં ખબર હતી કે અમે અમારા મુકદ્દમાના કાનુની સ્વરૂપને ખૂબ તુચ્છ અને ઘૃણાસ્પદ ગણતા હતા. અમારી સમક્ષ તો સને '૪૨ના આંદોલનનું નૈતિક અને રાજનૈતિક સ્વરૂપ જ મુખ્ય હતું. મને એ વાતની ખબર હતી કે સને ૧૯૪૨ના ઓગસ્ટ ઠરાવ વિષે વર્માજીનો વ્યકિતગત મત શો હતો અને કપૂર સાહેબ પણ '૪૨ના આંદોલન સંબંધી શું અભિપ્રાય રાખતા હતા. પરંતુ ૧૬, ૧૭ કઠીન બાબતોના ઉકેલમાં વર્માજી અને કપૂર સાહેબે જે તત્પરતા અને સ્નેહથી કામ કર્યું તે તો ચિરસ્મરણિય છે.

મૂળે મને જ એ બન્ને મહાનુભાવો પાસેથી ઉચ્ચ રાજનીતિક દૃષ્ટિકોણની આશા નહોતી. અને એમ તો ખુર્શેદલાલ, ઝાંસીના શ્રી. કુંજબિહારીલાલ શિવાનીજી, દહેરાદુનના દાસબાબુ. અહીં સોમપ્રકાશ મિશ્ર વકીલ હોવા છતાં મારા દૃષ્ટિકોણને ટેકો આપતા હતા. ક્યાંયે ચેન નહોતું પડતું વ્યક્તિગત રીતે અમુક સાથી તો એવા હતા કે તેઓની ઇચ્છા અદાલતમાં કાનુની દાવપેચ ખેલવાની નહોતી. સર્વશ્રી પીતામ્બર પંત, વિજયશરણ, ગોપીનાથ શર્મા, વસન્તલાલ જાની અને કદાચ રામસહનસિંહ પણ મારી સાથે અદાલતમાં એ કહેવા તત્પર હતા કે જે કંઇ અમે કર્યું છે તેનો અમને ગર્વ છે અને દેશની આઝાદી ખાતર જરૂર પડતાં અને તક મળતાં ફરીથી આ પ્રમાણે જ કરીએ તેમ છીએ. સભાઓ થતી હતી. ચર્ચાઓ ગરમાગરમ સ્વરૂપ ધારણ કરતી હતી. પરંતુ કોઇ કોઇને સંતોષજનક ઉત્તર નહોતું આપી શકતું. મુકદ્દમાવાળાઓમાંથી ઘણાના મોં સિવાઇ ગયાં હતાં. અંતે મારે એ વિચાર તરફ ઝુકવું પડ્યું કે જે સાથીઓ મરવા નથી ઇચ્છતા તેમની તરફ મારૂં શું કર્તવ્ય છે જો રીતસર મુકદ્દમો લડવામાં નહીં આવે તો જે બચવા માગે છે તેઓ પણ ફસાઇ જશે. સૌથી વધુ ક્લેશ તો એ વાતનો થયો કે ત્રણ ચાર વ્યક્તિઓએ એવી સલાહ આપી કે, "તમને તો જાણે ફાંસીની સજા થવાની જ છે, પછી ભલે તેટલો સરસ આપણે મુકદ્દમો લડિયે. પરંતુ બરાબર બુદ્ધિપૂર્વક મુકદ્દમો લડિયે તો એક વાત થાય કે આ જે લોકોને લાંબી લાંબી સજા થાય તેમ છે તેમને ઓછી થાય અને કદાચ છૂટી પણ જાય. તો તમે તમારી ફાંસીની સજાની સાથે બીજાને પણ લાંબી સજાઓ કરાવો એ કયાંની સજ્જનતા છે?"

આ તર્કને લીધે પહેલાં તો એવો ક્રોધ આવ્યો કે દલીલ કરનાર વ્યક્તિના મ્હોં પર એક ચોડી દઉં. પરંતુ પછી સખત જવાબ આપીને હું આંબલીના વૃક્ષ નીચે ચાલ્યો આવ્યો અને કાંતવા માંડ્યો. લોકો પણ કહેતા હતા કે મને કાંતણ–રોગ લાગુ પડ્યો છે. જ્યારે જુઓ ત્યારે રેંટિયો ચલાવતો જ દેખાય છે. પરંતુ એમને ક્યાં ખબર હતી કે ઉત્તેજીત મસ્તક માટે કાંતવા જેવી બીજી એકેય દવા નથી. રેંટિયાની ગતિયા અને પૂણીમાંથી તાંતણો નીકળતા જ જાણે





એક બંધારણીય બાબત હતી અને ખાદીના ધ્યેય માટે કાંતનારે મિલની પુણીઓનો ઉપયોગ કરવો એ ખોટું કહેવાય. ખાદી–આંદોલનમાં મિલની પુણીઓનો ઉપયોગ કરવો એનો અર્થ એ છે કે મિલ વ્યવસાયને ટેકો આપવો જે દેશને માટે અને આઝાદી ટકાવી રાખવા માટે ઘાતક છે. શ્રી. શ્રીચન્દ દોનેરિયાને એ પ્રમાણે કહી દેવામાં આવ્યું. તે દિવસ પછી તેઓ કદી રેંટિયા–વર્ગમાં ન આવ્યા અને એ બે ચાર મિત્રોએ પણ રેંટિયા–વર્ગમાં આવવું બંધ કર્યું જે મિલની પુણીઓનો ઉપયોગ કરવો અયોગ્ય નહોતાં સમજતાં.

આ ગાંધી–સપ્તાહ અને રાષ્ટ્રીય સપ્તાહના દિવસોમાં કાંતણ વધુ જોરપૂર્વક ચાલતું. ઝાંસીના શ્રી. શેઠજી અને ગાંધી આશ્રમના શ્રી. મુક્તિનાથ ઉપાધ્યાય આ કામમાં ખૂબ સહકાર આપતા હતા. અહીં ઘણા કાંતતા શીખ્યા. એ ઠીક છે કે મોસમી કાંતવાવાળાઓ એટલે કે જેલમાં હોય ત્યારે જ કાંતવાવાળાઓની સંખ્યા પણ સારી હતી. પુણીઓ મેળવવામાં બીજાઓને ખૂબ મુશ્કેલી પડતી પરંતુ દાસબાબુ રજાઈઓ અને ગાદલાઓના રૂને કાઢીને પીંજીને કાંતવાવાળાઓની જરૂરીયાત પૂરી કરતા.

અહીં કાંતવાવાળાઓ, રેંટીયાની પાતળી માળ બનાવવાવાળાઓ, ત્રાક સીધી કરવાવાળાઓને શ્રી. કામતાપ્રસાદ ઠીક મદદ કરતા. એવા કામો માટે તો અમારામાંથી ઘણા શ્રી. કામતાપ્રસાદ ઉપર જ આધાર રાખતા. કેટલાક લોકો કાંતીને બીજા પાસે વીંટળાવતા અને આંટીઓ બનાવરાવતા. જેટલી આંટી મેં બનાવી તેટલી બીજા કોઈએ બનાવી નહીં હોય. ચરખા વર્ગમાં નવા કાંતનારાઓને એ વાત ખાસ કહેવામાં આવતી કે ગતિચક્ર, મોટું ચક્ર અને ત્રાકને સાફ રાખવામાં કંજુસાઈ ન કરવી જોઈએ. કાંત્યા પછી ચરખાને સાફ કરવો એ જરૂરી છે અને કાંત્યા પહેલાં પણ જો એને તેલ મૂકીને સાફ કર્યો હોય તો સારૂં. વચમાં વચમાં ચક્રોમાં તેલ પણ મૂકવું જોઈએ. સાફ કરવા માટે અર્ધું ગ્યાસતેલ અને અર્ધું કડવું તેલ મેળવીને રાખ્યું હોય તો સારૂં. ચરખા માટે સૌથી સારું અને સસ્તું તેલ આ જ છે. મોઢીયા આગળ જ્યાં ત્રાક રહે છે ત્યાં ઘણા સુતર વીંટી દે છે. પરંતુ ખૂબ કાંતવાવાળાઓને આ રીતે વીંટેલુ સુતર લાભદાયક નથી કારણ એ તો જલ્દી કપાઈ જાય છે. એટલે મોઢીયા પર જ્યાં ત્રાક માટે ખાંચ રહે છે ત્યાં ચામડાનો ટૂકડો લગાવી દેવો જોઈએ જેથી ત્રાક ચામડા પર ફર્યા કરે. આ ચામડાના ટુકડા પણ એકાદ માસમાં કપાઈ જાય છે એટલે એવા કમાવેલા ચામડાના થોડા ટુકડા રેંટિયામાં રાખવા જોઈએ.

એક બીજી મુશ્કેલી ત્રાક વિષેની એ હતી કે ત્રાકની ધાર નાની માળ સાથેના ઘર્ષણથી ઘસાઈ જતી હતી. એનો ઉપાય એક મિત્રે એ બતાવ્યો કે ત્રાક પરથી થોડું કાચું સુતર તોડીને એમાં ગુંદર ભેળવીને એને ધાર પર લગાવી દેવું જોઈએ. મારા પર એની એવી અસર થઈ કે ગુંદર લગાવ્યા વગરની ધારથી હવે હું કાંતી જ શકતો નથી. આ પ્રમાણે ત્રાકની ધારનું રક્ષણ તો થયું પરંતુ દરેક ત્રાકને પણ પોતાની જિંદગી હોય છે. ધાર પરથી નહીં તો બીજે ક્યાંકથી પણ એ ઘસાશે ખરી. મારી પાસે એક એવી ત્રાક છે જેના પર મેં જેલમાં ૬।। લાખ ગજ સુતર કાંત્યું છે. એક બાજુથી એટલે કે ત્રાકની ધારથી ઉપલા છેડા તરફ તે ખૂબ ઘસાઈ ગઈ છે. છતાંયે હજી તે બહુ મઝાનું કામ આપે છે.

[ ક્રમશઃ ]



# દુઃખનાં પોટલાં

[ગતાંકથી ચાલુ]

ઇશ્વર પેટલીકર

[ ૬ ]

'કોઈ આવ્યાં!' કરતાં ખુશાલનાં બે નાનાં છોકરાં વાલીને ફળિયામાં પેસતા જોઈ માબાપને વધાઈ ખાવા ઘર ભણી દોડયાં. જોતજોતામાં ફળિયાનાં બૈરાં, આદમી અને છોકરાં ખુશાલને આંગણે ભેગાં થઈ ગયાં

ઘરડાં સ્ત્રીપુરુષ ખબરઅંતર પૂછવા લાગ્યાં : 'સાજાંસમાં તો છો ને બેટા! ઘરનાં ભાણિયાઓ, વહુ બધાં મઝામાં છે ને?'

સરખી ઉમરનાં સ્ત્રીપુરુષ કહેવા લાગ્યાં : 'વાલીબેન, બહુ દહાડે ઓચિંતાં ભૂલાં પડયાં. શરીર તો સારુંનરવું છે ને?'

નાના ભાઈબહેન કહેતાં હતાં : 'ફોઈ તમે એકલાં આવ્યાં ત્યારે ગણેશ અને ધનજીભાઈને કેમ ન લાવ્યાં?

વાલીએ પણ એ પ્રમાણે સાચી ખબરઅંતર પૂછવા માંડી. સગા ભાઈ ખુશાલના ઘરમાં બધાં મઝામાં હતાં એ જાણી લીધા પછી એણે ભેગાં થયેલાં માણસો સામે જોઈને થયેલો ફેરફાર વ્યક્ત કરવા માંડયો—રેવાબેન, તમે તો સાવ સુકાઈ ગયાં. ધનીબેનનું શરીર પહેલાં કરતાં સારું થયું છે. નાથી અને રૂપલો તો ખાસ્સાં મોટાં થઈ ગયાં.

અને એના જવાબમાં બધાં, વરસ જાય એટલે ફેરફાર તો થાય ને એ એક જ પ્રત્યુત્તર વાળતાં હતાં. છેલ્લે એની નજર કુંભીને અઢેલીને બેઠેલા ઉકા મહેતર ભણી ગઈ. અને તે સાથે એ બોલી ઊઠી : 'ઉકાકાકા, તમે તો સાવ સુકાઈને લાકડું થઈ ગયા. માંદાબાંદા થયા હતા કે શું?'

ઉકાકાકા—માંદો થઈને મરી ગયો હોત તો તો સારા જીવનો છૂટકારો થઈ જાત, પણ નથી માંદો થતો, નથી મરી જતો કે નથી છૂટકારો થતો!

વાલી આવતાં જે આનંદનો કોલાહલ મચ્યો હતો તે ઉકા મહેતરના બોલ સમો શમી ગયો. બધાંનાં મોં ગંભીર બની ગયાં. છોકરાંનું કુતૂહલ શમી ગયું હોય તેમ એ ધીમે ધીમે વેરાવા લાગ્યાં હતાં.

વાલીએ કહ્યું : 'એટલું બધું તમારે માથે શું દુઃખ આવી પડયું છે?'

ખુશાલની વહુ, વાલીની ભાભી, ધનીથી બોલ્યા વગર ન રહેવાયું. એણે કહ્યું : 'ઉકાકાકાના દુઃખનો તો પાર જ નથી. કપાતર છોકરો અને કભારજા વહુ (પુત્રવધુ) મળી ત્યારથી જીવતે નરક ભોગવે છે.'

ઉકાકાકાએ એ દુઃખને ગળી જતાં કહ્યું : 'ધની વહુ, મારા કરમમાં એ દુઃખ લખાવીને આવ્યો હઈશ એટલે કોણ મિથ્યા કરે? એકનો એક છોકરો દુઃખી ન થાય તે માટે મેં બીજું બૈરું ના કર્યું. ઓરમાવામાં કશું સુખ નહિ માની, તમે બધાંએ ઘણું કહ્યું પણ મેં ન માન્યું. આજે સાંભરે છે કે જો પરણ્યો હોત તો છોકરાના અને વહુના ગોદા ન ખાવા પડત.'

ખુશાલ બોલ્યો : 'બધાંને લાગે છે તે એ જ. તમે છોકરાના સુખ ખાતર બીજું બૈરું ના કર્યું ત્યારે એનો ગુણપાડ તો કયાં ગયો પણ છોકરો પૂર્વ જનમનો વેરવી પાકયો.' અને ભૂતકાળ યાદ આવતાં કહ્યું : 'આ વાલીને હું બીજું ઘર કરવાનું તે દહાડે દબાણ કરતો' તો એ ય એટલા માટે ઘડપણમાં ઘરનું માણસ હોય તો જ સુખવારો. બાકી છોકરો કે છોકરાની વહુ લોટી પાણી પાય એ આ કળજગમાં સો ગાઉનાં છેટાં. અને ન છૂટકે પાય તો ય શેર લોહી બાળી દઈને પાય. એટલે ધૂળની બેન રાખોડી.'

ઉકાકાકા : 'પણ બધાંનાં કરમ સરખાં હોય છે? વાલીને આજે રામરાજ્ય છે. ગણેશિયો દાઢીમૂછનો ધણી થયો પણ તમે બધાં કહો છો કે આજે ય માના બોલ સમો રડવા મંડે. અને મારો કપાતર, હું એને સારા માટે બે બોલ કહેવા જાઉં તો મારી જીભ જ ખેંચી કાઢે!'

ધની : 'ગણેશિયા જેવો અસીલ છોકરો આખી નાતમાં મેં જોયો નથી. નાનો જરા કાફર છે પણ વાલીબેન આંખ કાઢે તો એ ય ચૂપ થઈ જાય.'





માણસના મનમાં ગમે તે હોય. પરંતુ એ અભિમાનમાં તણાય એટલે ગાંડા માણસની માફક શું બોલે છે તેનું એને ભાન રહેતું નથી. વાલી એ પ્રવાહમાં તણાતાં બોલી, ' ઉકાકાકા ! છોકરા કાબૂમાં ના રહે એમાં આપણો જ દોષ ગણાય. આપણામાં આવડત હોય તો નાનપણથી ઉછેરીને મોટા કરેલા છોકરા આપણો બોલ શું ઉથાપે ? આજે ય, સામે ભર્યું જાણું હોય અને હું ના કહું તો મારા બે ય છોકરા ઊભા ને ઊભા સુકાઈ જાય પણ મારો બોલ ઉથાપીને મોંમાં કોળિયો ના મેલે.'

ધની : એ બધું, વાલીબોન. ખરું. પણ નર્યો આપણો દાબ કશા કામમાં આવતો નથી. જાત ઉપર આધાર છે. જાતવાન હોય તો માવતરના પગ ધોઈને પીએ અને કજાત હોય તો માવતરને લાતો મારે. જો નર્યા દાબની જ વાત કરતાં હો તો, નવા શેઠનો કરપ ગામમાં ઓછો હતો ? નવા શેઠ દુકાને બેઠા બૂમ પાડે તો ગામમાંથી મુખી જેવાની મજાલ નથી કે એમનું વેણ ઉથાપે. પણ એમના હાથપગ નરમ પડ્યા અને દુકાનનો કારભાર નગીન શેઠે લીધો કે......'

વચ્ચે ખુશાલ બોલી ઊઠયો : આખા ગામની તારે પંચાત. બધી દુનિયા જાણે છે, પણ કાણાને કાણો કહેવાની શી જરૂર ? હમણાં ઉકાકાકાનો પસલો અને ઉજમ ખેતરમાંથી આવશે અને આટલી વાત કરી છે એ જાણશે કે કોઈથી ફળિયામાં ઊભું નહિ રહેવાય તેવી ગાળો ભાંડશે.'

ધની બોલી : ' કોઈની ઓછી ખોટી વાત કરવી છે ? હોય તેવું કહેવું એમાં ખોટી બીક શી ?'

ખુશાલ : ' નગીનશેઠને તો તું ઓળખે છે. એવા ભૂંડા માણસથી તો ભૂતે ય નાસે !'

વાલી : ' નવા શેઠને ય છોકરો બહુ દુઃખ દે છે ?'

ધની : ' તમે વાલીબોન, નથી જાણતાં ? નવા શેઠ તો ગળે ફાંસો ખાધો.'

' હેં ! ' નવાઈ પામતાં વાલીએ પૂછ્યું : 'કયારે ?'

ખુશાલ : ' બે મહિના થવા આવ્યા.'

વાલી : ' નવા શેઠ જેવાને ગળે ફાંસો ખાવો પડે ત્યારે તો પૂરેપૂરો કળજુગ આવ્યો કહેવાય.'

ઉકાકાકા : ' નર્મદા ગોરાણીનું દુઃખ ઓછું છે ?'

વાલી : ' એ બચારાં તો આખા ગામમાં ઘરડું માણસ. એમને વળી શું દુઃખ છે ? '

ધની : ' છ મહિનાથી આંખો ગઈ અને પગ ભાગ્યા એટલે એમનું દુઃખ તો નજરે જોયું જતું નથી. વહુએ એમનો ખાટલો નેવાં બહાર નાખ્યો છે. નથી ટંકે ખાવા આપતી કે ફળિયાવાળાંને આપવા દેતી. જો કોઈ દયા ખાઈ આપે તો એની સાથે બાઝે. બામણનો ઊંચો અવતાર. નાહ્યા વગર આખી જિંદગી મોંમાં કોળિયો મૂકેલો નહિ એટલે નર્મદાકાકીને ના'વા જોઈએ રોજ અને વહુ અઠવાડિયા સુધી ના'વાનું પાણી ના આપે. ત્રીજા દહાડાની વાત સાંભળી કે પથારીમાં રાત્રે લૂગડાં બગાડ્યાં તે સાંજ સુધી એણે ધોયાં નહિ અને બદલાવ્યાં નહિ ! '

વાલી ઉશ્કેરાઈ જતાં બોલી ઊઠી : ' એવા છોકરાઓને તો જનમતાં ગળે ટૂંપો દઈને મારી નાખવા જોઈએ. '

ઉકાકાકા જાતઅનુભવની વાત કરતાં બોલ્યા : ' પણ જનમતાં કોને ખબર છે કે આ તે કપાતર પાકશે કે સપાતર. આંખો જાણીને ઉછેરીએ અને પછી બાવળ નીકળે અને કાંટા વાગે એટલે નર્મદા ગોરાણી ય શું કરે અને હું ય શું કરું ? '

વાલી એ જ ઉશ્કેરાટમાં બોલી : ' કેમ શું કરે ? નર્મદાકાકી નરકમાં પડ્યાં પડ્યાં ગંધાતાં હોય તો નવા શેઠની જેમ છૂટી જતાં એમને કોણ રોકે છે ? મારાથી તો છોકરો ઉપડતા સાદે બોલે એ ના વેઠાય. એ ઘડીએ જ ઘરમાંથી એને તગડી મૂકું. બધાંને દુઃખ આવે છે તેનું કારણ જીવતાં ઘરનો કાબૂ છોકરાને સોંપે છે એટલે. આજે ય મિલમાંથી પગાર લાવી બે ય છોકરાએ મને સોંપી દેવાનો. પછી હું આપું એટલા જ એમનાથી વપરાય. તમને બધાંને ગણેશિયો અસીલ લાગે છે, પણ મેં એને ઉછેર્યો

છે એ રીતે. એટલે એવો ના પાકે તો ક્યાં જાય? જો મારી સામે એક શબ્દ બોલે તો હું એને તરત ઘરમાંથી ગુણા ભરાવું.'

ઉકાકાકા : 'એટલાં બોન તેં પૂરવનાં પુણ્ય કર્યાં હશે. બાકી મારે તો છોકરાની ગધેડી થઈને રહેવાનું છે!'

વાલી બીજા વિચારમાં ચડી ગઈ હોય તેમ ન બોલી.

ખુશાલે વહુને કહ્યું: 'હવે ચૂલો સળગાવવાનું કરો.'

જાણે ધનીને બદલે પોતાને ચૂલો સળગાવવાનો હોય તેમ વાલી તરત ઊઠીને ઘરમાં ગઈ અને બધાં વેરાયાં.

[ ૭ ]

વાલીના હિસાબ પ્રમાણે દીકરો આજ આવી પહોંચવો જોઈએ. એ આવે એટલે લોક પૂછે તો ખરા કે માની પાછળ ને પાછળ પગલાં દાબતો કેમ આવ્યો? તો એનો જવાબ હું ના આપું તો ગણેશિયો મૂંઝાય એમ માની વાલી એનો વિચાર કરતી હતી. ગણેશિયાને ખબર પણ શી હોય કે વાલીએ આમ વાત છાની રાખી હશે? એટલે એ તો ખરું કારણ વિના બીજું શું કહી શકે? અને એ કહે તો મેં મારેલો ફૂંફાડો ઉઘાડો પડી જાય. ઉકાકાકા તો એમ માને છે કે મારે રામરાજ્ય છે તેને બદલે એમને ચ્સી જાય કે ઘેર ઘેર માટીના ચૂલા છે?

એટલે આજે ત્રીજે દિવસ થયો અને ગણેશિયાનાં પગલાં વાગી રહ્યાં છે તેના ભણકારા વાગતા સાંભળી વાલીએ પાણી પહેલાં પાળ બાંધવા માંડી : 'ખુશાલ, કાલ હું જઉં ત્યારે.'

ખુશાલને બદલે ધની બોલી ઊઠી : 'વાલીબોન, જવાની એટલી ઉતાવળ શી છે? બહુ દહાડે આમે ય આવ્યાં છો ત્યારે અઠવાડિયું નિરાંતે રહો ને.'

વાલી : 'રહેવાની ના નથી. શરીર નરમ લાગતું'તું એટલે થાક ખાવા તો બહાર નીકળી છું. લખી કહ્યા કરે છે એટલે નીકળી ત્યારે એ વચાર કરીને જ નીકળી હતી કે બેય જગાએ જતી આવીશ પણ મનમાં ભો છે કે ગણેશિયો મને બોલાવવા તે પહેલાં આવી પહોંચશે.'

વાત ન સમજાવાથી ખુશાલ અને ધની સાથે બોલી ઊઠયા: 'કેમ?'

વાલી : 'જોવા જઈએ તો નોકરીમાં કશું સુખ નથી. ટેમે ટેમ સાચવવો પડે અને બહાર જવું હોય ત્યારે મુકાદમની રજા લેવી પડે, આપણે પાંચ દહાડા માગીએ ત્યારે એ બે દહાડા પરાણે આલે. આ વેળાની જ વાત. મેં અઠવાડિયું રજા માગી ત્યારે કહે હમણાં માણસની તાણ છે, રાતપાલીવાળા કારીગરો નવા છે એટલે બધું કામ બગાડી નાખે છે એટલે દહાડે બદલી ઉપર નવા માણસો રાખીએ તો કામ શી રીતે ચાલે?' સહેજ અટકીને એણે ઉમેર્યું : 'મુકાદમનું કહેવું પણ ખોટું નથી, રાતના કારીગરો વેઠિયાવાડ કરતા હોય તેમ એવું બગાડી મૂકે છે કે દહાડે અમે કેટલું મથીએ છીએ ત્યારે રાગે આવે છે. મુકાદમ જો કડક ના હોય તો ખાતુ ચાલે પણ નહિ એટલે મને ચાર દહાડાની પરાણે રજા આલી છે. હું ગણેશિયાને કહેતી આવી છું કે તું એક દહાડો બાકી રહે ત્યારે મુકાદમને કહી જોજે, શરીર સારું નથી એમ બહાનું કાઢજે અને છેવટ ના માને તો મને તેડવા આવી પહોંચજે.'

ધની નોકરીની મુશ્કેલી સાંભળી રહેતાં બોલી : 'આવી તાબેદારી મારાથી તો ના વેઠાય.'

ફિક્કું હસીને વાલી બોલી: 'વેઠાય કે ના વેઠાય, પેટ માટે વેઠ કર્યા વગર છૂટકો છે?'

ખુશાલ : 'એવી વેઠ કરી ત્યારે આજે રામરાજ્ય છે, ગામમાં ઘર કટોરા જેવું કર્યું. શે'રમાં ઘર લીધું. છોકરો પરણાવ્યો. બધાંનો પગાર આવે છે. વેઠ કરવામાં શું ગયું?'

વાલીએ મૂળ મુદ્દા ઉપર આવતાં કહ્યું : 'એટલે કાલ ધનીને ગામ જાઉં એમ થાય છે. એને આવવાનો





વાયદો કર્યો એટલે જવું તો છે. હું જાઉં તો ગણેશિયો આવે તો એને ત્યાં મોકલજો, અને નહિ આવે તો બે દહાડા ત્યાં રહી ઘેર જતી રહીશ.'

એનો સ્વીકાર કરતાં ધનીએ કહ્યું: 'તમારે પારકી તાબેદારી એટલે વધારે તો શું કહીએ? બાકી અમારી ઇચ્છા હતી કે અઠવાડિયું રહો તો સારું.'

ખુશાલ: 'હવે કાલની વાત કાલે છે.'

આ વાત આગળ ચાલે ત્યાં ઉકાકાકાને માથે ઉજમ ચામડાં ચૂંથતી હોય તેમ એનો અવાજ ગાજવા લાગ્યો: 'તમારા કરમે તમે દુઃખી થાવ છો અને ફજેત કરો છો અમને વચવેગળે. હું વળી બોલતી નથી ત્યારે અમને વગોવો છો. અમે નબળાં હોઈએ અને બીજાં સારાં હોય તો સારાંને ઘેર જતા કેમ નથી? બે ટંક રોઢ મણ ખાવા તો અમે આલીએ છીએ ને ઉપરથી અમે ખોટા? હું નબળી લાગું છું પણ નર્મદા ગોરાણી કાકીને જઇને પૂછી આવો, જો એને વહુ પાણી ય પાતી હોય તો? પાણીના પૈસા તો નથી બેસતા ને? છતાં એટલું ગોરાણી કાકી પામતાં નથી, એવું દુઃખ તો તમને નથી ને? શું દુઃખ છે તમને? અમે ખાઈએ છીએ તે ખાવાનું તમને આલીએ છીએ, અમે પહેરીએ છીએ તે તમને પહેરવા આલીએ છીએ, તમને જો કામ કરવાનું કહેતાં હોઇએ તો જુદી વાત છે. પણ તો ય એકે ય દહાડો ટકટકારો ન મટયો.'

આ લાંબા ભાષણના જવાબમાં ઉકાકાકા તો કંઇ ન બોલ્યા, પણ એમના કુળદીપક પસલાએ વહુને જવાબ આપતાં કહ્યું: 'જે દહાડે ટકટક કરે તે દહાડે જો ખાવા ના આલું તો હમણાં બોલવાની બો ભૂલી જાય. પેટમાં પડ્યું હોય ત્યારે બોલવાનું સૂઝે ને? એમને હજાર વાર કહ્યું કે તમારે બીજી લપ મૂકી ભગવાનનું નામ લેવું, પણ અભાગી જીવને ભગવાનનું નામ સૂઝે નહિ.'

પસલા અને ઉજમનું આ શાસ્ત્ર ચાલતું ત્યારે ફળિયાવાળાં મૂંગાં મૂંગાં સાંભળી રહેતાં. વચ્ચે બોલવામાં માલ નહોતો એ જાત અનુભવ કર્યા પછી કોઇ એમનું નામ લેતું નથી. ઉકાકાકા પણ દીકરા-વહુને ઓળખી ગયા હતા એટલે મૌનનો આશરો લઇ જે ઘડીએ દીકરો માનતો કે એ અભાગી જીવ છે ત્યારે મનમાં ભગવાન ભગવાન કર્યા કરતા. અને ભગવાનના એ સહારાથી જ નવા શેઠની માફક એમણે આપઘાત ન કરતાં જીવન નિભાવ્યું હતું.

વાલીએ પસલાને બોલતાં સાંભળીને કહ્યું: 'વહુ કરતાં આ કપાતર વધારે લાગે છે.'

ધની: 'વહુ નરાતાર આવી ન હતી, પરંતુ વાંદરાને નિસરણી આલે તેમ પસલો બાપ સામે બોલવા માંડયો એટલે વહુને પછી શું કહેવાનું રહ્યું?'

ઉજમનો અવાજ આવતો હતો: 'છોકરો માટી ખાય છે એવું મને કહો છો ત્યારે ભગવાને તમને આંખો આલી છે તે ઝખ મારવા? એને રસ્તામાંથી તેડી લઇને રમાડો તો એ માટી ના ખાય, બેઠા બેઠા ખાવા ટીચવું છે તો એટલું ય ના થાય? હું ઘરનું કરું, સીમનું કરું. પછી છોકરું ઝાલીને બેસી રહું શી રીતે? છોડી મરી ગઇ ત્યારે ય તમે મને અપજશ આલ્યો'તો એ હું ભૂલી નથી ગઇ— છોડીનું માટી ખઇ ખઇને પેટ ફૂલી ગયું તેમાથી મરી ગઇ. મોત આવે એટલે બધાને મરવાનું છે. કોઇ અમર કાકડા ખાઇ ને આવ્યું નથી. જો માટી ખાધે મરી જવાતું હોય તો લોક ઝેર ખાઇને શું કામ મરી જાત— મફતની માટી ના ખાત? તમે ય લોકોને કહ્યા કરો છો કે મોત આવે તો સારું, તો માટી ખાઇને મરી કેમ જતા નથી?'

વાલીનો તીખો જીવ હાથમાં ન રહ્યો. ઉજમને બે વાનાં કહેવાં એ ઊભી થઇ. ધનીએ એને રોકતાં કહ્યું: 'વાલીબેન, એમાં વચ્ચે બોલવા જેવું નથી. કશો સાર નહિ કાઢો, કોઠી ધોઇને કાદવ કાઢશો.'

પણ વાલી એટલી ઉશ્કેરાઇ ગઇ હતી કે ધનીના બોલને ગણકાર્યા વગર સીધી ઉકાકાકાને ઘેર પહોંચી ગઇ. ખુશાલ અને ધની પોતાના નેવાં નીચે આવીને



એ તરફ તાકી રહ્યાં. જો પસલો કે ઉજમ વાલીને આડુંઅવળું કહી જાય તો આજ એને ખબર પાડી દેવી એમ બંનેના અંતરમાં સરખો ધબકારો ચાલતો હતો.

વાલીએ જતા સમાં ઉજમને કહ્યું: 'વહુ, શું મોઢામાંથી નીકળે તેમ બોલ બોલ કરે છે? ઉકાકાકા જેવા વાસના ધરડા માણસને તું નાને મોઢે માપ રાખ્યા વગર બોલે, તે કરતાં એ ના મરતા હોય તો તું અફીણ આલીને મારી નાખ એટલે રોજનો કકળાટ મટી જાય.'

વાલીની આ રણહાક સાંભળતાં વાસનાં સ્રીપુરુષો નજીક આવવાની હિંમત ન કરી શકયાં. ઉકાકાકા બોલ્યા: 'વાલી, દીકરી તું શું કામ બોલે છે? આ દેહે આ જનમમાં નહિ તો પેલે જનમ કર્યાં હશે તે કરમ ભોગવ્યા વગર છૂટકો છે? મેં વહુને એટલુ જ કહ્યું કે છોકરો રસ્તામાં બેસી માટી ખાય છે, એ જ મારો ગુનો. ઘણુ ય વખત થાય છે કે મારે આંખો મીંચી રાખવી, પણ સ્વભાવ પડયો એટલે બોલ્યા વગર રહેવાતું નથી.'

ઉજમ અને પસલો, બંને અમદાવાદ જતાં ત્યારે વાલીની મહેમાનગત માણી આવ્યાં હતાં. એનું ધાન બંનેના કોઠામાં પડયું હતું, એટલે પહેલે ધડાકે નફફટ થઈ એકેયથી તો જવાબ ન આપી શકાયો. પસલો નરમ થઈ ને બોલ્યો: 'વાલીબોન! અમને કંઈ માવતર સામે બોલતાં સારું લાગતું હશે? પૂછો એમને જો ટંકે અમારા ખાતા પહેલાં એમને ખાવા ના આલતાં હોઈએ તો. મારો એમને એક જ શબ્દ કહેવાનો કે તમારે ઘરની વાતમાં માથું માર્યા વગર છાનામાના બેસી રહેવું, પણ એ ટેવ ભૂલતા નથી. દરેક વાતમાં માથું મારે છે. શરીર ચાલતું નથી પણ આંખો અને કાન એવાં તેજ છે કે કંઈક જોયું કે સાંભળ્યું એટલે જીભ ચલાવી જ છે! જો અમારે કંઈ તકરાર હોય તો હા—ની ને ના—ની જ.'

ઉજમ મોં કડવું કરીને લોક ભરાયા હતા એટલે લાજ કાઢીને જોઈ રહી હતી.

વાલીએ કહ્યું: 'પસાભાઈ! ઉકાકાકા શી રીતે બોલ્યા વગર બેસી રહે? તમારું ઘર કરવા એમણે બીજું ઘર નથી કર્યું, અને તને ઉછેરીને મોટો કર્યો, પરણાવ્યો, પસ્તાવ્યો અને જિંદગીનું લોહી અને પરસેવો રેડીને અત્યારે છે તે લીલી વાડી ઊભી કરી, આ ઘરની તમને માયા ના હોય એટલી વધારે એમને હોય. ફળિયાનું કૂતરું ય બે ટંક રોટલો ખાય છે તેથી સહેજ ખડખડાટ થાય કે રાતે ભસી ઊઠે છે, તો ઉકાકાકાએ તો તારા માટે જિંદગી ધોઈ નાખી, એ ખપીપીને બેસી શી રીતે રહે?'

ઉજમ ગળગળા સાદે બોલી: 'બોલે એની કોણ ના કહે છે? પણ આસુ ના કાઢે એવાં ખૂંધણાં (ભૂલો) કાઢે છે એટલે જીવને ઉકાળો ના થતો હોય તો ય થાય છે.'

વાલીએ કહ્યું: 'એ જે કરે તે વેઠી લેવું જોઈએ. એમણે જે કર્યું છે તેનો બદલો તમારું ચામડું ઉતરડીને જોડા કરીને પહેરાવો તો ય ના બને. તું કહે છે કે હું ઘરનું કામ કરું–સીમનું કરું પછી છોકરાં શી રીતે સાચવું? પણ એ બધું કરીને એમણે પસલાને ઉછેર્યો છે. એ તો આદમી માણસ હતા છતાં પસલાને માની ખોટ પડવા દીધી નથી. પસલો આજે ભલે ભૂલી જાય. પણ અમે સગી આંખે જોયું છે, બધા વાસવાળા જાણે છે, એમણે પસલાની માની જગા પૂરી છે, પછી એ સાધુના જેવાં ખૂધણાં કાઢે એમાં શી નવાઈ!'

પસલો બોલ્યો. 'વાલીબોન! એ બધું હું નથી સમજતો એમ નહિ. પણ હમણાં હમણાંના એ એવા બગડી ગયા છે કે ના જરૂરનો લવારો કરે છે.'

વાલી: 'માણસની અવસ્થા થાય. હાથપગ કામ ન કરે ત્યારે માયા જીભમાં આવીને વસે છે. આખી જિંદગી જે માયા વિંટાઈ વળેલી હોય તે જંપવા ન દે. હાથેપગે જાતે તો કશું થાય નહિ એટલે જીભે લવારો કરે. એટલે અવસ્થાની એ સ્થિતિ સમજી લઈને માવતર જોડે વર્તવું જોઈએ. બાપને બે ટંક





ખાવા આપો છો એમાં નવાઇ શી કરો છો ? ફળિયાના કૂતરાને ય બે ટંક રોટલો નથી નાખતા? એટલે માવતરને ટંકે ખાવા આલો છો એમાં નવાઇ નથી કરતા. માવતરનો જીવ ઠરે, તેની આંતરડી દુવા દે એમ વર્તો ત્યારે સપુત કહેવાઓ. ઉકાકાકા ઘરનું ઢોર નથી કે ગમાણનું ઘાસ ખઈને છાનુંમાનું બેસી રહે. એ તો માવતર છે. લોહી ને પરસેવાથી પેદા કરી તને ઉછેર્યો છે એટલે એ ઢોરની જેમ મૂંગા ના બેસી શકે. કંઈ બગડતું જુએ કે એ બોલવાના જ. તમારે બગાડવું હોય તો પણ એમને બગડવા દેવું ના હોય. માટે હું તો કાલ જતી રહીશ. પણ ઉકાકાકાની આંતરડી ઠરે તેમ વર્તજો.' અને બેઉમાંથી એકેયે કંઇ જવાબ ન આપ્યો એટલે નામ દઇને પ્રશ્ન કરતાં કહ્યું: 'પસલા, ઉજમ, મારૂં કહેવું ગળે ઉતરે છે ને ?'

બંનેએ કંઇ જવાબ આપ્યા વગર એમની શિખામણ સ્વીકારી લીધી. એ મૌનમાં એમ પણ ભાવ હોય કે વાલીબેન ક્યાં અહીં બેસી રહેવાનાં છે, બે દહાડાનાં મે'માન છે એટલે એમને શું કામ ખોટું લગાડવું?

[૮]

રાત્રે વાલી ખાટલામા સૂઈ ગઇ ત્યાં સુધી ગણેશિયો આવ્યો નહિ એટલે એના હૈયામાં ચટપટી થવા લાગી. જાનેથી આવીને એ તરત પોતાને મનાવવા–તેડી જવા પગરા જાય અને ખબર પડે કે અહીં કોઇ આવ્યું નથી એટલે એ સીધો અહીં જ આવે. પગરા, પિયર કે છેવટ લખીનું ઘર, આ ત્રણ ઠેકાણાં વગરપૂછ્યે વાલીને શોધવાનાં હતાં તેમાં પગરાની જોડે ત્રણ ગાઉ છેટું પિયર આવ્યું એટલે શોધવા નીકળેલ પહેલી ખબર કાઢે અહીં. એ રીતે બપોર સુધીમાં ગણેશિયો આવી પહોંચવો જોઇતો હતો છતા રાત પડી ત્યાં સુધી કેમ નહિ આવ્યો હોય ?

શું એ પોતાને મનાવવા નહિ આવે? અને એ વિચાર સાથે એની દૃષ્ટિ સન્મુખ કલ્પનાનું ચિત્ર ખડું થયું. જાણે જાન આવી ગઇ. મણિએ ઘરની ચાવીઓ સૂરજને આપતાં કહ્યું: તારી સાસુ તો રિસાઇને જતાં રહ્યાં.'

'ક્યાં જતાં રહ્યાં?' એ પૂછવાને બદલે સૂરજે મોં મચકોડીને કહ્યું: 'ફીરતાં રહ્યાં જતાં રહ્યાં તો. એમનો સ્વભાવ પહેલેથી તીખો છે તે કંઇ કોઇ આખી જિંદગી ના વેઠે. ખઇપીને છાનામાનાં બેસી રહેવું હશે તો એમને કોઇ ના પાડનાર નથી, પણ ઘરની વાતમાં એ માથું મારવા જશે તો હું હવે વેઠવાની નથી.'

મણિએ ટેકો આપતાં કહ્યું: 'તમે ય કેટલું વેઠો? તમારી ઠેકાણે બીજો છોકરો કે વહુ હોય તો એક દહાડો ય ભેગું ના બને. હજુ તમે લાખ દરજ્જે સારાં છો કે એમનો સ્વભાવ વેઠો છો!'

સૂરજ: 'પણ વેઠવાની ય હદ હોય ને ? વે'વારમા રહીએ એટલે આપણે બધાંનું કહ્યું માનવું જોઇએ. તમારી નજરે જોયું કે કાકાએ પાઘડી ઉતારી કે ગઇ ગુજરી ભૂલી જાવ અને જાતે આવો. પછી આપણે મમત કરીએ તે ખોટું કહેવાય ને ?'

મણિ: 'તારી સાસુ પહેલેથી છે જ તીખું મરિયું, મંકોડાની જાત તૂટી જાય પણ લીધી વાત મૂકે નહિ.'

સૂરજ: 'એ તો રાંડીરાંડ હતાં એટલે આજ સુધી લોકોએ એમનો સ્વભાવ નભાવ્યો, પણ 'એ' દાઢીમૂછના ધણી થયા. પછી માવડિયા થઇ માનું કહ્યું કરે તો નાતમાં એમની શી કિંમત રહે?'

મણિ: 'તમે કર્યું છે તે ખરું કર્યું છે. હવે જો મારું કહ્યું માનો તો એમને પાછળ મનાવા ના જશો. થાકીને આવવું હશે તો આવશે.'

સૂરજ: મનાવા જાય છે મારી બલારાત. એમ કરીએ ત્યારે તો ફરી ચડી વાગે સ્તો!'

મણિ: 'ગણેશભાઇ પાછા પોચા દિલના છે. એ જાય તોય તું ના જવા દેતી.'

સૂરજ: 'તારા કહ્યા વગર હું નહિ જવા દઉં.'

ઘરમાં સૂરજ મણિશિયો વાત કરે છે.

મણિશિયો; 'હું તને તે ઘડીએ જ ના કહેતો હતો કે મા ખીજાશે. જાનમાં જવાની વાત જવા દે.'

સૂરજ: 'તે શું ખાસડું ફાટી ગયું? જો આમ દબાઈને બેસી રહ્યા તો મા આખી જિંદગી પોતાનું ધાર્યું કરાવે.'

મણિશિયો: 'પણ ક્રોધમાં કંઈ ન કરવાનું કરી બેસે તો...'

સૂરજ: 'કોઈ કશું કરી નથી બેસતું. મરવું સહેલું નથી રતો. આ તો માને એમ કે છોકરો પોચો છે એટલે મનાવવા આવશે અને પોતે એ રીતે ફરી દાબી શકશે.'

મણિશિયો: 'પણ એ ગઈ ક્યાં હશે?'

સૂરજ: 'બીજે ક્યાં ચૂલામાં જવાનું છે? ઘેર ગયાં હશે કે, પિયર ગયાં હશે. ને છેવટ હાનોભાઈ આવ્યા ત્યારે આગ્રહ કરતા ગયા છે એટલે માસીને ઘેર ગયાં હશે. કામને ઠોળે જઈને રાહ જોતાં હશે કે આ આવ્યો મારો દીકરો મનાવવા. આ આવ્યો, પણ હું તમને આ વખત જવા દેવાની નથી.'

મણિશિયો: 'એવું થાય! ના જઈ તો એને ખોટું લાગે.'

સૂરજ: 'ભલે તમને કહેનાર કહી રહી. માનો સ્વભાવ એવો છે કે એને ખોટું આજ નહિ લગાડો તો કાલે લગાડવું પડશે, અને જો નહિ લગાડો તો આખી જિંદગી આર્વડ્યા થઈ લોકોને ખોટું લગાડવું પડશે, આપણે વેવારમાં બેઠાં. કાલ છોકરાં થશે, પરણાવવાં પડશે, સારેમાઠે અવસરે લોકોની ખપ પડશે. માટે હું તમને આ વખતે જવા દેવાની નથી.'

મણિશિયો : 'પણ એ તો ખોટું કહેવાય......'

સૂરજ : 'ખોટું કે ખરું, બે વરસથી હું એમનાથી દબાઈ-ચંપાઈ રહી છું જાણે એમનો સ્વભાવ સુધરશે. પણ એ તો પોતાનો હક છોડતાં જ નથી. તમે એમને તેડવા જશો તો મારે ને તમારે ના બને.'

મણિશિયો : 'તું શું કરીશ?'

સૂરજ : 'હું મારે પિયર જતી રહીશ.'

મણિશિયો : 'લે ને હું તો નહિ જઈ, પણ એ ટેકવાળી છે, તેડવા ગયા વગર નહિ આવે.'

સૂરજ : 'વગર તેડ્યે આવશે. નોકરીનો એક દહાડો કપાય ને પાછું વેઠાય એવું નથી. થાકીને બેચાર દહાડામાં ના આવે તો મને કહેજો.

મણિશિયો : 'ધનિયાને મોકલીએ તો?'

ધનિયો તુરત બોલી ઊઠ્યો : 'હું તો ક્યાંય જવાનો નથી. આટલી ઉંમરે રિસાઈને જતાં એને શરમ ના આવી? ચણી ય ગઈ છે તેમ પાછી આવશે.'

સૂરજ : 'મને બસ આવો ધનિયાભાઈ જેવો સ્વભાવ ગમે.'

એ બંને સાથે સહમત થતાં મણિશિયો બોલ્યો : 'તમે બેઉ એક થતાં હો તો ભલેને હું નહિ જાઉં!'

રાત્રે વાલીને આવાં કંઈ કંઈ કલ્પનાચિત્રો દેખાતાં હતાં અને જેમ જેમ પસાર થતાં હતાં તેમ તેમ એની આંખમાંથી આંસુ વહ્યા જતાં હતાં, જેઠનાં ખાટલામાં ધની નસકોરાં બોલાવતી હતી ત્યારે વાલીને એનાં કલ્પનાચિત્રો રડાવી રહ્યાં હતાં! એ ચિત્રોમાંથી એને એક જ જવાબ સંભળાતો હતો કે, વાલી, તું ગમે તેટલી બાંઠ બ.તી હોય પણ ઘેર ઘેર માટીના ચૂલા છે, ઉકાકાકા, નર્મદા ગોરણી કે તારી દશા એક સરખી છે. નર્મદા ગોરાણીના ઘરમાં વહુ આવ્યાં વધારે વરસ થયાં એટલે એ વધારે દુઃખી છે. ઉકાકાકાને ઘેર વહુ આવ્યાં એથી ઓછાં વરસ થયાં એટલે તે વળી બે ટંક ધાન પામે છે. તારે ઘેર વહુ આવ્યાં બે વરસ થયાં છે, એના પગ હજુ ભોંયે પહોંચ્યા નથી ત્યાં સુધી તું ફૂંફાડો રાખે છે. હવે પગ ભોંયે અડવા માંડ્યા છે તેની શરૂઆત થઈ ગઈ છે. દહાડે દહાડે હવે એને ને તારી પણ એ વલે થાય છે કે નહિ? તું માનતી હતી કે તને છોકરો પાછળ પાછળ તેડવા આવશે, પણ જોયું ને કે કાળો કાગડો ય ના ફરક્યો! તું માને છે કે બીજાને ઘેર માટીના ચૂલા છે પણ મારે ત્યાં નથી. પણ એ તારી ભૂલ છે. ઘેર ઘેર માટીના ચૂલા છે, પછી તારે ઘેર જુદો ક્યાંથી હોય? અને વાલી રડ્યે જતી હતી!

(ક્રમશઃ)

# અરણ્યાની કૂણુ અને ચીકણી

શિવશંકર પ્રા. શુક્લ

'आञ्जनगन्धिं सुरभिं बह्वन्नाम कृषीवलाम् ।
प्राहं मृगाणां मातरमरण्यानिमशंसिषम् ॥'

ગુજરાતમાં કોઇએ જેનાં નામેય ન સાંભળ્યાં હોય, ખુદ પંચમહાલમાંયે જેમને કોઇ ઓળખવાનો યે પ્રયત્ન ન કરતું હોય તે કૂણુ અને ચીકણી એ બે નાની નદીઓ ગોધરા ને શહેરાની વચ્ચે સમાંતરે વહી રહી છે. ગોધરાથી બરાબર છ માઇલને પથ્થરે પહોંચીએ એટલે ખાંડિયા ગામ ને કૂણુ નદી આવે. ખાંડિયા નામ સાંભળી અમદાવાદનું ખાડિયા યાદ આવ્યા વિના ન જ રહે. બીજા ત્રણ માઇલ વટાવીએ એટલે ચીકણી આવે. વળી ત્રણ માઇલ ચાલ્યા કે શહેરા–સિંધપુર આવે.

વર્ષોની વાત છે. સવારે ગોધરાથી ચાલીને જ શહેરા જવું એમ મેં એક રાતે નક્કી કર્યું. પણ રાતે મારી માસી કહે, "શિવુ! તું સવારે ન જતો. ત્યાં રસ્તામાં ડોકવા આગળ ચુડેલો રહે છે. એક આપણી જ ન્યાતનો બ્રાહ્મણ હતો. ખેતી કરતો ને ગાડાં ફેરવતો. એક વખત ભાઇ ગાડું લઇ શહેરા આવતા હતા. મધરાત પડી ગઇ હશે. લહેરમાં ગોડઠીઓ (પ્રેમગીતો) ગાતો ગાતો જાય ને બળદને ડચકારી મારતો જાય. એવામાં ડોકવાનું કોતરડું આવ્યું. ને તેમાંથી ગોરીગોરી ચંદ્રમાના મોં જેવી, ચુંદડીપાનેતર પહેરેલી એક બાઇ એની આગળ આવીને ઊભી રહી. દૂરદૂરથી એણે આ ગાડાવાળાની ગોઠડિયો સાંભળેલી. ગાડું થંભી ગયું. બાઇ કહે, "હું આવું? તારા ગાડામાં બેસી જાઉં?" "કોણ તું!" પેલે રસિયે પૂછ્યું.

"રાજપૂતાણી! ગરાસિયણ! તારું ઘર માંડી દઇશ." ઉત્તર મળ્યો. "બેસી જા, ત્યારે." બ્રાહ્મણે કહ્યું.

માસી કહે, "એ તો ચૂડેલ હતી ચૂડેલ...એ હરિવલ્લવને થયું, "બૈરી મળી, ઘર અવેરશે, ચૂડેલને ભક્ષ્ય મળ્યું. પછી તો સુસાઇસુસાઇને એ બ્રાહ્મણ મરી ગયો. એનું પ્રેત કંડાને કોતરડે બળ્યું ત્યારે ચૂડેલ ક્યાંક ચાલી નીકળી. મેં મારી આંખે જોયેલું આ કહું છું."

"જાઓ, જાઓ, હવે! એવું તો હોય?" મેં હસી કાઢ્યું ને અમે ઊંઘી ગયાં.

મધરાત વટી ને હું ઊઠ્યો—હમણાં તો પંચમહાલનાં જંગલો વઢાઇ ગયાં છે પણ તે વખતે તો એકલદૂકલથી દિવસે ય ન જવાય એવાં ઘાડ જંગલો છવાઇ ગયેલાં હતાં. સવાર પડી જવાની તૈયારી છે એમ ધારીને જ હું નીકળેલો. પોપટપરા વટાવ્યું ત્યારે પણ પૂર્વમાં કંઇકે ય લાલાશ ન દેખાઇ. હવે તો જંગલ પણ વધુ ભયંકર થવા માંડ્યું હતું. મનુષ્યમાં રહેલો સ્વાભાવિક ભય મારા હૃદયમાં પ્રગટ થવા લાગ્યો. રાતે માસીએ કહેલી વાત પર મન રમવા માંડ્યું. એટલી વારમાં બન્યું એવું કે સડકની વચ્ચો-વચ્ચે કશુંક કાળુંમેશ ને લાંબુપહોળું રાક્ષસ જેવું ઊભેલું દેખાયું. આસપાસ જંગલમાંથી પિયાનાના મધુર રણકાર કાને પડવા લાગ્યા અને અત્તરની સુગંધને તો ક્યાંયે ભુલાવી દે એવી મઘમઘાટ ચારે કોરથી આવવા લાગી. જરૂર આ કોઇ રાક્ષસ, ઝંડ, જીન, ખવીસ કે એવું કંઇક હોવું જોઇએ. અને મધરાતે ને તે ય જંગલમાં આ પિયાંનો ક્યાંથી? અત્તરની સુગંધ ક્યાંથી? હૃદય ચિરાવા લાગ્યું, પગ પાણીપાણી થઇ ગયા. પાછા ફરીએ તો તો ભૂત ભરખી જ જાય એવો ખ્યાલ. શું કરવું તે ન સૂજે. 'મેં મૂરખે માસીનું ન માન્યું!' એમ હું પોતાની જાતને ઠપકો દેવા લાગ્યો. જે જે કંઇ મંત્ર આવડતા હતા તે ને ખાસ કરીને ગાયત્રીનો જપ કરવા લાગ્યો. પણ પછી એકદમ અંદરથી આત્મા બોલી ઊઠ્યો, "તું તો ગુજરાત વિદ્યાપીઠનો વિદ્યાર્થી! જર્મન, રશિયન ને અંગ્રેજ યુવાનો આવા પોતિયાફાડુ હશે કે? બચ્ચાજી! એ રીતે સ્વરાજ લેશો કે?" આત્માના આ ઠપકાએ ભયને દૂર કર્યો. ને જે કંઇ હોય તેનો સામનો કરવાને હું આગળ ચાલ્યો.



પેલો રસ્તો રોકીને ઊભેલો તો પાડો હતો. પછી તો પિયાનો ને સુગંધનો કોયડો પણ ઊકલી ગયો. પોપટપરા એ ચારણોનું ગામ. ચારણો રાતે જ ઢોર ચરાવે. જંગલો ચરાવે ને ખેતરો યે ભેળાવી ખાય ઢોર વિખૂટું ન પડે કે ખોવાય નહીં એટલે તેને ગળે ઘંટડી બાંધે. અને અનેક ઢોર એકીસાથે ચરતાં હોય ત્યારે એ ઘંટડીઓના જે રણકાર થાય એમાંથી પિયાના કરતાંયે વધુ મધુર સૂર આવે—જલતરંગને ભૂલી જઈએ એવો ! કડા ને અરણીનાં ફૂલની અવર્ણનીય સુગંધ મધરાત પછીનો વાયુ જંગલમાં જ્યારે ફેલાવી દે ત્યારે ત્યાંથી ખસવાનું મન ન થાય.

આ કોયડો ઉકલ્યા પછી હસવું આવ્યું. ને પછી સડસડાટ આગળ ચાલવા લાગ્યો. કૂહા પહોંચ્યો ત્યારે એ વહી વહી આવતી હતી તે પૂર્વ દિશાનાં વૃક્ષોમાંથી ઉષાની લાલિમા દેખાવા માંડી હતી. મને બાઘાને જોઇ કૂણ હસી પડી. હાસ્ય સાંભળી મારાથી પુછાઇ જવાયું. " કોણ ? " પણ ત્યાં તો ભાષા પંચમહાલી–કાળીની એટલે એણે કહ્યું, ' ના, " કૂણ. " "

ત્યાર પછી ડોકવાનું કોતરડું આવ્યું, ત્યારે કોઇ ચૂડેલેય જોવા ન મળી ને ચીકણીના સ્મશાન આગળ શહેરાનાં કંઇ કેટલાયે વાણિયા વાણિયણોનાં શબ બળી ગયાં હશે પણ કોઇનુંયે ભૂત ન દેખાયું...

ઉપરનો પ્રસંગ અહીં એટલા માટે મૂક્યો છે કે ચીકણી ને કૂણના મૂળથી તે મુખ સુધી ભૂત, પ્રેત, ડાકણ, ચુડેલ, વંતરીના વહેમ પાર વગરના છે. જો બધો પ્રદેશ તો મેં પગ નીચે ખૂંદી નાખ્યો છે. મંગલિયાણા, ગોવી, દલવાડા, ધરોળા, ધમાઇ,—સુંદર ગામો છે, લોકો આમ તો બહાદુર ખરા, પણ ભૂતના નામે ભાગે. ગરીબ ને વધુમાં તો ખૂબ જ અજ્ઞાન ને પછાત. કટલાંક ગામોમાં તો સ્ત્રીઓ ડાકણો જ ગણાય. ઘી ખાય નહીં, ડોળિયું ખાય. એ ગામોમાં ફરી ફરીને સેંકડો માણસોના દોરાધાગા મેં છોડાવ્યા છે. કોઇ માંદું પડે ત્યારે ભૂવો–બડવો એમનો ' ધન્વન્તરિ ' કે 'સર્જન જનરલ.' એ બધાંને વહેમથી મુક્ત કરવા કૂણ ને ચીકણીની મેં અનેક પરકમ્માઓ કરી છે.

ધમઇની પેલે પાર ડુંગરોમાંથી નીકળી કૂણ જંગલોમાં લપાતી લપાતી, પોતાને કિનારે સુંદર બગીચો બનાવતી બનાવતી વહીને આંબાઝરી વટાવ્યા પછી વધુ ભયંકર બને છે. લિંબોદરા ને નરસેંણા આગળ એ વળાંક વળે છે ને રેણાથી ચાલ્યું આવતું જંગલ એને દક્ષિણ કિનારે ફેલાતું જાય છે. પછી તો બહારવટિયાઓની જ ભૂમિ ફેલાય છે. કાળેસરીના જંગલમાં આજેય દિવસે નીકળતા છાતી ફાટે.' નદી યે સૂતી, મોટા પથ્થરોવાળી ને વિકરાળ બની જાય છે. એકલદોકલ તો દિવસેય લૂંટાઇ જાય... કોઇકને કોઇક ઝાડ પર ચડેલો કે કાળેસરીના જંગલમાં ઊંચાઊંચા પથ્થરો પર ચડેલો મળે જ. પણ એ, માણસ ઓળખીને કામ કરે. એક વાર મારો એક ભાણેજ ને હું રેણાથી કાંકણપુર આ કાળેસરીનું કાળું વન સાયકલ પર વટાવતા હતા. તે વખતે એણે રસ્તામાં વીતેલી કહી, " ને મામા ! આ જ ડુંગર આગળ એ મને મળ્યો. એ નાયકડે કહ્યું, " ઊભો રહે અલ્યા ! કોણ છે તું ? મેં કહ્યું, " માસ્તર છું." એટલે એણે મને ન ઝાલ્યો, એની માસ્તરની વ્યાખ્યા તો જુઓ !! " ઓ હો પેલા ગુરુજી કે ? છોરાં ઘોંઘેડાવે હે તે ને ! " આટલી એ લુંટારા ધોતિયું પોતિયું કાઢી લેનારા નાયકડાને પણ વિદ્યા પ્રત્યેની લાગણી તો ખરી. પછી અહીંથી જંગલ વટાવી કૂણ રજપૂતો ને વાણિયા–બ્રાહ્મણનાં ગામો આગળ ઘસઈ છેવટે પોતાની સમાનધર્મા સખી મહીને સેવાલિયા આગળ મળી જાય છે.

ચીકણી ધારત તો એકાદબે માઇલ નૈઋત્ય ખૂણામાં સરકી જઇ કૂણને આંબાઝરી કે છેવટે લીંબોદરા આગળ મળી જાત. પણ એ તોફાની નદી અડધે અડધે ફર્લોંગે વાંકીચૂંકી થતી, ઘડીકમાં ધારા-ળાઓનો પ્રદેશ છોડી દઇ ખીલિયા ને લાલસરી આગળ નાયકડાઓને પાણી પાતી, અગ્નિખૂણામાં વહે છે ને નાયકડા પાણી પી ને ધરાઇ રહે એટલે અગ્નિ-





યાદ આગળ થઈ ભર જંગલને ભેદતી ભેદતી જંગલી મનુષ્યો ને જંગલી પ્રાણીઓને ઠંડાં પાણી પાતી કૂણુને મળી જાય છે.

રેણુ જતાં ચીકણીના કોતરડામાં બોર, રાયણ, કેરીની જાફત ઉડાવેલી, કંથારાં ને કરમદાંના સ્વાદ ચાખેલ, ભર ઉનાળે ઠંડાં–મીઠાં પાણી પીધેલાં, બીલિયા આગસના ધરામાં ધરાઈ ધરાઈને નાહેલા એ બધું આજે પણ આનંદ પમાડે છે. માંદગીએ મને એ પ્રદેશમાંથી ઊઠાડી લીધો, નહીં તો જીવનભર એ જંગલો ને એ વનદેવી કૂણુ ને ચીકણીનાં પાણીનો જ આનંદ માણવાનો હતો.

આવાં એકાંત ને જંગલોમાંથી વહેતી નદીઓને કિનારે અમે ઘણી રાત્રિઓ ગાળી છે. ધમાઈના છના પટેલ, મંગલિયાણાના રણછોડ પટેલ, દલવાડાના ચૂના પટેલ, ને રામા પટેલ, બહીના રામસિંહજી, આંબાઝટીનો નાથો ભરવાડ, બિલિયાના મંગળજી નાયક, અણિયાદના મોતીસિંહ અરે! ઘરેઘર ને માણસે માણસોનો હું ભોમિયો છું. મારા એ પંચમહાલીઓ મારાં સ્વજનો છે.

But once I knew each field, each flower each stick,

And with the country-folk acqnaintance made."*

એમ હું દાવો કરી શકું છું. મારી એ કૂણુ ને ચીકણીની સંસ્કૃતિ ક્યારે સાબરમતી, તાપી ને નર્મદાની સંસ્કૃતિ બને એના મેં સ્વપ્નાં પણ સેવ્યાં છે. ચોર, ભૂત–ડાકણ, રાંચાં ગણાતા મારા એ બાંધવો હવે સ્વરાજ્યમાં સાચા માણસો બનશે જ ને!

એકાંતમાં વહેનારી કૂણુ ને ચીકણીનાં સુંદર જંગલોને જોઈને મને ઋગ્વેદનું 'અરણ્યાની સૂક્ત' વારંવાર યાદ આવ્યું છે–આ નાની નદીઓ જેવું માત્ર છ જ ઋચાઓનું એ નાનકડું સૂક્ત આ રહ્યું:

"હે અરણ્યાનિ, ઓ–ઓ–ઓ અરણ્યાનિ! તું ભૂલી પડી હોય એમ લાગે છે તો ગામને કેમ પૂછતી નથી? તને બીક જેવું નથી લાગતું?

"બોલતા વૃષારવ પાસે જ્યારે, જાણે કે ઘંટડીઓ વગાડતો હોય એવો ચિચ્ચિક આવે છે ત્યારે અરણ્યાનીને આનંદ થાય છે.

"જાણે ગાયો ખાય છે, વળી જાણે ઘર દેખાય છે, વળી અરણ્યાનિ સાંજે ગાડીઓ જેવું દોડે છે.

"હે અરણ્યાનિ! ગાયને આ બોલાવે છે, લાકડાં આ કાપે છે, સાંજે અરણ્યમાં રહે તો 'કોઈ ચીસ પાડી' એમ માને છે.

"અરણ્યાની હણતી નથી, પણ જો કોઈ પાસે ન હોય તો, મધુર ફળ ખાઈને મરજી પ્રમાણે ચાલ્યો જાય છે.

"આંજન જેવા ગંધવાળી, સુવાસી. બહુ અન્નવાળી અણખેડાયેલી મૃગોની માતા અરણ્યાનિની મેં સ્તુતિ કરી"

નાનું શીકડું પણ અરણ્યને વનદેવી બનાવી દેતું વનજીવનની શાંતિ ને શોભાની ગાથા ગાતું આ સૂક્ત વરંમદના પુત્ર દેવમુનિએ રચ્યું છે. જંગલ પ્રભાતમાં તો બહુ જ રમણીય લાગે, બપોરે સૂર્ય પાંદડાંની વચ્ચેવચ્ચે કિરણો નાખી રમત કરતો હોય, ઝરણાં વહેતાં હોય ત્યારે પણ ગમે, પણ ધીરેધીરે સૂર્ય જેમ નમતો જાય ત્યારે જંગલ ભયંકર બને.

(1) There is always a noise when it is dark.

It is the noise of the silence and the noise of blindness!

(2) The noise of silence, and the noise of blindness Do frighten me!

They hold me stark and rigid as a tree!

(3) These frighten me!

These hold me stark and rigid as a tree!

* "એકવાર ખેતરેખેતરનો, એકેએક ફૂલનો, એકેએક સળિયેસળીનો. હું ભોમિયો હતો. અને ગ્રામવાસીઓ સાથે મારી દોસ્તી જામી હતી."



Because at last their tumult is more loud than thunder !

Because their tumult is more loud than thunder !

They tarrify soul! They tear me as under !

Games Staphens નું "In the Night" નામનું કાવ્ય,

"અંધારૂં પડતાં જ કંઈક અવાજ આવે છે. એ તો નીરવતાનો ધ્વનિ છે એ તો અંધકારનો સૂર છે. એ બન્ને અવાજ મને ડરાવે જ છે ને હું ઝાડના થડ જેવો સજ્જડ થઈ જાઉં છું. કારણ એમનો ઘોંઘાટ વધતો વધતો મેઘ ગર્જનાની માફક ત્રાટકે છે. અને એમ થતાં તો મારો જીવ ગભરાઇ જાય છે! તે મને ચીરી નાખે છે."

આ આંગ્લ કવિની જેમ ભારતની આરણ્યક સંસ્કૃતિને ઘડનારો ઋષિ વનથી ડરતો નથી. જંગલની એ ભયંકરતા ને એકાંતમાં એ શાંતિ ને સુંદરતા જુએ છે. કવિએ અરણ્યાનીને **मृगाणां मातरम्** ( પશુઓની માતા ) કહી છે. કૃષ્ણ ને ચીકણી જેવી નદીઓ રાતે જંગલી પશુ ને વનચર લોકો તથા બહારવટિયાઓની માતા જ બને છે...એક બાજુ ચીકણીને મારુંલો લાંબું-મહીસાગરને અડકતું જંગલ મળે છે-વનચરોની જ એ ભૂમિ; સાગ, અર્જુન. કડા, સાદડ, રાયણ, લીમડા, આંબા, ખાખરાના જંગલો !-બહારવટિયાઓની એ ભૂમિ. બીજી બાજુ કૃષ્ણ ને રેણુ સુધીની વનરાજિ પથરાયેલી છે-જેવી એનામાં ભયંકરતા છે તેવી જ અકલ્પ્ય સુંદરતાએ સભર ભરેલી છે. એ જંગલોમાં ચાંદની રાતે મેં ઘોડી દોડાવી છે. ચોમાસાની રાતો રસ્તામાં ઘોડાના જીન ને ડળી પર પડી રહીને વિત્તાવી છે, ઝૂલા પડીને આખી રાત માત્ર ભમ્યાજ કર્યું છે એ બધા પ્રસંગો યાદ આવતાં પેલી ડરપોક અંગ્રેજી કવિતા નહીં પરંતુ અરણ્યાની સૂક્ત જ વારંવાર ગાવાનું મન થયા જ કરે છે.



## થીજું ઉનાળે

જો પ્રેમ નાહિ યદિ; લાગણી શી ?<br>
જો પ્રેમ હો તો શું હું જાણું યે નહીં!<br>
આનન્દદાતા, કયમ ડંખતો છતાં ?<br>
દુઃખોદધિ તો દુઃખના સુખો કાં ?<br>
સ્વેચ્છા જલાવે રુદનો પછી શા ?<br>
મારું ભલું ના યદિ તો જરૂર કાં ?<br>
જીવન્ત મૃત્યુ, પ્રિય થાતી ટિકા.<br>
શેં જીતશે તું યદિ માહરી ના ?<br>
હૈડું જતું જો તુટિ, જો કહું હા !<br>
વંટોળિયામાં સમરાંગણે ચડયા<br>
સુકાન હીણી મુજ હોડીની દશા,<br>
ઝાઝા ન શાણા ભૂલના ભરેલા.<br>
જે પામવાને ચહું પામું નહિ તે.<br>
થીજું ઉનાળે; જલું કાં શિયાળે ?*

**ભગીરથ મહેતા**

* Francesco petrarchના સોનેટ ઉપરથી.

## નંદિત ઉર

નાચે નંદિત ઉર<br>
આજે નાચે નંદિત ઉર.

ઉર અણુસારે આગમ આવ્યા<br>
દીઠા અણુખૂટ પૂરઃ<br>
આજે નાચે નંદિત ઉર.

કંઈક હતા માનવ ત્યાં ઘેરા<br>
દેખ્યા જગમાં ચૂરઃ<br>
આજે નાચે નંદિત ઉર.

ઉરનાં એકલ આવાસોમાં,<br>
જોવા ભાવો દૂરઃ<br>
આજે નાચે નંદિત ઉર.

એકલ રાચે નંદિત ઉર,<br>
આજે નાચે નંદિત ઉર.

मन्नात

પરિવ્રાજક

## (૧) મિયાંની ભેંસને ડોણું...

વડોદરા રાજ્યના એક ગામમાં હું ગયો. પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિને વેગ આપવા હું ગામડાંમાં ફરતો હતો. વડોદરા રાજ્યે પણ એ દિશામાં સક્રિય કામ કરવા બજેટમાં ખર્ચ પાડવાનું નક્કી કર્યું હતું.

મેં જઈને શાળામાં હેડમાસ્તરને પૂછ્યું: 'રાત્રિ-શાળા ચલાવો છો?'

માસ્તર કહે: 'દહાડાની શાળા અહીં ચાલતી નથી ત્યાં રાત્રિશાળાની વાત કયાં કરો છો?'

મેં પૂછ્યું: 'દહાડાની શાળા આ ચાલે છે એ શું છે?'

માસ્તર: 'નિશાળ તો અમારે નોકરી કરવી એટલે વખતસર ઉઘાડવી પડે, પણ નિશાળમાં છોકરાંની સંખ્યા કયાં છે?'

મેં ધર્મશાળામાં નિશાળ હતી એટલે બધા વર્ગો ઉપર દૃષ્ટિ ફેરવતાં પૂછ્યું: 'ગામમાં વસ્તી કેટલી છે?'

માસ્તર: 'બે હજાર માણસોની એ હિસાબે ઓછામાં ઓછાં ૨૦૦ છોકરાં શાળામાં હોવાં જોઈએ. હવે હાજર છે તે ગણી જુઓ—સો ય પૂરાં હોય તો.'

મેં પૂછ્યું: 'વડોદરા રાજ્યમાં તો ફરજિયાત કેળવણી છે. પછી બાળકો કેમ હાજર રહેતાં નથી?'

માસ્તર: 'સરકારે ફરજિયાતનો કાયદો કર્યો તેથી કંઈ એનો અમલ થાય છે એવું ઓછું છે? ૫૦ વર્ષથી ફરજિયાત કેળવણી છે છતાં ગામમાં ૨૫-૩૦ ટકા પ્રજા ભણેલી હોય તો ભાગ્ય!'

હું: 'કારણ?'

માસ્તર: 'ગાયકવાડી!'

હું: 'હવે મહિના પછી ગાયકવાડી મટી જવાનું છે.'

માસ્તર: 'ત્યારની વાત ત્યારે છે. હાલ તો અંધેર પૂરેપૂરું છે. ૧૯૪૭ના ડીસેમ્બરથી આજ સુધી (૧૯૪૯નો જૂલાઈ) જે છોકરાં નિશાળમાં આવતાં નથી તેમનો દંડ મુખી તરફથી નક્કી થઈને આવ્યો નથી.'

હું: 'વહીવટદાર કંઈ જવાબ માગતા નથી?'

માસ્તર: 'વહીવટદારને અહીંથી મેં લખ્યું પણ એનો કંઈ અમલ થતો નથી.'

હું: 'મુખી આમ કેમ ચલાવે છે?'

માસ્તર: 'દંડને નામે છોકરાના વાલી પાસેથી રકમ પડાવીને એ ખિસ્સામાં મૂકે છે. પાવતી આપવાની બાધા. કોઈ માગે તો કહે કે ચોપડી વહીવટદાર પાસે તપાસમાં ગઈ છે! કોઈ કોઈ વાલી મને કહી જાય છે કે મેં મુખીને દંડ આપી દીધો છે.'

હું: 'તો તમે વહીવટદારને આ બધું કેમ લખતા નથી?'

માસ્તર: 'એમ કરું તો મારે ગામમાં રહેવું ભારે પડે. મિયાંની ભેંસને ડોણું કહેવાતું હોય ત્યારે દુઃખ જ શું હોય?'

## (૨) પાડેપાડા લડે અને...

ભંગીએ મ્યુનિ.માંથી ઘાસતેલનો ડબ્બો ચોર્યો અને તેના ઉપર કેસ થયો છે એ હકીકત મને ખબર પડી એટલે હું એ અંગે ખરી હકીકત જાણવા તે ગામે ગયો.

મારા અનુભવ પ્રમાણે ભંગી આવી ચોરી ન કરે. ભંગીની જાત એદી ખરી, એણે કામ ન કર્યું હોય તે મનાય. ખાવાની વસ્તુ કે પહેરવાની વસ્તુ ચોરી હોય તો તે મનાય. પૈસાની ચોરી કરવાનો કિસ્સો ભંગીમાં ભાગ્યે બને. એટલી એની હિંમત નહિ. તેમાં ઘાસતેલ જેવી ચીજની એ ચોરી જ ન કરે. એને ઘરમાં સ્ટવ બાળવાનો નથી હોતો, કે બે ત્રણ ફાનસ સળગાવવાનાં નથી હોતાં કે ઘાસતેલ વગર એને ભારે મુશ્કેલી પડતી હોય કે તે એ ચોરવાની હિંમત કરે.

હું......ગામે ગયો. ભાઈ આવ્યા છે એમ

જાણતાં ભંગીવાસમાં બધાં ભાઈબહેન ભેગાં થઈ ગયાં. બાળકોને હું જાઉં એટલે થોડી ગમ્મત કરાવતો એટલે મને જોતાં એમને તો ગોળનું ગાડું મળ્યાનો આનંદ થઈ જતો. મેં એ બધાં સાથે સામાન્ય વાત કરી લીધા પછી રણછોડને કહ્યું, મારે તારી સાથે થોડી ખાનગી વાત કરવી છે.

રણછોડ કંઈ જવાબ આપે તે પહેલાં એની વહુ ગંગા બોલી ઊઠી : 'ભાઈ! ખાનગી અમારે કશું નથી. આખું ફળિયું જાણે છે કે અમે ચોર નથી. તમે પણ અમને ઓળખો છો. 'એ' એવો ધંધો કરે એમ તમે માનો ખરા ?'

હું એની નિખાલસ વાત સાંભળી હસ્યો. બોલ્યો: 'માનતો નથી માટે તો તપાસ કરવા આવ્યો છું. ખોટી રીતે એ સંડોવાયો હોય તો બધી વાત જાણી લઈને કેસ વખતે એને છોડાવવા પ્રયત્ન કરી શકાય ને?'

રણછોડ બોલ્યો : 'એ વાતમાં તમે ભાઈ માથું ના મારશો. જે થાય તે મારે વેઠવું પડશે.'

હું : , પણ શી વાત છે તે તો કહીશ કે નહિ?'

નાથો વચ્ચે બોલ્યો : 'લો ને ભાઈ, હું કહું. આખું ગામ એ વાત જાણે છે. કોઈનું અજાણ્યું નથી. પાડે પાડા લઢે અને વચ્ચે ઝાડોનો ખોડો કાઢે એવો રણછોડનો આમાં ઘાટ થયો છે...'

એ આગળ બોલે તે પહેલાં એની વહુ સૂરજ બોલી ઊઠી : 'તમારે કશું કહીને શું કામ છે ? હુગડાંમાં બધા નાગાં છે. પણ એથી નાગું થવું કોઈને ગમે છે ? જે કહે એ દશ્મન.'

સૂરજનું ન ગણકારતાં નાથો બોલ્યો : 'દશ્મન એમાં શાના ? કંઇ કોઈને વાત પણ ન કરાય? જુઓને ભાઈ, સુધરાઈમાં ( મ્યુનિ. ) ચુંટાવા ફરતા હોય અને ના આવી શકે એની આ તકરાર છે. સુધરાઈના......પ્રમુખ છે. એમની સામે ઊભેલા ને હારી ગયેલા......ભાઈને એમની ઉપર ઝેર, જયારથી ઘાસતેલની તાણ છે ત્યારથી આખું ગામ જાણે છે કે પ્રમુખને ઘેર સુધરાઈમાંથી ઘાસતેલ જાય છે...પ્રમુખ થયા એટલે એમને ઘેર ઘાસતેલ જવા લાગ્યું...... ભાઈને અદેખાઈ એટલે રણછોડ ડબ્બો માથે લઈને રાતે મૂકવા જતો હતો અને એમણે પકડાવ્યો. પ્રમુખને ખરાબ કરવા માટે. પ્રમુખે કહ્યું કે મારું નામ ન દેવું. કહેવું કે હું ચોરી કરીને મારે ઘેર લેઈ જતો હતો. તને જે દંડ થશે તે એમણે ભોગવી લેવાનું કહ્યું છે. સજા થશે તો તેટલા મહિનાનો પગાર એ આપી દેશે. એવા માણસની આબરૂ જાય તે કરતાં રણછોડે ગુનો માથે કરી લીધો એમાં ખોટું કશું નથી.

## [૩] ખોડી બામણીની જમીન

ગામમાં માર્કેટીંગ એરિયા માટે સ્થળ નક્કી કરવાનો પ્રસંગ આવ્યો. અનુકૂળ જગાએ જે જમીન હોય તેને એકવીઝીશનમાં મૂકવા લાગતાવળગતા ખાતાને કામ સોંપાયું. દેવસ્થાનની જે જમીન ધર્માદામાં ગણાતી તે જમીન ઉપર પસંદગી ઉતરી.

એ જમીન એકવીઝીશનમાં ન મૂકાય તે માટે દેવસ્થાનના પૂજારી અને એ જમીન ખેડતો ખેડુત મારી પાસે આવ્યા. પૂજારીએ કહ્યું—આ સિવાય દેવસ્થાન પેટે બીજી જમીન ખેડતો નથી. ગણોતધારાને લીધે આ જમીન મારી પાસેથી જાય તો બીજી મળે નહિ. હું પોતે અભણ છું અને ખેતી સિવાય બીજો ધંધો કરી શકું તેમ નથી.

આ દલીલમાં તથ્ય હતું. એનો અમલ થાય તો ખેડૂતને મુશ્કેલી પડે તેમ પણ હતું. પરંતુ એવા કામમાં બીજો ઉપાય શો ? ગમે તેની જમીન જવાની તો ખરી. જેની જાય તે જુદી જુદી મુશ્કેલીઓ બતાવે. એટલે અમુક નુકશાન, સહીને પણ આવા કામ થવાનાં. પરંતુ જે વસ્તુ સ્વીકાર્ય લાગી તે એ કે બીજી અનુકૂળ જમીન હોવા છતાં એને એકવીઝીશનમાં ન મૂકતાં આ જમીન મુકવામાં આવી હતી. મેં એકવીઝીશનમાં મૂકાએલી જમીન જોઈ. સાચે જ એ કરતાં ખેડુતે જે સૂચવી તે વધારે અનુકૂળ હતી.

મને લાગ્યું કે દેખતે ડોળે આવી અયોગ્ય પસંદગી





સત્તાવાળાઓએ કેમ કરી હશે? એ મુદ્દા ઉપર એ લોકોનું ધ્યાન ખેંચવું જોઈએ. હું એ જમીન અંગે ભલામણ કરનાર અમલદારને મળ્યો. મેં કહ્યું:—હું સરકારી કામકાજમાં ડખલ કરવાના ઉદ્દેશથી નથી આવ્યો. યોગ્ય હોય તો ગમે તેની જમીન જાય તેમાં મારો વાંધો નથી. પરંતુ આમાં મારી દૃષ્ટિએ અયોગ્ય પસંદગી થઈ છે એમ લાગે છે અને એટલા પૂરતું હું તમારું ધ્યાન ખેંચવા માગું છું.

અમલદારે હસીને કહ્યું: 'અમે કંઇ એવા આંધળા નથી કે યોગ્ય-અયોગ્ય નથી સમજતા. પણ જે જમીન તમે યોગ્ય માનો છો તે એક્વીઝીશનમાં ન મૂકવી તેવી ખાનગી સૂચના અમને મળી ગઈ છે.'

હું: 'કારણ?'

અમલદાર: 'સમજી જાવ ને. મારે મોઢે શું કામ કહેવડાવો છો? જે લોકોની લાગવગ આજે સરકારમાં ચાલે છે તેવા સભ્યોની એમાં જમીન આવે છે. એટલે ધર્માદાની ખોડી ખામણીની જમીન ઉપર અમે પસંદગી ઉતારી છે!'

[૪] कर्मण्येवाधिकारस्ते...

વિદ્યાનંદજી મહારાજનું વ્યાખ્યાન હતું. સભામાં હાજરી કંગાલ હતી. હજારોની મેદની વચ્ચે વ્યાખ્યાન કરવા ટેવાયેલા સ્વામીજીને ૧૦૦-૧૫૦ માણસોની સંખ્યા આગળ વ્યાખ્યાન કરવાનો રસ નહિ પડે માની વ્યાખ્યાન શરૂ થાય તે પહેલાં એક આગેવાન વકીલ ગૃહસ્થ શહેરના ગેરહાજર રહેલા માણસો ઉપર ને તેમાંય કોલેજના સ્થળમાં સભા રાખી હોવા છતાં હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓ ગેરહાજર રહ્યા હતા તે પ્રત્યે દુઃખ વ્યક્ત કરવા ઊભા થયા.

આ શહેરની પ્રજા કદરદાન નથી તેવી જાતનો સૂર કાઢતાં એમણે કહ્યું—ત્રીસ વર્ષ ઉપર સ્વામીજી પ્રથમ અહીં આવેલા તે વખતે એ દેશમાં આજે જેટલા જાણીતા છે તેટલા ન હતા. પરંતુ તેમનામાં વિદ્વતા, જ્ઞાન છે તે તો અમે તે ઘડીએ સમજી ગયા હતા. હું ને મારો મિત્ર એમની પાસે જતા હતા. એમની પરીક્ષા કરવા, કંઇક ઉપેક્ષા કરવા મારા જોડીદારે સવાલ કર્યો અને તેમણે એનો સંતોષકારક જવાબ આપ્યો.

મતલબ કે સ્વામીજી રત્ન છે એમ એમણે ત્રીસ વર્ષ ઉપર પારખ્યું હતું, પણ શહેરે એમની કદર ન કરી અને એ અહીંથી બીજે વિદાય થયા. હજુ એ પાપનું પ્રાયશ્ચિત કરવાનું તો કર્યા ગયું, પણ આજે જ્યારે એ આવ્યા છે ત્યારે એમને સાંભળવાની પણ પ્રજા દરકાર કરતી નથી!

મને વિચાર આવ્યો કે ત્રીસ વર્ષ ઉપર આ વકીલ સાહેબ માંડ ૧૮-૨૦ વર્ષના હોય તો, અને તે ઘડીએ એ જ્ઞાનના આવા જિજ્ઞાસુ હશે ખરા? કે વિદ્યાનંદજી મહારાજના વખાણ કરતાં કરતાં પોતાની જાતને ઝવેરી તરીકે ઓળખાવી પોતાનાં જ ગુણગાન ગાય છે? બાકી લોકોને આવવાની અનુકૂળતા ન સચવાય તેવે દૂરને સ્થળે સભા હોય તો પ્રજા ન આવે તેમાં દુઃખ કરવાનું શું કારણ?

વકીલ સાહેબે વિદ્યાર્થીઓનો ઉલ્લેખ કરતાં કહ્યું—આ સ્થળે સેંકડો વિદ્યાર્થીઓ છે છતાં અહીં આવવાની દરકાર એમણે કરી નથી. અને સ્વામીજીની જગાએ અશોક મહેતા આવ્યા હોય તો બધા દોડી આવે! બધાને રાજકારણમાં રસ છે, ધર્મનું જ્ઞાન કોઇને જોઇતું નથી.

આવી વાતો બીજા પણ કરતા હોય છે ખુદ સ્વામીજીએ પણ એક બીજી સભામાં ભણેલા વર્ગની ગીતા પ્રત્યેની ઉદાસીનતાની ટકોર કરતાં કહેલું—આજે લોકોને 'ટાઇમ્સ' કાકા શું કહે છે તેની પડી હોય છે પણ ગીતાના અમુક અધ્યાયનો અમુક શ્લોક કયો છે તે કોઇ જાણતું હોતું નથી!

ખરી વાત તો એ છે કે આવી સ્થૂલ સરખામણીઓ કરવી વાહિયાત છે. રાજકારણ, અર્થકારણ, સમાજકારણ એ દુનિયાના પાર્થિવ વિષયો છે. સંસા-



રમાં રહેલાને એની સાથે લટિયાં ગૂંથાયાં છે એટલે એમાં એને વિશેષ રસ હોય તે સ્વાભાવિક છે. ધર્મ એ હૃદયનો આંતરિક વિષય છે. એમાં લોકોને પાર્થિવ વિષય જેટલો રસ ન હોય તે સમજવું જોઈએ. વળી આપણી આજની કેળવણીમાં ધર્મ-જ્ઞાનને સ્થાન પણ નથી. એ સંજોગોમાં કોલેજિયનો આ વ્યાખ્યાનમાં ન આવ્યા તેથી દુઃખ લગાડવાનું શું કારણ!

વકીલ સાહેબે છેલ્લી વાહિયાત તો એ કરી કે સ્વામીજીના પ્રતાપે તો ગીતાના ડઝનબંધ બીજી ભાષામાં અનુવાદ થયા?

ગીતાનાં જગતની સર્વ ભાષામાં લગભગ અનુવાદ થયેલા છે. એ સાથે સ્વામીજીનું નામ જોડવું એ વ્યાજબી નથી. પરંતુ એમણે જો એમ કહ્યું હોત કે દેશમાં હજારો મૂર્તિઓ છે તેમાં ડઝનબંધ ગીતા મંદિરો ઊભાં કરી સ્વામીજીએ વધારો કર્યો છે તો એ વ્યાજબી કહેવાય!

આ પછી સ્વામીજીએ પોણો કલાક ગીતાના 'कर्मण्ये वा विकारस्ते मा फलेषु कदाचन' એ વિષય ઉપર ભાષણ આપ્યું. મને થયું, કર્મ કરવાનો જ માણસને અધિકાર હોય અને ફળનો નહિ, તો વકીલ સાહેબને ઓછી હાજરીથી દુઃખ લગાડવાનું શું કારણ? અને તે વખતે સ્વામીજીએ એમને વાર્યા કેમ નહિ કે હું તો કર્મ કરવા આવ્યો છું......

## (૫) આખું કોળું શાકમાં

મ્યુનિ.ની ચુંટણી હતી. ચુંટણી એટલે કાવાદાવા એવું સામાન્ય મનાય છે. તેમાં સ્થાનિક ચુંટણીઓ એટલે હદ. જેમ શહેર નાનું તેમ ચુંટણીમાં કાદવ વિશેષ મતદારોને રૂપિયા રોકડા વહેંચાય, દારૂડિયાઓને દારૂ પાવામાં આવે, સ્ત્રીઓને સાડીઓ વહેંચાવે વગેરે વગેરે. તેમાં મતદાર અજાણ્યો હોય અને ગેરહાજર હોય તો ભળતા નામે એને ઠેકાણે બીજાને લાવીને પણ મત મેળવવાના ઉમેદવારો પ્રયત્ન કરે છે.'

...બહેન ચુંટણીને દિવસે હાજર ન હતાં. એ બહેનને ચુંટણી સ્થાને બેઠેલા અમલદારો કે પક્ષકારો ઓળખતા ન હતા એટલે એમને બદલે એ નામની બીજી બહેન પાસે મત અપાવવાનો એક પક્ષકારે પ્રયત્ન કર્યો. આવનાર બહેનને એ લોકોએ શું સમજાવ્યું હશે તે એ જાણે. બંનેનાં નામ, અને ધણીનાં નામ એક હતાં એટલે ચાલ્યું જશે એમ પક્ષકારે માનેલું.

...બહેન મતદાનના સ્થળે આવી. મતદાનના સ્થળે સૌ પક્ષકારના માણસો કાગડાની નજરે બેઠેલા હોય છે. કોણ આવ્યું? શું નામ છે? એમ એ બહેન મતદાનની પાવતી ફડાવવા ગયાં ત્યાં પૂછપરછ ચાલી. જે ભાઈ એને તેડી લાવ્યા હતા તેની નજર બહાર આખું કોળું શાકમાં ગયું હતું એટલે એમણે રોફથી નામ કહ્યું.

મતયાદીમાં એ નામ જોવા પૂછનારની આંખ મંડાઈ ગઈ. જડયું. એણે બૂમ પાડી: 'ઊભા રહો. છેતરપિંડી છે.'

બહાર ઊભેલો હું એ બોલ સમો અંદર આવ્યો, પૂછયું—શું છે?

એ ભાઈ બોલ્યા: 'હવે હું આ વખતે છોડવાનો નથી.'

હું: 'પણ છે શું?'

ભાઈ મતદાર વાદી મને બતાવતાં બોલ્યા: 'આમાં બાઈ વિધવા લખેલું છે અને આ બહેન સધવા છે!'

# ઊમરો

મૂળ લેખક : ઇવાન ટર્ગેનેવ

અનુ : શિવશંકર આણુશંકર શુક્લ

 એક ભવ્ય મકાન જોઈ રહ્યો છું. એની આગળની ભીંતમાં એક સાંકડું બારણું છે અને તે તદ્દન ઉઘાડું ફટાક દેખાય છે; દરવાજાની પાછળ ઉદાસ ધુમ્મસ છવાયેલું છે. ઊંચા ઊમરા આગળ એક છોકરી ઊભી રહી છે—રશિયન કુમારિકા.

એ અપારદર્શક ધુમ્મસમાંથી બરફ જેવી ઠંડી આવી રહી છે અને પેલા મકાનના ઊંડાણમાંથી એક ધીમો ને પોકળ અવાજ બરફથી થથડતો થથડતો આવે છે :

"આ ઊમરો ઓળંગવા ઇચ્છનાર ઓ છોકરી, અહીં તારા ભાગ્યમાં શું લખાયેલું છે તેની તને ખબર છે ?"

"મને ખબર છે." છોકરીએ ઉત્તર આપ્યો :

"ઠંડી, ભૂખ, ધિક્કાર, હાંસી, ઠપકો, અપમાન, જેલ, માંદગી અને ખૂદ મોત ?"

"હું જાણું છું."

"દેશનિકાલ, સતત એકલવાયાપણું ?"

"મને ખબર છે. હું તૈયાર છું. હું બધી જ યાતનાઓ, બધા જ ઘા ખમી શકીશ."

"કેવળ તારા શત્રુઓના જ નહીં પણ તારા કુટુંબ ને મિત્રોના પણ ?"

"હા, તેમના પણ."

"સારું. તું તારી જાતની આહૂતિ આપવા તૈયાર છે ?"

"હા."

"તું હોમાઈ જઇશ. ને તને કોઈ ઓળખશે પણ નહીં એ રીતે ? તારો નાશ થઈ જશે અને કોની સ્મૃતિને અંજલિ આપવાની છે તેમ લોકો નહીં જાણે."

"મને આભાર કે અનુકંપાની કંઈ જ પડી નથી. મારે નામના પણ જોઇતી નથી."

"તું ગુનો કરવા પણ તૈયાર છે ?"

છોકરીએ શિર ઝુકાવી દીધું :

"તે માટે પણ હું તૈયાર છું."

પેલો અવાજ અમારા પ્રશ્નો પૂછતે પૂછતે ઘડીભર થંભી ગયો.

છેવટે તેણે આગળ ચલાવ્યું." તું જાણે છે કે તું આજે જે માન્યતા ધરાવે છે એમાંથી, તારી શ્રદ્ધા ચળી જાય, તને એમ પણ લાગવા માંડે કે તેં પોતે ભૂલ કરી છે ને પોતાનું ફૂટતું જીવન, ફોગટ હોમી દીધું છે."

"એ પણ હું જાણું છું. અને છતાંયે મારે અંદર દાખલ થવું છે."

"આવી જા !"

એ કુમારિકા ઊમરો ઓળંગી ગઇ અને એની પાછળ એક ભારે પડદો પડી ગયો.

"મૂરખી" એની પાછળ કોઇકનો ઘૂણાયેલો અવાજ સંભળાયો.

"સંત !" ક્યાંકથી ઉત્તર મળી ગયો.

('ગદ્ય કાવ્યો' (Poems in Proseમાંથી)

# ગુરુદેવ : અમારે આંગણે

શ્રી મૈત્રેયી દેવી કૃત 'मंगपु ते रवीन्द्रनाथ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

એ દિવસે એમણે ઘણાં ગીતો ગાઇ સંભળાવ્યા. હવે એમનાં મોંએ આટલા ગીતો સાંભળવા એ ઓછાં આશ્ચર્યની વાત નહોતી. કારણ એમનાં અગાઉનાં ગળા સાથે સરખાવતા હમણાં હમણાં એમણે ગાવાનું એક રીતે લગભગ મૂકી દીધું હતું. તેઓ કહેતા કે–"દાન દેનાર અને પાછું લઈ લેનારે એક દિવસ સૂર આપ્યો હતો અને તે પાછો પણ લઇ લીધો, તમે મોડું ન કર્યું હોત ને વેળાસર આવી ગયા હોત તો વધુ આગ્રહ કરવો ન પડત." એ દિવસોમાં અમારે ત્યાં લગભગ રોજ ગીત–મહેફીલ જામતી, ક્યારેક ક્યારેક તો ગુરુદેવ પોતે જ સામેથી કહેતા કે આજ ગળું સારું લાગે છે ગીતો ચલાવીશું, એ દિવસે એમણે છેલ્લું ગાયું—

"कोइ मधुर मुख जागे मने
भूलिबोना य जीवने
कि स्वपने कि जागरणे.
तुमि जानो वा ना जानो
मने सदा जेनो मधुर बांशरी वाजे
हृदये सदा आछो बोले––"

એ સમયનો ઉપદેશ આજે વધુ યાદ આવે છે, માનવી ભલે ગમે એટલું ચાહે, પણ એને મળવાનું સદા સીમિત જ હોય છે. ગુરુદેવ આપણને છોડી ગયે વર્ષો વીતી ગયા. ફરી કદીયે હવે આપણે એમને પામવાના નથી, પરંતુ એ 'નથી' તરફ જ ટાંપી રહ્યે કંઇ લાભ નથી. એક દિવસ તેઓ આપણી વચ્ચે હતા. અને એમનાં એંશી વર્ષનો પ્રત્યેક દિવસ નવીન આશ્ચર્યની જેમ ભાવિ–માનવીનાં જીવનમાં જળવાઇ રહ્યો છે. એ દુર્લભ આનંદમય સત્ય જ આજે મનમાં મહત્વનું બની રહે. જીવનમાં જે મધુરતા એમણે વહાવી હતી તે વિરહમાં પણ સદા પરિવ્યાપ્ત રહેશે. "તુમિ જાનો વા ના જાનો, મને સદા જેનો મધુર બાંશરી બાજે—"

× × ×

"વારૂ, ગૃહ–સ્વામીનો તાવ વધે છે એ તો ચિંતાની વાત કહેવાય."

"એમાં ચિંતા જેવું શું છે? ઇન્ફ્લુએન્ઝા થયો છે, મટી જશે."

"એ તો ખરૂં, મટી જાય પછી ચિન્તા કરવા–પણું નહિ રહે. પરંતુ જ્યાં સુધી મટે નહિ ત્યાં સુધી દાક્તરને ચિંતા રહે જ, અને હું તો દાક્તર રહ્યો, એટલે તારા કરતાં મારી જવાબદારી પણ વધુ. હું તમારી યુનિવર્સિટીનો ડૉક્ટર નહીં, પણ સાચેસાચ દાક્તર–ચિકિત્સક છું, તું એ નથી માનતી ને? પણ એક વેળા ખરેખર મોટી મોટી માંદગીમાં પણ મેં ચિકિત્સા કરી છે. અને એને મટાડી પણ છે. હોમિયોપેથી પાછળ પણ કંઇ ઓછો સમય નથી આપ્યો. હોમિયોપેથીનાં સારામાં સારા પુસ્તકો મારી પાસે હતા. ખૂબ જ ઝીણવટથી એનો અભ્યાસ કર્યો હતો. આલમોડામાં મારી પાસે આવનાર સૌ દવા માગતા, એથી લાગ્યું કે હોમિયોપેથી જાણતો હોઉં તો તે ઘણી ઉપયોગી થાય. પરંતુ એ શાસ્ત્ર ખૂબ જ પરિશ્રમ માગી લે છે. એનાં કારણો, લક્ષણો ઝીણામાં ઝીણી વિગતે જાણવાને ઉપચારો સાથે સરખાવવા એ કંઇ જેવું તેવું કામ નથી. હવે મારાથી એ નથી બનતું, પરંતુ બાયોકેમિ ખૂબ જ સરળ અને બહુ જ અસરકર્તા છે, એમાં શું છે તે જાણે છે? એલોપેથીમાં દવા જે મોટા પ્રમાણમાં પેટમાં ઠલવવી પડે છે એ બીન જરૂરી છે, શરીર એ બધી દવાને ગ્રહણ કરી શકતું નથી–કરી શકે નહિ. આ કેલ્શીયમનો જ દાખલો લો. એલોપેથીમાં એ રીતે એ આપવામાં આવે છે, કે તેમાંનું કંઇજ શરીરમાં પાચન થઇ શકતું નથી. નાનાં નાનાં જ્ઞાનતંતુ, એમનું ગ્રહણ–વર્જન બધું જ અલ્પ નાનું–પાવળું ભરીને દવા પીધે ઓછું દરદ જાય છે? ક્યારેક ક્યારેક તો થાય છે કે જો મેં ધાર્યું હોત તો હું બહુ સારો દાક્તર થઈ શક્યો હોત. દાક્તર થવા માટે દાક્તરી Instinct હોવી જોઇએ. માત્ર અભ્યાસ, અને અનુભવ જ નહિ, પ્રેરણા પણ જોઇએ. મને થતું





કે આગમાં એ છે. કોઇનીયે માંદગીની વાત જાણ્યા પછી જ્યાં સુધી એની દવા–સેવાની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી મને જંપ વળતો નથી. પરંતુ હું જોઉં છું કે મોટા ભાગનાં લોકો એ વિષે એકદમ ઉદાસીન હોય છે.

× × ×

—"અરે ઓ સુનયનિ! કમલલોચને! જરા અતિશયોક્તિ કરીને કહું છું. વાસ્તવવાદી વર્ણન નથી કરતો. તું અહીં-તહીં ફરતી ફરે છે. પણ દવાનો ખ્યાલ છે ને? એનો એક નિયમ છે. અર્ધા કલાકનો આંતરો રહેવો જોઇએ, તમારા લોકોની આ જ ખામી છે કે કોઇ એક નિયમને માનીને ચાલવાની જરૂરિયાત સ્વીકારતા નથી."

—"આપ નાહકના હેરાન થાવ છો, બધું બરાબર છે. એ કરતાં કહો કે આજે શું વાંચશો?"

—'આજે હવે નહિ વંચાય, આજે હું 'ટીસ્યુ મેડિસીન' વાંચવાનો છું. અને પેલી નાની મેટેરિયા મેડિકા, ઘણાં દિવસથી જોઇ પણ નથી. અવારનવાર એ ફેરવી જવાની જરૂર છે, નહીં તો તદ્દન ભૂલાઇ જશે તું જા, તારૂં કામ કર નાહક મારા ભાણ્ણા પાસે બેસી સમય બગાડવાની જરૂર નથી હવે મારી ઉમ્મર પૂરતી થઇ છે, લગભગ સગીર કહીએ તો પણ ચાલે.

×

—'આ છબી લઇને શું કરીશ? ક્યાંથી શોધી? એ માનવી પોતે જ તારે ત્યાં બેઠો છે, તેમ છતાં છબી ઉપર આટલો મોહ શાને?

—'પણ અસલ માનવી હવે વધુ કેટલો સમય અમારે ત્યાં રહેશે? જાઉં, જાઉં, તો ક્યારનું શરૂ થઇ ગયું છે.'

—'એ શરૂ થયે તો એક યુગ વીતી ગયો છતાં ક્યાં જઇ શક્યો છું? દેશ આખાનાં લોકો વિશેષે કરીને કવિઓ ચિન્તા કરે છે કે હવે કેટલા દિવસ? મુદત પૂરી થયા છતાંયે આમ ચોંટી રહું તો બીજા એનું શું થાય? આ રીતે જીવતાં રહેવું એ તો હળાહળ અન્યાય છે.'

'—તમારી સાથે બોલવું બંધ કરીશ!' મેં કહ્યું.

'ઓહ! તો તો કેવો આરામ મળશે! એની કલ્પના કરતાં પણ આનંદ આવે છે.'

છબી હાથમાં લઇને તેઓ બોલ્યા–'કલમ વિના કઇ રીતે લખી શકાય એ આજે પણ નથી શીખી શકયો!–' હું ઝટપટ કલમ લઇ આવી, અને એમણે લખ્યું—

"चोखे जावे सत्तारूप सजित जा प्राणेते-कायाते
रेखे जावे मायारूप रचित जा आलो ते-छाया ते"

—'કેમ બરાબર છે ને? શું કરીશ આ માયા રૂપ લઇને? પ્રકાશ અને છાયા? જીવનમાં અસંખ્ય ઓટોગ્રાફ લખ્યા છે, ઓટોગ્રાફ જાણે—રામનામની લૂંટ ન હોય.' ગુરૂદેવ બોલ્યા.

—'મને તો કયારેય એક પણ દીધો નથી.'

—'ખરી વાત. તને ત્રણસો જેટલા પત્રો લખ્યા એ બધું શું છે?'

'પત્રો? કયા પત્રો? માંડ માંડ ત્રણેક હશે.'

'અયિ મિથ્યાભાષિણી, હું પત્રો લખી શકતો નથી એમ કહેવા માગે છે તું? આ આવ્યા માશી, કેમ તમે પણ એક છબી લાવ્યા છો ને? તમારી ભાણેજ સાથે ઝગડો થયો છે, એ કહેવા માગે છે કે પોતે મારા કરતા ઘણા સુંદર કાગળો લખી શકે છે, આ વિષે તમે શું માનો છો?'

'વાહ, આમ હું ક્યારે બોલી?'—મેં પૂછ્યું.

કદાચ નહિ કહેવું હોય, પણ એમ કહી તો શકત ને? જો સર્વદા પૂરેપૂરું અસલ–સત્ય જ બોલું તો લોકો મને કવિ તરિકે સ્વીકારશે કઈ રીતે? મારામાં શું કલ્પનાશક્તિ નથી? કવિની ખ્યાતિ ચાલુ રાખવી હોય તો કેટ–કેટલી ગણતરી કરીને ચાલવું પડે છે! એ કરતાં માશી, તમે બેસો. તમારૂં એક ચિત્ર દોરૂં. નશીબદાર કે આખરી જીવનમાં આ દેવીએ મારો હાથ સાહ્યો. ને જીવનનું એક નવું પર્વ શરૂ થયું; 'કલાકાર'ની આંખે જગતને નવી રીતે નિહાળ્યું. મારાં ચિત્રો મેં



અહીં આપણા દેશમાં નથી બતાવ્યા, આપણે ત્યાંના મોટા ભાગનાં લોકોને ચિત્રો કેમ જોવાં એ આવડતું નથી. તેઓ સૌ પ્રથમ ચિત્રમાંનો ચહેરો સુંદર છે કે નહિ તે જુએ છે. જોવું જોઈએ કે આ ચિત્ર થયું છે કે નહિ, એમ કઇ રીતે જોવું એ સમજાવ્યું સમજાવાતું નથી. એક નક્કી અભ્યાસ અને ઊર્મિલ દૃષ્ટિ એને માટે જરૂરી છે. ચિત્રોને સમજવાં એ કંઇ હરકોઇનું કામ નથી. એ માટે જ મારા ચિત્રો અહીં આપણા દેશમાં બતાવવાનું મન મેં કર્યું નથી. પારિસમાં ત્યાંના લોકોએ ચિત્રો જોવાં જોઇએ એ રીતે મારાં ચિત્રો જોયાં હતાં. મારાં ચિત્રો આ દેશ માટે નથી.

× × ×

तोमारे आपन कोणे स्तब्ध करि जवे
पूर्ण रूपे देखिना तोमाय
मोर रक्त तरंगेर मत कलरवे
वाणी तव मिशे मेसे जाय–

× × × ×

जाओ चलि रणक्षेत्रे लओ शंख तुलि
पश्चाते उडुक तव रथचक्र धूलि
निर्दय संग्राम अन्ते मृत्यु यदि आसि
देय भाले अमृतेर टिका
जानि जेनो से तिलके उठिलो प्रकाशि
आमारो जीवन जयलिखा.

તમે ભલે ગમે તે કહો, પણ સ્ત્રીઓનું મૂખ્ય કામ પ્રેરણા આપવાનું છે. પુરૂષ કે સ્ત્રી બેઉ અધૂરા છે. એ ઉભય ભેગાં મળે છે ;ત્યારે એક સંપૂર્ણતા આવે છે, જેની જીવનમાં ઊંડી જરૂરિયાત છે. આ સોફ્રેજિસ્ટોનો નાદ નથી, કે નથી સ્વાધીનતા અને મતગણત્રી વેળાની વાતો, જોરશોરથી એક જ વાત ફરી ફરીને કહેવાની વાત, કે સમાજનાં કોઇ નિયમનો વિરોધ,—એ બધી બીજી વાતો છે, એ નથી કહેતો.

જો સ્ત્રી પોતાનું અમૃત અર્પીને પુરૂષને પૂર્ણ ન કરે તો પુરૂષ પોતાનાં કાર્યક્ષેત્રમાં કદિ અડગ રીતે પ્રતિષ્ઠિત થઇ ન શકે. એ બેઉનાં મિલનથી જાણે એક Circle પૂર્ણ થાય છે, જો એમ ન થાત તો એક વિશેષ ક્ષતિ, કદાચ ન થાત, પણ એમ થવાથી જીવનની એક વિશેષ પૂર્તિ તો થઇ જ છે. સ્ત્રીઓનું એજ કામ છે. પુરૂષોની સાચેસાચી સંગિની બનવાનું, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એની સાથીદાર બનવાનું. એ અધિકાર પ્રગટ કરવા ઘરનાં છાપરે ચડી પોકારો પાડવાની જરૂર નથી. તેમ સમાનાધિકાર મેળવવા ઝગડો કરવાની યે જરૂર નથી, અધિકાર કોઈ કોઇનો ઝુંટવી શકતું નથી, જો એ પોતે જ અનાધિકારી ન હોય તો. તેથી જ કહેતો હતો કે સ્ત્રીઓનું મુખ્ય કામ જો પ્રેરણા આપવાનું હોય—પુરૂષને એના કર્તવ્યમાં પ્રેરણાદાયી બનવાનું હોય તો તે ઓછું નથી. એ શિખા ન હોત તો પ્રદીપ પેટાત જ નહિ. તેથી હૃદયમાં એ શિખા જીવંત રહેવી જોઇએ. આ સાદી વાત લોકો કેમ ભૂલી જાય છે તે સમજાતું નથી, કોણ આગળ આવ્યું ને કોણ પાછળ રહ્યું એ નજીવી વાત છે. મહત્ત્વની વાત તો એનાં દાનની છે; કઇ રીતે આપ્યું તે નહિ—પણ શું આપ્યું તે છે. પુરૂષોની સાથે ઝગડો કર્યે શું થશે? અને ખરેખરો ઝગડો તો સંભવિત જ નથી, બેઉએ ગળીને રહેવાનું છે એ જ વિધિનું વિધાન છે. પરંતુ એ મિલન ત્યારે જ સાચેસાચું મહા-મિલન થાય, જ્યારે એ કોઇ મહત્તર જીવનનું પ્રેરક બને. વાડાબદ્ધ અંચળો ઓઢવા જીવનમાં એ વેડફાય નહિ. જ્યાં પુરૂષ મહદ્ છે. જ્યાં એ કર્મની જવાબદારી લઇ ઊભો છે ત્યાં તેને સદા જાગ્રત રાખવો તે કંઇ ઓછું કામ નથી.

× × ×

★

# દંડી સંન્યાસી સાથે પરિભ્રમણ

વ્રજલાલ ત્રિવેદી

## આજે પંદર વર્ષો વીતી ગયાં પણ એમની સ્મૃતિ હજી આંખ આગળ ખડી જ છે

ગામમાં વિદ્વાન સંન્યાસી આવેલા. દરરોજ ગીતા ઉપર વ્યાખ્યાન કરતા. લોકોનાં ટોળાં સાંભળવા જાય. શેરીના સાથીઓ અમે ચોકમાં ભેગા થતા. કોક કોકવાર ટોળાનું અનુકરણ કરી અમે પણ ઘુસતા. બધા શ્રોતાજનોની માફક અમે પણ સ્વામીજી તરફ ડોળા ફાડીને જોઇ રહેતા. થોડુંઘણું પણ કંઈક કાનમાં રેડાય તો બુદ્ધિને ફુટવાની તક મળે. પણ એ બધુ નિરર્થક નીવડતું. અમારે અને તત્વજ્ઞાનની કથાને ઘણું અંતર હતું. થોડો વખત રસ ટકી શકે ત્યાં સુધી શાંતિ. પછી તરત જ અટકચાળા શરૂ કરી દેતા. ચાલુ વ્યાખ્યાને સ્વામીજી કડવી નજરે અમારી તરફ જોઇ રહેતા. વ્યાખ્યાનમાં વિક્ષેપ કરતાં અમને એક એક દંડ લગાવી દેવા ક્રોધ કરતા. પણ ન છૂટકે સભા વચ્ચે ક્રોધ ગળી જવાની મહત્તા દેખાડી દેતા.

એક દિવસ એકલો જઈ ચઢયો. ઓળખી કાઢયો. અને પૂછયું, છોકરા! તારા બાપા શું ધંધો કરે છે? "પેટ માગવાનો" મેં જવાબ આપ્યો.

"તું શું કરે છે?" અત્યાર સુધીમાં જેટલો અભ્યાસ કર્યો એ કહી દેખાડયું. અને હવે શાંતિથી રખડપટી. પછી તો સ્વામીજી ફરી આગળ બોલ્યા જ નહિ. અને ઘણી વાર સુધી મારી સામે જોયા જ કર્યું, રોજ આવતો રહેજે એમ કહ્યું. મનમાં ગુંચવણ શરૂ થઈ. શા માટે રોજ આવવાનું કહેતા હશે? શિષ્ય બનાવીને સેવાનો ધર્મ તો નહિ શીખવાડવા ધારતા હોય? જે હોય તે ખરૂં. મારે રોજ જવું એમ મેં નકકી કર્યું.

રોજ જવાનું શરૂ કર્યું. પોતે ચાતુર્માસ રહેવાના હતા, હું થોડુંક બેસી ઘડીક વારે બહાનું બતાવી પલાયન કરી જતો. એમ ઘણા દિવસો ગયા. સેવાધર્મનો ઉપદેશ કોઇ દિવસ આપ્યો નહિ. એટલે મનની શંકા જતી રહી. કોઈ કોઈ દિવસ વાર્તા કહેતા. એક મને તેમને વિષે પ્રશ્ન પૂછવા જીજ્ઞાસા થઇ. હિંમતથી પુછી નાંખ્યું. "વ્યાખ્યાનમાં આપ ઘણી વખત કહો છો કે દરેક માણસે નિત્ય પાઠપુજા, સંધ્યા, ગાયત્રી વગેરે કરવું જ જોઇએ. આપ કેમ એમાંથી કશું જ કોઇ દિવસ કરતા નથી? એ વખતે સ્વામીજી સાથે નદીએ હું નાહવા જતો હતો. ત્યારે રસ્તામાં પુછ્યું. તેઓ હસી પડયા. અને મારી શંકાનું સમાધાન એ વખતે કર્યું નહિ. વાત ઉડાવી દીધી. પણ એક દિવસ વ્યાખ્યાનમાં એકાદ પ્રસંગને અનુલક્ષી તેમણે કહ્યું કે અમુક ઉચ્ચ કોટીએ પહોંચ્યા પછી પાઠપૂજા વગેરેથી મનુષ્ય આપોઆપ મુકત થતો જાય છે. જ્ઞાનની ઊંચી ભૂમિકાનું એ લક્ષણ છે. એ પ્રસંગ સાંભળ્યો ત્યારે શંકાનું સમાધાન થયું. ચાતુર્માસ લગભગ પુરા થયા. ગામના લોકોએ સ્વામીજીને બહુમાનથી વિદાય આપી. મને લાગ્યું કે સ્વામીજીનો સહવાસ અપૂર્ણ રહી ગયો.

થોડાક મહિના પછી એક સંબંધીનો કાગળ મળ્યો. રખડવાનું છોડી નોકરી કરવી હોય તો હાજર થઈ જાઓ. ભાવનગર રેલ્વેની મહુવા લાઈનમાં એક કોન્ટ્રાકટરને ત્યાં રૂ. સત્તરની નોકરી ઉપર ચડયો. મારો હોદ્દો રેલ્વે સડક ઉપર કામ કરતા મજૂરોની હાજરી પૂરવાનો હતો. જીવનમાં નોકરીની પ્રથમ શરૂઆતમાં આ એક તક મળી અને આનંદ અનુભવ્યો. પણ એ આનંદ નકામો નીવડયો. કોન્ટ્રાકટર સાહેબે પોતાને માટે રસોઇનું કામ પણ સુપરત કરી દીધું. બે અઢી મહિના આ પ્રમાણે કામ કર્યું. ત્યાં એક દિવસ મહેમાનનો જલસો ગોઠવાયો. બે ત્રણ સ્ટેશન દૂર મહુવા શહેરમાંથી શિખંડ લઇ આવવા કહ્યું. એક નોકરને સાથે લઇ મહુવા જવા ટ્રેઇનમાં બેઠો. સ્ટેશને ઉતરતાં ખબર મળ્યા કે સ્વામીજી કૈવલ્યાનંદ સરસ્વતી અહિંયાં ગોપીનાથ મંદિરમાં ઉતર્યા છે. નોકરને શિખંડ અપાવી સીધો સ્વામીજી પાસે ઉપડયો. કોન્ટ્રકટરને કહેવડાવી દીધું કે "મારી વાટ જોશો નહિ."

× × ×

સ્વામીજી આશ્ચર્ય પામ્યા. અરે વજેશંકર તું કયાંથી? થોડાક મહિનાઓ પહેલાંની સ્મૃતિ તાજી



થઇ. "સ્ટેશને ઉતરતાં જ ખબર મળ્યા. અને સોધો આપના દર્શને આવ્યો છું." "શું ધંધો કરે છે?" "મજૂરોની હાજરી પુરવાનો." મેં જવાબ આપ્યો. "ત્યારે તો તું લાઇન ઉપર ચઢી ગયો."

"ના જી હજી અસ્થિર છું."

"ત્યારે શું વિચાર છે? ત્યાં ન ગમતું હોય તો આવી જા આપણી સાથે. મેં તરત જ બીડું ઝડપી લીધું. તેમનો માયાળુ સ્વભાવ ગમી ગયો. ભિક્ષા લેવા જવાનું પણ સ્વામીજી સાથે રાખ્યું. બે એક મહિના સાથે મહુવા રહ્યો હઇશ. ગરમીના દિવસો હતા. એક દિવસ સ્વામીજીએ કહ્યું. અહીંથી આપણે "પીંગળેશ્વર" દરિયા કિનારે જઇએ તો કેમ? સ્વામીજી સાથે રહેવામાં ઘણો આનંદ આવ્યો હતો. તેમના ઉપદેશ વગર મેં સેવા સ્વીકારી લીધી હતી. પીંગળેશ્વર જવામાં એક મુશ્કેલી તેમણે રજુ કરી. દરિયા કીનારે એક મંદિર અને એક ધર્મશાળા છે. વસ્તુઓ તો બધી અહીંથી લઇ જઇએ અને મંગાવી પણ લઇએ. ત્યાં આપણને રસોઇ કોણ કરી આપશે? ઓચિંતા મેં મારે માથે ઉપાડી લીધી.

મેં કહ્યું કે, પીંગળેશ્વર જવામાં બધી સગવડતા હોય. અને રસોઈ કરવાવાળાના અભાવે આપણે ત્યાં ન જઈ શકતા હોઇએ તો અટકવું નથી.

સાગરનો ઘુઘવાટ અને રેતીનાં એક ચોગાનમા એક ગંભીર વડલો ઉભો હતો. નીચે નાની એવી ધર્મશાળા, એક ખાખી બાવો રહેતો.

નાના ટટ્ટુ ઉપર સવારસાંજ ગામડાંઓમાં ઝોળી ફેરવી આવતો. એક બાજુ ઘુઘવતો સાગર અને બીજી બાજુ રેતીના સપાટ પ્રદેશમાં આ ખાખી બાવો મારો સંબંધી બની રહેતો. સ્વામીજી તો વિદ્વાન એટલે એકાંત સેવનમાં સાગરની સામે જોઇને મનોમંથન જેવું કંઇક કર્યા કરતા. હું કોઈ કોઇ વાર મુંઝાતો. સમુદ્ર કિનારાની ભેખડો અને પવનના સુસવાટામાં ઉડતી રેતીના રજકણો. બીજી બાજુ સાગરનાં પ્રચંડ મોજાંઓ ઊડતાં અને ઉછળતાં જોયા કરતો. અનેકોના સંસર્ગનો રોજનો વસવાટ અને વ્યવહાર અહિં એકાંતે સ્મરણપટમાં તરતો. અને ફરી પાછાં એનાં એ દશ્યો શુન્યમાં પરિણમતા દિવસો પસાર કરતો. સવારે ભિક્ષાએ ઉપડેલો સ્વજન બની રહેલો બાવો સાયંકાળે પાછો વળતો ત્યારે ગામડાંઓના સમાચાર સાંભળી ઘડીક આનંદ મેળવતો. સ્વામીજીને બંને વખત રસોઇ કરી જમાડતો. કેટલોક વખત ગયો ને સ્વામીજીને લાગ્યું કે અહિં મારૂં જીવન શુષ્ક બનતું જાય છે. પોતાની કક્ષા સાથે મારી સરખામણી ન કરતાં તેમને લાગ્યું કે આવાં નિર્જન સ્થળો તારે માટે નથી. એવું તેમણે માન્યું અને એમણે પોતાનો કાર્યક્રમ બદલ્યો. અમે મારી નીરસતા ટાળવા એમણે સાયંકાળથી રાત્રિનો સમય મારા માટે કાઢયો.

એક બાજુ ઘુઘવતા સાગરની ઉર્મીઓના પછડાટ સામે નાની એવી આરામખુરશી નાખી પોતે બેસતા. મને પાસે બેસાડી રોજ કંઇ ને કંઇ વાતો કરતા. આથી કાંઇક નવી સ્ફુર્તિ ને ચેતન આવવા માંડયું. રામાયણ અને મહાભારત જેવા જીવંત કાવ્યોનું સત્વ મને ખૂબ પ્રેમથી અર્પણ કર્યું. બંને પુસ્તકો ઘર આગળ વાંચ્યાં હોત તો આટલું મેળવત કે કેમ? એ શંકા ઉદ્ભવી. તેમની શુભ લાગણી અને વરસોનું મંથન મને અર્પેલ સત્વમાં તરી આવતું હતું. એ હકીકતો આજે પણ મારા જીવનને સાંકળી લેતી જણાય છે.

કુદરત એક દિવસ સ્વામીજી વિરૂદ્ધ થતી લાગી. તેમના શરીરે શીતળાએ દેખાવ દીધો. ખૂબ કષ્ટ પડયું. શરીરનું રૂપ બદલાઇ ગયું. કોઇ ઓળખી ન શકયું. ને હુ જોઇ ન શકયો. અપૂર્વ વેદના સાથે તેઓ સાગર કિનારે શાંતિથી ધ્યાનસ્થ દશામાં પડી રહેતા. વેદનાનો એક પણ ચુંકારો સંભળાયો નહિ. બચવાની આશા વ્યર્થ લાગી. મહુવાથી અસંખ્ય શિષ્યવર્ગ દર્શને આવવા લાગ્યો. બહારગામથી કેટલાએ રૂપીઆ આવ્યા. સાધન સામગ્રીનો ઢગલો થયો. જેટલી બને તેટલી મેં શુદ્ધભાવે સેવા કરી. થોડાક દિવસે વળતાં પાણી દેખાયાં. પૂર્વવત્ તદ્દન સારૂં થઇ ગયું. માંદગી દરમીઆન તેમની કસોટીમાંથી પાર ઉત્તર્યો.





ચાર પાંચ મહિનાના તેમના સહવાસ દરમીઆન એક દિવસ જુદાઈનો આવ્યો.

સ્વામીજીને હું એક સાંજે ધર્મશાળાની પગથાર ઉપર બેઠા હતા. રોજનું એનું એ દૃશ્ય. અચાનક આકાશની સુરત બદલાઈ. જોતજોતામાં સાયંકાળે કાળી અને ઘેરી ચુંદડી ઓઢી લીધી. જીવનને ઉન્મત્ત બનાવતા આથમતા સૂર્યના રંગો બીના, ઝંખવાયા, અને ઘેરી ચુંદડી પાછળ અલોપ થઈ ગયા. ગેબના ઉંડાણમાંથી પવનના સુસવાટાનું બ્યુગલ ફુંકાયું. અમારી આંખ સામેના સાગરે સાંભળ્યું. અને એને મદ ઝર્યો. ઉપરના મેઘને પડકાર કર્યો. ભંડાર તો મારી પાસેથી ભરીને ઊંચે ચડયો. ને ખોટી ગર્જના શા માટે! ઉપર આભ ને નીચે સાગર એક રંગે રંગાયા. સાગર મેઘની સામે ઉછળ્યો. અને માઝા મુકવા પ્રયત્ન કર્યો. ધરતીને ચીરો પાડવાનો પ્રયત્ન કરતાં મેઘરાજાએ પ્રલયકાર સમો પ્રચંડ કડાકો કર્યો. અને ઉપરથી વીજળીનું શસ્ત્ર ફેંક્યું. દિલેર સાગરે ઉછળીને એ શસ્ત્ર પોતાના હૃદયમાં ઉતારી ધરતીને બચાવી લીધી.

ખરેખર આજે અમે બચી ગયા પાંચ મહિનાની મહોબ્બત સાગરે બરાબર સાચવી. હવે અમારે આ સ્થળેથી પ્રયાણ કરવું જોઈએ. સ્વામીજીને હું પુનઃ મહુવા આવ્યા. પુષ્કળ માણસોએ આગતા સ્વાગતા કરી. બે ત્રણ દિવસ રહ્યા. વ્યાખ્યાનની મોહનીએ શ્રોતાજનો ભાવભીના બન્યા. આખરે અમે જુદા પડવાના હતા. હું, સ્વામીજી ને શ્રોતાજનો બધા.

આગલી રાતે સ્વામીજીએ મને બોલાવીને કહ્યું, કે વજેશંકર! તારે અહીંથી સીધા ઘેર જ જવાનું છે. મને આશ્ચર્ય થયું. એમ કેમ? મારે તો આપની સાથે જ રહેવું છે. સ્વામીજી? અડધી માયા અને અડધી સખ્તાઈથી તેમણે ના પાડી. મારા સાથે રહેવું એ વાજબી નથી. ભગવાનની મહોબ્બત ઘણી કપરી છે. તારૂં સ્થાન તારા પિતાની પાસે જ હોય. પણ સ્વામીજી હું તો ધોબીના કુતરા જેવો. મારું શું થશે! વચમાં જ તે બોલ્યા. તારું શું થશે? તે હું તારા સહવાસથી સમજી શક્યો છું. તારી પાસે જે કંઇ છે તે જ તને ઊંચે લઈ જશે. તારા જીવનનું પરિવર્તન જરૂર થશે. તારે તારા પિતાને છોડવાના નથી. મારી સલાહ અને આજ્ઞા કહે તો આજ્ઞા. મારાથી છુટાં પડતાં તારે માન્ય રાખવાની છે. ભગવામાં બહુ મોહ ન રાખીશ. એ ડહાપણ તારા જીવનને ડહોળી નાંખશે.

"પણ આપ ફરી ક્યારે મળશો?" હું ગળગળો બન્યો.

"ફરી પાછો અધીરો બન્યો? એ મોહ અને માયાથી છુટો જ રહેજે. વજેશંકર હું ટુંકમાં જ કહું છું. આપણો સહવાસ જ્યારે તને સાંભળશે ત્યારે હું કુદરતી રીતે જ તને સાંભરીશ. એ સ્મરણો રૂબરૂ મળ્યા કરતાં પણ વધુ મુલ્યવાન બનશે. ટુંકમાં જ એક વાત ખોટો ખેંચાઈશ ના. હું કોઇ ગેબી, કે દૈવી ચમત્કારવાળો કે ઇશ્વરનો અવતાર નથી. હું માત્ર એક સંન્યાસી. જરાક તારા કરતા વિશેષ વાંચેલું અનુભવેલું અને વિચારોનું મંથન કરેલું. માત્ર તને તારા જીવનની સાચી સલાહ આપી. માર્ગદર્શન બનું એથી વિશેષ કશું જ નહિ. કોઈ ભગવાવાળા પાસેથી આથી વિશેષ આશા રાખીશ નહિ. આ મારી છેલ્લી સલાહ અવશ્ય માનજે. હું પણ મારી કક્ષામાં અધૂરો છું. કંઈક વિશેષ પ્રાપ્તી માટે ભમું છું. અહીંથી તહીં રખડું છું. માણસ ધારે તો આવી આખરી કક્ષાએ પહોંચવા કોશીશ કરી શકે. તારા પાસે મહેનત ને શ્રદ્ધા ઘણી છે. તું પણ ઘણું મેળવીશ. તારા પિતા પાસે જા. અને તેને સુખી કરજે. રાત ઘણી ગઇ છે. હવે સુઇ જા.

આજે પંદર વરસો વીતી ગયાં. પણ એમની સ્મૃતિ હજી આંખ આગળ ખડી જ છે-

★

# આકાશનું રહસ્ય

છોટુભાઇ સુથાર.

વરસાદનું ઝાપટું પડી ગયા પછી અને વનસ્પતિ પરથી પાણી નીતરી જતાં કુદરતની જે શોભા અનુભવવા મળે છે તેના જેવી, બલકે એથી વધુ ચેતનપ્રદ પ્રફૂલ્લતા નિર્મળ અંધારી રાતે પ્રત્યક્ષ થતા તારાખચિત આકાશને જોવાથી મળે છે. અનંતના ગોખમાં બેઠેલા અનેકવિધ રૂપરંગના તારાઓને જોઇ હૃદયમાં સાત્વિક ભાવનો સંચાર થાય છે. મીઠું મધુરૂં ટમકતા તારા આકાશી સૌંદર્યની ઝાંખી કરાવવા સાથે આકાશી ભવ્યતા અને આકાશી ઊંડાણનું પણ આછું દર્શન કરાવી જાય છે. અને ત્યારે સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે આકાશમાં આટલા બધા તારા જડવાનું પ્રયોજન શું હશે?

આકાશમાં કેટલા તારા દેખાય છે એમ પૂછવામાં આવે તો તમે જરૂર લાખો તારા દેખાવાનું કહેશો. પણ તમારો આ જવાબ અનુભવગમ્ય ન હોવાથી અસત્ય ઠરે છે. આકાશમાં લાખો તારા દેખાવાનું કહેવામાં આવે છે પણ ખરી રીતે, નરી આંખે દેખાતા બધા મળી સાત હજાર જ તારા છે. આમ એકી વખતે નરી આંખે વધુમાં વધુ સાડા ત્રણ હજાર તારા જોઇ શકાય છે. આકાશમાં લાખો તારા હોવાનો ભ્રમ થાય છે એનું કારણ આપણી આંખની રચનાનું છે. આંખ પર પદાર્થની જે છાપ પડે છે તે સેકંડના આઠમા ભાગ જેટલા સમય પૂરતી ટકી રહે છે. એ જ અરસામાં બીજી છબીઓ આંખ પર પડે તો તે પણ દેખાય છે. મતલબ કે આકાશ તરફ નજર નાખતાં ઘણા તારાઓની છબીઓ નેત્ર-પટ પર મોજુદ રહેવાથી આપણને અનેક તારા હોવાનો ભાસ થાય છે. પણ જરા થોભી, એક એક કરી તારાની ગણતરી કરીશું તો માલુમ પડશે કે આપણી લાખો તારાની માન્યતા સાવ વજુદ વિનાની છે.

અને છતાં ય આકાશમાં લાખ તો શું પણ કરોડો તારા હોવાની વાત સાચી છે. આ બધા તારાઓને નરી આંખે જોઇ શકાતા નથી, એમને જોવા માટે આપણી આંખને, વધુ દૂરનું જોઈ શકે એવા સાધનની મદદ લેવી પડે છે. આકાશ દર્શન કરાવનારાં સાધનોમાં મુખ્ય બાયનોક્યુલર અને દુરબીન છે. આકાશમાં નરી આંખે જ્યાં ૩૫૦૦ તારા દેખાય છે ત્યાં સારા બાયનોક્યુલર વડે સવા લાખ તારા જોઈ શકાય છે. દુનિયામાં મોટામાં મોટાં દૂરબીન પૈકીનું બીજું મોટું દૂરબીન અમેરિકાની માઉન્ટ વિલ્સન વેધશાળાનું ૧૦૦ ઈંચ કાચના વ્યાસવાળું દૂરબીન છે. આ દૂરબીન વડે દોઢ અબજ તારા જોઈ શકાય છે. આશ્ચર્યની વાત એ છે કે એવા ઘણા બીજા તારા છે કે જે હજુ સુધી કોઇ દૂરબીન વડે પ્રત્યક્ષ થઇ શક્યા નથી! અદૃશ્ય રહી પોતાના અસ્તિત્વનો સંકેત પાઠવનારા આ તારા અનંતની લીલાનું એક ગુઢ રહસ્ય છે.

આગળ પુછેલા સવાલ 'તારાઓને આકાશમાં શા માટે જડયા હશે.' ને જરા આગળ ધકેલી નવો પ્રશ્ન કરીએ તો આમ પૂછી શકાય--તારાઓની આપણને કશી જરૂર છે ખરી? તારા આપણા શા ખપમાં આવે છે?

તારા પૃથ્વી પરની કોઇ વસ્તુ નથી કે એમનું મુલ્ય વેપારીના હિસાબે દર્શાવી શકાય. સૂરજ અને ચંદ્ર આપણને જે રીતે કામ લાગે છે તેવી જ કોઈ રીતની તારાઓના અસ્તિત્વની આપણા પુરતી ભાગ્યે જ કોઇ ઉપયોગીતા દર્શાવી શકાય.

હજારો વર્ષ થયાં પૃથ્વી પર ગાડાખેડૂ ઊંટ મુસાફર, ભરવાડ, નાવિક વગેરે લોકોની યાત્રા ચાલતી જ રહી છે. આ મુસાફરોને રાતના સમયે રસ્તો બતાવવામાં તારાઓની ખૂબ સહાય મળી છે. એમ જ કહોને કે યાત્રીઓ માટે તારા પથપ્રદર્શકનું કામ કરે છે.

તારાઓનો આજનો ઉપયોગ દિશા શોધવાનો અને સમય જાણવાનો છે. તારાઓની મદદથી ઉત્તર દિશા ખૂબ સહેલાઈથી જડી આવે છે. એક દિશા મળી આવી કે તરત જ બધી દિશાઓનું જ્ઞાન થઇ જાય છે. વળી તારા સાચાં ઘડિયાળો છે. આજે અનેક





વેધશાળાઓ તારાઓના વેધ પરથી ચોક્કસ સમય આપવાનું કામ કરે છે. દુનિયાને સૂક્ષ્મ સમય આપનારી વેધશાળા ઇંગ્લૅન્ડની ગ્રીનીચની વેધશાળા છે એ વિષે તો તમને માહિતી હશે જ.

પણ તારા વડે દિશા અને સમય ત્યારે જ સાચી રીતે ગણી શકાય છે કે જ્યારે આપણું એમના વિષેનું—નામ અને આકાશમાં સ્થિતિ વગેરેનું—જ્ઞાન થોડેઘણે અંશે વ્યવસ્થિત હોય. આ માટે પહેલી જરૂર તારાઓની ઓળખની છે. ખૂબ જૂના સમયથી તારાઓને ઓળખવામાં આવ્યા છે. અને એ માટે એમને વિભિન્ન જૂથોમાં વહેંચી દેવામાં આવ્યા છે. એટલું જ નહિ પણ એમના કેટલાક મુખ્ય મુખ્ય તારાઓને નામ પણ આપવામાં આવ્યાં છે. તારાઓમાં થઇ સૂરજ, ચંદ્ર અને ગ્રહો સરકે છે એ વાત બહુ જૂના કાળથી જાણીતી છે. એ બધાની ગતિના આધારે નક્કી થએલા આપણા મહિના, વર્ષ વગેરેના હિસાબ જૂના કાળથી ચાલતા આવ્યા છે.

તારાઓને ઓળખવા એ જરાય અઘરું કામ નથી. તારા નકશા અને તારા ઓળખવાની તત્પરતા-વાળું હૃદય એ બંનેનો મેળ મળતાં આસાનીથી તારાઓની પીછાન કરી શકાય છે. જેના આધારે આપણે ઉત્તર દિશા નક્કી કરીએ છીએ તે ધ્રુવ તારો (સામાન્ય અર્થમાં સ્થિર તારો) તો ઘણાંએ જોયો જ હશે. એ ધ્રુવ તારાની આજુબાજુ પ્રદક્ષિણા કરતું સાત તારાનું એક મોટું તારામંડળ છે. ગામડાના લોકો એને ગાલ્લી કહે છે. એ ગાલ્લી અથવા સપ્તર્ષિમંડળ ન જોયું હોય એવો ભાગ્યે જ કોઇ માણસ હશે, કદાચ એમ બને કે સપ્તર્ષિમંડળને નામથી ઓળખ-નારા ઘણા ઓછા હોય.

આ થઇ સામાન્ય ઓળખની વાત. એ જ રીતે માગશર મહિનામાં, પડતી રાતે ઊગતા મૃગ અને જેઠ મહિનામાં અગ્નિ દિશામાં ચળકતા વૃશ્ચિકને એક વાર ઓળખ્યા પછી એમને કોઈ ભૂલી શકે એમ નથી. આ ને આવાં બીજાં ઘણાં ઉદાહરણો સાબિત કરી શકે એમ છે કે તારા ઓળખવા સહેલા છે.

પણ ત્યારે તારાઓના રંગ અને તેજ ભેદનું શું!

તારાઓમાં કેટલાક અતિ ચળકતા તો કેટલાક અતિ ઝાંખા દેખાય છે. જે તારા નરી આંખે મુશ્કેલીથી દેખાય છે તેમના કરતાં આકાશના સૌથી વધુ ચળકતા તારા ૧૦૦ ગણા તેજસ્વી હોય છે. પણ આ થઇ નરી આંખે જોવાતા તારાની વાત. દુરબીનથી એવા ઘણા તારા જોઇ શકાય છે કે જેમનું તેજ નરી આંખે દેખાતા ઝાંખામાં ઝાંખા તારાના તેજ કરતાં પણ લાખોગણું ઓછું છે! રંગની વાત ન્યારી છે. તારાના વિવિધ રંગ એમની ગરમીની સ્થિતિ દર્શાવે છે. જે તારા ખૂબ ખૂબ લાલ છે તેમનું ઉષ્ણતામાન પૃથ્વીના કેન્દ્રભાગના ઉષ્ણતામાન જેટલું (૩૦૦૦ અંશ સેન્ટી.) છે. આ ઉષ્ણતામાને કોઇ પણ ધાતુ ઘનરૂપમાં રહી શકતી નથી. પણ આકાશમાં આવા લાલ તારા બહુ ઓછા જણાય છે. અધિકાંશ તારા પીળા અથવા સફેદ રંગના છે. આ તારા લાલ તારા કરતાં પણ વધુ ગરમ છે. સૂર્ય આવા પ્રકારનો જ એક તારો છે. એનું ઉષ્ણતામાન ૬૦૦૦ અંશ સેન્ટી. છે. આ કરતાં પણ વધુ ગરમ તારા આસમાની રંગના છે. કેટલાક અતિ ગરમ આસમાની તારાનું ઉષ્ણતામાન ૨૫૦૦૦ અંશ સેન્ટી.થી પણ વધુ છે! ચિત્ર નામના એક તારાનું ઉષ્ણતામાન ૩૬૦૦૦ અંશ સેન્ટી. લેખવામાં આવ્યું છે. ખૂબીની વાત એ છે કે આ બધાં ઉષ્ણતામાન તારાની સપાટી પરનાં જ છે અંદરના પેટાળનાં નહીં. તારા કેન્દ્રનાં ઉષ્ણતામાન કરોડો અંશનાં હોય છે!!

તારાઓનું આ ઉષ્ણતા રહસ્ય જે સાધનો વડે માપવામાં આવે છે તેમાંનું એક બોલોમીટર છે. આ સાધનમાં કાળી કરેલી પ્લેટિનમની એક પટ્ટી પર તારાના તેજને પડવા દેવામાં આવે છે. તેજ શોષીને એ પટ્ટી સહેજ વળાંક પામે છે. આ વળાંક અને તારાના અંતરના વળાંકના આધારે તારાનું ઉષ્ણતામાન નક્કી કરવામાં આવે છે. તારાની ઉષ્ણતા માપનું બીજું સાધન થર્મોકેપલ છે. એ સિવાય એક ત્રીજું સાધન ફોટોઇલેક્ટ્રિક સેલ નામનું છે જેનો આજકાલ અતિ



સૂક્ષ્મ માપ સાધવામાં ઉપયોગ થાય છે.

તારાઓનાં તેજ અને રંગની આ રહસ્યકથા એમના કદનો વિચાર કરીએ છીએ ત્યારે વધુ ઘેરી બને છે. અનેક ગણું ઉષ્ણતામાન ધરાવતા તારા મોટા તો હોવા જોઇએ ને? પણ દૂરબીન વડે જોતાં તારા મોટા હોવાનું જણાતું નથી. દુનિયાના મોટામાં મોટા દૂરબીન વડે જોતાં પણ તારા માત્ર પ્રકાશબિંદુ જેવા જણાય છે. ત્યારે આ વાતનું રહસ્ય શું?

તારાઓ પ્રકાશબિંદુ માત્ર દેખાય છે એનું કારણ એ છે કે તે આપણાથી ઘણા ઘણા દૂર છે. ઘણા ઘણા દૂર એટલે હજારો લાખો માઇલ દૂર નહીં પણ અનેક કરોડો યા અબજો માઇલ દૂર. સૂર્યની જ વાત લઇએ. એ આપણાથી સવાનવ કરોડ માઇલ દૂર છે. સૂરજ પછીનો બીજો તારો આ કરતાં ૨,૭૦,૦૦૦ ગણો વધુ દૂર છે. આટલે છેટે બેઠેલો તારો નાનો જ દેખાય ને! પણ વિશ્વમાં બધા તારા પાસપાસે બેઠેલા નથી. અનેક તારા એવા છે કે જે આ પાછળના અંતર કરતાં પણ હજારો ગણા દૂર બેઠેલા છે.

હવે તમને ખ્યાલ આવશે કે તારા ખરેખર કેવડા મોટા છે. તારાઓના વ્યાસ દૂરબીન વડે માપી ન શકાયા ત્યારે ખગોળ શાસ્ત્રીઓએ બીજી અવનવી રીતો અખત્યાર કરી અને એ રીતે હજારો તારાઓનાં કદ શોધી કાઢ્યાં છે. શોધાએલાં કદ પૈકી કેટલાંક તો આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી દે એવાં મોટાં છે. જે પૃથ્વી પર આપણે રહીએ છીએ તે ૮૦૦૦ માઇલ વ્યાસનો ગોળો છે, સૂરજ એના કરતાં અતિ મોટો ગોળો છે. પૃથ્વી જેવડા ગોળા ભેગા કરી એક સૂરજ બનાવવો હોય તો ૧૩ લાખ ગોળા જોઇએ. મતલબ કે સૂરજ પૃથ્વી કરતાં તેર લાખ ગણો મોટો છે. પણ આકાશના કેટલાક તારા આ સૂર્યને સાવ શુદ્ર દર્શાવે એવડા મોટા છે. પહેલાં જેની વાત કરી ગયા તે મૃગમંડળનો આદ્રા તારો સૂર્ય કરતાં સાડાત્રણ કરોડ ગણો મોટો છે! પણ સર્પમંડળના એક તારો તો એવો માથા ભારે જડ્યો છે કે એનું કદ સૂર્ય કરતાં શી વિસાત! અનંતના ઊંડાણનું આ કેવું અદ્ભુત રહસ્ય!

અને છતાંય આવા અનેક અદ્ભુત તારાવાળું આકાશ, તારાઓથી ભરેલું લાગવા છતાંય સાવ ખાલી છે. આકાશમાં ક્યાંક ક્યાંક જ તારા આવેલા છે. આકાશનો જે ભાગ તારાઓથી ભરાયેલો છે તેની સરખામણી આમ કરાવી શકાય. હિન્દુસ્તાનથી બમણી લંબાઇ પહોળાઇવાળા મુલકમાં ત્રણ ભમરાને છુટા મૂકો અને એમની વડે એ દેશના વાતાવરણમાં ઊડતા ભમરાની જેટલી ભીડ ગણાય તેનો ખ્યાલ કરો. વાસ્તવિક રીતે આકાશના તારાઓ વચ્ચે આવી જ પુષ્કળ ખાલી જગા છે. આપણે હમણાં જ જોઈ ગયા કે સૂરજ અને બીજા તારા વચ્ચે ઓછામાં ઓછું ૩ કરોડ સૂર્ય માય એટલું અંતર છે.× અને આવા તો અનેક તારા આકાશમાં યત્રતત્ર વિખેરાઇ પડેલા છે!

કેવું આશ્ચર્યકારક પોલાણ?

પણ વધુ રહસ્યનો પડદો હવે જ ઊઘડે છે. આંખે દેખાતા તારા આ રંગભૂમિનો પડદો માત્ર છે. એ પડદાની પાછળ ઘણે દૂર દૂર સુધી વિશ્વનાટકના નટો બેઠેલા છે. આપણે આપણા આ પડદાને કોઇ નામ આપવું હોય તો એને આકાશગંગા વિશ્વ કહી શકાય. અનેક પ્રકારના તારાઓથી ખીચોખીચ ભરેલું લાગતું પણ વાસ્તવમાં અતિ પોલાણ વાળું આ તારા વિશ્વ સો અબજ સૂર્ય સમાવતું તારાનું વિશ્વ છે. આ વિશ્વના પોલાણમાં અનેક કાળા તારા ઉપરાંત કાળાં દ્રવ્ય વાદળો અને તારા–ધૂળ આવેલાં છે. આકાશગંગા–વિશ્વના જે પ્રકાશ આપણે જોઇએ છીએ તે તો અંધકારની વચ્ચે ક્યાંક દેખાતો પ્રકાશ માત્ર છે. અંધકારનો વિસ્તાર પ્રકાશના વિસ્તાર કરતાં અનેકગણો મોટો છે.

આવો ત્યારે, તમને આ આકાશી પડદાની લંબાઇ પહોળાઈ વિષેની વાત કરું આકાશનાં અંતર માઇલોમાં માપવામાં આવતાં નથી. એ અંતર પ્રકાશ-

× સૂર્ય–પૃથ્વીનું અંતર સવાનવ કરોડ માઇલ. સૂર્ય અને સમીપ તારાનું અંતર આ કરતા ૨,૭૦,૦૦૦ ગણું. સૂર્યનો વ્યાસ સાડાઆઠ લાખ માઇલ. આ હિસાબે સૂર્ય અને સમીપ તારા વચ્ચે ૩ કરોડ સૂર્ય ગોઠવાય.





વર્ષમાં મપાય છે, પ્રકાશ એક વર્ષમાં જેટલું અંતર કાપે તેને પ્રકાશવર્ષ કહેવામાં આવે છે. પ્રકાશનો વેગ દર સેંકડે ૧,૮૬,૦૦૦ માઇલનો છે આ હિસાબે પ્રકાશ એક વર્ષમાં ૬૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઇલનું અંતર કાપે છે. સૂર્ય પૃથ્વીના અંતરના હિસાબે આ અંતર ૬૩,૩૦૦ ગણું છે. પ્રકાશ સમયના હિસાબે સૂર્યનું પૃથ્વીથી અંતર માત્ર સવા આઠ મિનિટનું ગણાય છે. સૂર્ય સિવાયનો પાસેમાં પાસેનો તારો સવાચાર પ્રકાશ–વર્ષ દૂર છે; જ્યારે આકાશ ગંગાના પડદાની એક ધારેથી નીકળી, પ્રકાશ બીજી ધારે પહોંચે છે ત્યારે એને લગભગ એકલાખ વર્ષ લાગે છે ! કેવડો મોટો પડદો અને છતાંય કેવો પોલાણ વાળો !

આનો અર્થ એ નથી એ નથી કે આકાશની રહસ્યકથા અહીં પૂરી થાય છે. આકાશગંગા તો આકાશમાં આવેલો એક માત્ર તારાપડદો છે. એની પાર અવકાશમાં વિખેરાએલા એના જેવા બીજા અનેક લાખ (!) તારાપડદા આવેલા છે. અને તે બધા એક બીજાથી એટલા બધા દૂર છે કે એમાના બે વચ્ચેનું સામાન્ય અંતર પણ ઓછામાં ઓછાં દસ લાખ પ્રકાશ વર્ષનું છે.

આમ છતાંય આશ્ચર્યની અને રહસ્યની મોટી વાત એ છે કે આટલી મોટી વસાહત વાળું આખું બ્રહ્માંડ સાવ ખાલી પડેલું છે. બ્રહ્માંડમાં આવેલી બધી તારા દુનિયાઓને ભેગી કરીએ તો એમનું માપ સમુદ્રમાંના એક બિંદુ જેટલું થશે, બાકીનો આખો સમુદ્ર સાવ ખાલી–શૂન્ય–રહેસે.

આકાશના રહસ્યની જે કથા મળી છે તે દૂરબીનની આંખની મદદની. દૂરબીનની આંખ પણ આખરે પરિમિત શક્તિવાળી જ ગણાય ને! દુનિયાનું આજનું મોટામાં મોટું દૂરબીન (માઉન્ટ પાલોમર વેધ શાળાનું) અનંતમાં એક અજબ પ્રકાશવર્ષ દૂર સુધી જોઇ શકે છે. પણ તેથી આગળનું શું ?

વૈજ્ઞાનિકો એક નવી રહસ્ય કથા શોધી લાવ્યા છે. એ કહે છે કે અનેક તારાવિશ્વો વાળું આપણું આ બ્રહ્માંડ પરિમિત છે. એને સીમા છે. એ ગોળાકાર છે એટલું જ નહીં પણ દિવસે દિવસે ફૂલતું જાય છે! ફૂલવાની વાત સાંભળી તમને પરી કથા જેવું તો નથી લાગ્યું ને? વિજ્ઞાનિકો કહે છે કે આપણા આ બ્રહ્માંડનો વ્યાસ દર દોઢ અજબ વર્ષે બમણો થતો જાય છે! મતલબ કે બ્રહ્માંડના સભ્યો એક બીજાથી દૂર ને દૂર સરકતા જાય છે. પણ આ બધું ક્યાં જઇ અટકશે? આજના વિજ્ઞાનીઓ પાસે આનો જવાબ નથી; એટલે આ રહસ્યનું રહસ્ય આપણને કોણ સમજાવે? આપણે નામે તો માત્ર આ રહસ્યકથાના ફળરૂપ એટલું જ કહેવા સમજવાનું બાકી રહે છે, કે—

नान्तम् न मध्यं न पुनस्त्वादिं पश्यामि विश्वेश्वर विश्वरूप ।*

* હે વિશ્વેશ્વર આપના વિશ્વરૂપનો હું આદિ, મધ્ય કે અંત જોઇ શકતો નથી.



જેના પર સ્નેહ હોય તેને ખાતર સહન કરવું માણસને અઘરું લાગતું નથી, ઊલટું પ્રિયજનને કાજે સહન કરવામાં ઘણાને આનંદ આવે છે. આમ છતાં કોઇક ગમતી વસ્તુ એક જ જણને મળે એમ હોય ત્યારે કોઇક વાર પોતાને ખબર પણ ન પડે એવી રીતે પતિ કે પત્ની બીજાને મૂકીને તેનો ઉપભોગ કરી લે છે. અંધ પતિને ખાતર આંખે પાટા બાંધી સ્વેચ્છાએ અંધાપો સ્વીકારનાર ગાંધારી ઊંચા ફળને તોડવા ખાતર પુત્રોના શબ ઉપર ચડે એ બહુ વિચિત્ર લાગે છે, પણ એવું પણ ઘણીવાર સારા માણસથી થઇ જાય છે.

—જયોતીંદ્ર દવે

૧

મનુષ્ય જીવન વિચિત્ર અને વિરોધી વસ્તુઓનું એટલું બધું સુબદ્ધ મિશ્રણ છે કે અમુક વિષાદ કઈ કઈ ક્ષણે હર્ષમાં પરિણમશે, અથવા અમુક આનંદ કઈ ક્ષણે દુઃખમાં ફેરવાઈ જશે,—એ પૃથક્કરણ માનવ બુદ્ધિના પ્રદેશથી અતિ દૂર અને અપ્રાપ્ય છે કેટલીક વાર જીવનમાં વિષાદની એવી કપરી ક્ષણો આવી જાય છે કે એ કયા કારણસર છે, કેટલી અને કેવી મુંઝવણભરી પરિસ્થિતિ ઊભી કરે છે, અને ક્યારે સમાપ્ત થશે, એ વિશે માણસ કશું જાણી કે વ્યક્ત કરી શકતો નથી. આવો માનસિક પરિતાપ એ ક્ષણે મૂક રહીને સહે જવામાં જ એને જાણે મજા આવે છે. અન્ય કોઈ એને દિલાસો આપવાના શુભ હેતુથી આવીને એની એ વિષાદજન્ય તલ્લીનતામા ભંગ પાડે, તે પણ તેને અસહ્ય થઈ પડે છે.

શકુંતની આજ આવી જ કંઈક સ્થિતિ હતી. આગગાડી કલકત્તા તરફ ધસારાબંધ કૂચ કરી રહી હતી. દરેક ક્ષણે અંતર કાપ્યાના હર્ષથી ટ્રેન જાણે વધારે ને વધારે ઉત્સાહિત થતી હોય એમ લાગતું હતું, ત્યારે કલકત્તા જેમ જેમ વધારે નિકટ આવતું જતું હતું તેમ તેમ શકુંતના વિષાદની માત્રા વધતી જતી હતી. ટ્રેનની બારીમાંથી નજરે પડતાં અને તરત જ ચાલ્યાં જતાં દૃશ્યો એને જીવનની ક્ષણિકતાનું ભાન કરાવતા હતા, પૃથ્વી અને આકાશના સંયોગ પ્રદેશ પર દૃષ્ટિ પડતાં જ એની શૂન્યતા અનન્ત શી બની જતી; ગાડીનાં પૈડાંના એકધારા અવાજમાં એને જીવનના આરોહ–અવરોહનું કર્કશ અને બેસૂરુ સંગીત સંભળાતું હતું.

એ ક્ષણિકતા શૂન્યતા અને કર્કશતાનાં અનેકમુખી આક્રમણથી બચવા એણે પોતાની આંખો મીંચી; પરંતુ બાહ્ય દૃષ્ટિ સંકેલાતાં, આંતર ચક્ષુના પટ પર ભૂતકાળની પ્રસંગચિત્રાવલિ વધારે સ્પષ્ટ રીતે પ્રકાશી ઊઠી: કોલેજજીવનનાં ચાર વર્ષ દરમિયાનના પ્રસંગો એક પછી એક આવીને સ્મરણોનું મીઠું છતાં અસહ્ય દુઃખ આપીને જતા રહેતા એણે નિહાળ્યા', મેટ્રિક પાસ થયા પછી, જ્યાંસુધી ભણવું હોય ત્યાંસુધી ભણાવવાનું,–આઈ. સી. એસ. થવા માટે વિલાયત મોકલવાનું–પિતાશ્રીએ આપેલું વચન એને યાદ આવ્યું અને એ સર્વ આશાઓ નાબુદ થયેલી નિહાળતાં એની આંખોની પાંપણો પર આંસુનું તોરણ બંધાયું.

"કેમ, ભાઈ! રડો છો શા માટે?" સામેની બેઠકમાંથી એક યુવતીનો પ્રશ્ન થતાં શકુંત ભાનમાં આવ્યો. એની આસપાસ આખાએ ડબ્બામાં બંગાળી પંજાબી અને અન્ય એવી કોમના લોકો બેઠા હતા, એમાં આ એક ગુજરાતણ બેઠી હશે એની શકુંતને ખબર ન હતી, વળી, શકુંતની માનસિક પરિસ્થિતિ પણ એટલી બધી સંક્ષુબ્ધ હતી કે સ્વાભાવિક રીતે જ આવી બાબતમાં એનું ધ્યાન ન રહે.

અચાનક, અજાણતાં અને તે પણ એક સ્ત્રી તરફથી પ્રશ્ન આવતાં શકુંત પ્રથમ તો ચમક્યો, પણ તરત જ આંસુ લૂછી, સ્વસ્થ થઈ, જાણે કશું જ બન્યું ન હોય એમ, કૃત્રિમ સ્મિતની એકાદ નિષ્ફળ રેખા ઓષ્ઠ ઉપર ફરકાવતો તે બોલ્યો:

"ના, ના, કાંઈ જ નથી; એ તો......" શકુંત અધવચ અટક્યો; એને અટકવું જ હતું.

"એમ કાંઈ કારણ વિના રડવું ન આવે, એમ સૌ કોઈ સમજી શકે છે, તમારે ન કહેવું હોય તો..." યુવતીએ વિવેક સાથે મર્યાદા દાખવી.

ડબ્બામાં બીજું કોઈ ગુજરાતી ન હોવાથી, તે બન્નેની વાત ઉપર કોઈ પણ પ્રકારનાં વિવેચન કે કટાક્ષવચનોનો કશો ભય નહોતો, અને એટલે જ કદાચ પેલી યુવતીએ એક અપરિચિત યુવક સાથે આમ વાતચીત કરવાની આટલી હિંમત કરી હશે.

"ન કહી શકું એવી એ કાંઈ છાની વાત નથી; પણ મારી અંગત વાતમાં તમને કદાચ રસ ન પડે," શકુંતે પોતાની વાત સાંભળવાનું એ યુવતીનું ઔત્સુક્ય માપતાં કહ્યું.

"કહો, કહો, જરૂર રસ પડશે," યુવતીએ આગ્રહ દર્શાવ્યો.

"લ્યો, સાંભળો ત્યારે, ટૂંકાણમાં પતાવું: ચાર વર્ષ પહેલાં સારા નંબરે મેટ્રિક પાસ થઇને હું કોલેજમાં ગયો; છએક માસ થયા, ત્યાં અચાનક મારી માતા મૃત્યુ પામી, મારા બે ભાઇ અને એક બહેનમાં હું સૌથી મોટો હતો, કોલેજમાં ગયો ત્યારે પિતાશ્રી તરફથી બી. એ. પાસ થયા પછી આગળ અભ્યાસ માટે ઇંગ્લાંડ અથવા અમેરિકા મોકલવાનું વચન પણ મેળવ્યું હતું. પરંતુ મારી માતાનાં મૃત્યુ પછી એમણે અમારી કશી પણ દરકાર કર્યા વિના ક્રૂર થઇને, બીજું લગ્ન કર્યું, અને પછી ઓરમાન માતાનાં રાજ્યમાં કોલેજનાં બાકીનાં વર્ષો મેં કેવી રીતે પૂરાં કર્યા હશે એ તમે સહેલાઇથી કલ્પી શકશો. આ વર્ષે હું ફર્સ્ટ કલાસ મેળવીને બી. એ. પાસ થયો છું. આગળ ભણવાના કોડ ઘણા છે. અને પિતાશ્રી ધારે તો એ પૂરા પણ પાડી શકે તેમ છે, પણ એ તો સાવ બદલાઇ જ ગયા છે; કહે છે કે 'તું તારી મેળે કમાતો થઇ જા, હવે નાનો નથી.' આ ક્રૂર વચનોથી મારું હૈયું ભરાઇ આવ્યું, ને એટલે જ, કલકત્તામાં કોલસાની એક ફેકટરીમાં કલાર્કની એક તાત્કાલિક જગ્યા મળવાથી ત્યાં જાઉં છું," શકુંત જરા શ્વાસ લેવા થંભ્યો, ત્યાં યુવતીએ પૂછ્યું:

કલકત્તા પહેલી જ વાર જાવ છો કે કોઇ વાર ગયેલા?"

"પહેલી જ વાર."

"ત્યાં કોઇક સગાંસંબંધી કે મિત્રો હશે."

"ના. કોઇ જ નથી."

"ત્યારે ઉતરવાનું કયાં રાખવાના છો?"

"કોઇક લોજમાં જ તો..."

એ યુવતીને શકુંતને કલકત્તામાં પોતાને ઘેર ઉતરવાનો આગ્રહ કરવાનું મન થઇ આવ્યું, પરંતુ એ વસ્તુ તેના અધિકાર અને મર્યાદાની બહાર હોઇને એ માત્ર "ઠીક" એટલું જ બોલી શકી.

પોતાની વાતમાં આટલો બધો સમભાવપૂર્વક રસ લેનાર આ યુવતી વિશે કાંઇક જાણવા શકુંતને ઉત્સુકતા થાય એ સ્વાભાવિક હતું; એ કેમ શરૂ કરવું એ ન સૂઝવાથી એણે માત્ર આટલું જ પૂછ્યું: "તમે પણ કલકત્તા જ આવો છો?"

"હા, મારી બહેનને ત્યાં; મારા બનેવી એક સારા ડૉક્ટર છે," યુવતીએ જવાબ આપ્યો.

"ભણતા હશો......" શકુંતથી ન રહેવાયું

"હા, આ વર્ષે જ મૅટ્રિકમાં આવી છું," જવાબ મળ્યો.

ગાડી અટકી: વાતવાતમાં કલકત્તા કયારે આવી ગયું એની બેમાંથી એકેયને ખબર ન રહી.

"તમારૂં નામ?" શકુંતે, એકાએક યાદ આવ્યું હોય એમ, પૂછી નાખ્યું.

"મોહિની," યુવતીએ નામ આપ્યું, અને એના કપોલ પર યૌવન સહજ મુગ્ધતા અને લજ્જાની રમ્ય રંગોળી પૂરાઇ રહી.

મોહિનીએ પોતાનું એડ્રેસ આપ્યું, ને શકુંતનું નામ પણ પૂછી લીધું.

મોહિનીને લેવા માટે તેના બહેન-બનેવી સ્ટેશને આવ્યાં હતાં; બધાં પ્લેટફોર્મ પરની ભીડમાંથી સ્ટેશન બહાર આવ્યાં ને ટેકસીઓ પણ નક્કી થઇ.

"પછી જરૂર મળજો, હોં!" પોતાની ટેકસી ઊપડતાં મોહિની શકુંતને કહ્યા વિના ન રહી શકી.

૨

એકાદ અઠવાડિયું લોજમાં રહ્યા પછી, શકુંતે એક સ્વતંત્ર રૂમ ભાડે રાખ્યો; અને ભૂતકાળને ભૂલવા મથતાં જેમ તેમ કરી નોકરી કરવા માંડી. કલકત્તામાં નોકરી અને ઘર બન્ને બાબતમાં જરા સ્થાયી થયા પછી જ મોહિનીને ત્યાં જવું, એમ એણે વિચાર રાખ્યો હતો. ગાડીમાં મોહિની મળી હતી ત્યારે, પોતે જ વિષાદમય સ્થિતિમાં હતો એટલે, એનું એને ખાસ આકર્ષણ નહોતું; પરંતુ છુટા પડયા પછી તો મોહિનીને મળવા માટે એટલો બધો તલસતો હતો કે હવે તો એ રજાની જ રાહ જોઇ રહ્યો હતો.

આજે રવિવાર હતો, કલકત્તામાં અજાણ્યો હોવા છતાં, એડ્રેસ ઉપરથી મોહિનીનું ઘર પોતે શોધી શકશે એવી એને ખાત્રી જ હતી; અને બેત્રણ ઠેકાણે પૂછતાં પૂછતાં આખરે એ એક બેઠા ઘાટના પણ કલાત્મક રીતે બંધાયેલા નાનકડા બંગલા પાસે આવી પહોંચ્યો. બંગલાનાં પ્રવેશદ્વારમાં જ "કુસુમ-કુંજ" વાંચતાં એને ખાત્રી થઇ કે મોહિનીએ એડ્રેસમાં લખેલ જ એ બંગલો હતો. સહેજ અંદર જઈ એણે ધીમેથી સાદ કર્યો: "મોહિની બહેન!"

"કોણ છે?" કહેતી પચીશેક વર્ષની એક સ્ત્રી બહાર આવી, પણ આગંતુક શકુંત એને અજાણ્યો લાગ્યો, છતાં એણે શકુંતને સવિનય આગ્રહ કર્યો: "આવો ને અંદર, મોહિની જરા બહાર ગઈ છે; હમણા આવી જશે." એને જોતાં જ શકુંત સમજી શકયો કે એ મોહિનીની મોટી બહેન હતી. સહેજ શરમ અને સંકોચ સાથે તે અંદર ગયો.

"તમે મોહિની બહેનનાં બહેન થાવ ને?" અતડું ન લાગે એ માટે એણે વાર્તાલાપ શરૂ કર્યો.

"હા, પણ તમે......"

"હું અને મોહિનીબહેન ગાડીમાં સાથે......"

"અરે, તમે જ શકુંતભાઇ કે? બેસો, બેસો, મોહિની તો તમારા જ જાપ જપે છે."

"કુસુમ! કોણ આવ્યું છે?" અંદરથી મોહિનીના બનેવી પ્રવીણચન્દ્રે પૂછ્યું.

"આ શકુંતભાઈ. મોહિની જેની વાત કરતી હતી તે......" કુસુમ બોલી; પણ ત્યાં તો એકાએક મોહિની બહારથી આવી; આવતાંની સાથે શકુંતને બેઠેલો જોઈને મોહિનીએ સાશ્ચર્ય આનન્દ વ્યકત કર્યો: "ઓહો! તમે? આટલા બધા દિવસ કયાં છુપાઇ ગયા હતા? તમે ન દેખાયા, એટલે મેં તો એમ ધાર્યું કે તમે પાછા દેશમાં ચાલ્યા ગયા હશો."

"ગયો હોત તો ય તમને તો મળીને જ જાત," પોતાને વચનનાં અગત્યનું ભાન છે એમ બતાવતાં શકુંત બોલ્યો.

ત્યારપછી તો પ્રવીણચન્દ્ર સાથે પણ શકુંતને પરિચય થયો, અને સાંજ સુધી અનેકવિધ વાતો કરીને, ઠેઠ અંધારૂં થયું ત્યારે, શકુંત ઘર તરફ વળ્યો.

અને પછી દર રવિવારે કે રજાના દિવસે શકુંતને મોહિનીને ત્યાં જવાનું જ; પ્રવીણચન્દ્ર અને કુસુમને પણ આ સરળ સ્વભાવના સંસ્કારી યુવક પ્રત્યે માન હતું, અને શકુંત પણ પોતાના અંગત જીવનના પ્રશ્નોમાં તેઓની સલાહ લેવાનું ન ચૂકતો.

જ્યારે જ્યારે શકુંત પોતાને ત્યાં આવે ત્યારે મોહિનીએ કંઇક ને કંઇક શીખવાનું તો શોધી જ રાખ્યું હોય: કોઇવાર અંગ્રેજી, તો કોઇવાર ઈતિહાસ; કોઇવાર ગણિત, તો કોઈવાર સંસ્કૃત; અને શકુંત પણ એની એ મુશ્કેલીઓનું બહુ રસભરી રીતે નિવારણ કરતો.

આ દરમ્યાન શકુંતને પણ કલકત્તામાં ઠીક ઠીક ફાવી ગયું હતું. પ્રવીણચન્દ્ર જેવા પ્રતિષ્ઠિત અને પ્રખ્યાત ડૉકટરના સહવાસથી એને ઘણા મોટા માણસોનાં પરિચય અને મૈત્રીનો લાભ મળ્યો હતો. આ બધાં કારણસર, હવે તો પોતે કલકત્તામાં જ સ્થાયી થઇ રહેશે, એમ એને અંતરમાં ઊંડે ઊંડે થયા કરતું હતું.

શકુંતના આઠ-દસ માસના સહવાસને અંતે પ્રવીણચન્દ્ર એટલું જાણી શકયા હતા કે હાલની કારકૂનની નોકરી શકુંતનાં માનસિક બંધારણને અનુકૂળ નથી; કોઈ શિક્ષણ સંસ્થામાં અધ્યાપક થવાની તક મળે તો સારૂં, એવી એની ઊંડી ઊંડી ઇચ્છા પણ તેઓ વાંચી શકયા હતા.

૩

ઘણી વાર સંજોગો એકાએક એટલા બધા સાનુકૂળ થઇ જાય છે કે આપણને પ્રભુની વ્યવહાર-દક્ષતા ઉપર આફ્રીન થઇ જવાનું મન થાય છે.

કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજના ગણિતના પીઢ પ્રોફેસરનું અચાનક અવસાન થયું. પ્રિન્સિપાલ સાથે પ્રવીણચન્દ્રને જૂનો અને ગાઢ સંબંધ હતો: શકુન્ત





પણ ગણિતનો પહેલા વર્ગનો ગ્રેજ્યુએટ હતો; અને તેથી જ એ ખાલી પડેલી જગ્યાએ ગણિતના લેક્ચરર તરીકે શકુંતની નિમણૂક થઇ ગઇ.

આ જ વર્ષે મોહિની પણ શકુંતની સહાયથી મૅટ્રિક પાસ થઇને કૉલેજમાં આવી હતી. કૉલેજનો સમય પૂરો થયા પછી દરરોજ મોહિનીને ઘેર મૂકીને જ પોતાને ઘેર જવાનો શકુંતનો કાર્યક્રમ હતો; અને આ રીતે શકુંત અને મોહિની પરસ્પર વધારે નિકટના સંસર્ગમાં આવતાં ગયાં.

કૉલેજથી ઘેર આવતાં સુધીમાં એ બન્ને વચ્ચે અનેક પ્રકારની વાતો થતી: શિક્ષણપ્રણાલિકા, રોજબરોજનું રાજકારણ, સમાજવ્યવસ્થા અને સાહિત્યવિવેચન.

અને પછી તો એ સંબંધ એટલે સુધી વધ્યો કે શકુંત અને મોહિની કૉલેજના સમય દરમ્યાન પોતપોતાનાં કામમાં ગુંથાયેલાં હોય ત્યારે જ માત્ર જુદાં રહેતાં. શકુંતે પણ પોતાનું ઘર ફેરવીને અનુકૂળતા અને સગવડને ખાતર મોહિનીના પાડોશમાં લીધું હતું. હરવાફરવામાં, સીનેમામાં અને અન્ય સર્વ સ્થળે પણ શકુંત અને મોહિની જુદા ન જતાં; કોઈ કોઇ વાર કુસુમ કે પ્રવીણચન્દ્ર પણ તેમની સાથે હોય. ટૂંકમાં, તેમનાં કુટુંબીજનોમાંનો એક હોય એમ, દૂધમાં સાકરની પેઠે, શકુંત તેમની સાથે ભળી ગયો હતો.

"શકુંતભાઇ, તમે આમ એકલા જ રહેવાના?" કૉલેજમાંથી ઘર તરફ પાછાં ફરતાં એકવાર અચાનક મોહિનીથી પૂછાઇ ગયું.

"એકલો શા માટે, તમે સૌ અહિં મારી સાથે જ છો ને?" શકુંતે ન સમજવાનો ડોળ કરતાં જવાબ વાળ્યો.

"બહુ પાકા છો, હોં!" મોહિની રમતિયાળ થતી જતી હતી; પરંતુ માત્ર રમતિયાળ થયે પાલવે તેમ નહોતું; એને તો સાચી વસ્તુસ્થિતિ જાણવી હતી: એટલે એણે સહેજ અચકાતાં આગળ ચલાવ્યું:

"હું એમ પૂછવા માગું છું કે તમે લગ્ન......ક્યારે કરશો?"

"હજુ કશું નક્કી નથી......પણ......" શકુંત અટક્યો.

"'પણ' શું? કહી નાખો ને......!" મોહિનીની ધીરજ ખૂટતી જતી હતી.

"હું તારા વિશે પૂછવા માગું છું", શકુંતે વાતનું વહેણ ફેરવ્યું.

"મારું તો બધુંય કુસુમબ્હેનના હાથમાં છે," મોહિનીએ કહ્યું.

"ત્યારે મારું પણ મારા પિતાશ્રી અને ઓરમાન માતુશ્રીની સંયુક્ત ઇચ્છા ઉપર અવલંબે છે," શકુંતે પોતાની પરિસ્થિતિની ચોખવટ કરી.

વધુ સહવાસમાં આવતાં શકુંતને સંપૂર્ણ ખાત્રીપૂર્વક જણાયું કે મોહિની એને ચાહે છે, અને તે પણ અંતરનાં ઊંડાણથી, ગંભીરતાપૂર્વક, એક જીવનસાથી તરીકે; અને પોતાને પણ તેમાં કશો વાંધો નહોતો. પિતાશ્રીના ગમે તેવા વિરોધને હવે તે ફગાવી દેવાની શક્તિ ધરાવતો હતો. કુસુમ અને પ્રવીણચન્દ્રની સંમતિ આ વાતમાં એને મળે એની જ એ રાહ જોતો હતો.

એકવાર મોહિનીની ગેરહાજરીમાં એ એને ત્યાં ગયો. પ્રવીણચન્દ્ર પણ સંજોગવશાત્ હાજર નહોતા; એણે પોતાની વાત રજુ કરવાની સુંદર તક નિહાળી.

"કુસુમબ્હેન! મોહિનીને ક્યાંસુધી ભણાવવી છે?" વાતની પ્રસ્તાવના તેણે શરૂ કરી.

"બી. એ. સુધી તો ખરી જ; પછી તેની મરજી; ભણવું હોય તો ભણે અને નોકરી કરવી હોય તો તેમ કરે," કુસુમે કહ્યું.

"કેમ, મોહિનીને શામાટે નોકરી કરવી પડે?" શકુંતની શંકા સ્થાને હતી.

"ત્યારે શું કરશે? આપણા સમાજમાં અને તેમાંય બ્રાહ્મણમાં વિધવાઓ થોડી જ પુનર્લગ્ન કરી શકે છે?" કુસુમે પ્રશ્નનાં રૂપમાં ચોખવટ કરી.

પરંતુ કુસુમનું એ વાક્યબાણ તો કુસુમની પોતાની જાણ બહાર શકુંતનાં હૃદય સોંસરવું નીકળી ગયું; એ ચોંકયો ને મોટેથી બોલી ઊઠયોઃ

"શું મોહિની વિધવા છે, કુસુમ બહેન ?"

"નવ વર્ષની હતી ત્યારની, એને તો બિચારીને એ વાતની ખબરેય નથી !,' કુસુમે સ્ફોટ કર્યો.

એટલી નાની વયમાં મોહિનીનાં લગ્ન શા માટે થયાં હશે, એ વિચારમાં શકુંત તો હજુ દિઙ્મૂઢ ઊભો હતો, ત્યાં તો કુસુમે સંપૂર્ણ ઘટસ્ફોટ કર્યો: "અમને બન્ને બહેનોને એક જ ઘરમાં પરણાવવામાં આવી છે. મારી મા તો અમારાં નાનપણમાં જ ગુજરી ગઈ હતી; અમે બે બહેનો સિવાય મારા પિતાશ્રીને બીજું કશું સંતાન નહોતું; વળી એમની તબિયત પણ સારી નહોતી રહેતી એટલે મારાં લગ્ન વખતે જ મોહિનીનાં લગ્ન પણ મારા દિયર સાથે થઇ ગયાં; પણ લગ્ન પછી માત્ર ત્રણ જ મહિને એ કોલેરાનો ભોગ બન્યા. મોહિનીનો જીવનરસ જળવાઇ રહે એ હેતુથી અમે એને પ્રયત્નપૂર્વક એ વાતની ખબર પડવા નથી દીધી, શું થાય ? જેવું જેનું ભાગ્ય !" કહી કુસુમે એક ઊંડો નિ:શ્વાસ નાખ્યો, આંખ ભીની થઇ ગઇ અને છેલ્લા શબ્દોનાં ઉચ્ચારણ વખતે કંઠ ગદ્‌ગદિત થઇ ગયો.

પોતે બેઠો હતો તે જગ્યાએ નીચેથી જમીન જાણે સરી જતી હોય એમ શકુંતને લાગ્યું, કુસુમને કેવાં આશ્વાસનવચનો કહેવાં, એની ગડમથલમાં એ હતો ત્યાં તો, "શકુંતભાઇ !" કહેતીકને મોહિની બહારથી અંદર ધસી આવી.

અદ્ધર શ્વાસે જ પૂછવા લાગીઃ "તમે ન આવ્યા ને ? ટાઉન હૉલમાં પ્રો. બેનરજીનું લેકચર બહુ મઝાનું હતું."

"કયા વિષય પર હતું ?" શકુંતે અમસ્થું, સ્વાભાવિક જ, પૂછ્યું, "વિધવા વિવાહ !" જવાબ મળ્યો.

શકુંત અને કુસુમ બન્ને ઊંડી ગ્લાનિભરી દષ્ટિથી મોહિની, તરફ જોઇ રહ્યાં. મોહિની એ ન સમજી શકી.

"શકુંતભાઇ, તમે વિધવાવિવાહમાં માનો છો કે નહિ ?" એટલી જ બેદરકારીથી મોહિનીએ પ્રશ્ન પૂછયો.

પોતાનાં ઊર્મિતંત્ર પરનાં આ અચાનક એકધારાં આક્રમણથી શકુંત કિંકર્તવ્યમૂઢ થઇ ગયો હતો. ચપળ કુસુમ પણ એની માનસિક પરિસ્થિતિ કંઇક અંશે સમજી ગઇ હતી.

"જવાબ આપોને, મુંગા કેમ થઇ ગયા ?" એ પ્રશ્ન મોહિની પૂછતી રહી, ને "સાંજે આવીશ ત્યારે જવાબ આપીશ," કહેતો શકુંત એકદમ ઘર છોડી ચાલ્યો ગયો.

કુસુમ અને મોહિની—એક દુ:ખની અને બીજી આશ્ચર્યની દષ્ટિથી—એને એ પ્રમાણે જતો જોઈ રહ્યાં.

૪

દેશમાંથી પિતાશ્રીની માંદગીનો અચાનક તાર આવતાં, બીજે જ દિવસે શકુંત દેશમાં ગયો હતો; મોહિની, કુસુમ કે પ્રવીણચન્દ્ર—કોઈનેય મળ્યા કે ખબર આપ્યા વિના.

એને તો ફક્ત એક જ પ્રશ્ન મુંઝવતો હતોઃ "મોહિની વિધવા ન હોત તો...?"

તેના દેશમાં ગયા પછી પિતાશ્રીની તબિયત સુધારા ઉપર આવી ગઇ; પણ તેમની હવે વૃદ્ધાવસ્થા હોવાથી એમને આ વખતે તો શકુંતને પરણાવીને જ કલકત્તા મોકલવો હતો. લગ્નની બધી તૈયારી કરી રાખી હતી. માત્ર શકુંત કન્યાને જોઈને સંમતિ આપે એટલી જ વાર હતી.

છએક ધોરણ અંગ્રેજી ભણેલી, સુશીલ, નમણી હંસાને શકુંતે જોઇ, અને એ ના ન પાડી શકયો.

લગ્ન થઇ ગયાં ને પતિપત્ની કલકત્તા આવ્યાં.

એ મહિને શકુંતનું ઘર અચાનક ખુલ્લું દેખતાં જ મોહિની અંદર દોડી આવી.

"શકુંતભાઇ !" અદમ્ય હર્ષાવેગમાં એનાથી મોટેથી બોલાઇ જવાયું.

શકુંત અંદરના ખંડમાં હતો. હંસા દ્વારમાં જ મળી.

"શકુંતભાઇ !" કંઠમાં ભરાયેલા ડૂમા સાથે એ દ્વાર સાથે અથડાઇ પડી.

શકુંત બહાર દોડી આવ્યોઃ "મોહિની !"

મોહિની ઊભી થઇ: "શકુંતભાઇ, અભિનંદન: ભાભીશ્રી, અભિનંદન !"

લગ્નનાં માંગલિક અભિનંદન ઉપર આંસુનો અમંગળ અભિષેક કરતી એ પગથિયાં ઊતરી ગઇ.

શકુંત અને હંસા એકબીજાની સામે જોઇ રહ્યાં. હંસા કશું જ સ[illegible] શકી નહિ.

# સંસ્કાર કથાઓ

ધૂમકેતુ

[ ૧ ]

શાહેનશાહ અકબર પાસે એક દિવસ એક વાત આવી. કેટલાક પોર્ટુગીઝ ચાંચિયા ખલાસીઓએ એક વહાણુ લૂંટી લીધું હતું. વહાણુમાં ઘણાખરા મુસલમાન વેપારી મુસાફરો હતા. વહાણુ લૂંટી લીધું એ તો ઠીક પણુ પછી આ ખલાસીઓએ એમના ધર્મ પુસ્તક કુરાનને અપમાન પણુ આપ્યું. એક કૂતરાના ગળામાં એને બાંધીને એ કુતરાને આખા શહેરમાં ફેરવ્યો.

આ સમાચાર જ્યારે દિલ્હીના રાજમહાલયમાં આવ્યા ત્યારે ત્યાં સૌ ઉંચા નીચા થઇ ગયા. રાજમાતા તો બાદશાહની પાસે જ દોડયાં. 'દીકરા! એ ફીરંગીઓની એવી ખબર લે કે એ જિંદગીની ખોડ ભૂલી જાય! પહેલાં તો એના બાઇબલને ગધેડાને પુંછડે બંધાવીને દિલ્હી આખામાં ફેરવ! તે વિના એ ઠેકાણે નહિ આવે!'

શહેનશાહ અકબરે શાંતિથી જવાબ દીધો: 'અમ્માજાન! ખલાસીઓને દંડ ચોક્કસ થશે. પણુ જે કામ એમણે કર્યું, એ જો નિંદાલાયક છે તો એવું જ કામ હું કરું, એટલે શું એ વખાણવા લાયક થઇ જાય? એમણે ધર્મ પુસ્તકનું અપમાન કર્યું. હવે એના ધર્મ પુસ્તકનું હું અપમાન કરું તો હું બાદશાહ શાનો? મને તો હિંદુ મુસલમાન ક્રિશ્ચિયન તમામ બાદશાહ માને છે. મારાથી એવું પગલું કેમ ભરાય? એવું પગલું ભરૂં તો મને પણુ કોઈ લૂંટારો ન કહે?

સૌ મૌન થઈ ગયા. એમને ખબર પડી ગઇ કે સત્તાના સ્વયંનિર્મિત મર્યાદામાં જ રાજત્વ રહ્યું છે!

[ ૨ ]

"તમને ઇશ્વર એવી શક્તિ આપે કે તમે આ દુનિયામાંથી ગમે તે બે શબ્દનો નાશ કરી શકો—એટલે કે સદંતર નાશ કરી શકો, જાણે એ કોઈ દિવસ હતા જ નહિ એવા કરી શકો, તો તમે કયા બે શબ્દને તદ્દન નાલાયક ગણીને ઊડાડી મૂકો. બોલો! શબ્દ ઊડે એટલે એને લગતી વસ્તુ જ ઊડી જાય. બોલો!'

એક ગુરૂએ પોતાના શિષ્યોને આવો પ્રશ્ન પૂછયો. પછી ઉત્તરની રાહ જોતા એ બેઠા. શિષ્યોમાં મોટી ચર્ચા થઈ રહી.

શિષ્ય સમુદાય વિચારમાં પડી ગયો હતો. કઇ બે વસ્તુ એવી છે જેને ઉડાડી મૂકવી જોઈએ. દુનિયાને જેમનો કાંઇ ઉપયોગ નથી. જે ન હોય તો દુનિયા વધારે સારી બને. એવી બે વસ્તુ કઈ?

સૌ વિચારમાં પડી ગયા 'કામ ક્રોધ નહિ?' કેટલાકે કહ્યું.

'પણુ તો મોહનું શું? એ રહે એટલે એનું એ!'

'ત્યારે એક તો લક્ષ્મી!' કોઈક બોલ્યો: 'પણુ બીજી કઈ?'

'એક લક્ષ્મી તો બીજી વિદ્યા! ઠીક છે, એ બે જાય, એટલે દુનિયા એક તો ભીખ માગતી થાય, ને વિદ્યા હોય નહિ, એટલે પછી એ ભીખ પણુ હમેશની થાય! વાહ અક્કલ વાહ!'

'પણુ ત્યારે?'

'લોભ, લાલચ!'

'પણુ લોભ છે તો પરાક્રમ પણુ છે તેનું શું? લોભ ન હોય તો શા માટે કોઇ કામ



કરે? બેઠા મજા ન કરે? એટલે કે આળસ ન કરે?'

એક સૌથી નાનો શિષ્ય હતો તે ઊભો થયો, સૌ તેની સામે જોઈ રહ્યા.

'હું તમને એક સવાલ પૂછું છું. ગીતિમાં કહ્યું છે નિષ્કામ કર્મ કરવું. ભક્તિ, જ્ઞાન, યોગ બધાં નિષ્કામ તો સારાં. તો જ માણસને માણસાઇ પ્રત્યે આકર્ષણ થાય અને માણસાઈ સ્થાપી—એટલે બધું સ્થપાઇ ગયું!'

'એ બધું તો ઠીક. પણ આનો જવાબ આપો ને!'

'તમે ઇશ્વરભક્તિ શું કરવા કરો છો?'

'નાનું છોકરું સમજે તેવી વાત છે. ભક્તિ કરો તો સ્વર્ગ મળે!'

'અને પાપી ક્યાં જવાના?'

'પાપી જવાના નર્કમાં!'

'બસ, ત્યારે મારે આ જ કહેવાનું છે. આ બે શબ્દોને કાઢી મૂકો. સ્વર્ગને ને નરકને. તો માણસો જે સત્કાર્ય કરે, તે માણસાઇ માટે કરે. સ્વર્ગ માટે પણ ન કરે. ને નરકમાંથી બચી જવા માટે પણ ન કરે. તો એ સમજે કે માણસ હોય તે માણસાઇભરેલું જ કામ કરે. બીજું એનાથી થાય જ કેમ? તો એ હવા વ્યાપી જાય. માણસાઇ, હવાના જેવી કુદરતી ને વ્યાપક બની કે બધે જ શાંતિ સુખ! માટે આ બે તમામ સત્કાર્યનો છેદ ઉડાડી મૂકનારા શબ્દોને દેશવટો આપો. આપણે 'સ્વર્ગ'નું કામ નથી. નરકનું પણ કામ નથી. મરણ પછી જે થતું હોય તે ભલે થાય. જીવતાં માણસાઈની ખાતર માણસાઇ ચાલુ થાય એટલે બસ.'

ગુરૂએ તેની સામે જોયું, 'વત્સ! તું ક્યાંનો છે? કોનો પુત્ર તું?'

'પ્રભુ!' પેલાએ બે હાથ જોડયા: 'હું કેવળ આ પૃથ્વીને મારી માતા જાણતા શીખ્યો છું. એથી વિશેષ મારી પોતાની મને કાંઇ ખબર નથી!'

'ત્યારે આજથી તું મારો પુત્ર. આંહીં આવ મારી પાસે.'

[ ૩ ]

સ્પાર્ટાના નેતા લાઇકરગસની એક વાત છે. એ ઘણો જ વિચારવંત પુરૂષ ગણાતો. લોક કલ્યાણનું ન હોય એવું કોઈ કામ એ કદાપિ કરતો જ નહિ. એટલો બધો એ વિવેકી હતો. ઊંડી વ્યવહારુ સમજણ ધરાવતો છતાં પણ કોઇ કામ તો એવું થઇ જતું કે જેમાં એક નહિ તો બીજો નારાજ થયો હોય!

એવો એક નારાજ થયેલો માણસ એની પાસે આવ્યો. તેણે પહેલાં તો પોતાની વાત કહી. લાઇકરગસે તે સાંભળી. શાંતિથી એને સમજાવ્યો. પણ પેલો તો કોઇ હિસાબે સમજવા માગતો જ ન હતો!

એણે એના ઉપર ગાળોનો વરસાદ વરસાવવા માંડયો.

એક પણ શબ્દ બોલ્યા વિના લાઇકરગસ ઘર ભણી ચાલતો થયો,

એમ તો પેલાને વધારે શૂરાતન ચડયું. એણે તો આખે રસ્તે એને ગાળો દેવા માંડી. લાઈકરગસે ઘેર જઈને એને કહ્યું: 'હવે તું આંહીં જ રહી જા. જેથી ગાળો આપવા માટે તારે ધક્કો ખાવો ન પડે!





પેલો માણસ મૂંગો થઇ ગયો. પછી તે ત્યાં રહ્યો પણ ખરો. લાઇકરગસને ત્યાં જ કામ કરે ને ખાય ને પડયો રહે!

તે દરમ્યાન લાઇકરગસનું જે જીવન જોયું એનાથી એ છક્ક થઈ ગયો! ઓહોહો! આટલી બધી પળે પળની કિમ્મત? ને લોકસેવાની આવી ભાવના? આ તે કોઈ માણુસ કે દેવ?'

લાઇકરગસે થોડા વખત પછી એને ઘેર જવાનું કહ્યું ત્યારે એ તો ઊભો જ રહ્યો, ખસે નહિ!

'કેમ? હજી તારે કાંઇ કહેવાનું બાકી રહ્યું છે?'

'મારે હવે એક જ શબ્દ કહેવાનો છે. મને તમારી પાસે જ રહેવા દો!'

'એક શરતે?'

'શી?'

'હું કાંઈ પણ ખોટું કરું છું એમ તને લાગે કે તરત તારે મને ગાળ તો દેવી દેવી ને દેવી?'

પ્રેમભર્યા વાતાવરણમાં બન્ને જણુ સામસામા હસી પડયા. એક માણુસ એક રીતે જીત્યો હતો. તો બીજો બીજી રીતે જીત્યો હતો. જીત બન્નેની હતી.

[ ૪ ]

બે સાધુ મિત્ર હતા. બન્ને ત્યાગી હતા. પણુ એકે ત્યાગને ખરેખરા અર્થમાં અપનાવ્યો હતો. બીજો ત્યાગ ને સંગ્રહની વચ્ચે રમતો હતો. એકને મન ત્યાગી એટલે ખરેખરા અર્થમાં ત્યાગી. એ આવતી કાલની ચિંતા કરીને કાંઇ જ સંગ્રહે નહિ. તો જ એ ત્યાગી. આવતી કાલની ચિંતા કરે એ ત્યાગી નહિ. ઇશ્વર ઉપર એટલી નિ:સીમ શ્રદ્ધા હોય કે ઇશ્વર એનો વ્યવહાર રોડવવાને બંધાયલો છે, તો જ ત્યાગ સાચો!

બીજો માનતો કે ત્યાગીએ બહુ સંગ્રહ ન કરવો. પણુ સાવચેતી તો હમેશાં રાખવી. એના ત્યાગમાં એણે એટલી છુટ રાખી હતી.

એક વખત બન્ને મુસાફરીએ નીકળ્યા. રસ્તામાં એક જગ્યાએ નદી બે કાંઠે આવેલી. પાણી ઉતરાય તેમ ન હતું. હોડીમાં બેઠા વિના છુટકો ન હતો. હોડીવાળો કહે પૈસા આપો તો હોડીમાં બેસો.

ખરો ત્યાગી હતો એણે તો ત્યાં જ મુકામ કરી નાખ્યો. પાણી ઉતરશે ત્યારે જાશું એમ નિર્ણય કર્યો પણ પેલા બીજા ભાઇને ચટપટી થાય. તેણે પૈસા ખર્ચ્યા. બન્ને નદી પાર કરી ગયા. હવે તેણે પેલાને કહ્યું: 'તમે તમારી ત્યાગની વાતને હવે છોડી દેજો હો. જો આપણી પાસે પૈસા હતા તો આપણે નદી પાર કરી. તમારા ત્યાગથી તો કાંઈ ન વળત!'

બીજાએ જવાબ આપ્યો: 'તમારી ભૂલ છે. એમ કહો કે ત્યાગથી જ આપણે પાર ઉતર્યા!'

ત્યાગથી? ત્યાગથી તો હજી ત્યાં ઠેબાં ખાતા હોત!'

'તમે સમજ્યા નહિ. મેં ત્યાગને અપનાવ્યો છે. અને તમે પૈસા ખર્ચ્યા એ પણુ ત્યાગ જ થયો કે નહિ? એટલે આપણે ખરી રીતે ત્યાગથી જ કામ પાર પાડયું. પછી એ ત્યાગ મારો હોય કે તમારો એ પ્રશ્ન મહ-



ત્નનો નથી. પણ ત્યાગ હતો તો રસ્તો મળ્યો! તમે સ્વાર્થ રાખ્યો હોત કે ના બીજા માટે હું શું કરવા ત્યાગ કરું તો કામ પાર પડત? માટે તમે પણ ત્યાગનો જ મહિમા સ્થાપ્યો કહેવાય.

[ ૫ ]

એક માણસ પાસે એક ઘોડો હતો. અને એક ખચ્ચર પણ હતો. બન્નેની પાસેથી એ કામ લેતો. હવે એક વખત એ મીઠાની ગુણો લઈને બીજે ગામ જવા નીકળ્યો. રસ્તામાં પેલા ખચ્ચરે ઘોડાને કહ્યું: 'ઘોડાભાઈ! થોડોક મારો ભાર ઉપડાવશો? હું થાક્યું છું!'

ઘોડાએ જવાબ દીધો: 'તું તો મૂરખ છે. તારો ભાર હું ઉપાડું?'

ખચ્ચરે કહ્યું: 'ઘોડાભાઈ! આવે વખતે ડહાપણ કે મૂર્ખાઈ ન જોવાય. મદદ કરાય. તો જ બીજો ટકી રહે!'

પણ ઘોડાએ તો જવાબ દીધા વિના ચાલ્યે રાખ્યું. રસ્તામાં નદી આવી. ખચ્ચર થાક્યું હતું. મીઠાના વેપારીએ વિચાર કર્યો કે જો અધવચાળે પાણીમાં ગુણ પાડશે તો બધું મીઠું પાણી થઈ જશે. એણે તો એના ઉપરથી ભાર હલકો કરવા ઘોડાને ઊભો રાખ્યો ને એના ઉપર ઠીક વધારે ભાર નાખ્યો!'

ખચ્ચરે હવે ધીમેથી કહ્યું: 'ઘોડાભાઈ! ભલમનસાઈ ન થઈ ને ભાર તો બમણો મળ્યો જ!'

ઘોડાએ જવાબ દીધો: 'પણ તને તો મેં ના પાડી! ના પાડયાનો આનંદ મળ્યો તેનું શું?'

ખચ્ચર હસી પડયું: 'અરે ઘોડાભાઈ! તમારું શરીર ઘોડાનું છે. પણ બુદ્ધિ ગધેડાની છે!'

[૬]

એક વખત એક રાજાને જન્મ અને મૃત્યુ શું છે એ જાણવાનું મન થઈ આવ્યું. એણે દેશ દેશના પંડિતો ભેગા કર્યા. રાત ને દિવસ પંડિતોએ ચર્ચાઓ ચલાવી, જ્ઞાનના ગ્રંથો ખોળ્યા. શાસ્ત્રાધાર લીધા. પણ જન્મ મરણ શું છે એનો કોઈને કાંઈ પત્તો લાગ્યો નહિ, બધાને એક જ વાત મળે. જન્મ છે તો મરણ છે. જન્મ મરણ અનિવાર્ય છે. જે જાયો તે જાય અને ફૂલે તે કરમાય, પણ એમાંથી જન્મમરણ ખરેખર શું છે, એ છે કે નથી, એનો કોઈ નિશ્ચયાત્મક પ્રત્યુત્તર એમને મળ્યો નહિ.

એ પંડિતોની સભામાં એક દિવસ એક જુવાન આવી ચઢયો. એનો ચહેરો જુઓ તો લાલ ગુલાલ, આંખો જાણે હસતી હસતી, એને કોઈ જ ચિંતા હોય નહિ તેમ કપાળ ઉપર રેખા એક મળે નહિ. એને એવો આનંદી જોઈને પંડિતો સૌ એને વળગ્યા: 'અલ્યા ભાઈ! તું આટલો બધો ખુશખુશાલ દેખાય છે તો તને જન્મમરણનો ભેદ મળ્યો છે કે શું? તું એ વિષે કાંઈ જાણતો હો તો કહે!'

પેલા જુવાને જવાબ દીધો: 'મને જન્મ મરણનો ભેદ તો મળ્યો નથી, પણ જન્મ-મરણ જણાય જ નહિ. એવો એક ભેદ મને મળ્યો છે!'

'શું છે એ ભેદ? એ તો કહે! તને શી રીતે મળ્યો?'





'સાવ સહેલી વાત છે. હું મારા જન્મના અકસ્માતને યાદ કરવા ધારૂં તો પણ યાદ કરી શકતો નથી. એ ઉપરથી મેં વિચાર્યું કે જન્મ-મરણનું દ્વંદ્વ સનાતન છે. આપણે જો આપણા જન્મના અકસ્માતને યાદ કરી શકતા નથી, તો એ જ બતાવે છે કે આપણે મરણને પણ યાદ કરવું ન જોઇએ. એવો ઈશ્વરી સંકેત જણાય છે. ત્યારથી મેં મરણને યાદ કરવાનું છોડી દીધું. અને એક આશ્ચર્ય થયું! જીવનની પળેપળને કામનો—પછી ભલેને એ કામ કેવળ પુસ્તક આંહીથી લઈને ત્યાં મૂકવાનું હોય-પણ એવા નાનકડા કામનો પણ, આનંદ મળવા માંડયો! ત્યારથી હું જન્મ-મરણનો ભેદ પામી ગયો છું. એ બેમાંથી એકે સંભારવા માટે છે જ નહિ. એ બેની વચ્ચેનો જે સમય માણસને મળ્યો છે તે કામ કરવા માટે છે.

જન્મ મરણ વિષે તો મને કાંઇ મળ્યું નથી પણ એ બેમાંથી એકેનું અસ્તિત્વ ન રહે —એવું આ જ્ઞાન મળ્યું છે. તમને ઉપયોગી લાગે તો તમારૂં છે!'

પંડિતોએ રાજાને જવાબ કહ્યો: 'મહારાજ! જન્મ મરણના પ્રશ્નનું મંથન-એને જ જાગે છે, જેને પોતાનું કામ મળ્યું નથી. જેણે પોતાનું ખરૂં કામ શોધ્યું છે એણે તો એ કામની સાથે સાથે જ એ પ્રશ્નની પણ શોધ માંડી છે! એટલે સચ્ચાઈથી પોતાનું જીવન કામ કરવું એ જ એ ભેદ પામવાનો રાજમાર્ગ છે!'

[૭]

**એ**ક બાદશાહ પાસે એક બાઈ ફરિયાદે આવી, એના પતિને બાદશાહના કોઇ માણસે મારી નાખ્યો હતો, એનાથી એ કામ ભૂલમાં થઇ ગયું હતું, એ બાદશાહને જાણ હતી. એટલે બાદશાહે પોતે હાથ જોડીને ક્ષમા માગી, અને કહ્યું કે તું કહે તેટલો બદલો આપીએ!

પેલી બાઇએ કહ્યું: 'બાદશાહ સલામત! તમારા રાજમાં ધારો છે, જીવ સાટે જીવ આપવો પડે છે. એણે મારા પતિને માર્યો છે, માટે એને દેહાંતદંડ થવો જોઈએ!'

'પણ બાઈ! એણે ભૂલ કબૂલ કરી છે!'

બાઈએ કહ્યું: 'એમ તો સૌ ખૂન કરીને ભૂલ કબૂલ કરવા દોડશે. કોને માનશો ને કોને નહિ માનો?'

બાદશાહ તો બાઇની બુદ્ધિ પાસે હારી બેઠો, વાત સાચી હતી. એટલામાં બાઈ બોલી: 'અથવા જાહેર કરો કે બાદશાહી માણસો માટે કોઇ ધારો નથી!'

બાદશાહને તો એ સાંભળી ઘણું જ લાગી આવ્યું. કામનો બીજો કોઇ સાક્ષી ન હતો. કોઈ બીજો ઉપાય ન હતો. તેણે એક છેલ્લી વિજ્ઞપ્તિ કરી જોઈ: 'જો બાઇ! તારૂં પોતાનું દિલ કહેતું હોય કે એણે ભૂલ કરી છે, તો તું ભૂલ કબૂલ રાખી, બદલામાં રાહત માગી લે એમાં શુદ્ધ ન્યાય છે. તારૂં દિલ જાણતું હોય, પણ ઘા એવો કારમો લાગતો હોય કે તેનો બદલો નહિ, પણ જીવન લેવાનું જ મન થતું હોય તો તું થોડોક વિચાર કરી અને જાતને કાબૂમાં લે. અને જો કેવળ અક્ષરને આધારે તારી બુદ્ધિ તને વેર લેવા પ્રેરતી હોય તો—એ રસ્તો ખોટો છે. હવે તું જ ન્યાયાધીશ છો. ને તારો ન્યાય તું કરી લે!'



'દેશનો કાયદો સૌ માટે એક જ હોવો જોઈએ!' બાઈએ કહ્યું : 'એમાં ફેર થાય તો થઈ રહ્યું!'

બાદશાહ વિચારમાં પડી ગયો. કાયદાનો ભંગ તો પોતે પણ કરી શકતો નથી.

'જો બાઈ!' છેવટે એ બોલ્યો: 'ઇશ્વર કેવો દયાળુ છે! એ પ્રેમનો બદલો પ્રેમથી આપે છે. ન્યાયનો ન્યાયથી વાળે છે. બુદ્ધિનો બુદ્ધિથી આપે છે. તેં કહ્યું કાયદાનો ભંગ ન થાય, તો ભલે કાયદાનો ભંગ નહિ થાય. આપણે ત્યાં હાથ સાટે હાથ લેવાય છે ને પગ સાટે પગ, અને જે રીતે પેલાએ નુકશાન કર્યું હોય, તે રીતે બદલો લેવાય છે. આ રીતરિવાજ છે. આ તું કબૂલ કરે છે?'

'હા, જહાંપનાહ! એ તો બરાબર છે!'

'ત્યારે જો....' બાદશાહે કહ્યું: 'તારા ધણીને એણે મારી નાખ્યો એ સાચું?'

'હા'

'શી રીતે?'

'ગુનેગાર ખજૂરી ઉપર હતો. મારો ધણી નીચે હતો. એના ઉપર એ એવી રીતે પડયો કે મારો ધણી મરી ગયો!'

'બરાબર તો તું એમ કર, તું ખજૂરી ઉપર હો. આ ગુનેગાર નીચે હોય. તું એના ઉપર એવી રીતે પડ કે એ મરી જાય! આ ન્યાય છે!'

પેલી બાઈ તો સાંભળીને છક્ક થઈ ગઈ. એનાથી ચું કે ચાં થાય એમ ન હતું.

'એક વખત તું પડ ને એ ન મરે તો તું બે વખત પડજે, અથવા એ મરણ પામે ત્યાં સુધી પડયા કરજે જા! તારે બાઈ! કાયદો જોઈતો હતો ને તને કાયદો મળ્યો છે!'

બાઈ તો ગળગળી થઈ ગઈ, 'જહાંપનાહ! મારે આવો કાયદો જોઈતો નથી!'

'તે તો હવે બદલે ત્યારે. અત્યારે તો કાયદાએ ન્યાય જોખ્યો છે. બાઈ! તને ખબર નથી લાગતી કાયદો હંમેશાં અન્યાય જોખે છે. ન્યાય તો માણસ જોખે છે!'

'તો મારે માણસનું કામ છે!' બાઈએ કહ્યું.

'એનો અર્થ એ કે પહેલાં તારે માણસ થવું જોઈએ........' બાદશાહે કહ્યું.

બાઈએ તરત બદલાની રકમ સ્વીકારી લીધી. ને બાદશાહની ન્યાયબુદ્ધિનાં વખાણ કરતી ચાલી નીકળી.

[ ૮ ]

અમેરિકાના એક વખતના પ્રેસિડન્ટ પાસે એક શંકાશીલ માણસે દુનિયાની પરિસ્થિતિ ઉપર અફસોસ જાહેર કર્યો.

એમાંથી ચર્ચા વધુ લંબાઈ. પેલા માણસે ગુસ્સામાં આવીને ટેબલ ઉપર હાથ પછાડીને કહ્યું: 'આ બધું શાનું પરિણામ છે ખબર છે?'

'ના' પ્રેસિડેન્ટે શાંતિથી કહ્યું.

'ધર્મનું!'

પ્રેસિડેન્ટે ધીમેથી જવાબ વાળ્યો: 'એમ? ખરેખર ધર્મનું?'

'ધર્મ છતાં જો આટલો વિનિપાત થયો તો ધર્મનો આભાસ પણ જશે ત્યારે કેટલો થાશે? એણે ક્યાંક ધર્મમાં નહિ—માણસ જે માને છે એ ધર્મમાં, વાંધો છે એમ તમારે કહેવું જોઈએ.'

# મેં પિછાણેલા આપણા દીપડા

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

દીપડાની શરીરરચના મોટી બીલાડીની જાતને મળતી આવે છે. સાવજ, વાઘ, અને દીપડામાં તેઓના બન્ને બાજુના બાવડામાં એક એક એવી હડ્ડી રહે છે કે જેનો સંબંધ બીજાં કોઇ હાડકાં સાથે હોતો નથી. આપણા ઘરમાં ફરતી પાળેલી બીલાડીની આંખનું જો અવલોકન કર્યું હશે તો ખબર પડશે કે તેની આંખના ડોળામાં એક બારીક લકીર મીસાલ દેખાશે અને જેમ જેમ અંધારૂં જામવા લાગશે તેમ તેમ આ લકીર ખુલતી જાય છે અને અંધારામાં શીકાર જોવા માટે તે ગોળ ડોળામાં ફેરવાઈ જાય છે. તેવી રીતે આ મોટી બીલાડીમાં ખાસ નવાઈ એ છે કે તેના ડોળા એવી લકીરમાં ન ફેરવાતાં દિવસના ભાગમાં તે નાના થઈ જાય છે. રાતના તે પુરા ખુલી જાય છે. તેઓની જીભ ઉપર અણીદાર બરછટ કાંટા હોય છે જે તેઓની જાતમાં ખાસ આપેલા છે. બધી મોટી બીલાડીની ખોપરીઓ જો સાથે રાખી જોઇ હોય તો તેઓના ઘાટમાં ઘણી સરખાઇ દેખાય છે પણ દરેકનું કદ નાનું મોટું જોવામાં આવે છે. અને બીજાં થોડાં ખાસ નિશાન સિવાય આ પ્રાણીઓની ખોપરીઓ જુદી પાડી શકાતી નથી. અને તેઓનાં હાડપિંજરની સરખાઇ આ પ્રાણીઓનો બહુ નજીક સંબંધ બતાવે છે.

દીપડાની રંગભાત જુદી પડે છે પણ નાનાં બચ્ચાં અને પઠોર સાવજનાં રંગમાં દીપડા જેવાં ગુલ નજરે ચઢે છે. એવાં ગુલ કોઇ વખત પટાયતનાં બચ્ચાંને પણ આવી જાય છે. એ ઉપરથી એટલું તો સમજી શકાય છે કે જે રંગભાત આ પ્રાણીઓમાં આપણને દેખાય છે એ તેઓને જુદા જુદા કુટુમ્બમાં લઈ જવા માટે ચોક્કસ નિદાન નથી.

દીપડાનું કદ સાવજ અને વાઘ કરતાં ઘણું નીચું હોય છે. તેના શરીરનો બાંધો એટલો બધો ભારે હોતો નથી. તેના અવયવો મજબૂત નથી અને શરીરની લંબાઈ પણ નથી. આમ થવાનું કારણ એમ મનાય છે કે દીપડાની ખાસિયત વૃક્ષ ઉપર ચઢવાની હોય છે. દીપડાની ડણક અવાજમાં સરખી હોય છે પણ સાધારણ રીતે સાવજ અને વાઘની ડણક કરતાં જુદી પડે છે.

સૈકાઓ પહેલાં યુરોપ અને ઉત્તર એશિયાનાં વનોમાં દીપડા, સાવજ અને વાઘનો વાસ હતો. અને હાલ જ્યાં જ્યાં વસે છે એ ત્યાંથી તેઓ પથરાયા.

દીપડાના જૂના અવશેષો આજે સ્પેન, ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લાન્ડની ગુફાઓમાંથી હાલના જીવતા જાગતા દીપડાના મળતાં મળી આવ્યાં છે. અત્યારે યુરોપમાં રશિયાના, ઉત્તર કોકેશિયસના, કુબાન પ્રગણામાં દિપડા વસે છે પણ તેઓનું રહેઠાણ હવે આફ્રીકા અને એશિયામાં સઘળે ઠેકાણે થઇ ગયું છે.

એશિયામાં તેઓનું રહેણાક પેલેસ્ટાઇન અને સીરિયામા થઇ કોરિયા અને મન્ચુરિયાથી ઇગત સુધી છે. તેના રહેણાકની દક્ષિણ સીમા ચીનમાં થઈ બર્મા, મલાયા, જાવા અને આખો હિન્દુસ્તાન અને સિલોન પણ છે.

હવે આપણને એક જ વિચાર આવે છે કે સાવજ પહેલાં દીપડાએ પગપેસારો કર્યો હશે તે બાબત આપણી જાણ બહાર છે. એમાં એમ કહી શકાય કે તેઓ બન્નેએ સાથે જ આગમન કર્યું હોય અથવા તો દીપડો પહેલો આવ્યો હોય. એ તો ચોક્કસ છે કે આ બન્ને પ્રાણીઓ આપણી પશ્ચિમ સીમા તરફથી આવ્યાં છે. છતાં એ પણ માની શકાય કે વાઘે જેમ આસામની ગિરિમાળનો રસ્તો પસંદ કર્યો તેમ દીપડે પણ એ જ રસ્તો કેમ યોગ્ય માન્યો નહિ હોય. અને તેમાં પણ દીપડો પહેલો અહીં આવી વસ્યો, તે કરતાં વાઘ પહેલાં આવ્યો હશે. કારણ કે દીપડે સિલોનનો ટાપુ સર કર્યો. જ્યારે વાઘ ત્યાં જઇ શક્યો નહિ, કારણ કે જ્યારે વાઘની વસ્તી વધવા માંડી અને નવાં નવાં રહેઠાણ શોધવા લાગ્યો ત્યારે હિન્દ અને સિલોનને જોડતો સેતુ તૂટી ગયો હશે. જ્યારે

દીપડાએ તે સેતુ ઉપર ચાલી સિલોનનાં જંગલ પોતાના કર્યાં.

વસવાટની વિવિધ સગવડ, આબોહવા અને વરસાદ બન્ને ખંડમાં વસતા દીપડાની જાતમાં ભેદ પાડી શકાય એમ નથી. તદ્દન વિવિધ જીવન જીવનાર જુદા જુદા દેશમાં વસતા બહુ જૂજ જાતના પણ ચોક્કસ તફાવતવાળા દીપડા થાય છે. એ ફેરફાર એશિયામાં વસતા દીપડામાં ખાસ તરી આવે છે કે જેનો રંગ ઇરાનમાં રેતીયો રાખોડી, હિન્દમાં સોનેરી પીળો અને કટાઇ ગયેલો રાતો જાવામાં વસતા દીપડામાં માલુમ પડી આવે છે. તેની હિંમતમાં, ચાલવાની ઢબમાં, ગુલમાં, અને તેની રૂંવાટીની કુમાશ અને ઘાટાપણામાં પણ તેની જુદાઇ દેખાઇ આવે છે.

આવા જુદા રંગ, રૂવાંટી અને ગુલ પ્રમાણે પ્રાણીનિષ્ણાતોએ દીપડાની અગિયાર જાત બતાવી છે. તેમાંથી આપણે ત્યાં ફક્ત ત્રણ જાત થાય છે.

ઉત્તરમાં કશ્મીરના દીપડા હિન્દના બીજા ભાગોમાં વસતા તેના કુટુમ્બી કરતા વધારે સુંવાળી અને લાંબી રૂંવાટી રાખોડી ખીલો રંગ, અને નાનાં પાસે ગોઠવાયેલાં ગુલ, જેની કિનાર ઉપડી હોય તેવા છે.

સિંધમાં આવેલી કીરથારની ડુંગરમાળમાં વસતા દીપડા ત્યાંની આબોહવાને અનુકૂળ થાય તેવી કડક, જાડી અને કુમાશ વિનાની રૂંવાટી ચળકતો રેતીયો રાખોડી રંગ જે ઇરાનમાં વસતા દીપડા કરતાં વધારે ઘેરો અને હિન્દના દીપડા કરતાં ઝાંખો માલુમ પડે છે.

ઉત્તર હિમાલયથી કન્યા કુમારી સુધી જે દીપડા વસે છે એ બર્મા અને આસામના તેના ભાઇઓ કરતા જરાય જુદા પાડી શકાતા નથી અને હિન્દના કોઇપણ ભાગમાં થતા દીપડા સોનેરી રતાશ પડતો પીળો રંગ, નાનાં નાનાં નજીક ગોઠવાયેલાં ગુલ ટુંકી અને કુમાશવાળા રૂંવાટીવાળા હોય છે. જો કે એ કહ્યા વિના-ચાલે તેમ નથી કે આપણા દીપડામાં રંગભેદ ઘણો મળી આવે છે. આ રંગભેદ કયા કેવા પ્રકારનો થાય છે તે નક્કી કરી શકવું અશક્ય છે. તેની સાથે અમુક જગ્યામાં વસતા દીપડા અમુક જ રંગના થાય છે એમ પણ કહી શકાય એવું નથી. હંમેશાં લીલાં રહેતાં ગાઢ વનોમાં દીપડાનો રંગ ખુલ્લા અને સુક્કા પ્રદેશમાં ફરતા દીપડાના રંગ કરતાં જરૂર વધારે ઘેરો હોય છે. જ્યારે બર્મા બાજુ થતા દીપડાનો રંગ ચળકતાં કથ્થાઇ જેવો હોય છે.

દીપડામાં રંગભેદ થાય છે તેમાં સૌથી આંખ આગળ આવે તેવો રંગ તે કાળો થાય છે અને એ રંગ સહેલાઇથી દેખાઇ આવે છે. આ કાળો રંગ તેના કાળાં ગુલના રંગ જેટલો જ ઘેરો હશે, છતાં પુખ્ત પ્રકાશમાં તેનાં કાળાં ગુલ બરાબર દેખાય છે. આ કાળો રંગ વધતા ઓછા પ્રમાણમાં તેની જીભ, જડબાં અને તાળવામાં પ્રવેશી જાય છે. આવા કાળા રંગના દીપડા કાંઇ જુદી જાતના નથી. કારણ કે કોઇ વખત બન્ને કાળાં માબાપથી થયેલાં બચ્ચાના વિયાજણમાં તદ્દન સામાન્ય રંગનું બચ્ચું થઇ આવે છે. આ અસાધારણ રંગ આવવાનું કારણ તેમાં રહેલા રંગમાં કાળુ તત્ત્વ વધારે પ્રમાણમાં થઇ જવાથી તેના શરીરના ભાગો અને રૂંવાટી કાળી બનાવી દે છે. આ કાળા તત્ત્વને અંગ્રેજીમાં મેલેનીન (Melanin) કહેવામાં આવે છે જેના વધારાથી કાળો રંગ થઇ આવે છે. આ રંગ જેટલો દીપડામાં સાધારણ છે એટલો જ પટાયનમાં આ રંગ અસાધારણ છે. પટાયત સાવજમાં કાળાં તત્ત્વો કરતાં સફેદ તત્ત્વો વધારે પ્રમાણમાં દેખાય છે આ સફેદ તત્ત્વોથી થયેલા સફેદ રંગને અંગ્રેજીમાં આલ્બેનીઝમ (Albenism) કહેવામાં આવે છે. જે તત્ત્વો કાળાં તત્ત્વો કરતાં તદ્દન જુદાં જ છે. આ સફેદ રંગમાં પેલાં કાળાં તત્ત્વોનો કાંતો સદંતર અભાવ હોય છે અથવા તો જુજજાજ પ્રમાણમાં દેખાય છે. એટલે સફેદ વાઘો થઇ આવે છે પણ સફેદ દીપડો એ તો એક તાજુબી ઉપજાવે એવું પ્રાણી થાય. કાળાં તત્ત્વો સફેદ તત્ત્વોની માફક વ્યક્તિગત ઉત્પન્ન થાય છે. પણ જ્યારે આ તત્ત્વોનો વધારો અમુક જગ્યામાં વધારે પ્રમાણમાં જોવામાં આવે તો માની શકાય કે જો આવાં ખાસ તત્ત્વો વાળાં નર





માદા પ્રજનન માટે એકઠાં થઇ જાય તો તેના શુક્રમાં રહેલાં આ તત્ત્વોમાં જરૂર વધારો થાય અને તેમાંથી કાળા અથવા સફેદ રંગનાં પ્રાણીઓ જોવામાં આવે છે. આને માટે નક્કર મુદ્દો એ છે કે રેવા રાજ્યમાં સફેદ વાઘ આજે પેઢી દર પેઢી જોવામાં આવે છે. જ્યારે કાળાં દીપડા અમુક જ જગ્યામાં થાય છે. કાળા તત્ત્વોના વધારાનું કારણ હજુ સુધી જણાયું નથી. જો કે ખુલ્લા અને સુક્કા પ્રદેશમાં કાળા દીપડા જોવામાં આવ્યા હોય એવું ભાગ્યે જ બન્યું છે. કાળા દીપડાનું પ્રમાણ જાવા અને મલાયાના દક્ષિણ ભાગમાં વધારે જોવામાં આવે છે. અને કાયમ લીલાં રહેતાં બર્મા, આસામ, નેપાળ અને દક્ષિણ પશ્ચિમનાં ગાઢ વનોમાં ઉત્પન્ન થતા જોવાયા છે. તે સિવાય મલબારનાં વનોમાં પણ પેદા થાય છે. એ ઉપરથી એક શંકા ઊભી થાય છે કે આ કાળો રંગ ગીચ જંગલની ઘાટી વનરાજીને આભારી છે કે કેમ? પણ આ શંકાનું નિવારણ હજુ થઇ શક્યું નથી. તડકો ન પડતો હોય એવા ઘાટા વનમાં કોઇ ભાત કે ગુલ દેખાતાં નથી જ્યારે ગુલદાર સોનેરી રંગ દિવસના અને અજવાળી રાતના તલક છાયામા બહુ આબાદ રીતે ભળી જાય છે. જ્યારે અંધારી રાતમાં તે બિહામણું દશ્ય ખડુ કરે છે, છતાં બન્ને રંગના દીપડા એક જ વનમાં બહુ સહેલાઇથી જીવનનિર્વાહ કરે છે, એ ઉપરથી સમજી શકાય છે કે રંગ અને ભાત જીવનને જરૂરી નથી.

આપણા દીપડાની લંબાઇ અને કદમાં બહુ તફાવત માલુમ પડે છે. કેટલાક પઠ્ઠા પટાયતની બરાબરી કરે તેવા મોટા થાય છે, અને બીજા કેટલાક પુખ્ત વયના હોવા છતાં ભાગ્યે જ મોટી બીલાડી જેટલા કદમાં થાય છે. તેઓનાં રહેણાક અને ખાસિયતની અસર તેના કદ ઉપર પડતી હોય એમ સમજાય છે. કારણ કે મધ્યપ્રાંતમાં વસતા દીપડા વગડામાં વસતો શિકાર મારી ગુજરાન કરે છે. તેઓનું કદ અને લંબાઇ ગામડાની આસપાસ માણસના સહવાસમાં વસતા દીપડાની લંબાઇ અને કદ કરતાં વધારે હોય છે. આવા નાનો કદના દીપડાને આપણે ત્યાં કુત્તો દીપડાનું નામ આપ્યું છે. જેની લંબાઇ સાધારણ રીતે ૬ ફીટ ૬ ઇંચની હોય છે છતાં તેમાં પણ ૭ ફીટ ૪ ઇન્ચની લંબાઇના મળી આવ્યા છે એટલે તેની ખોપરીનો ઘાટ અને લંબાઇ ઉપરથી એવી માન્યતા થઇ છે કે આપણે ત્યાં દીપડાની બે જાત થાય છે. પણ આ ફેર નર કે નારીમાં પડે છે, પુખ્ત વયના દીપડાની ખોપરી કદમાં મોટી અને મોટી રાક્ષીઓ વાળી હોય છે તેનો કપાળ ભાગ વધારે લંબાઇવાળો હોય છે અને માદાની ખોપરી કરતાં ગોળાશમાં ઘણી ઓછી અને બહાર દેખાતી અણી હોય છે.

વ્યક્તિગત ફેર પણ ઘણા દીપડામાં દેખાઈ આવે છે અને રંગ તથા શરીરનો બાંધો બહુ ફરક બતાવે છે જ્યારે કેટલાક દીપડામાં ગુલ પણ તદ્દન જુદી રીતે ગોઠવાયેલાં તેના રંગમાં ઘેરા ઝાખાં થવું અને છુટાં પડવું ખાસ તરી આવે છે.

દીપડા ક્યાં નથી વસતા એ જ કહી શકાતું નથી એટલે આખો એશિયા અને આફ્રીકા બન્ને ખંડો તેઓનું નિવાસસ્થાન છે. છતાં ખરૂં જોતાં તેઓનું રહેઠાણ, તેની ખાસિયત અને રહેણાકના ફેરફાર અંગે ઘણું મર્યાદિત છે. તેની રહેણીકરણી અને અનુકૂળ આબોહવા અને પાણી અને જ્યાં જીવનની જરૂરીઆત મળી રહે ત્યાં તેઓ પોતાનો વસવાટ કરી નાખે છે. વાઘના રહેઠાણ જંગલના ઘેરાપણા અને આરામની જગ્યા હોય તે પ્રદેશમાં હોય છે. જ્યારે સાવજ ખુલ્લો અને સુક્કો પ્રદેશ વસવાટ માટે પસંદ કરે છે. વાઘ અને સિંહ બન્ને પ્રાણીઓ, જ્યાં મોટા શિકાર કરી શકાય એવાં પશુઓની વિપુલતા જોઇ નક્કી કરે છે. દીપડા ઉપલી બાબત બહુ ધ્યાન ઉપર લીધા વિના રહેણાક શોધી કાઢે છે. તેને તડકાની અસર ઓછી થાય છે અને તે તડકામાંથી બચવા માટે ઘાટા છાયાની અને પાણીનું નજીકપણું હોવું જોઇએ તેની બહુ દરકાર રાખતો નથી, તે તો સુક્કો વૃક્ષ વિહીન ડુંગળમાળ ઝાળાઝાંખરાવાળાં વગડા અને સીમા



વિતાના વરસાદ પડતા હોય એવાં વનો કે જ્યાં ઠંડી અને ગરમી પણ બેહદ પડતી હોય તેમાં ભેજી અને સૂક્કી હવા હોય તો પણ દીપડા પોતાનો વસવાટ જમાવી દે છે.

દીપડા પોતાનો નિર્વાહ કેટલાય જુદા જુદા નાના મોટાં પ્રાણીઓ ઉપર ચલાવી શકે છે એમાં એ પ્રાણીઓનો સમાવેશ પણ થઈ જાય કે જેઓની સામે વાઘ કદી નજર પણ ન કરે. તદ્દન આછી આડચમાં દીપડો સંતાઇ સલામતી શોધી કાઢે છે એટલે આવા સ્વભાવથી તેઓ સાવજ વાઘ કરતાં વધારે જગ્યામાં વસી શક્યા છે અને આવા જુદા જુદા વસવાટને કારણે તેઓએ જ્યાં જે મળે તે પ્રાણીઓને પોતાનાં શિકાર બનાવ્યાં છે.

આપણાં ગામડાંની આસપાસ વસતા દીપડા પ્રમાણમાં નાના કદના હોય છે. અને સ્વભાવે તેઓ માણસના વસવાટ પાસે તરપડવાનું પસંદ કરે છે, આવી ટેવને લઈ તેઓને ગામઠી કુતરાં, અથવા તો મરેલાં ઢોર પારૂ ખાવાનો શોખ થઈ જાય છે. જ્યારે જંગલમાં વસવાટ કરતો દીપડો કદમાં મોટો અને જંગલી પ્રાણીઓનો શિકાર કરી ક્ષુધાને તૃપ્ત કરે છે. એનાં શિકારનાં પશુઓમાં ચિતળ, ચોશીંગા રોજના પઠાર, શેઢાડાં, શિયાળ ડુક્કર અને પંખીઓમાં મોર જેવાં પક્ષીઓ પણ દબાવી દેતા હોય છે.

વન વગડામાં અચાનક માણસને જોઈ જવું એ તો દીપડા અથવા વાઘને સાધારણ જંગલી પ્રાણીઓ જે નવાઇ અથવા શંકાથી તાકી રહે છે તેવી રીતે તે જુવે છે. આ વખતે આ પ્રાણીઓ તેનાથી ડરતા નથી અને શાન્તિથી જોઇ રહી ચાલ્યા જાય છે. પણ અવાજ ખાઇ ગયેલા અનુભવી દીપડા માણસને બહુ શંકા અને બીકની દ્રષ્ટિથી જુવે છે કારણ કે તેઓને માણસ જાતનો પાકો અનુભવ થઈ ગયો હોય છે જ્યારે બીજી બાજુ માણસ જાતનો અતિ પરિચય થતાં ધ્રુજામાંથી અથવા અસાધારણ હિંમતવાન બની જાય છે. આવી માણસ પ્રત્યેની બેદરકારીથી અજવાળુ, અવાજ, અથવા હાલચાલ અને છેવટે ધોળે દિવસે પણ તે માણસની હાજરીની દરકાર કરતો નથી.

માણસના રહેણાક નજીક વસવાવાળા દીપડાનો જીવન-નિર્વાહ પેઢી દર પેઢીથી આવી રીતે ચાલ્યો જાય છે કારણ કે પ્રાણીઓની જીવનચર્યા તેઓની ચોક્કસ નક્કી થયેલી સહજ બુદ્ધિ ઉપર જ છે, એમ માનવું ભૂલભરેલું છે. એ તો બાપદાદાએ બતાવેલી અને પોતે અનુભવેલી રીતો પ્રમાણે પોતાનો નિર્વાહ કર્યે જાય છે. અને મા પાસેથી મેળવેલી તાલીમ પ્રમાણે શીખ્યા હોય છે. એટલે ગામડા નજીક વસતા દીપડા પોતાના ખોરાક આપણી પાસેથી મેળવે છે, એ ખોરાક બરાબર મળતો રહે એટલે દીપડા પોતાનું રહેઠાણ વસતીની આસપાસ જમાવી દે અને જ્યારે એવે ઠેકાણેથી શિકારનાં સાંસા પડે ત્યારે જે શિકાર કરવા દીપડાં ટેવાયેલા હોય તેવે ઠેકાણે સ્થળાંન્તર કરી જાય છે, જે શિકાર કરવા દીપડા ટેવાયેલા હોય તે તો તેઓનાં ઉછેર અને રહેણાક ઉપર વ્યક્તિગત આધાર રાખે છે. એમાં તેઓના માબાપનો વારસો છે એમ કહીએ તો ખોટું નથી. જ્યારે તેઓ રહેણાકનો ફેર કરે છે ત્યારે જરૂર તેઓના જીવન ઉપર અસર થાય છે. આવે વખતે જે દીપડા ઢોર કે બકરાં કે કુતરાં મારી ખાતા હોય તેઓને જંગલના જનાવર મારી નિર્વાહ કરવો પડે છે.

વનવગડે વસેલા દીપડાની જીવનચર્યા તદ્દન જુદા પ્રકારની હોય છે. તેઓનો શિકાર જુદો એટલે જુદા પ્રકારની ખાસીયત વાળો હોય છે. એટલે આ જંગલી પશુઓ અમુક જગ્યામાં જમા થયેલાં હોતાં નથી અને એક જ ઠેકાણે વસતાં નથી. કારણ કે જ્યાં ઘાસ-ચારાની વિપુલતા ત્યાં તેઓનું જમા થવું અને વિખરાવવું. તેની સાથે હિંસક પ્રાણીઓ પણ એ જ પ્રમાણે અમુક જગ્યામાં વધે અને અમુક જગ્યામાં ઘટે છે.

ગામઠી દીપડાની માફક જંગલમાં વસતા દીપડા જ્યાં પોતાને સારી રહેવાની સગવડ અને શિકાર કરી ખાના માટે પુરતાં પ્રાણી મળી રહે તેવે ઠેકાણે પોતાનું સામ્રાજ્ય જમાવી દે છે.





આ સિવાય તેઓના જાતિ બીરાદરોની હરીફાઈ થાય છે. જંગલની જગ્યામાં ઘાસના ચારા ઉપર શિકાર કરી નિર્વાહ કરવાવાળાં જુદાં જુદાં નાનાં મોટાં હિંસક પ્રાણીઓ પણ એટલી મોટી સંખ્યામાં ભેળાં થઈ જાય છે. હવે આ હિંસક પશુઓ પોતાના ગજા પ્રમાણે નાનાં મોટાં જનાવરો મારતાં હોવાથી બહુ હરકત નથી આવતી. દાખલા તરીકે વાઘ છે એ મોટાં પ્રાણીઓને મારી ખાય અને દીપડા ચિતળ હરણ કુક્કર જેવાં નાનાં પ્રાણીઓને મારી નાંખે છે. જ્યારે દીપડાથી નાનો જંગલી બિલાડો વળી તેનાથી નાના પશુ પંખી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

આપણે ત્યાં થતા દીપડાનો શિકાર તો આપણે જોઇ ગયા તેમાં કે જેઓ મરેલું જ ખાવાના રસ વાળા થઇ જાય છે તેઓ જીવતું મળે તો પણ કદાચ મારતા નથી.

દીપડાની શિકાર કરવાની રીત છુપાઈને હુમલો કરવાની છે. આ માટે તેઓ વનવગડાના ગાડા કેડા અને પગદંડી ઉપર ફરવાનું પસંદ કરે છે. અને ફરતા ફરતા તેને કોઈ પ્રાણીના ચાલવાનો અવાજ આવી જાય તો છુપાઇ દબાઈને બેસી જાય છે. અને જેવો શિકાર પોતાના હુમલાના વેંતમાં આવે એટલે તેના ઉપર તુટી પડે છે. અથવા તો કોઈ ઊંચી જગ્યા ઉપરથી શિકારનાં ફરવાનું અવલોકન કરી તેના માર્ગમાં આડે આવી તેને અજાણતાં દબાવી દે છે. તેની દ્રષ્ટિ ઘણી તીવ્ર, કાન ઘણા સરવા અને નાક વાઘના નાક કરતાં વધારે તેજ હોય છે. જો કે આ બાબતમાં જુદા જુદા મતમતાન્તર છે.

અજાણતાં શિકારને દબાવી દેવો એ દીપડાની મુખ્ય ચાલબાજી છે. ભુખની તૃપ્તિને માટે શિકારમાં કામયાબી મેળવવા અવાજ વગર આવવું તેમાં હેરત પમાડી દે તેવી તેની છુપાવવાની શક્તિ અને વિદ્યુત-વેગી હુમલો તેના ખાસ સાધન છે. બકરાં જેવા મારણને પણ જો તે બરાબર પકડી લેવામાં નિષ્ફળ જાય તો તે પાછો ચાલ્યો જાય છે.

જંગલના રખોપાઓનું એવું કહેવું છે કે જ્યારે દીપડાને કાંઇ મારણ ન મળ્યું હોય ત્યારે વાંદરાં સુતાં હોય તે વૃક્ષ નીચે આવી એક બે ઝરડકી દે એટલે તે સાંભળી કોઇ કમનસીબ વાંદરાની બેઠક ઢીલી થઇ નીચે પડે છે. જેવો તે નીચે પડે એટલે તેની રાહ જોતા દીપડો તેને પકડી ઉપાડી જાય છે.

પોતાના શિકારને કોઇ ઊંચી જગ્યા ઉપરથી અથવા દેખી ન શકાય એવી ડુંગરી ઉપરથી શિકારની ચાલવાની દિશા જોઈ તેની આડે આવી ટાટકવું એ તેની ખાસ ખાસીયત છે. તેનો શિકાર પોતે કુદકો મારી દબાવી દઇ ઉપાડી જવા જેટલો નાનો ન હોય તો તેને ગળાથી દબાવી તેનો શ્વાસ રૂંધી નાંખી તેને મારી નાંખે છે. આ કરતાં તે ઘણી વખત આપણને લોહી ચુસતો હોય એમ સંભળાય છે પણ તે વખતે લોહી ચુસી શકતો નથી એ તેણે દબાવેલો શિકાર શ્વાસ લેવા મહેનત કરે તે એ અવાજ કરે છે. જ્યાં સુધી મારણ શ્વાસ લેતું બંધ ન થાય ત્યાં સુધી તે પોતાની પકડ જરાય નરમ કરતો નથી. એવા દાખલા બનેલા છે કે બકરાને ચોંટી પડેલા દીપડા ઉપર બંદુક ચલાવી હોય અને શિકાર કરતાં તેનો જ શિકાર થઇ ગયો હોય તો ઘણી વખત દબાવી દીધેલું બકરૂ જીવી જાય છે.

મારણ કર્યા પછી સૌથી પહેલો વિચાર તેને પોતાના કરેલા શિકારને ઘસડીને કોઇ સલામત જગ્યામાં લઇ જઈ નીરાંતે ખાવાનો આવે છે. આ વિચારે કેટલાક વ્યક્તિગત દીપડાએ ઘણું ખુબી ભરેલું વર્તન બતાવ્યું છે. તેમાં બાંધેલા જનાવરની ગરદન કાપી કાઢે અથવા તો પગે બાંધ્યું હોય તો પગ તોડી નાખે જેથી તે છૂટું પડી ઘસડી લઈ જઇ શકાય છે. તેના મારણને ખાવાની શરૂઆત તે તેના પેટથી અથવા છાતીએથી કરે છે ત્યાર પછી પાંસળી અને બાવડાં પહેલાં પુરાં કરે છે. જ્યારે માથું અને ગરદનનો વારો સૌથી છેલ્લે આવે છે આમ કરતાં હોજરીને બરાબર સંભાળપૂર્વક જુદી કરી તેને કોઇ દૂર આવેલા પથ્થરના પોલાણ કે પાંદડાં ઘાસમાં સંતાડી દે છે અને કોઇ વખત ખાલી ધુળ પણ



વાળી દે છે અને વધેલા ભાગોને કાં તો જાળામાં અથવા તો કોઇ વૃક્ષની ઘટામાં બીજા દિવસ માટે છુપાવી દે છે.

આમ મારણ સંતાડવાનું જે કારણ માલુમ પડયું છે તે તેના બીજા હરીફોથી બચાવવા માટે છે. કારણ કે જંગલમાં વસતાં બીજાં માંસાહારી પ્રાણી જો મારણ દેખી જાય તો તેની ઉપર દિવસ કાઢી નાંખે છે તે સિવાય ખાસ આવાં વિકાળ પ્રાણીઓ પછવાડે તેઓના ચારણ ભાટ તરીકે ફરનાર ઝરખ અને શિયાળ, તેમ ઊડતાં પંખીઓમાં ગીધડાં, કાગડા અને મડદાં ખાવા આવનાર ઝુમસ તેના હવામાં ફરતા દુશ્મનો છે. જંગલમાં વસતાં પ્રાણીઓનો સળગતો પ્રશ્ન એ છે કે નીભાવ કેમ કરવો અને ખોરાક પુરતો કેમ મેળવવો. એ તેનો સ્વભાવ છે. એટલે તેઓ વધેલું મારણ બીજા દિવસ માટે કાળજીપુર્વક સાચવી રાખે છે અને એ રીતે દીપડો તેનો પાકો બંદોબસ્ત કરી આસપાસ આરામ કરે છે અને રાત્રિનો ઓળો ઉતરે ત્યારે તે પાછો ત્યાં આવે છે. તેમાં કયારેક દિવસના પણ તેની તપાસ કરી જાય છે અને કાં તો તેને તદ્દન છોડી પણ દે છે. આમ થવાનું કારણ જે જગ્યા તેણે પસંદ કરી હોય તે એકાન્ત હોય તો ગમે ત્યારે આવે અને કોઇ જૂના અનુભવને લઇને ન આવવા પણ પ્રેરાય છે.

કેટલાક દીપડા મારણ ઉપર બહુ વિશ્વાસથી આવે છે તો ઘણા પુરી સાવચેતી વાપરી આવે છે. આ વખતનું તેનું આવવું બીલકૂલ ધીરૂં ચોક્કસ પગલે અને પુરેપુરી શાન્તિથી હોય છે. આવી રીતે આવી તે તેના સંતાડેલા મારણ અને આસપાસની જગ્યા તથા વૃક્ષોનું બહુ બારીક અવલોકન કરે છે. આ અવલોકનમાં તેને જરા પણ વહેમ આવી જાય તો તે ત્યાંથી તરતજ પાછો ફરી જાય છે અથવા તો ત્યાં તે પાછો આવતો જ નથી.

મારણ ઉપર આવતા દીપડા ઉપર ચાલેલી બંદુકના ભડાકાથી તેને એમ નથી લાગતું કે તેના ઉપર આ નિશાન મંડાએલું હતું, પણ અવાજની બીકને લઇ તે ભાગી જાય છે અને થોડી વારે તરત પાછો મારણ ઉપર આવે છે.

વાઘ જેમ કારણ વિના માણસને હેરાન કરતો નથી તેમ દીપડો પણ ખાસ કારણ વિના આપણને કનડતો નથી. જો ખ્યાલ બહાર કોઇ શખ્સ દેખાઇ જાય તો પોતાને મારશે એવા વિચારે બચવા ધાયલ થયો હોય ત્યારે અથવા હાંકામાં ઉતાવળ કરવા ઉપર ચઢી ગયેલા આદમી ઉપર તે હુમલો કરે છે. આવા અચાનક થયેલ હુમલાથી તેનાંથી માણસ મરાયું હોય અથવા તો આડચર્યાં ફરતા માણસ ઉપર હુમલો કરી તેનાથી માણસ મરાઇ ગયું હોય તો પાછળથી આવો દીપડો મનુષ્ય ભક્ષી થાય તો તેમાં નવાઇ જેવું નથી. આવા એકાદ હુમલામાં માણસને મારવામાં તે ફતેહમંદ થયો હોય તો પછી માણસ મારવાની તેનામાં હિંમત આવી જાય છે અને તેના શિકારના પ્રાણી-ઓની સંખ્યામાં મનુષ્ય પ્રાણી વધે છે અને તેની ખાસીયત માણસ મારવાની થઇ જાય છે. આપણે ત્યાં ચોક્કસ મનુષ્ય ભક્ષી દીપડા ભાગ્યે જ ભળાય છે.

દીપડાનો પ્રજનનકાળ આખું વરસ ચાલે છે એટલે વરસના કોઇ પણ માસમાં તેઓ ઋતુ ઉપર આવે છે અને બચ્ચાંને જન્મ આપે છે એટલે ઘણા દીપડા શીકારમાં ખપી જાય છે. છતાં તેઓની સંખ્યામાં એટલો બધો ઘટાડો દેખાતો નથી.

મને પોતાને સૌરાષ્ટ્રની જુદી જુદી જગ્યાના દીપડાનો અનુભવ છે. તેમાં સૌથી પહેલાં તો મને કુંડલાથી ચૌદ માઇલ દુર આવેલી મીતીયાળાની ગીરમાં મને આજથી અઢાર વરસ પહેલાં પરિચય થયો. તેમાં બકરૂં બાંધી નહેરાની ભેખમાં કાંટા નાંખી બેસવા અને દીપડો જોવા નકકી થયું તે વખતે મચ્છરનો ત્રાસ એટલો કે મારા હાથ તેઓને ઉડાડયા વિના રહી શકે જ નહિ. આ હાથનું હલવું પેલું એકલું રહી ગયેલું બકરૂં જોઇ ગયું અને તે નીરાંતે બેસી વાગોળવા લાગ્યું. આથી મને શીખામણ મળી કે જ્યારે ભોળું ભાળું બકરૂં આપણી હાજરી જોઇ ગયું તો તેનો શિકાર કરવા આવનાર લુચ્ચો દીપડો જરૂર





પોતાની ચકોર નજરથી આપણને જોઈ જાય અને જેવો તેને વહેમ આવી જાય તેવો તે ફરી તેના ભાવતા ભોજન સામે જુવે નહિ. આ પછી બીજી વખત મારાથી બને તેટલો સ્થિર બેસી રહ્યો અને જાળા પછવાડેથી હડી કાઢી બકરાની ગરદનને ચોંટી પડતાં મેં તેને જોયો.

પાલીતાણાના સાતબારાના કોઠામાં બેસી ઓટલા ઉપર ગામઠી કુતરૂં બાંધેલું તેમાં પણ દીપડો કમભાગ્યે જરાજેટલું મોં બતાવી કુતરા સામે નીહાળી કોઈ જાડા વૃક્ષ ઉપર ચઢી નીરાંતે બેસી ગયો અને મોડી રાતે જ્યારે તેના કુદવાથી ડાળીઓનાં પાંદડાં હાલ્યાં ત્યારે માલુમ પડ્યું કે તે ઝાડ ઉપર ચઢી આરામ કરતો હતો. ત્યાર પછી મોડી રાતે જ્યારે પેલું કુતરૂં થાકીને સુઈ ગયું ત્યારે બહુ ધામેથી આવી જરાય અવાજ વિના કુદકો મારી ઓટા ઉપર ચઢી આરતેથી પગ મારી પેલા કુતરાને જગાડી જેવું તે ઊભું થયું અને વિચાર કરે કે આ શું છે તે પહેલાં તો તેની ગરદન દબાવી દીધી હતી.

ગીરમાં મને દીપડા સુર્યોદય પહેલાં પોતાની આ બખી તરફ જતાં દેખાયેલા છે. અને બાંધેલા જીવતા બકરાને મારી ખાવાને બદલે જ્યારે મરેલું પારૂ નાંખ્યું તે ખાવા જરાય વહેમાયા વિના એકદમ આવી પહોંચ્યો હતો.

હાંકામાં મેં તેને બહુ ધીરેથી અને દરેક સંતાવવાની જગ્યાઓ તપાસતાં જોયો છે અને જ્યારે તેમાં તે નિષ્ફળ ગયા ત્યારે જ તદ્દન ખુલ્લામાં નીકળી આવ્યો હતો. આવા હાંકામાં વધારે પડતી ભીંસ થવાથી તેને આડો ફાટતાં અટકાવવા ઉભેલા આદમી ઉપર હુમલો કરી જખમી કરતાં જોયો છે. બીજી વખત ઘાયલ દીપડાને શોધવા શિકારીઓ બારીક નજરથી જોતા જોતા નહેરાગાં ચાલ્યા જતા હતા, તેમાં ન ધારેલી જગ્યામાંથી નીકળી એક શિકારીની ઉપર ચઢી જતાં જોયો છે. આ સમયે તેના સાથીદારે તેની પીઠ ઉપર ચાર પાંચ બડીકા લગાવી દીધા ત્યારે તે પાછો ભાગી જાળામાં ભરાઈ ગયો હતો.

પુરતા તડકામાં મારણ ઉપર આવતાં એક જોડીને જોઈ છે. જેને માટે બીજે દિવસ બેસતાં તે આવી નહિ અને જરા જરા અજવાળું હતું ત્યારે હું અને એક શિકારી સચાન ઉપરથી ઉતરી ઊભા હતા ત્યારે જોડીમાંના એકને અમારી તરફ આવતાં જોયો. લગભગ બાર પંદર કદમ છેટો હશે ત્યારે તેણે ઊંચું જોયું અને અમને જોઈ ગયો. એક મીનીટ વિચાર કરી વ્હુફ અવાજ કરી બીક અને અચંબાથી પુંછડી માથે લેતો ઝાડીમાં ભરાઈ ગયો અને એક વખત મોટરમાંથી સવારના પહોરમાં લંબાઈને પાસે ઊભેલા દીપડાને ટાપલી મારી શકાય એટલે નજીકથી જોયો છે.

તરત જોયેલા દીપડાને હાંકો કરી કાઢવા સો દોઢસો માણસો નાખ્યાં અને ખુબ બારીકાઈથી હાંકો કર્યો છતાં તે ક્યાં ગયો તેનો પત્તો લાગ્યો નહિ. એ ઉપરથી સમજાયું કે જરા જેટલા શેઢાડી કે શીયાળના ઘાતમા અથવા મોટા વૃક્ષ ઉપર ચડી સલામતી શોધી છુપાઈ ગયો. આ જ દીપડે બાંધેલાં બકરાંમાં એક પણ માર્યું નહિ અને શેઢાડી મારીને ખાધી હતી.

અમારા કુમારશ્રી ધર્મકુમારસિંહજીએ પોતે જોયેલા બે દીપડાના પ્રસંગો કહ્યા હતા તે મને બરાબર યાદ છે. તેઓ સાહેબ ગીરમાં પધારેલા અને સાંજને ટાણે મોટરમાં પાછા ઉતારે ફરતા હતા ત્યારે રસ્તામાં બત્તીના અજવાળામાં એક રોજડાનું ટોળું દેખાયું. તેમાંથી એક પઠો રોજ બત્તીથી અંજાઈને ફાંફાં મારવા લાગ્યો. તેવામાં પડખેથી ઝાડીમાંથી એક કદાવર દીપડે આવી તેને ગરદનથી પકડી પછાડી દીધો હતો. આ સર્વ પ્રસંગ તેઓશ્રીએ મોટર થોભાવી બરાબર જોયો હતો, અને બરડામાં વસતા દીપડા તો એટલા ચાલાક થઈ ગયેલા પોતે કહ્યા કે ઓટા ઉપર બાંધેલ બકરૂં ત્વરાથી સારી ખબર પડે તે પહેલા તો તેને ઓટલાની ઓથે બંદુકથી બચવા ગરદને બાંધેલ દોરડાથી તેના આખા શરીરને અલગ કરવા તે ગરદનને પહેલી કાપી નાંખવા પ્રયત્ન કરે છે અને જરા પણ વહેમાઈ જાય તો તરતજ ઓટા

[ અનુસાંધન પાન ૬૩ ઉપર. ]

અ. મ. રા.

## મહાદેવભાઈની ડાયરી :

[ પુસ્તક બીજું: સં. નરહરિ પરીખ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય સાડા પાંચ રૂપિયા. ]

શ્રી. નરહરિ પરીખે સંપાદિત અને નવજીવન પ્રકાશન મંદિરે પ્રગટ કરવા માંડેલી સ્વ. મહાદેવ દેસાઈની ડાયરીનું આ બીજું પુસ્તક છે. આ ડાયરી ૫–૯–૧૯૩૨ થી ૧–૧–૩૩ સુધીની છે, એ સમય દરમ્યાન ગાંધીજીએ બે વાર હવે ઐતિહાસિક મહત્ત્વને વરી ચૂકેલા મોટા ઉપવાસ યરવડા જેલમાં કર્યા હતા. એક ઇંગ્લાંડના વડાપ્રધાન રામ્સે મેકડોનલ્ડે આપેલા કોમી ચુકાદા સામે, અને બીજો ગુરુવાયુર મંદિર માટે રત્નાગિરી જેલમાં ભંગીકામની છૂટ માટે અન્નપ્રાશનનો સત્યાગ્રહ કરી રહેલા અપ્પાસાહેબ પટવર્ધનની લડતના ટેકામાં પણ એક ઉપવાસ એમણે કરેલો. આમ હોવાથી આ ડાયરી આખી ઉપવાસના વાતાવરણથી ભરેલી છે. એ કારણે ડાયરીનું આ બીજું પુસ્તક વાચકોને પહેલા પુસ્તક જેટલું રસિક લાગવાનો સંભવ ઓછો છે. પણ ગાંધીજીના એ ઐતિહાસિક અનશનના વિગતવાર અહેવાલ માટે તો આ પુસ્તક ઘણું ઉપયોગી ગણાશે. ઉપવાસ પહેલાંના, ઉપવાસ વખતના અને ઉપવાસ પછીના દિવસોની ડાયરીમાં આપણને ગાંધીજીની સાચી નિકટતા મળે છે. કોમી ચુકાદાથી આવનાર અનિષ્ટ પરિણામો કોઈ ન જુએ તેવાં જોવામાં અને તેને અટકાવવા એમણે લીધેલા માર્ગમાં ગાંધીજીની સાફ ને દીર્ઘદર્શી દૃષ્ટિનું, હિંદુ ધર્મની કાળીટીલીરૂપ અસ્પૃશ્યતાના નિવારણાર્થે હિંદુ કોમના મૂર્છિત આત્માને જાગ્રત કરવા પ્રાણને હોડમાં મૂકવામાં એમના ઉત્કટ હરિજન પ્રેમનું, અનેક પ્રશંસકો અને સાથીઓની ઉપવાસ ન કરવાની વીનવણીઓને ન ગણકારવામાં એમની અડગતાનું, ઉપવાસનો નિર્ણય અંતર્નાદથી પ્રેરાઈને કર્યો છે એમ કહેવામાં એમની આધ્યાત્મિકતાનું; ઉપવાસ દરમ્યાન ટકી રહેવામાં એમની ઊંડી ઈશ્વરશ્રદ્ધાનું, રામદાસ અને રૈહાનાબેન જેવાં અનેકો પરના પત્રોમાં એમની અપાર વત્સલતાનું, ઈશોપનિષદ તથા મૂર્તિપૂજાની જરૂર સમજાવવામાં એમની સાચી જ્ઞાનદૃષ્ટિનું, એવા ઉપવાસમય વાતાવરણમાં ય નરસિંહરાવ અને જયશંકર ત્રિવેદી જેવા અનેકોને પત્રો લખવામાં સંબંધો સાચવવાની એમની કળાનું, સરકાર પરના પત્રોમાં તથા નિવેદનોમાં એમના ભાષાસંયમ અને વિરલ ભાષા પ્રભુત્વનું, અને અનેકોનું ચર્ચામાં તેમજ પત્રોમાં તેમની દલીલો વિરુદ્ધ જવાબો કે ખુલાસા આપવામાં એમની બુદ્ધિની જાગૃતતાનું વાચકોને સુંદર દર્શન થશે. ઉપવાસ સંબંધમાં એમના જેલસાથીઓ સરદાર અને મહાદેવભાઈ સાથેની ગાંધીજીની ચર્ચાઓમાંથી તેમજ ઉપવાસ સંબંધી પોતાનો નિર્ણય જણાવવા તથા આશ્વાસન આપવા કુટુંબીજનોને, આશ્રમવાસીઓને અને બીજા ઘણાને, ઉપવાસ વિશે તેમના અભિપ્રાય જાણવા રોમે રોલાં, રવીન્દ્રનાથ, નાથજી અને કિશોરલાલ મશરૂવાળા જેવાને, અને ઉપવાસની અનિવાર્ય અને ધર્મ્યતા સમજાવવા અમને તમારો નિર્ણય નથી ગમ્યો એમ સ્પષ્ટ કહેતાં અને પોતાનું દુઃખ વ્યક્ત કરતાં સરોજિનીદેવી અને રાજાજી જેવાં અનેકોને ગાંધીજીએ લખેલા પત્રોમાંથી એક રીતે જુઓ તો ઉપવાસનું શાસ્ત્ર પણ વાચકોને મળી રહેશે. સંપાદકે પ્રસ્તાવનામાં શ્રમ લઈ પોતે તે તારવી આપ્યું છે. ગાંધીજી પરના પત્રોમાં રવીન્દ્રનાથનો, સરોજિનીદેવીનો, રાજાજીનો અને રૈહાનાબેનનો એ ચાર ખાસ નોંધપાત્ર છે. રવીન્દ્રનાથે તથા રૈહાનાબેને ગાંધીજીના ઉપવાસને કેવી સુંદર ભાષામાં અનુમોદન આપ્યું છે તથા સરોજીનીદેવીએ તથા રાજાજીએ પોતાની ના પસંદગી અને ચિન્તા કેવી સચોટ ભાષામાં વ્યક્ત કરેલી છે એ જોવું બહુ રસદાયક થઈ પડે તેમ છે. ગાંધીજીએ એમને આપેલ જવાબ પણ એટલા જ નોંધપાત્ર છે.

પુસ્તકમાં મીરાંબેન, રૈહાનાબેન, સરોજિનીદેવી ને એમનાં પુત્રી પદ્મજા, રાજાજી એન્ડરૂઝ અને બીજી સંખ્યાબંધ વ્યક્તિઓના વ્યક્તિત્વનો યથાવકાશ પરિ-

ચય મળી રહે છે. ડાયરીકાર મહાદેવભાઈની ગાંધીજી-નિષ્ઠા તો અનેકવાર પુસ્તકમાં બોલી રહે છે. પહેલા પુસ્તકમાંની સરદાર વલ્લભભાઈની વિનોદવૃત્તિ અને એમનું આખાબોલાપણું જેમને ગમી ગયું હશે તેઓ આ પુસ્તકમાં એ બહુ જોઈ નહિ શકે. ગાંધીજીના અનશનના ચિંતાજનક વાતાવરણમાં સરદારના એ લાક્ષણિક ગુણો દબાઈ ગયા છે. એ ચિંતાનો ભાર હળવો થયે એ કયારેક પાછા ડોકાય છે,

કોમી ચુકાદા સંબંધમાં સરકાર સાથે ચાલેલો પત્રવહેવાર, ઉપવાસ દરમ્યાન અને ત્યારબાદ ગાંધીજીએ કરેલાં નિવેદનો પરિશિષ્ટમાં આપ્યાં છે. એ ઉપરાંત આખા પુસ્તકનાં વસ્તુ ને વક્તવ્યના તારણરૂપ પ્રસ્તાવના લખવામાં સંપાદકે શ્રમ લીધો છે. પહેલા પુસ્તકની પેઠે મહાદેવભાઈની ડાયરીના આ બીજા પુસ્તકને સેંકડો વાચકો મળી રહેશે એમાં શંકા નથી. ગાંધીજીના વિસ્તૃત જીવનચરિત્ર માટે એમાં જે ભારોભાર સામગ્રી પડી છે તેને કારણે એની ઉપયોગિતા પણ ઘણી જ છે.

## રાષ્ટ્રભાષાનો સવાલ

[ લે. પં. જવાહરલાલ નેહરુ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, સાત આના ]

બાર વર્ષ પર અખિલ હિંદ મહાસભા સમિતિએ પ્રગટ કરેલ જવાહરલાલજી લિખિત અને ગાંધીજી-અનુમોદિત નિબંધના રા. નગીનદાસ પારેખ કૃત અનુવાદની સાથે એ જ વિષય પરના પંડિતજીના તાજેતરના લેખનો અનુવાદ જોડીને નવજીવન પ્રકાશન મંદિરે આ પુસ્તિકા પ્રગટ કરી છે. કોમી અને રાજકીય પરિણામોને ખ્યાલમાં રાખવા સાથે શાંત શાસ્ત્રીય ભૂમિકાએથી પંડિતજીએ બહુ ચોળાયેલા રાષ્ટ્રભાષાના સવાલની ચર્ચા એમાં કરી છે. બધી પ્રાંતિક ભાષાઓમાં વધુ ફેલાયેલી ભાષા હિંદુસ્તાની છે: બાર કરોડની એ ભાષા જ અખિલ હિંદની રાષ્ટ્રભાષા થવાને યોગ્ય છે; અંગ્રેજી અખિલ હિંદની ભાષા બની ન શકે: હિંદુસ્તાનીના લેખન માટે દેવનાગરી, ઉર્દૂ અને જરૂર જણાય તો એક દક્ષિણની, એમ ત્રણ લિપિ વર્તમાન પરિસ્થિતિમાં રાખવી જોઈશે; રોમન લિપિ દેવનાગરી કે ઉર્દૂનું સ્થાન લે એવો લેશ પણ સંભવ નથી: આમ કહી પંડિતજીએ હિંદી અને ઉર્દૂના ઝઘડાને સ્પર્શ કર્યો છે. ઉર્દૂને શહેરોની ભાષા કહી હિંદીને તેમણે ગામડાંની ભાષા કહી છે. સામાન્ય બોલચાલમાં ફેર ન દેખાડતી એ બંને ભાષાઓ સાહિત્યમાં વપરાતાં જે ફેર દેખાડે છે એનાં સાચાં કારણ શોધી એમને હવે એકબીજાની નજીક લાવ્યા વગર છૂટકો નથી એમ તેમણે જણાવ્યું છે. બુનિયાદી અંગ્રેજીના ધોરણ પર બુનિયાદી હિંદુસ્તાની ખીલવવી જોઈએ અને વિજ્ઞાન, ઉદ્યોગ, વેપાર ને રાજનીતિના વિષયોની પરિભાષા હિંદુસ્તાનીમાં તેમ જ પ્રાંત ભાષાઓમાં વહેલી તકે તૈયાર કરવી જોઈએ એવી પણ પંડિતજીએ સૂચના કરી છે. આપણી ચાલુ પરિસ્થિતિમાં આપણે માટે એ જાણવું રસદાયક થાય તેમ છે કે દરેક ભાષાવાર પ્રાંતમાં પ્રાથમિકથી માંડી યુનિવર્સિટી લગીનું શિક્ષણ પ્રાંત ભાષામાં જ અપાવું જોઈએ, હિંદુસ્તાની ન બોલનાર પ્રદેશમાં માધ્યમિક શાળાઓમાં બુનિયાદી હિંદુસ્તાની શીખવવી જોઈએ, ઉચ્ચ શિક્ષણમાં પણ એક વિદેશી ભાષાની જોડે હિંદુસ્તાનીને ફરજિયાત ભાષા બનાવવી જોઈએ અને વિદ્યાર્થીઓ લિપિ દેવનાગરી અને ઉર્દૂ એ બેમાંથી ગમે તે એક શીખે, એવો સ્પષ્ટ અભિપ્રાય પંડિતજીએ આ લેખમાં દર્શાવ્યો છે. 'બધા લોકોને બન્ને લિપિ શીખવાનું આપણે ન કહી શકીએ. એ બહુ મોટો બોજો થાય'—આ અભિપ્રાય એમણે તાજેતરના લેખમાં પણ દર્શાવ્યો છે. પરિશિષ્ટરૂપે મૂકાયેલો એ બીજા લેખનો અનુવાદ સ્પષ્ટ બતાવે છે કે પંડિતજીના રાષ્ટ્રભાષા વિષયક વિચાર વલણોમાં કાંઈ તાત્ત્વિક વધારો-ઘટાડો થયો નથી. બંધારણ સભા એ સંબંધી નિર્ણય કરવાની તૈયારીમાં છે તેવે વખતે આપણા પ્રથમ નાગરિક અને વડા પ્રધાનના આ વિચારો ગુજરાતી જનતાની આગળ રજૂ કરવાની





નવજીવન પ્રકાશન મંદિરે પ્રવૃત્તિ કરી તે સારું કર્યું છે.

### ઉચ્ચાર શાસ્ત્ર પ્રવેશિકા

[ લે. અંબાલાલ જેઠાલાલ પંચાલ; પ્ર. ગુજરાત વિદ્યા સભા. અમદાવાદ; મૂલ્ય, બે રૂપિયા. ]

ઉચ્ચારશાસ્ત્ર ( Phonetics ) પર ગુજરાતીમાં બહુ ઓછું લખાયું છે. આ પુસ્તકના અવતરણિકા–લેખક ડૉ. ત્રંબકલાલ દવેના 'ગુજરાતી ભાષામાં વર્ણવ્યવસ્થા' એ પુસ્તક પછી પંદર વર્ષે થતો આ બીજો પ્રયત્ન છે. એના ઉત્સાહી લેખકે ઉચ્ચારશાસ્ત્રના મેલવિલ બેલ અને ગ્રેહામ બેલ એ પિતાપુત્રનાં તથા હેડોક જેવા અન્ય લેખકોનાં પુસ્તકો અને ઈંગ્લેંડ–અમેરિકાનાં સામયિકોના વાચન–પરિશીલનને આધારે તેમ જ અમદાવાદની બહેરાંમૂંગાંની શાળામાંનાં બાળકોને શીખવવાના પોતાના અનુભવ પરથી આ લઘુ–પુસ્તક લખ્યું છે. પુસ્તક લખાયું છે ખૂબ શાસ્ત્રીય રીતે. ઉચ્ચારશાસ્ત્રના શાસ્ત્રીય અભ્યાસને દેહવિજ્ઞાન તથા ભૌતિક વિજ્ઞાનના ધ્વનિશાસ્ત્રનો પરિચય જરૂરી હોઈ પ્રારંભમાં વાણી સંબંધી ક્રિયાઓ અને તેમાં કામ આપતા અવયવો સંબંધી તેમજ અવાજ અને નાદોદ્ગમ સંબંધી વિગતો એ બે શાસ્ત્રોને અનુસરીને વૈજ્ઞાનિક ઢબે લેખકે આકૃતિઓ સાથે આપી છે, અને ત્યારપછી સ્વરો તથા વ્યંજનોની ઉચ્ચાર–પ્રક્રિયા. તે તે ઉચ્ચાર કયાં કયાં ઉચ્ચારણસ્થાનોની કેવી કેવી મદદથી થાય છે તે વિસ્તારથી બતાવતા જઈ, રજૂ કરી છે. સ્વરોમાં અનુનાસિક ઉચ્ચારણવાળા સ્વરોને લેખકે અનુનાસિક સ્વરો અને 'બ્હેન' 'બ્હેરા' જેવા શબ્દોમાંના 'હ'ને સામાન્ય રીતે ગણવામાં આવે છે તેમ મહાપ્રાણ કંઠસ્થ–અઘોષ વ્યંજન ન ગણતાં મહાપ્રાણ સ્વર ( aspirated vowel ) કહેલ છે તે આ પુસ્તકની જેણે વિદ્વાનોનું ધ્યાન ખેંચવું જોઈએ એવી બાબત છે. શ્રમલાઘવની મનુષ્યસહજ વૃત્તિ બોલાતી ભાષામાં સ્વરવ્યંજનની રચનામાં તથા ઉચ્ચારણમાં કેવો ફેર પાડે છે તે લેખકે પ્રસ્તાવનામાં બતાવ્યું છે તેને બદલે પુસ્તકના અંતમાં તેનું એક નાનું પ્રકરણ બનાવીને મૂક્યું હોત તો ઠીક થાત. પુસ્તક ભાષા ને ઉચ્ચારશાસ્ત્રના રસિયાઓને ગમશે.

પુસ્તકમાં છંદરચના, વ્યાકરણ વગેરે સાથે વર્ણોચ્ચારને કેવો સંબંધ છે અને વક્તૃત્વને એ કેટલે અંશે ઉપકારક થાય એવા એવા મુદ્દાઓને લેખક સ્પર્શ્યા નથી. પણ ઉચ્ચારશુદ્ધિની તો તેની અવગણનાના આ કાળમાં આપણે ત્યાં બહુ મોટી જરૂર છે. એમાં આ પુસ્તક જે કંઇ પરોક્ષ મદદ કરશે તેને કારણે તે આવકાર્ય ઠરે છે.

### આપણી શ્રેષ્ઠ નવલિકાઓ

[ સં. ગુલાબદાસ બ્રોકર; પ્ર. ધ નૅશનલ ઇન્ફર્મેશન ઍન્ડ પબ્લિકેશન્સ લિ० મુંબઇ; મૂલ્ય. સાડાત્રણ રૂપિયા, ]

મુંબઇની ધ નૅશનલ ઇન્ફર્મેશન ઍન્ડ પબ્લિકેશન્સ લિમિટેડ તરફથી પ્રગટ થયેલ આ પુસ્તકમાં ગુજરાતી વાર્તાસાહિત્યમાંથી ચૂંટેલી બાર વાર્તાઓ આપવામાં આવી છે. એના ચૂંટનાર અને સંપાદક છે જાણીતા વાર્તાલેખક રા. ગુલાબદાસ બ્રોકર. પુસ્તકમાં બાર જ વાર્તાઓ આવી છે તે તો કાગળની અસહ્ય અછત અને મોંઘવારીને કારણે પૃષ્ઠ સંખ્યાને અનિવાર્ય રીતે મર્યાદિત બનાવવી પડી હશે તેનું પરિણામ છે. આપણા કેટલાક બીજા સારા વાર્તા લેખકોને અહીં સ્થાન નથી મળી શક્યું તે આ કારણે છે. 'મલયાનિલ'થી માંડીને રા. મડિયા સુધીના લેખકોની અહીં રજૂ કરાયેલી બાર વાર્તાઓ ને તે લેખકની શ્રેષ્ઠ કૃતિઓ છે એમ બધાને નહિ લાગે. પણ સંપાદક કહે છેઃ 'જાણીતા લેખકોની અત્યંત જાણીતી બની ગયેલી અને વારંવાર સંગ્રહાતી વાર્તાઓને બદલે એટલી જ ઉત્તમ પણ ઓછી સંગ્રહાયેલી વાર્તાઓને, બને ત્યાં, આમાં સ્થાન આપવામાં આવ્યું છે. છતાં ગમે તેટલો પ્રામાણિક





ને જોખમે! ને જોનારા ઉભા ઉભા અલકમલકનું તત્ત્વજ્ઞાન ડોળે છે. બીજું તો ભલે આમાંથી કાંઇ થાય કે ન થાય, બાકી આ દસકામાં રાધાકૃષ્ણનું તત્ત્વજ્ઞાન ઘેરઘેર વંચાવાનું છે! તત્ત્વજ્ઞાન હશે એ જ જીવશે!

×

અને જૂઓને મારી જ આ દશા? પેલું સાહિત્યનું સ્વપ્નું ભાંગી ગયું. ત્યારપછી બીજું આવ્યું એ પણ આપણે આ નાનકડું ઘર ને નાનકડી વાત ને એ ઠીક છે, રોટલા ખાશું ને મજા કરશું, ત્યાં એ પણ ઊડી ગયું! હાથમાં કેવળ એક શકોરૂં રહ્યું. લુખ્ખા તત્ત્વજ્ઞાનનું! અંગ્રેજે જેમ સોનાચાંદીને બદલે પતાકડું આપ્યું નાં, એની એણે ઠરાવી કિમ્મત પાંચ રૂપિયા તો એના પાંચ રૂપિયા થયા, સો ઠરાવી તો સો થયા, ને હજારની ઉડાવી દીધી તો હજાર ઉડી ગયા; એ જેમ પતાકડાની લીલા હતી નાં, આ રાજદ્વારી લીલા તમામ એવી સમજવી. એટલે તો બિચારા સાહિત્યકારો એનાથી દોઢ ગાઉ આઘા રહે છે! જો ખાવા મળે તો એમના તરફ કુતરોય હડકારે નહિ. પણ હવે તો ખાવાના'ય વાંધા પડવા માંડયા! એટલે હવે પોતે ભૂખે મરવા કરતાં સૌ કેમ ભૂખે મરે એ ગોતવાની મજા લેવી રહી! બાકી તો સૌ જાણે જાણે છે કે અંગ્રેજો આ ઢોંગ ધતીરા કરતા, બંગલાના કમ્પાઉન્ડમાં અનાજ ઉગાડવાની વાતો છાપવાના ને એવા, એવા ઢોંગમાં હવે આપણે પડયા! એટલે બટાકા શકરીયા તો ઠીક, પેલો લોટ પાછો ન આપે તો ઘણું! કે ખરીદી રાખ્યો છે બાપલા? પહેલેથી કાંઈક બોલજો! રાજા માણસોને રીબાવી રીબાવીને મારતા. ખવરાવી ખવરાવીને મારવાનું તો કેવળ કાયદાબાજોને જ સૂઝે! આ એ લોટે કેટલાને હતા ન હતા કરી નાખ્યા હશે? એનો હિસાબ કોણ આપે? પણ પેલા કોક કહે છે કે તમારા આંકડા જ ખોટા છે! એ જે હોય તે. આંકડામાં ને આંકડામાં કયાંક મીંડાં જ મૂકાય નહિ! જો જો બાપલા! નહિતર પછી ફાગણ મહિને કહેવા નીકળશે, મોટી ભીંતપત્રિકાઓ દ્વારા કે અનાજ નથી માટે ઉગાડો. ને અનાજ નથી માટે ઓછું ખાવ. ને કા ખાવાનું જ બંધ કરો કે પછી બધું આ કાપડ જેવું છે? કોક તો બોલો બાપલા! સમજાય એવું કોક તો બોલો!

★

ભારતીય સંસ્કૃતિનાં શાબ્દિક વખાણ આપણે પુષ્કળ ગામા કરીએ છીએ. પણ એ સંસ્કૃતિનું આચરણ થોડે અંશે પણ આપણે કરી બતાવીએ છીએ કે કેમ, એની ચિંતા આપણે કદી ય રાખતા નથી, વિચારો અને આચાર, ઇચ્છા અને કૃતિ, હક્ક અને કર્તવ્ય એ દ્વંદ્વની વચમાં આડે એક ઊંચી મજબૂત દીવાલ ઊભી કરી આપણે નિરાંતે બેસી ગયા છીએ. એ દીવાલો એમ આપોઆપ થોડી જ તૂટી પડવાની છે? સમયના પસાર થવા સાથે એ દીવાલો તો વધારે ને વધારે મજબૂત થતી જાય છે. હાથમાં બુદ્ધિવાદરૂપી ત્રિકમ ઉઠાવી શરીરે પરસેવાના રેલા ચાલ્યા જતા હોય તોપણ ઘા ઉપર ઘા મારતા જઇ, દીવાલનો કોઇ ઢીલો થયેલ પથરો અચાનક માથે પડી મૃત્યુ આણશે તેવી બીકને તુચ્છકારી કાઢી જ્યારે પ્રજાના લાખો અને કરોડો આદમીઓ એ દીવાલને તોડી પાડવા તત્પર થશે ત્યારે જ આપણે આપણી રસવૃત્તિ બદલીએ અને આપણાં સુપ્ત માનસને નવેસરથી કેળવીએ તો જ આપણે વાસનાપ્રધાન મટી અધ્યાત્મિક બની શકીએ.

—રાધાકૃષ્ણન્

# રાણી ભોપલદે !

ધૂમકેતુ

કુમારપાલ ત્યાં રણભૂમિમાં જ છાવણી નાખીને પડી રહ્યો. કાકભટ્ટના કોઈક સંદેશાની એ રાહ જોતો હતો. નડૂલના કેલ્હણને એણે અત્યારે જવા તો દીધો, પણ પોતાનું સૈન્ય નડૂલ તરફ લેવાનું એણે નક્કી કર્યું હતું. પણ કાકભટ્ટનો સંદેશો મળે તો પછી સૈન્યનું દિશાપ્રયાણ નક્કી થાય તેમ હતું.

બલ્લાલ કર્ણાટકનો હતો. એટલે માલવામાં એનાં મૂળ હજી ઊંડાં બેઠાં ન હતાં, એને કર્ણાટ તરફ પાછો હાંકી કાઢવાનો હતો એટલું જ. કાક એટલું ચોક્કસ કરી નાખશે એ કુમારપાલને ખાત્રી હતી. એટલે આંહીં વિજયોત્સવ ઉજવતું ચૌલુક્ય સૈન્ય થોડો વખત આરામ લઈ લે તો પછી એને માલવા, કે અર્બુદગિરિ તરફ ઉપડવાનું સહેલું થઈ પડે.

હવે રણભૂમિની કટુતા ધસાઈ ગઈ હતી. બન્ને સૈન્યો એક બીજાને આનંદવિનોદમાં સહભાગી થવા આમંત્રી રહ્યાં હતાં આનકને પણ પોતાના પરાજયનો ડંખ ધીમે ધીમે ભૂલવા જેવો જણાતો હતો.

એવામાં એક મધરાતે એક સાંઢણી આવી. એ આવીને સીધી ઉદયન મંત્રીશ્વરના શિબિર પાસે હંકારી ગઈ. અને થોડીવાર પછી શાકંભરીના સૈન્ય સોંસરવી શાકંભરીને પંથે ઊપડી ગઈ!

તમામને આશ્ચર્ય થયું. આ સાંઢણી કોની? પણ મંત્રીશ્વરને કોણ પૂછે? કોઈની હિમ્મત ચાલી નહિ. ભીમસિંહે તપાસ કરી. વાત એની હસી કાઢવામાં આવી. મહારાજને કાને વાત આવી. ઉદયને બે હાથ જોડ્યા: 'પ્રભુ! હું પણ માણસ છું મારે પણ કંઈક તો મહારાજથી છૂપાવવાનું હોય. આ છૂપાવવાનું છે!'

'પણ એ હતું કોણ મહેતા? તમને મળવા આવ્યું પછી શાકંભરી ગયું-કોણ કંચન બા હતાં?'

'એવું જ કોઈ અણુ!

'પણ પાટણમાં બધું છે તો બરાબર નાં?'

'ન હોય તો આપણે એક પળ પણ આંહી થોભીએ ખરા?'

પાટણનો કોઈ સંદેશો આવ્યો છે. ને એ સંદેશો શાકંભરીમાં ગયો છે એટલી જ વાત મળી. કુમારપાલને ચિંતા થઈ, પાટણમાં કોઈ અનિષ્ઠ તો નહિ બન્યું હોય? કોઈ સ્વજનનું મૃત્યુ? ઉદયન એ છૂપાવતો હોય!

પણ ઉદયને કાંઈ વધારે વાત અત્યારે આપી નહિ. એટલામાંતો ભીમસિંહે હાથ જોડ્યા: 'મહારાજ! આનકરાજનો દૂત આવેલ છે!'

આનકને કુમારપાલે એક દિવસ પહેલા જ હજી મુક્ત કર્યો હતો. પણ છેલ્લા દિવસોમાં એને ગુર્જરેશ્વરના પ્રીતિભાજન થવાની ઠીક તાલાવેલી જણાતી હતી. એણે વ્યાઘ્રરાજને પોતાની મેળે જ શાકંભરી પાછા ફરવાનું કહી દીધું. વિક્રમને પણ ચેતવ્યો: 'આ રણ જોદ્ધો છે. અનુભવી છે. હમણાં માથું ઊંચું કરતા નહિ રાજ! નહિતર રાજ ખોશો!

વિક્રમ મહારાજની ખડેપગે સેવા કરી રહ્યો હતો. પણ કુમારપાલ તો ધારાવર્ષદેવ આવવાની રાહ જોતો બેઠો હતો. વાતાવરણ આ પ્રમાણે બદલાયું હતું.

એટલે આનકનો દૂત આવ્યો, તેથી મહારાજને આશ્ચર્ય ન થયું. સંધિની વાત તો નક્કી થઈ ગઈ હતી. આનકે ગુર્જરેશ્વરના સામંત રહેવાનું હતું. બીજા ફેરફાર મહારાજે સૂચવ્યા તે એણે સ્વીકારી લીધા હતા. આનકના બન્ને તોફાની પુત્રોમાંથી કોઈ ફરક્યો ન હતો. પણ હજી તો આનક જ રાજા હતો. એટલે મહારાજે એ વાતને ઉખેળી નહિ.

આનકનો દૂત અંદર આવ્યો. રાતને વખતે દૂત કેમ આવ્યો હશે તે વિષે કુમારપાલને પણ નવાઈ લાગી. અત્યારે દીપિકાનો ઝાંખો પ્રકાશ હતો. ને દૂત એવી રીતે ઊભો હતો કે તેનું શરીર છાયામાં આવી ગયું હતું. પણ મહારાજને નવાઈ લાગી. 'આનકના કોઈ દૂતમાં આવું રૂપ એમણે જોયું ન હતું, આ તો દૂત સામે જોતાં એનું રૂપ જ જકડી રાખે તેવું હતું.

'કોણે આનકરાજે મોકલ્યો છે? શું છે?' મહારાજે એને પૂછ્યું.

'આનકરાજે સંદેશો મોકલ્યો છે પ્રભુ!'





'કે ? ક્યાં છે સંદેશો ?'

'મારે મોએ !'

કુમારપાલ સાંભળવા માટે શાંત બેઠો રહ્યોઃ 'બોલ હું સાંભળું છું.'

'ટૂંકો જ છે પ્રભુ !'

'હું સાંભળું છું !'

'આપહિ જમ્મહિ અન્નહિ વિ, ગોરિ સુ દિજ્જહિ કન્તુ,
ગય મત્તહ ચત્તંકુસહં જો અબ્ભિડઇ હસન્તુ*

કુમારપાલ ચમકી ગયો. તેને લાગ્યું કે કોઇના ઉપરનો સંદેશો આ અબૂધ સંદેશવાહક આંહી સંભળાવી રહ્યો હતો !'

'આ સંદેશો કોઈ બીજાનો હશે' દૂત ! તું ભૂલ કરી બેઠો છે.

'ભૂલ તો એની નથી થઈ, પ્રભુ ! ભૂલ કરી હોય તો અમે કરી છે !' એક બાજુથી ઉદયન હસતો હસતો આવી રહ્યો હતો.

કુમારપાલે હવે દૂત સામે જોયું અને એ ચમકી ઊઠયો. 'અરે ! આ તો દે કે કોણ ? આ બધું શું છે ?'

'એક નાટક મહારાજ !' ભોપલદે પોતાની પાઘડી બાઘડી એક બાજુ ફેંકીને હસતી હસતી ત્યાં ઊભી હતી !

'પ્રભુ !' ઉદયન હાથ જોડીને આગળ આવ્યો, 'મહારાણીબા હસે છે પણ સંદેશો સાચો છે હો ! આનક રાજે કહેવરાવ્યો છે. બા તો ફક્ત દૂત બન્યાં છે !'

'એટલે ?'

'એટલે એમ પ્રભુ ! કે બા કાંચનદેવી બા, પાટણથી આવ્યા છે...'

'હા. ત્યારે તમે મહેતા ! તે દિવસે ન કહી તે સાંઢણીની વાત કાં તો આ હશે !'

'હા પ્રભુ ! એમાં મહારાણીબા પણ આવ્યાં. આનકરાજને હમેશનો આપણો બનાવવો હોય, મહારાજ ! તો એનું આ કહેણુ આપણે સ્વીકારી લઇએ. મહારાણીબા આવ્યાં છે જ, એટલા માટે !'

'હેં !' કુમારપાલ વાત સમજીને આશ્ચર્ય પામી ગયો, 'દે એટલા માટે આવેલ છે ? હેં દે ? આવું તને કોણે શીખવ્યું ?'

'મહારાજ ! તમે જ.' ભોપલ દે પ્રેમથી બોલી; 'મહારાજે મને દુઃખમાં છાયા પેઠે ફેરવી. હવે આજે આ વિજયમા મને સંભારો પણ છો ? મેં કીધું, મહારાજ મને પાછળથી વિસારી દે, તે પહેલાં હમણાંથી જ મને વિસારી દે એવું કાંઈક ન કરૂં ? તે આ કર્યું !'

'પણ શું આ ?'

'મહારાજ ! આનકરાજની પુત્રી છે. જલ્હણા નામ.'

'અરે ! દે ! કાંઇ ગાડાં થયાં છો ? તમે મને છાયાછત્ર કર્યું...'

'મહારાજ બોલે તો ભગવાન સોમનાથના સોગન સાંભળો તો ખરા પ્રભુ ! મેં ઉદયન મહેતાને પૂછ્યું...'

'હા એ ઠીક કર્યું ! એને ઘરમાં બે ત્રણ શેઠાણી ખરી નાં ? પણ એ તો શેઠ છે. હું કાંઇ શેઠ છું દે ? હું તો હજી ગઇ કાલે—તમને ક્યાં ખબર નથી ? તમે હો નહિ દે ! અને હું કાંઈ ટકી શકું ? તમારી વાણી-એણે મને જે ટકાવ્યો છે તે હું એટલી જ વારમાં ભૂલી જાઉં એટલો બધો તમે મને નગુણો ધારો છો એમ ? આ કૌભાડ...'

'કૌભાંડ નથી મારા નાથ ! તમે હવે દેથળીના સામંત નથી, તમે ગુર્જરેશ્વર છો. મહારાજ સિદ્ધરાજે જે રાજ મૂક્યું તેનાથી ત્રણગણું તમે મેળવશો. એ રહેશે કોને આધારે ? રાજવારસ ક્યાં છે ? ભાવબૃહસ્પતિની વાણી શું સફળ કરવી છે ? હું પણ નારી છું પ્રભુ ! તમે પચાસને આંગણે બેઠા છો. હું ઓગણપચાસને ઉંબરે ઊભી છું. રાજવારસ લાવો પ્રભુ ! હું માગું છું. તે વિના આ રાજપાટ તો શોણિતની નદીઓ હવે વહેવરાવશે ! આનકને પણ આપણી

---

* હે દેવી ! આ જન્મમાં કે આવતા જન્મમાં તું મને એવા પતિ આપજે જે હસતો હસતો મત્ત ગજેન્દ્રોને ભેટતાં પાછા પડતો ન હોય.



પ્રીતિ મેળવવી છે. જલ્હણા–એની પુત્રી મહારાજ ઉપર એને પ્રેમ છે. એ આ રીતે, પાટણને આ દિશામાં સમર્થ સામંત સમો બને છે. આ તક જવા શું કરવા દેવી ? મહારાજ સિદ્ધરાજે પણ આ રાજ-નીતિ લીધી હતી. આપણે પણ એને સગો કરીએ છીએ. કંચનબાને પોતાના સોમેશ્વરનો પક્ષ સબળ મતો જણાય છે. મને સારૂં લાગે છે. મહેતાને ગમે છે. હવે શું વાંધો છે ?

'પણ દેવી !...'

'મેં જ આ ગોઠવ્યું છે, પ્રભુ ! એમ સમજી લ્યોને ! સાંભળો, આ મંગલવાદ્યો વગાડતાં આનક-રાજ પોતે આવતા લાગે છે. હવે ! હવે શું ના કહેશો ! જલ્હણા જલબેડું લઈને આંગણે આવીને ઊભી રહેત તો શું ના કહેત ? ચોસર રમવા મહારાજને બોલા-વત તો શું મહારાજ ના કહી શકત ? આ એણે પ્રેમબાજી રમવા બોલાવ્યા છે એમ સમજોને ! મહા-રાજ ! અમને નારીને તમે કોઈ દિવસ નહિ ઓળખો હો ! તમને એક આડી નજર બીજે નાખતા જોયા હોત તો હું ઊભી ને ઊભી સળગી જાત—પણ આજ, હું તમારો હાથ. આ જલ્હણા માટે માગવા પોતે આવી છું. શા માટે ખબર છે પ્રભુ ? પાટણ—પાટણમાં રહીને કોઈ નાનું રહી શકતું નથી. ક્ષુદ્ર રહી શકતું નથી। ક્ષુલ્લક રહી શકતું નથી, લઘુ સ્વાર્થી રહી શકતું નથી, ચૌલુક્યોએ ત્યાં એવી હવા સર્જી છે ! પાટણને સ્થિર કરવા કોઈ સિંહશિશુનો ખપ પડવાનો છે. માટે આ મેં કર્યું છે. હવે તમે મૂંગા બેઠા જોયા કરો ! જે થાય તે !'

એટલામાં તો ભીમસિંહ ફરીને દોડતો આવ્યો મંગલવાદ્યોના સ્પષ્ટ સ્વરો પાસે આવતા સંભળાતા હતા. 'મહારાજ ! આનકરાજનાં મહારાણી, આનક-રાજ પોતે, ને જલ્હણાદેવી આવ્યાં છે !'

'દેવી...' કુમારપાલ કાંઈ બોલી શક્યો નહિ. ઊભો થઈને આગળ ગયા વિના એનો છૂટકો ન હતો.

'મહારાજ !' ભોપલદે એને નમી રહી 'મહારાજ શાતાયુ હો !'*

* શ્રી ધૂમકેતુનાં તાજેતરમાં પ્રગટ થયેલ 'ગુજરેશ્વર કુમારપાલ'માંથી.



કુમારિકાઓને રૂઢીચુસ્તતાનાં ને નિરાશાનાં ઓઢણુ ઓઢતી જોઈ છે, અને વધૂઓને આંખમાં આંસુ સાથે આજ્ઞાધારકતા અને 'હા એ હા' કહેવાની વૃત્તિરૂપ શૈયામાં સૂવા જતી જોઈ છે. દારિદ્રય–ઘરોથી માંડીને મહેલાતો પર્યંત મેં યુગોનો સથવારો કર્યો...તો પણ મેં આ સઘળે સ્થળે ગુલામીને અજ્ઞાનતાની ભવ્ય અને ઠાઠમાઠવાળી સવારીમાં વિચરતી જોઈ. સ્થળે સ્થળે જન્મથી જ બાળકોને ગુલામગીરીનું ધાવણ ધવરાવતી માતાઓને મેં જોઈ, અને આંધળી આજ્ઞાંકિતાનું શિક્ષણ, કક્કો શીખવતાંની સાથે જ લેતાં બાળકોને મેં નિહાળ્યા. આ મૂંગી ગુલામી પુરુષને જે પત્ની પ્રત્યે એને નફરત છે તેની સાથે પરાણે જકડે છે; અને પત્નીના દેહને જે પતિને એ ધિક્કારે છે તેની શૈયામાં મૂકે છે. આમ, આ ઉભય આત્માઓનું એ

—ખલિલ જિબ્રાન

# સંસ્કાર કથાઓ

ધૂમકેતુ

[૧]

એક હતા ભક્તજન. તેમણે વિચાર કર્યો કે સંસારને તજ્યા વિના ભક્તિ થઇ રહી. દૃઢ નિશ્ચય કરીને ઘરમાં વાત કરી. ઘરની સ્ત્રી ડાહી હતી. તેણે કહ્યું: 'ભક્તરાજ! ભક્તિ હશે તો આંહીં ઘરઆંગણે પણ ભજન થાશે; ને નહિ હોય તો જંગલમાં પણ મન સળગશે! માટે પહેલાં વિચારો મન મર્યું છે?'

'વિચાર્યું છે સાધ્વી! હવે સંસારનો પડછાયો હરામ છે!'

'તો ભલે. હું પણ સાથે આવું. આપણે બે જ જણા છીએ. ત્રીજું કોઇ છે નહિ પછી હું આંહીં એકલી રહીને શું કરું?'

'તો ભલે સાધ્વી! તમે પણ ભેગાં આલો!'

'પણ એક સરત છે ભક્તરાજ!'

'શી?'

'કોઈ દિ મુસાફરીમાં મનચોરી કરતા નહિ, જે કહેવા જેવું હોય એ મને કહી દેવું! તમે મનમાં મુંઝાઓ એમાં મને પાપ લાગે!'

'ચાલો ત્યારે!'

બીજે દિવસે તો ભક્ત–ભક્તાણી ચાલી નીકળ્યાં. તંબુરો હાથમાં છે. ભજન ગાતાં જાય છે. ગોવિંદના ગુણ ઉપાડયા છે. ખાન-પાન જે મળે તે માથા ઉપર ચડાવી લે છે. ચોવીશે કલાક ભક્તિની ધૂન જામી છે.

તીરથ નાતાં જાય છે. દર્શન કરતાં જાય છે. ભજન ગાતાં જાય છે. તે એમને એમ એમણે તો જાણે જાત્રા ઉપાડી છે એવું લાગે!

એમ કરતાં કરતાં એ તો ઘણે આઘે નીકળી ગયા.

હવે એક વખત એક ચમત્કાર થયો.

રસ્તામાં ભક્તજને એક હીરો પડેલો દીઠો. શું એનું તેજ? માણસની આંખને બે ઘડી આંજી નાખે એવી મોહિની એમાંથી પ્રગટી રહી હતી!

ભક્તજનને થયું કે લાવ ને કોક ઉપાડી જાશે એના કરતાં હું જ લઇ લઉં! વખતે કવખતે કામ લાગશે.

ભક્તાણીને ખબર ન પડે એમ એણે હીરો તો ઉપાડી લીધો. ને શરીર ઉપર દપટી પણ દીધો, પણ તે દિવસથી મનમાં મનચોરી પેઠી!

એને થાય કે જો ભક્તાણી દેખશે તો એ મૂકશે નહિ. ને કાં મને ઠપકો આપશે. એટલે ભક્તજન તો હાલતાં ને ચાલતાં શરીરની સંભાળમાં પડી જવા માંડયા. પહેલાં જે મુક્ત આનંદે ભજનધારા છૂટતી એમાં હવે આ દપટેલી ચીજ દેખાઈ ન જાય એનો ભય પેઠો!

રાત દિવસ બન્નેને સાથે રહેવાનું રહ્યું, એક ઘડી એક બીજાથી છુટા પડવાનું તો ભાગ્યે જ બને.

એક દિવસ ભકતજન નદીએ ગયા. ત્યારે પાછળ આ દપટેલ હીરો ભૂલથી લુગડાપોટકામાં રહી ગયો! ભકતાણીએ પોટકું જોયું તો અંદર હીરો!

એનું મન તો ઘા ખાઇ ગયું! ઓત તારીની! ભકતરાજ ભજન કરે છે, રામ પદારથની વાતો કરે છે, પણ હજી એનું મન તો હીરા ને કાંકરાની વચ્ચે ભેદ રાખે છે!

એ ભેદ રહેતો હોય મનમાં, પછી ભલેને એક હજાર વખત, રામરમકડું જડિયું', એવી વાતો કરે, એનાથી કાંઈ રામ જડે?

એ તો બધા ઠરે છે. ટીલાં ટપકાં માળા ને મોઢાની વાતો!

ત્યારે આ ભકતરાજનો ત્યાગ કેવો? એ તો વિચારમાં પડી ગઈ.

ભકતરાજ આવ્યા. ત્યારે તેણે પૂછયું: 'ભકતરાજ! સાધુને શી રીતે જાણીએ?'

'એમાં તે શી મોટી બાથ મારવાની હતી સાધ્વી! કંચન ને કથીર સરખાં ગણે તે સાધુ!'

'પણ કથીરને તો કોઈ સંઘરે નહિ. કંચનને કાંઇ સંઘર્યા વિના રહે? કાળે દુકાળે કાયાને નભાવે!'

'તો એટલી ભકિત કાચી!' ભકતરાજ તો જે ગોખ્યું હતું તે બોલવા માંડયા.

'એમ?' સાધ્વીએ પૂછયું.

'હા. જેણે રામ નામનો આધાર લીધો, એને પછી એ એક જ આધાર હોય. બે આધાર રાખે તો બેય ભવ બગડે!'

'ત્યારે ભકતરાજ! આપણા બેય ભવ બગડયા એમ ગણવું? આ શું છે જુઓ તો!'

તેણે હાથમાં પેલો હીરો ધરી રાખ્યો. 'કાંકરો જાણતા હોત તો આટલા જતનથી તમે બાંધત નહિ. ને હીરો જાણતા હો તો થઈ રહ્યું. હીરો તો હીરો જ રહે છે. પણ સાધુના ભેખને એક ઘડીમાં એ કથિરનો બનાવી દે છે!'

ભકતરાજ તો એવા ભોંઠા પડયા કે નીચેથી ઉંચે જોઈ શકતા નથી.

સાધ્વીએ ધીમેથી કહ્યું: 'ભકતરાજ! મન ને પારો બે સરખાં છે. જો મરે તો જીવન આપે. જો જીવતાં રહે તો જીવન લઇ લે! આપણી જે વાત ચાલી રહી હતી તે તમે અધૂરે છોડી તો મન તમને આટલું ભરમાવી ગયું. લ્યો હવે આ સાચવો, કાળે દુકાળે કામ લાગશે!'

ભકતરાજે સાધ્વીના હાથમાંથી હીરો લઈને નદીના વહેતા પાણીમાં ઘા કર્યો: 'એને હવે મા સાચવશે! આપણે ભજનની ધૂન ઉપાડો.

[ ૨ ]

એક ગુરૂ હતા. જ્ઞાનનો સાગર હતા. વેદવેદાંત ને ઉપનિષદ્ સમજાવે ત્યારે માણસ એટલી વાર જાણે આ સંસારનો નહિ, પણ સ્વર્ગનો આનંદ અનુભવે! એવી એમની સમજાવવાની કલા એવી છટા એવી શકિત એવી એમની પ્રાસાદિક વાણી.

ગુરૂની આ વાણીએ, એમના અનેક શિષ્યોને જાણે પૃથ્વીમાં જ સદેહે સરસ્વતીનાં દર્શન કરાવ્યાં.

ગુરૂની આ વાણી ઉપર એક શિષ્ય એવો મુગ્ધ બની ગયો કે ન પૂછો વાત! એ તો એના અક્ષરેઅક્ષરમાં બ્રહ્માના શબ્દ જુએ. એની સમજણ પણ એવી ઉઘડેલી.

એની શકિત પણ અજબ. અને એની શ્રદ્ધા તો ગજબ!

એ તો ગુરૂબ્રહ્મા ગુરૂવિષ્ણુ એ બોલતાં ગદ્ગદ્ કંઠ થઇ જાય.

ગુરૂભકિતએ એને પણ અલૌકિક શકિત આપી. ગુરૂ પ્રત્યેની એની શ્રદ્ધાએ લોઢા જેવા કઠણ કોયડા એને માટે સહેલા સટ કરી નાખ્યા!

અને એની શ્રદ્ધા તો એની જ! એ તો ગુરૂને નામે, જેમ રામને નામે પથ્થર તરે, તેમ નદીના જળમાં ચાલ્યો જાય! નામ ગુરૂનું લ્યે-અને તરત ચાલ્યો જાય! અને ખરેખર એનું કામ ચાલે!





હવે એક વખત એક આશ્ચર્ય થયું. ગુરૂ આ દેખી ગયા! એમને મનમાં થયું, ઓય માળું! આ તો સાવ અંધારામાં ગયું! પારસમણિ પડખે પડયો છે ને સોનાની આપણે શોધ માંડી છે!

એમને થઈ ગયું કે એમના નામમાં આટલી બધી શક્તિ છે એ વાત તો આજ દિ સુધી સાવ અંધારામાં જ રહી ગઇ! બીજા પોતાના નામનો લાભ ઉઠાવે છે ને પોતે તો સાવ કોરાધાક રહી ગયા!

બીજે દિવસે એમણે પણ નદીનાં જળમાં ચાલવા માંડયું! પણ પેલો શિષ્ય તો ગુરૂપ્રતાપ બોલતો. પોતે કોનો પ્રતાપ કહે? એટલે પોતે બોલ્યા: મારો પ્રતાપ! અને ચાલ્યા જલમાં!

પણ પહેલું પગલું મૂકતાં જ પાંચ ફુટ ઉંડા પાણીમાં!

ચોટલી બહાર ફરફરે!

માંડમાંડ નીકળ્યા તો ખરા, પણ કોઈ દેખી તો નથી ગયું નાં, એ જોવા ચારે તરફ નજર કરી!

નજર કરી તો પેલો શિષ્ય નજરે પડયો!

'ઓતૂ તારીની! આ તો એ જ આંહીં ઊભો છે. હવે એને લાગશે કે ગુરૂ તો એ કોડીનો પણ નથી!'

ગુરૂ તો મનમાં એવા શરમાણા કે ઝાઝા ધોતિયાં સંકેલવા માંડયા પણ મનમાં કાંઈ ચેન વળતું નથી. 'માળું મારે નામે પેલો ચાલે—મારો શિષ્ય, ને હું એનો ગુરૂ એ ચાલી ન શકું! ગજબની વાત છે નાં?'

ગુરૂના મનની વાત સાંભળતાં નદીનાં સેંકડો ને હજારો મોજાં ખડખડાટ હસી પડયાં 'અરે જ્ઞાની!' એમણે હસતાં હસતાં જ કહ્યું: 'શિષ્યે ચાલતો નથી, તમે ય ચાલતા નથી. ચાલનારૂં કોઈ ત્રીજું જ છે! ચાલે છે એની નિઃસીમ શ્રદ્ધા!'

[ ૩ ]

એક વખત એક જ્ઞાની અને એક ભક્તજન એ ભેગા થઈ ગયા, બન્ને વચ્ચે સંવાદ ઉપડયોઃ કોણું ચડે જ્ઞાન કે ભક્તિ?

એક જણો કહેઃ જ્ઞાન

બીજો કહેઃ ભક્તિ!

એમનો સંવાદ તો કોણ પાર પાડે, એમાંથી એકે નમતું તો જોખે નહિ!

ભગવાનને થયું કે લાવને આને બતાવું કે જ્ઞાન ને ભક્તિ એમાંથી એક શ્રેષ્ઠ ને બીજું નેષ્ઠ એવી સમજણ છે ત્યાં સુધી તો એમાંથી એકે ચડે તેમ નથી!

એટલે પોતે થયા વાઘ રૂપ. ને બન્નેની નજરે પડયા. એને દેખીને જ જ્ઞાની બોલ્યો: 'જે ચડતું હોય તે ભલે ચડે, અત્યારે તો જીવ બચાવો, પેલો કાકો આ બાજુ જોતો લાગે છે!'

ભકત તો એ સાંભળતાં જ, પેલા જ્ઞાનીનું શું થશે એનો વિચાર કરવા પણ ઉભા ન રહ્યા, તરત ઝાડને ચોટીને ઉપર ચડવા માંડયા!

એ જોઇને એક કઠિયારો ત્યાં ઉભો હતો તે ખડખડ હસી પડયો,

'અલ્યાભાઈ! તમે આવડી મોટી વાતો કરો છો, એના કરતાં તો મારૂં આ અજ્ઞાન સારૂં નહિ? બિચારૂં કાંઈ સમજતું નથી તો પણ એટલું સમજે છે કે ભગવાન બચાવી લેશે, પણ આપણે મહેનત તો કરો! વાઘ તો પેલી તરફ ચાલ્યો ગયો છે ને તમે તો આંહીં ઉભા



ધ્રૂજી રહ્યા છો ! હવે ચાલો મારી ભેગા રસ્તો બતાવું ?'

ભકત ને જ્ઞાની બન્ને આખે રસ્તે મૂંગા મૂંગા કઠિયારા સાથે ચાલતા રહ્યા.

પણ રસ્તે હજી દરેક વિચાર કરી રહ્યો હતો: એ ભલેને ગમે તેમ કહે, વાત તો મારી સાચી છે !

[ ૪ ]

એક ખોખડધજ એંશી વરસનો ડોસો પોતાના ખેતરને છેડે આંબો વાવતો હતો. આંબો ઉછરે ને કોઈ ઢોરઢાંખર એને નુકસાન ન કરે માટે એણે આડશ કરવા ચારે તરફથી ઝાંખરાં ડાંખળાં ભેગાં કરવા માંડયાં. પણ એંશી વરસનું શરીર હવે કાંઈ બહુ કામ આવે તેમ ન હતું. એટલે ડોસો તો થાકીને લોથ થઈ ત્યાં બેઠો. જરાક આરામ લઇ પાછો એ કામે ચડવાનો વિચાર કરી રહ્યો હતો. એટલામાં ત્યાંથી બે ત્રણ ભગવાધારી સાધુ નીકળ્યા. શરીર સંપત્તિ એમની સરસ હતી. એમણે ડોસાને થાકેલો જોઈને કહ્યું: 'ડોસા ! હવે આ માયા છોડો માયા ! ને ભગવાનનું ભજન કરો. આ આંબો વાવો છો એની કેરી હવે તમે ક્યારે ખાવાના છો કે આટલી બધી મહેનત ઉપાડી છે !'

ડોસો સાધુની વાત સાંભળીને હસ્યો: 'સાધુ મહારાજ ! આવી માયા તો ભગવાન મને ભવોભવ આપે !'

'અરે ! ડોસા ! તમને ગલઢેગઢપણ આ શી માયા લાગી છે કે માયાને ઈચ્છો છો ?'

'જુઓ, સાધુ મહારાજ ! પેલો ઘટાકાર આંબો, આઘેરો ઉભો, એ કોણે વાવ્યો એનો ખબર છે ?'

'કોણે ?'

'મારા બાપે. એણે વાવ્યો ને બીજે વરસે તો મરકીમાં એ ઉપડી ગયા. એની કેરી ટોપલા ઉતારીને અમે ખાઈએ છીએ. હવે બોલો, હું આ વાવી જાઉં ને ભવિષ્યમાં આની કેરી કોઈને ખપ આવે તો એવી વાતને માયા કહેવાય ? માયા તો મહારાજ ! આ તમને વળગી છે તે માયા છે. કામ કર્યા વિનાનો એક દિ જે માણસ કાઢે છે એને માયા વળગે છે. કામ કરનારને તો માયા પણ પોતાની માયા બતાવે છે !'

સાધુ મહારાજ તો બન્ને આ સાંભળીને છક્ક થઇ ગયા. વાત તો ડોસાની જ સાચી હતી. સંસારને વધારેને વધારે સુંદર સરજતો જવો, ને એનો મોહ રાખ્યા વિના એને બીજે હાથે સોંપતો જવો એમાં તો માણસાઇ રહી હતી.

થોડીવાર પછી ડોસો કામ કરવા ઉભો થયો ત્યારે સાધુ ઉભા રહી શકયા નહિ. એમણે પણ હાથ દેવામાં માણસાઇ દીઠી.

[ ૬ ]

સોક્રેટીસે એક જ્ઞાનવાર્તા લખી છે. એ વાર્ત્તા ઘણી સુંદર છે. સમજે તો માણસને એમાંથી ઘણું જ્ઞાન મળે તેમ છે.

એક વખત વિધાતાને મન થયું કે હું દરેક માણસને જે કાંઇ આપું છું તેનાથી એને સંતોષ થતો નથી ને એ બધો વાંક મારે આંગણે જ ઢાલવ્યા કરે છે. માટે એક વખત તો હું તમામને દુઃખ મુકત કરી દઉં. પછી ભલે જેનું જે થાવું હોય તે થાય.

તેણે એક ઢંઢેરો પીટાવ્યો: 'સાંભળજો રે ! હે દુનિયાનાં માણસો ! જે જે માણસને પોતાના દુઃખનો ત્રાસ અસહ્ય લાગતો હોય તે





પોત પોતાનાં દુઃખ આંહી આ મેદાનમાં મૂકી જાય. એ દુઃખના બદલામાં એમને એક એક નવી ચીઠ્ઠી પસંદ કરીને લેવા દેવામાં આવશે એ ચીઠ્ઠીમાં એમને એમની ઈચ્છેલી વસ્તુ મળતી હશે !'

આ ઢંઢેરો સાંભળીને તો આખી દુનિયા હાલક ડોલક થઇ ગઇ. સૌને દુઃખ હતું, દુઃખ વિનાનો કોઈ મળે જ નહિ ! રાજા, પ્રધાન, શેઠ, નોકર, ચાકર, લોફર, ચોર, લફંગા, ઠગ શઠ, સાધુ, સંત, તમામ દુઃખી હતા, સૌ પોતપોતાના દુઃખનાં પોટલાં બાંધી બાંધીને દોડયા મેદાનમાં.

દરેકને એમ હતું કે એમનું દુઃખ અસહ્ય હતું. એ દુઃખ કરતાં બીજું જે મળે તે હજાર દરજ્જે સારૂં !

જ્યારે વિધાતાએ તો કૃપાવંત થઇને દુઃખના બદલામાં ઇપ્સિત વસ્તુ આપવાની જાહેરાત પણ કરી હતી !

માણસનો આનંદ ક્યાંય માતો ન હતો. પળ બે પળમાં હવે સ્વર્ગ દેખાશે એવી આશા દરેકને ચોટી હતી. ઉંધું ઘાલીને, પોતપોતાના દુઃખનું પોટલું બાંધી, દરેક જણ એ ઝટ ઝટ મૂકી દેવા માટે દોડયો !

એક જણાએ સોળ સત્તર વરસના આંતરડાના વ્યાધિનું પોટલું બાંધ્યું હતું. બીજા પાસે બદહજમી હતા. ત્રીજાએ તરિયો તાવ ઉપાડયો હતો. રાજા પાસે હાથીપગાનો રોગ હતો. પ્રધાનો પણ પ્રમેહ હતો ! કોઇને છોકરું ન હતું એનું દુઃખ હતું. કોઇને ઘર ન હતું, કોઇને વહુ મરી ગઇ હતી. બીજાને બૈરી સાથે છુટાછેડા લેવા હતા. કોઇકને ખાવાના વાંધા હતા. કોઈકનું મોઢું લાંબું હતું. કોઈકનું નાક ચપટું હતું. એને એ બદલાવવાનું મન હતું. જેને કાંઈ દુઃખ ન હતું એને પણ લાગ્યું હતું કે એને કાંઇક દુઃખ છે !

ત્યાં મેદાનમાં તો દુઃખનાં પોટલે પોટલાંનો ઢગલો થવા માંડયો, કેવાં વિચિત્ર ને જુદાં જુદાં પ્રકારનાં દુઃખ !

જ્યારે બધાનાં દુઃખ ત્યાં આવી ગયાં ત્યારે એક અત્યંત સુંદર સ્ત્રી ત્યાં આવી. તેણે આવીને એક મોટો પડીકાનો ઢગલો કર્યો. 'આ પડીકામાં તમારી ઈપ્સિત વસ્તુઓ છે. જેને જે જોઈતી હોય તે ઉપાડી લ્યો !'

માણસો ઉપડયાં પોતપોતાની ઈચ્છેલી વસ્તુનું પડીકું ઉપાડવા માંડયા.

આનંદ તો કોઇનો માતો નથી; સૌને એમ કે હવે તો એ સ્વર્ગમાં જ બેઠા છે !

પણ હાયરે ! પડીકું ઉઘાડયું ને આંખ ઉઘડી ગઈ. જેણે પેટનો વ્યાધિ આંહીં ફેંકી દીધો હતો એને એક સંતાનની તૃષ્ણા હતી. એના પડીકામાં સંતાન તો નીકળ્યાં ! એકને બદલે બે ! પણ બે'ય એવા કે ડોસાનાં હાડકાં ખોખરાં કરે તેવા !

ગરીબ હતો તેની ગરીબી ગઈ પણ એને જે ખાવાનું મળ્યું કે એ તરત અતિસારની દવાની શીશી લઈ ડોકટરને ત્યાં ધક્કા ખાવા મંડયા !

આમ બન્યું એવું કે દુઃખ બધાનાં ગયાં. પણ જૂનાં દુઃખને બદલે નવાં આવ્યાં !

હવે તો સૌ પાછા માથે હાથ દઇને પોક મૂકવા માંડયા: 'હે વિધાતા ! અમને અમારાં જૂનાં દુઃખ પાછાં આપો !'

વિધાતાએ સ્મિત કરીને એટલું જ કહ્યું: 'અરે ભાઈઓ ! તમે જરાક તો જુઓ જુનું કે નવું કોઇ દુઃખ મારી પાસે નથી ને હું તમને કાંઈ આપતી લેતી નથી. જે આપે છે એ તો પેલી બાઇ આપે છે !'

'કઈ કઇ બાઈ ? એ કઇ બાઇ છે જે અમને દુઃખ આપે છે ?'

વિધાતાએ ખડખડાટ હસીને કહ્યું: એ બાઇનું નામ: તમારી જ કલ્પના !'

# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## ૧ મંદિરદ્વારે :
## ૨ જિબ્રાનનો નાદ :

[ પ્રકાશક, આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ રોડ, અમદાવાદ : મૂલ્ય અનુક્રમે દોઢ અને સવાચાર રૂપિયા. ]

જેમ કેટલાંક વરસ પર આપણે ત્યાં શરદબાબુની કથાઓનાં ભાષાંતરો ઉપર ભાષાંતરો થતાં હતાં તેમ હવે ખલીલ જિબ્રાનની કૃતિઓનો વારો આવ્યો છે. શરદબાબુ હતા વાર્તાકાર, પણ ખલીલ જિબ્રાન તત્ત્વતઃ વિચારક છે. આ સીરિયન સાહિત્યકારનું એવી વિચારણાને વ્યક્ત કરતું સાહિત્યસાધન તેમજ એની વાણી એનાં પોતાનાં જ છે. પ્રતિભાશાળી સાહિત્યકાર સામાન્ય લેખકોનાં ટોળાંથી આ બાબતમાં જ જુદો પડે. જિબ્રાનની વાણી થોડી માદક સૌંદર્યવાળી, થોડી ગૂઢતાવાળી અને થોડી કાવ્યમયતાવાળી હોય છે એટલે એ મધુર લાગે જ. પેલી વિચારની દીપ્તિ. એટલે એનું આકર્ષણ સમજદાર વર્ગને ઘણું થાય એ સ્વાભાવિક છે. અમેરિકા–યુરોપને તો જિબ્રાનની કૃતિઓમાં રહસ્યવાદી પૂર્વનો સંદેશ ને પૂર્વની વાણી સાંભળવાની મળે છે, એટલે એ ત્યાં તો ઘણી લોકપ્રિય થઇ છે. એની એ લોકપ્રિયતા ફરતી ફરતી હવે આપણે દેશ ગુજરાતમાં આવી પહોંચી છે. તેના આવા અનુવાદો થવા માંડ્યા છે તે એનું જ પરિણામ.

'મંદિરદ્વારે' વાચનરસિયા જીબ્રાનપ્રેમી જુવાન રા. કાન્તિ ઉપાધ્યાયે તૈયાર કરેલો અનુવાદ છે. એમાંનાં ચૌદ લખાણોમાંનાં 'મંદિરદ્વારે', 'સાક્ષાત્કાર', 'આત્મપૃચ્છા', 'ગુલામી, અને 'ઉત્સવદિનની સંધ્યા'માં જીબ્રાનની ફિલસૂફી કે જીવનદષ્ટિ કે એનો સંદેશ આવી જાય છે. એ છે સ્નેહ, માનવતા અને મુક્તિનો. અનુવાદની ભાષા પ્રવાહી છે, પણ જોડણીની ભૂલો તેમજ 'ધુમ્મસ' અને 'અવકાશ' શબ્દોની જાતિની ભૂલો એ દેખાડે છે.

'જિબ્રાનનો નાદ'માં જિબ્રાનની બીજી ત્રણ કૃતિઓના અનુવાદ એકત્ર છપાયા છે. ત્રણેના અનુવાદક જુદા છેઃ 'પાગલ'ના રા. ગોકળભાઈ પટેલ, 'ભિક્ષુક'ના 'શિવમ્ સુંદરમ્' અને 'રખડતા રામ'ના 'પલાશ'. ત્રણે કૃતિઓમાં એક રીતે કહીએ તો ખલીલ જિબ્રાને દત્તાત્રેયશૈલીનો ઉપયોગ કર્યો છે. શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં દત્તાત્રેય પોતાના ગુરુઓની વાત કરે છે તેમાં જેમ આપણને જણાય છે કે એમણે જે કંઈ જોયું અનુભવ્યું તે પરથી કંઈક બોધ તારવ્યો છે, તેમ જિબ્રાન પણ કરતા લાગે છે. જોકે ખરું જુઓ તો વાત એમ છે કે કશુંક કહેવા કે સૂચવવા એ નાનકડા ટુચકા કે દૃષ્ટાંત પોતે ઊભા કરે છે. એ દષ્ટાંતો કે વાતો કે પ્રસંગોમાંથી જે વિચારસૂચનો કે ધ્વનિ અન્તે સ્ફુરી રહે છે તે બુદ્ધિનો આનંદ આપે તેવા હોય છે. જિબ્રાન એવો લેખક છે જેને કશુંક કહેવાનું છે, બીજા શબ્દોમાં, જેની પાસેથી આપણે કશુંક જરૂર પામીએ તો ખરા જ. 'પાગલ'નો પહેલો ને છેલ્લો એ બે લેખો તથા 'રખડતા રામ'નો છેલ્લો લેખ આ પ્રતીતિ તો કરાવે છે જ કે વર્તમાન જગતના લાખો પ્રવાહપતિત સામાન્ય જીવો કરતાં ખલીલ જિબ્રાન જીવનના પ્રવાહના તટ પર બેસી એ પ્રવાહના માર્મિક સમીક્ષક બનનાર અને જીવનને પોતાની વિશિષ્ટ રીતે જોનાર અને જીવનાર નિજાનંદી અલગારી જીવ છે. આ જીવ પાછો કવિ પણ છે. એકલું તત્ત્વનિરૂપણ શુષ્ક લાકડાફાડ્ડ પ્રવૃત્તિ બની જાય. જિબ્રાનના કવિપણાને લીધે કવિતાના મૃદુલ પ્રકાશથી વીંટાઈને એનું જગદ્દર્શન અહીં રજુ થાય છે. કવિના ? હા, એક બે કાવ્યો એનાં અહીં દેખાય છે, પણ એના કેટલાક ગદ્યલખાણમાં પણ કવિતાનો પ્રાણ પરખાય છે.

ત્રણે કૃતિઓમાં 'ભિક્ષુક' સૌથી નાની, 'પાગલ' એથી મોટી, અને 'રખડતા રામ' સૌથી મોટી છે. લેખનપ્રકારની દૃષ્ટિએ એકબીજીથી ભેદ પાડી શકાય એવું એમાં નથી. દરેકની સામગ્રીમાંથી પસંદગી જુદી જુદી રૂચિ ને કોટિના સહૃદયો જુદી રીતે કરે એવું છે. આ સમીક્ષકને 'પાગલ'માંથી 'ઇશ્વર' 'મારો





દોસ્ત', 'ચાડિયો', 'બે ભિક્ષુકુ', 'રજની અને ગાંડો માણુસ', 'મહત્તર સાગર', 'બે વિદ્વાનો' અને 'પૂર્ણ જગત' આકર્ષક લાગ્યાં છે; 'ભિક્ષુક'માંથી 'મિલન' 'ભિક્ષુક', 'સ્વાતંત્ર્ય', 'ડાહ્યો', 'સત્યની છાયા', 'કલાકાર' અને 'ઉત્પાત' ગમ્યાં છે; અને 'રખડતા રામ'માંથી 'ગરૂડ અને ચંડાળ' 'પ્રણયગીત', 'અસભ્ય તરુણ્ણી', 'મોતી', 'શરીર અને આત્મા', 'રાજા', 'પાગલ', 'કાયદા', 'પૂર્ણિમા', 'પુરાણો શરાબ', તથા 'છાયા' સારાં લાગ્યાં છે.

આ બીજા પુસ્તકમાં મુદ્રણની અશુદ્ધિઓ ડોકાઈ જાય છે. પણ એના કરતાં વિશેષ ખામી તો ગણાવવી જોઈએ આ વાતને કે ખલીલ જીબ્રાનની કઈ મૂળ કૃતિઓના આ અનુવાદ છે એ કહેવામાંથીય અનુવાદકો ને પ્રકાશક ગયા છે; ખલીલ જીબ્રાનના જીવનકવન વિશે પરિચયાત્મક લખાણ આ અનુવાદોના ગુજરાતી વાંચનારાઓ આગળ મૂકવાની વાત તો દૂર રહી. બધા જ ગુજરાતી વાંચનારાઓ અંગ્રેજી જાણનારા હોય એમ માની લેવાની જરૂર નથી. અંગ્રેજી જાણનારામાંના ઘણા તો અનુવાદોને વાંચેય શું કામ? મુળ અંગ્રેજી જ ન વાંચે? ત્યારે અનુવાદ જેમને છે તેમને આ કોની કઈ કઈ કૃતિઓના અનુવાદ છે એ બતાવવું જોઈએ એ તો સાદી વાત છે.

**'જ્ઞાનગોષ્ઠિ', 'વનને છાંયડે' 'બોધકથાઓ'** (લે. ધૂમકેતુ': પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ અમદાવાદ; મુલ્ય દરેકનો એક એક રૂપિયો.)

'રાષ્ટ્રવ્યાપી અભિનવ આંદોલનમાં પોતાનો યથાશક્તિ પ્રયત્ન નોંધાવી જનો કે લેવો એ હેતુથી 'ધૂમકેતુ'એ સામાન્ય સંસ્કાર શિક્ષણ દૃષ્ટિબિંદુ રાખીને સંપાદન કરવા ધારેલી' પુસ્તિકાઓમાંથી આ પહેલી ત્રણ પુસ્તિકાઓ છે. થોડું વાંચતાં શીખેલા પ્રૌઢો પોતાના વાચકગણ તરીકે નજર સમક્ષ હોવાથી કર્તાએ ભાષા સરળ રાખી છે. અને ત્રણે પુસ્તિકાઓને મોટા ટાઇપમાં છપાવી છે, એટલે કર્તાએ પોતાના વક્તવ્ય કે બોધનું વાહન વાર્તાને બનાવ્યું છે. જમાનાઓથી વાર્તાઓ ને દૃષ્ટાન્તો જ બોધ વાહન બનતાં આવેલાં છે, એટલે કર્તાએ જનસમૂહ આગળ પહોંચવા માટે તેનો કરેલો ઉપયોગ સાચો છે. ત્રણે પુસ્તિકાઓમાંની લઘુ પ્રસંગકથાઓ કે દૃષ્ટાંત કથાઓમાં પુરાણકથાઓ છે, ઉપનિષદકથાઓ છે, લોકકથાઓ છે, કથા–પ્રવચનોમાં અપાતાં દૃષ્ટાંતો છે, જુદા જુદા દેશની ઇતિહાસકથાઓ છે, અકબર–બીરબલની વાતો છે, પ્રબંધકથાઓ છે, 'જ્ઞાનગોષ્ઠિ'માં તો બે વાતો ખલીલ જિબ્રાનની કૃતિમાંથી ય ઉપાડી લીધી છે, અને કેટલીક કર્તાએ પોતે જોડી કાઢેલી છે. 'જ્ઞાનગોષ્ઠિ'માં ૩૬, 'વડને છાંયડે'માં ૨૪ અને 'બોધકથાઓ'માં આવી ૨૩ વાતો છે. એમાંની ઘણીમાં સારો સુબોધક મસાલો હોઈ કર્તાના આશયને તે એકંદરે સફળ કરે તેવી છે. મુદ્રણની અશુદ્ધિઓ ક્યાંક ક્યાંક નજરે ચડે છે.

## થોડાંક અર્થદર્શનો

[ લે. રતિલાલ મો. ત્રિવેદી; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા ]

'હિંદના વિદ્યાપીઠો' અને 'વાલ્મીકિનું આર્ષદર્શન'ના લેખક રા. રતિલાલ ત્રિવેદીના 'સ્મૃતિ અને દર્શન' એ લેખસંગ્રહનો અનુગામી આ લેખસંગ્રહ ચાર વિભાગમાં વહેંચાયો છે. પહેલા વિભાગના લેખો રા. ત્રિવેદીની ધર્મસમજ અને સંસ્કારપ્રિયતા, બીજા અને ત્રીજા વિભાગના લેખો એમનો સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યનો સુપરિચય, અને ચોથા વિભાગના લેખો પુરાતત્ત્વ, શિક્ષણ, ભાષા ને ઇતિહાસ જેવા વિષયોમાં પણ એમનો થોડોક રસ બતાવી આપે છે. પહેલા વિભાગમાં ' મનુષ્ય એટલે શું ', ' અહિંસા ધર્મનું ભાવિ ' અને ' વિરોધોનો સમન્વય ' એ લેખો નોંધપાત્ર છે. બીજા વિભાગમાંના પહેલા બે સાહિત્યવિષયક લેખો તથા ' મહાકવિ કાલિદાસ' જેટલું ધ્યાન ખેંચે છે તેટલું, રા. પાઠક અને કાકા કાલેલકરના રામ અને કૃષ્ણ વિશેનાં મંતવ્યો સામે આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુ મૂકવાનો પ્રયત્ન કરતા

બે લેખો પણ, એ'ચશે. કાલિદાસની કૃતિઓમાં તપ અને આનંદની ભાવના છે એમ બતાવ્યું છે તેમાં તેમજ 'આપણી લગ્નભાવના'માં કાલિદાસ વિશે કહ્યું છે તેમાં રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય'માંના કાલિદાસ વિષયક વિવેચનની અસર કોઈ જોશે. આચાર્ય આનંદશંકરના હાથ નીચેના અભ્યાસકાળના તથા ત્યારપછીના વાચનના સંસ્કારોએ તેમજ સમગ્ર દૃષ્ટિએ આનંદશંકરી વિચારણાની અસરે પણ પહેલા બે વિભાગના લેખોમાં ઠીક કામ કર્યું છે. કર્તા આચાર્યશ્રીના અભિપ્રાયોને ઉલ્લેખે અને ટાંકે છે પણ ઘણી વાર. ત્રીજા વિભાગમાંનો પહેલો અને પ્રેમાનંદ, આનંદશંકર અને ન્હાનાલાલ પરના ગુણદર્શી લેખો અને ચોથામાંના 'પદ્યશિક્ષણ' અને 'ઇતિહાસ-લેખનનાં સાધનો' એ બે લેખ તે બે વિભાગોના બીજા લેખોને મુકાબલે સારા છે.

આમાંનાં ભાષણો ને લેખો જુદે જુદે સમયે લખાયાં હોવાથી પુસ્તકમાં વિચારોની પુનરુક્તિ થતી ઘણીવાર જોવાય છે. એ યથાવકાશ ટાળી શકાઇ હોત, તેમજ કેટલાક નાનકડા લેખોને ગ્રંથસ્થ ન કર્યા હોત તો ચાલત, એમ લાગે છે. ત્રિવેદીની ભાષા શિષ્ટ છે અને સંસ્કારપ્રિય વાચકોને તેમનું પુસ્તક વાંચવું ગમશે.

**આત્મગુંજન :**

[ લે. 'કિસ્મત' કુરેશી : પ્ર. સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર : મૂલ્ય આઠ આના ]

ગઝલો અને ગીતો મળી કુલ પચીસ કાવ્યોનો આ લઘુસંગ્રહ એના જુવાન ઉત્સાહી લેખક 'કિસ્મત' કુરેશીને એક સારા આશાસ્પદ કવિ કરાવી આપે છે. તત્સમ શબ્દોના સારા પ્રમાણવાળી શુદ્ધ ગુજરાતી ભાષા પરનો કાબૂ આ મુસલમાન લેખક સંબંધી પહેલી પ્રશસ્ય બાબત ગણાય. ગઝલની શક્તિઓ વર્ણવતી એમની પહેલી ગઝલમાંની 'ઉર-ઊર્મિને મળ્યું છે ઇચ્છિત વહન ગઝલમાં' એ પંક્તિ એમના આ સંગ્રહને માટે પણ સાચી છે. મોટી સંખ્યાનાં કાવ્યો ગઝલો છે. એમાં કવિ ગઝલમહિમાની ગઝલ જોડે છે ('ફળશે સ્વપન ગઝલમાં'), પ્રણયનું દર્દ ગાય છે ('નથી ભૂલ્યો'; 'આવી જજે'), આજની દુનિયા પર અફસોસ ગુજારે છે ('આજની દુનિયા', 'દુનિયામાં') ચિંતન રજૂ કરે છે (કાળચક્ર', 'જાણી નથી'), અને પોતાની જીવનભાવના વ્યક્ત કરે છે ('ન હો ફળની કશી વાંછા', અંતર્નાદ', 'આવ્યો નથી')

રા. કુરેશીની ગઝલો વિશે સૌથી નોંધપાત્ર વાત તો આ છે કે એમાંની એક પણ વિચાર કે ભાવનાની દૃષ્ટિએ ખલીખમ નથી, જેવી બીજા અનેક ગઝલ લખનારાઓની અત્યારે દેખાય છે. કવિ જીવન વિશે વિચાર કરી શકતા એક ભાવનાશીલ અને સંવેદનશીલ આદમી છે એ સિદ્ધ કરે છે. ગઝલોમાં ફારસી-ઉર્દૂ શબ્દો આડેધડ વેરવાના મોહથી પણ રા. કુરેશી ઘણા દૂર રહ્યા છે. એવા શબ્દો તો બહુ ઓછા અને જરૂરી હોય અને એ જ્યાં શોભી ઊઠે ત્યાં જ વાપરવામાં આવ્યા છે.

આવો ગઝલકવિ પાછાં સારાં ગીતો પણ આપે છે. 'મનવા', 'કાફલો ચાલ્યો જાય', 'તિમિર મહાન જગાવો' અને 'આટલું દેજે' એ કાવ્યો ગીતો તરીકે સફળ કહેવાય એવાં છે. બધાં ગીતો કવિની અધ્યાત્મ-પ્રીતિ ને ધાર્મિકતાથી શોભે છે એ એની તરી આવતી વિશિષ્ટતા છે. જેમ કવિનો વતનપ્રેમ, એમનો પ્રેમ, એકતા ને માનવતાનો સંદેશો, અને એમની પોતાની જીવનભાવનાઓ, તેમ એમની આ વિશ્વનાં શાશ્વત મૂલ્યો પર ભાર દેતી ધાર્મિકતા પણ વાચકોને ગમી જશે. આને લીધે એમની કવિતા કેટલીક વાર સીધી બોધકતા ધારણ કરે છે પણ તે અણગમતી નથી થતી.

રા. 'કિસ્મત' કુરેશીના આ પહેલા કવિતા પ્રયાસ 'યાત્રા હજો શુભમુખી તવ ઊર્ધ્વગામી' કહીને સત્કારવાની વૃત્તિ આ નાનો સંગ્રહ સ્ફુરાવે છે-

**ગીતવર્ષા :**

[ લે. 'પંકજ' : પ્ર. શારદા પ્રકાશન મંદિર. મુંબઇ: વિક્રેતા, નટવર ટ્રેડિંગ કું૦, કાલબાદેવી રોડ, મુંબઇ-૨; મૂલ્ય અઢી રૂપિયા.. ]





સુંદર કાગળ, સાફ છપાઇ અને સારાં સુશોભન ચિત્રોના સંમિશ્ર સહકારથી સારું ગેટ-અપ દેખાડતો આ ૬૬ કાવ્યોનો સંગ્રહ તેની કાવ્ય સામગ્રીમાં એટલું બધું સત્ત્વ દેખાડતો નથી. જે કંઈ એ દેખાડે છે તે છે એક મુગ્ધ કવિ-જીવનો પહેલો પાંખ ફફડાટ, મૌગ્ધ્ય સર્જનો જેવાં કાચાં, સાધારણ સારાં અને સારાં એમ ત્રણે પ્રકારનાં કાવ્યો એમાં જોવા મળે છે. સારાં કાવ્યોમાં 'વરદાન', 'મૃત્યુ દિને', 'જયા', 'નાવિક કથા,' 'તેજકયારી', 'સંવેદના'. 'નૂતન આશા', 'શારદાને ઠપકો', 'તોફાન', 'જીવન પ્રવાસ', 'દિવા સ્વપ્ન,' 'અંશ', કોનો દોષ'. અને 'કોણ' એટલાંને ગણી શકાય. એ કાવ્યો 'પંકજ'ની કવિ તરીકેની આશાસ્પદતા જરૂર દેખાડી આપે છે. કાવ્યોમાં પોતાનાં આશાનિરાશા ને મહેચ્છાઓ વ્યક્ત કરવાનો કવિએ ઠીક પ્રયત્ન કર્યો છે. એમની વાણી હજી પહેલદાર બની નથી અને જોડણી, અનુસ્વાર આદિની અશુદ્ધિઓ પણ ઘણી છે. પણ 'પરને તું નકામી હો મારે મન મજાની છો' એમ પોતાની કવિતાને કહેતા યુવાન કવિના એને છપાવી કાઢવાના ઉત્સાહે એની પરવા કરી નથી. કવિનો એ ઉત્સાહ પુસ્તકના પાછલા પૂઠાને શોભાવતા (!) અભિપ્રાયો અને બબ્બે પ્રવેશકો મેળવવામાં અને તેને છાપી કાઢવામાં પણ દેખાય છે. એક પ્રવેશકારે અને ત્રણ અભિપ્રાય દાતાઓએ 'પંકજ'નાં કાવ્યો વાંચ્યા વિના જ અભિપ્રાય આપ્યો છે! આ કાંઈ સારો સાહિત્યિક શિષ્ટાચાર નથી એટલું લાગતાવળગતા ઉભય પક્ષને કહીએ.

**હસતારામ**

( લે. 'નકીર'; પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ-૨; મૂલ્ય, ૩ા રૂ. )

'મનોરંજન' માસિકના ભેટ પુસ્તક તરીકે 'મસ્તફકીર'-પ્રકારના હાસ્યકારોની યાદીમાં સ્પષ્ટ રીતે છપાયેલું આ પુસ્તક તેના લેખક 'નકીર'નું નામ ભજી આપે છે. 'મસ્તફકીર'ની માફક 'નકીર'ને પણ હાસ્યનિષ્પત્તિ માટે વાર્તાનું સાધક કે વાહન વિશેષ ફાવે છે. સંગ્રહની ૪૫ માંથી ત્રણ સિવાયની કૃતિઓ વાર્તાઓ છે. વિનોદી લખાણ લખવા માટે હાસ્યક્ષમ પરિસ્થિતિઓ, પાત્રો ને પ્રસંગો આસપાસની દુનિયામાંથી ને જીવતા જીવનમાંથી ખોળવાની અને નહિતર કલ્પવાની ફાવટ લેખકને આવી ગઈ છે, હાસ્યકાર પાસે હોવી જોઈતી ભાષા પણ તેમને હસ્તગત થઇ ગઇ છે. 'ખોટું લગાડશો મા' ને 'કાં કેમ છો' જેવા લેખોમાં તેમજ અનેક વાર્તાઓમાં ભાષાની રમત અને હળવા સંવાદ ઠીક સફળ થયાં દેખાય છે તે આ કારણને પરિણામે. સંગ્રહની બધી તો નહિ પણ પ્રમાણમાં ઘણી સામગ્રી મનોરંજક બની છે. અતિશયોક્તિ અને જાડાપણાનાં તત્ત્વ જે ક્યાંક ક્યાંક દેખાય છે, તે ઓછાં કરતા જઇ છેવટે ટાળવાની ભલામણ લેખકને કરવાની છે.

**હિંદ પર્યટન**

[ લેખક-પ્રકાશક, વીરજી ગંગાજર માહેશ્વર, મુલુન્ડ, મુંબઈ-ઉપનગર; મૂલ્ય ત્રણ રૂપિયા ].

સને ૧૯૧૮થી ધંધામાંથી નિવૃત્ત થઇ સમાજસેવા તથા રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેનાર રા. વીરજી માહેશ્વરે તેમનાં પત્નીના અવસાન પછી આઠ નવ વર્ષોમાં કકડે કકડે કરેલા હિંદ સમસ્તના પ્રવાસનું આ પુસ્તક એક ફળ છે. લેખક જ્યાં જ્યાં ગયા છે ત્યાંની પ્રાકૃતિક, ભૌગોલિક, વ્યાપારવિષયક અને એવી વિશિષ્ટતાઓ તથા ત્યાંનાં જોવાલાયક સ્થળો, ત્યાં પ્રવાસીઓને મળતી સગવડો વગેરે બાબતો વિશે તેમણે ભેગી કરેલી બધી વિગત નોંધી લીધી છે. પરિણામે આપણા આ વિશાળ દેશનાં તીર્થો, ઐતિહાસિક સ્થળો. સાધુસંતોના આશ્રમો અને જોવાલાયક નગરો વિશે ભાવિ પ્રવાસીઓને ઉપયોગી નીવડે એવી ભોમિયાપોથી લેખક આપી શકયા છે. સાહિત્યકીય ચમક કયાંય નથી, પણ માહિતી પુસ્તકમાં ઘણી છે. જૈફ ઉમરના લેખકનો ઉત્સાહ આપણને ગમી જાય એવો છે.

